# ✥ પ્રસ્થાન ✥

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૨૦ આષાઢ · ૧૯૯૧ અંક ૩

## મને શૃંગો વ્હાલાં

પૂજાલાલ

મને શૃંગો વ્હાલા, નભહૃદય વીંધી ગહનમા,
ઠરેલા એકાતે અગમપદની પુણ્યરજમાં

ડૂબ્યા'તા પાતાળે તિમિરજળના સાગર તળે,
યુગો પ્હેલા, ત્યાથી ગગનદ્યુતિ-આમત્રણ સૂણી

થયા ઊભા, કાળા જળપટ ઉથાપી શુભબળે,
પ્રકાશી એ આવ્યા, પણ ન રુચતા નિમ્ન ધરણી

વધ્યા ઊંચે માર્ગે, લઈ પરમ સોપાનસરણી,
ઠર્યા ત્યા શાતિના સ્ફટિક સરખા નીન અકલે

ભને ઊંચા વાધ્યા, શુચિ કિરણની ચેતન-ઝડી,
જહીં નિત્યે ધોતી મગ્ણજડતા જીવનતણી

ભલે હૈયે મોધા ગગનરસના સંગ્રહ થતા,
અહીં નીચાણોમા ઝરણ બની વેગે ઉતરતા,

તમારે પાયે આ પ્રણય ઠલવાયે હૃદયનો,
તમારે સોપાને પથ પરમ મારો ગગનનો

૨૨-૧-૧૯૩૪

# સોનાપૂલ*

કિશોરલાલ ઘ. મશરૂવાળા

Money is a sentinel posted at the entrance to the markets, with orders to let no one pass. Money, you imagine, is the key that opens the gates of the market (by which term is meant the exchange of products); that is not true — money is the bolt that bars them.

—*Proudhon*

## [૧]

## એક રૂપક

જેમ ભરૂચ અને અંકલેશ્વર નર્મદા નદીને સામસામે કિનારે આવેલાં છે, જેમ સાબરમતીને એક કિનારે અમદાવાદ અને બીજે કિનારે કોચરબ, પાલડી, ઉસમાનપુર વગેરે પરાંઓ વસ્યાં છે, તેમ એક કાળમાં વેપલા નામની એક નદીને કિનારે નીરુ અને ખીરુ નામે બે શહેરો આવેલાં હતાં. બન્ને એક જ રાજ્યના તાબામાં હતાં, પણ બન્ને બાજુના પ્રદેશોની ફળદ્રુપતા અને કળાકારીગરી જુદી જુદી જાતની હોવાથી બેઉ શહેરોના લોકોની વચ્ચે વેપાર રોજગાર માટે સારું ક્ષેત્ર હતું.

નીરુ અને ખીરુ વચ્ચે અવરજવરના ત્રણ માર્ગો હતા. નીરુની ઉત્તરે આવેલો રામ દરવાજો અને ખીરુની દક્ષિણે આવેલો શ્યામ દરવાજો—એ બે દરવાજા નદીના ઠેઠ કિનારા પર બરાબર એક બીજાની સામસામા આવેલા હતા. આ ઠેકાણે નદીનો પટ સાંકડામાં સાંકડો અને ઊંડો હતો. બેની વચ્ચે એક નાનકડો ઉપાડી તથા ઉતારી શકાય એવો પૂલ રાખવામાં આવેલો હતો. એ પૂલ ઉપરથી લોકો તથા માલની આવજા થઈ શકતી હતી. આ કાળમાં કટાય નહિ એવું પોલાદ બનાવવાની, કે લોઢા પર કાટ ન ચડે એવા રંગો લગાડવાની શોધ થયેલી નહોતી તેથી હોય, કે શહેરોની અતિસમૃદ્ધિને લીધે હોય, પણ આ પૂલ લાકડા કે લોઢાનો નહિ પણ સોનું, ચાંદી અને તાંબું એ ત્રણ ધાતુઓના મિશ્રણની એક મજબુત ઉપધાતુનો બનાવેલો હતો. ઉપાડી તથા ઉતારી શકાય એવો હોવાથી એને અદ્ધર પૂલ કહેતા, અને સોનાનો હોવાથી એને સોનાપૂલ પણ કહેતા. અર્થાત્, બે શહેરો વચ્ચે આ નજીકમાં નજીકનો અને સૌથી વધારે સગવડભર્યો માર્ગ હતો.

---

* આ રૂપકના સૂચન માટે હું સિલ્વિયો ગેસેલ (Silvio Gesel)ના The Natural Economic Order એ પુસ્તકનો આભારી છું. ઉપરનું વાક્ય એમાંથી લેવામાં આવ્યું છે. એનો અર્થ: નાણું એ બજારોના દરવાજા પર ઊભો રાખેલો ચોકીદાર છે. કોઈને અંદર દાખલ ન થવા દેવા એને સખત તાકીદ છે. તમારી કલ્પના એવી છે કે નાણું એ બજારોના દરવાજા ખોલવાની ચાવી છે (એટલે કે પદાર્થોના અદલાબદલાનું સાધન છે); પણ આ કલ્પના ખોટી છે—નાણું એ બજારોના દરવાજા બંધ કરનારું તાળું છે.

બીજો રસ્તો દશ માઇલ નીચેથી હતો. વેપલા નદીનો આ ઠેકાણે હૂંડી નામની એક બીજી નદી સાથે સંગમ થતો હતો, એટલે ત્યાં નાની મોટી હોડીઓ ચાલી શકતી અને એ રીતે નદી ઓળંગી શકાતી. પણ નદી ઊતર્યા પછી શહેરો સુધી પહોંચવાનો રસ્તો લાંબો અને કાંઈક જોખમભરેલો હતો. છતાં, એ રસ્તે પણ કેટલોક વેપાર ચાલતો. નદીના નામ પરથી આ માર્ગ હૂંડી રસ્તાને નામે ઓળખાતો.

ત્રીજો રસ્તો પંદર માઇલ ઉપરથી હતો. ત્યાં નદી છીછરી હોવાથી માણસો, પશુઓ અને ગાડાંઓ ઉનાળામાં સહેલાઈથી ઊતરી શકતાં. પણ કિનારો ઘણો ઊંચો હોવાથી પટ સુધી ઊતરવું અને પાછું ચડવું ઘણું કઠણ હતું. સિવાય શહેરોમાં પહોંચવાની મુશ્કેલી હૂંડી રસ્તા કરતાં પણ કાંઈક વધારે હતી. આ બાજુ બદલું નામે એક નાનકડું ગામડું હતું. ત્યાં રાનીપરજ લોકોની વસ્તી હતી. એ લોકો ન છૂટકે જ મજુરી કરનારા હતા. તેથી માલ લાવવા–લઈ જવા માટે પૂરતા મજુરો ત્યાં મળી શકતા નહિ. મજુર ન મળે તો માલ સાથે નદી ઊતરવાનું કામ ઘણું મુશ્કેલ થતું. કારણ કે, સામાન્ય રીતે નદીના કિનારાની ઊંચાઈને લીધે લોકો નદીમાંથી ગાડાં ઉતારવાને બદલે આ કિનારા સુધી જ ગાડાં લાવી મજુરો પાસે સામે કિનારે માલ લેવડાવવો અને ત્યાં બીજાં ગાડાંમાં ભરવો એ વધારે પસંદ કરતા. માત્ર વણઝારીઓને આ રસ્તો ઠીક ફાવતો. પણ વણઝારનો માલ આ બે શહેરો કરતાં ઘણુંખરું દૂર દૂરના દેશનો જ રહેતો. નીરુ અને બીરુ વચ્ચે ભાગ્યે જ વણઝારથી માલ જતો. બદલું ગામ પરથી આ બદલાનો રસ્તો કહેવાતો.

આ રીતે સોનાપૂલનો રસ્તો બધી રીતે અનુકૂળ પડે એવો હતો, અને સામાન્ય રીતે લોકોને એ વાપરવા પ્રત્યે જ મોહ રહેતો. પણ એની બાબતમાં એક જુદા પ્રકારની જ મુશ્કેલી હતી. કોઈ પ્રાચીન કાળમાં કોઇક કમનશીબ સંજોગોમાં કાંચનિયા નામના એક સોનીકુળને આ ચક્કર રસ્તા પર વંશપરંપરાગત માલિકી હક્ક આપવામાં આવ્યો હતો. કયા સંજોગોમાં એ હક્ક એ કુટુંબને મળ્યો એ ચોક્કસપણે કોઈ કહી શકતું ન હતું. કેટલાક લોકો કહેતા કે ત્રણચાર હજાર વર્ષ પૂર્વે કંચનજી નામના એ કુટુંબના આદિપુરુષે રાજ્યની બારે સેવા બજાવી તેના બદલામાં એ હક્ક મેળવ્યો હતો. કેટલાક કહેતા કે એક અવિવેકી અને ખુશામતપ્રિય રાજાની ક્ષણિક રીઝનું એ પરિણામ હતું. વળી, કેટલાકનો મત એવો હતો કે એક નિર્બળ રાજાની પાસેથી એ બળજબરીથી લપાવી લેવામાં આવ્યો હતો. કાંચનિયા સોનીઓનો પોતાનો દાવો એવો હતો કે કંચનજીની પૂર્વે વેપલા નદી પર પૂલ બાંધવા માટે અનેક અખતરા કરવામાં આવ્યા હતા, પણ વેપલાના વહેણમાં ટકી શકે એવો પૂલ બાંધવામાં સફળતા મળી ન હતી. છેવટે કંચનજી અતિશય મહેનત, ચતુરાઈ અને દીર્ઘકાળના ઉદ્યોગથી આ પૂલ બાંધવામાં સફળ થયો હતો. એની પાછળ એણે પૂર્વજોની ત્રણ પેઢીનું ધન ખર્ચ્યું હતું, અને એના મરણ પછી એના વંશજોએ પણ બેત્રણ પેઢી સુધી અઢળક ધન અને શ્રમ ઉડાવ્યાં હતાં. રઘુવંશમાં જે મહિમા ભગીરથ રાજાનો ગવાય છે, તેવો કાંચનિયા સોનીકુળમાં કંચનજીનો મહિમા ગવાતો હતો. કેટલાક કુળાભિમાની કંચનિયા એટલે સુધી કહેતા કે ભગીરથ રાજાએ ગંગા વહેવડાવી ખરી, પણ એથી એ બાજુના લોકો વચ્ચે મોટો અંતરાય ઊભો થયો એ એણે વિચાર્યું નહિ. કંચનજીએ ગંગાના વહેણને અટકાવ્યા વિના એણે ઉત્પન્ન કરેલો અંતરાય તોડી નાંખ્યો. કંચનજીની પ્રશસ્તિ

પરના એક કાવ્યમાં એને એક ચારણે 'મહાભગીરથ કંચનજી' એવી ઉપાધિ સાથે ઓળખાવ્યો હતો.

ગમે તે કારણ હોય, એટલું નક્કી કે આ સોનાપૂલની માલિકી કાંચનિયાનું કુટુંબ ભોગવતું હતું, અને રાજ્યને મળતા સારા નજરાણાના બદલામાં એ હક્કો સુરક્ષિત રહે તે માટે રાજ્ય તરફથી એમને અનેક પ્રકારની મદદ પણ મળતી હતી. દાખલા તરીકે, રાજ્ય જે માલ ખરીદે અથવા દંડ કર વગેરે રીતે વસૂલ કરે તે બધો સોનાપૂલને રસ્તે થઈને જ આવેલો હોવો જોઈએ એવો પણ એક નિયમ ઘડવામાં આવેલો હતો. વળી, કોઈ માણસને કોઈ બીજા માણસ સાથે માલના લેણદેણની બાબતમાં વાંધો પડે તો રાજ્ય લેણદારને સોનાપૂલ ઉપર થઈ આવેલો માલ આપવા ફરજ પાડતું. કોઈ બીજી રીતે આવેલો માલ લેવા લેણદાર બધાયેલો ગણાતો નહિ. વળી, માલિકીના આ હક્કની રૂએ કાંચનિયા સૌમી-ઓને આ રસ્તો પોતાની મુનસફી પ્રમાણે ખોલવા કે બંધ કરવાનો, અને ખોલી આપવા માટે પોતાની મુનસફી પ્રમાણે લાગો લેવાનો અધિકાર હતો. આ લાગાને 'તાળું ખોલામણી' નો લાગો કહેવામાં આવતો, કારણ કે કોઈ નજર ચૂકવીને ચાલી ન જાય તે માટે પૂલના બન્ને છેડા પર એકેક મજબૂત બારણું રાખવામાં આવેલું હતું. અને તેના પર હમેશાં એક મજબૂત તાળું રહેતું. જેમ જેલનો દરવાજો સદાયે બંધ રહે, અમુક કલાક ખુલ્લો કરવામાં આવે એવું બની જ ન શકે, તેમ સોનાપૂલનું તાળું દિવસના અમુક કલાક, કે વર્ષના અમુક દિવસ ખુલ્લું મૂકી દેવામાં આવ્યું હોય એમ કદી બનતું નહિ. જેને જવું હોય તેને માટે દરવાજો ખૂલે અને તે જઈ રહે એટલે તુરત જ તાળું દેવાઈ જાય. અને 'તાળા ખોલામણી'નો લાગો આપ્યા વિના એકાદ પક્ષીનું પીછું પણ સામી બાજુ જઈ શકે નહિ. ઘણીવાર બેવડો લાગો પણ આપવો પડતો. એક લાગો પૂલમાં પેસવાનું તાળું ખોલાવવા માટે, અને બીજો બીજે છેડેથી બહાર નીકળવાનું તાળું ખોલાવવા માટે. આ લાગો વ્યાજબી જ મનાતો, કારણ કે હજારો વર્ષથી એ ચાલ્યો આવ્યો હતો, અને તાળાંની રક્ષા માટે લશ્કરી માણસોની ટુકડી રાખવી પડતી. એમના નિભાવ માટે લાગો લીધે જ છૂટકો છે એમ કહેવામાં આવતું, અને ચાર હજાર વર્ષની રૂઢિથી એ સ્વયંસિદ્ધ વાત જેવી સૌને ગળે ઊતરી ગયેલી હતી.

'તાળું ખોલામણી'ની રકમ કાંચનિયા કુટુંબના કારભારીઓ પોતાની સગવડ પ્રમાણે ઓછીવત્તી કરતા. કોઈ કોઈવાર એ લાગો માલની કિંમત કરતાં બેવડો કે ત્રણગણો પણ થયેલો સંભળાતો, અને કોઈ વાર સેંકડે બે કે ત્રણ ટકા સુધી પણ ઉતારવામાં આવતો. પણ, ઈતિહાસ સંશોધકોની ગણતરી એવી હતી કે છેલ્લાં ચાર હજાર વર્ષની સરેરાશ લેતાં એ સામાન્ય રીતે સેંકડે ચારથી બાર ટકાની વચ્ચે જુદી જુદી જાતના માણસ, માલ અને તાળું ખોલામણીના વખત મુજબ રહ્યો હતો. સરેરાશ આંકડાઓ વિષે, ઘણીવાર બને છે તેમ, આ સરેરાશ પણ એક રીતે ગેરસમજ ઉત્પન્ન કરાવનારી હતી એમ બીજા સંશોધકોનું માનવું હતું. જેમ, કોઈ એમ કહે કે હિંદુસ્તાનની સરેરાશ જણ દીઠ આવક વર્ષે સો રૂપિયા છે, તે પરથી કોઈ એમ માની લે કે સામાન્ય રીતે પ્રજાનો મોટો ભાગ આટલું મેળવતો હશે, અથવા એથી બે-પાંચ રૂપિયા ઓછાવત્તા મેળવતો હશે, તો તે મોટી ગેરસમજ ગણાય. સો રૂપિયાની સરેરાશમાં તો મૂઠીભર કરોડાધિપતિઓ અને કરોડો મૂઠીભર દોઢિયાં પણ ન કમાનારા ગરીબો બન્નેની આવક સમાય છે. તેવી જ જાતની આ સરેરાશ

સમજવાની હતી. કારણ, આ લાગાની રકમની બાબતમાં કશો નિયમ હતો જ નહિ. શ્રીમંત પાસે શ્રીમંતના પ્રમાણમાં અને ગરીબ પાસે ગરીબના પ્રમાણમાં, પુષ્કળ માલ પર મોટો લાગો અને ઓછા માલ પર ઓછો લાગો એવું ધોરણ નહોતું. ઊલટું, કાંઈ ધોરણ હોય તો એથી ઊંધા જ પ્રકારનું હતું. દા. ત., શ્રીમંતોને તો કોઈવાર મહેરબાનીની રાહે મફત પણ જવા દેવામાં આવતા. ગરીબ માટે એ અસંભવનીય ગણાય. રાજનો માલ હોય, મોટા માણસોનો માલ હોય, ઘણી મોટી કિંમતનો માલ હોય તો સેંકડે બેત્રણ ટકા લાગો બસ ગણાનો. પણ નજીવી કિંમતનો માલ હોય, ગરીબનો હોય તો પચાસ, સાઠ, પોણોસો, સો ટકા જેટલો લાગો લેવો એ અસામાન્ય નહોતું જ. દલીલ એ હતી કે નાની નાની ચીજો અને દરિદ્રી માણસો માટે ઘડી ઘડી તાળું ખોલવું પડે એ કાંઈ જેવી તેવી તકલીફ નહોતી.

આમ તો કાંચનિયા સોનીઓ જાતે બહુ મિલનસાર સ્વભાવના, કાયદાપાલક, શાંતિપ્રેમી અને અહિંસક વૃત્તિના સામાન્ય રીતે લેખાતા. સોનાપૂલ પરથી જ માલ જવો જોઈએ એવી કોઈ પર બળજબરી કરવામાં આવતી નહિ. રાજ્યને નિયમિત રીતે નજરાણું ભરવામાં તેઓ ભૂલ કરતા નહિ, એટલે રાજ્યની કવચિત જ તેમના પર ઈતરાજી થતી. ઊલટું, ઉપર કહ્યા મુજબ રાજ્ય એમના લાભમાં કાંઈક કાંઈક નિયમો કરી એમને આશ્રય આપવા તૈયાર જ રહેતું. તેઓ પ્રજા પર બળજબરી ન કરતા તેનું આ રાજ્યાશ્રય પણ એક કારણ હતું જ. પ્રત્યક્ષ હિંસા વિના શાંત રીતે જ એમનું હિત જળવાતું. પણ એમનો વંશપરંપરાગત શાંત સ્વભાવ એ પણ અવશ્ય કારણ હતું જ. દાખલા તરીકે, કોઈ પૂલના યાત્રાળુઓ એમની પાસે આવી લાગો ઓછો કરાવવા રકઝક કરે તો તેથી તેઓ ગુસ્સે થતા નહિ. ઊલટું, એના પ્રત્યે નરમાશથી જ બોલતા, અને વાણીની મીઠાશ તો ભાગ્યે જ છોડતા. પણ, સાથે જ 'એક નન્નો સો વાતને હણે' એ ન્યાયે જે વખતે પોતાને તાળું ખોલવું રુચતું ન હોય ત્યારે, 'ભાઈ, આ રસ્તો આજે ખુલે એમ નથી, તમે બીજો રસ્તો લ્યો' એમ કહી ચાવી કેડે લટકાવી દેતા.

આમ હકીકત હોવાથી જો કે કાંચનિયા સોની સિપાઈ તરીકે શૂર નહોતા, બહુ ઊંચા કુળવાન નહોતા, ભારે વિદ્વાન નહોતા, છતાં રાયથી રંક સુધી બધી પ્રજા, અને પ્રજાના સર્વે વેપારધંધા, હુનરકળા એમને અધીન હતા. કોને અવરજવર કરવા દેવી, કયો ધંધો ચાલવા દેવો, કોના હાથમાં એ રહેવા દેવો, કયે સ્થળે કોને કેટલીવાર અટકાવી રાખવા, કયે ભાવે કયો માલ બનવા દેવો, વેચાવા દેવો, ખરીદાવા દેવો વગેરે બાબતોની ચાવી ઘણે મોટે અંશે તેમના હાથમાં હતી. સોનાપૂલની ચાવી એ કેટલીક ઑફિસોના વ્યવસ્થાપકો જેવી ગુરુકિલ્લી (માસ્ટર કી) રાખે છે (જેથી કોઈ પણ કારકૂનના મેજને ગમે ત્યારે તે ખોલી શકે) તેના જેવી હતી એમ કહીએ તો ચાલે. સોનાપૂલની ચાવી ફરવા ના પાડે તો બધો વ્યવહાર અટકી પડે, મોંઘી થાય તો વ્યવહાર મોંઘો થઈ જાય, સસ્તી થાય તો વ્યવહાર વધે.

ઉપર કહ્યું તેમ માલુમ કે માલ જાય કે આવે, પૂલની અંદર પેસે કે પૂલની બહાર પડે, દરેક વખતે તાળું ખોલામણી ચૂકવ્યે જ છુટકો થતો. આથી કોઈ કોઈવાર એવું યે બનતું કે એક જ વસ્તુમાંથી બનેલા માલ પર દશદશ વાર લાગો બેસતો. આ કેમ તે એક જ ધંધાની વાત પરથી સમજાશે.

નીરુ અને ખીરુમાં જે રૂ ઊગતું તે જુદી જુદી જાતનું હતું. નીરુનું રૂ બારીક, સુંવાળું પણ ટૂંકા રેષાનું હતું; અને ખીરુનું રૂ જાડા, ખરબચડા અને લાંબા કે મધ્યમ રેષાનું હતું. આથી એ બન્નેની લોઢવા, પીંજવા, કાંતવા વગેરેની રીતોમાં પણ ફરક હતો. આથી બન્ને શહેરના કારીગરોને બન્ને પ્રકારના રૂની જરૂર ભાસતી. એકલા નીરુના રૂમાંથી બહુ જ ઝીણું અને શ્રીમંતોને યોગ્ય કપડું થતું; એકલા ખીરુના રૂમાંથી પાણકોરાં, જાજમો, સદ તંબુ વગેરે બની શકતાં. બેનું જુદી જુદી રીતે મિશ્રણ કરવાથી મધ્યમ પ્રકારનું સામાન્ય રીતે વાપરી શકાય એવું ભાતભાતનું કપડું થતું, અને તેની ઘણી માંગ રહેતી. એવી કેટલીક ભાતો માટે નીરુના કાંતનારા, વણનારા, રંગનારા પ્રખ્યાત હતા, અને કેટલીક બીજી માટે ખીરુના કારીગરો જાણીતા હતા. બન્ને બાજુના પ્રદેશોની હવાપાણીની વિશેષતાને લીધે તેમ જ બહુ સૂક્ષ્મ વર્ણ (ધંધા) વ્યવસ્થાને લીધે કેટલીક જાતનાં કાપડ માટે એવું બનતું કે એના પરની દરેક ક્રિયા જુદી ન્યાતના લોકો કરે, અને તે ન્યાત નીરુમાં હોય તો તે ક્રિયા માટે ત્યાં લઈ જવો પડે અને ખીરુમાં હોય તો ત્યાં લઈ જવો પડે. આ રીતે નીરુનું કેટલુંક રૂ લોઢાવા ખીરુમાં જાય, કંતાવા પાછું નીરુમાં જાય, વણાવા પાછું ખીરુમાં આવે, રંગાવા વળી નીરુમાં જાય, ધોવાવા પાછું ખીરુમાં આવે, અને પછી વેચાવા પાછું નીરુમાં પેસે એમ બને. આમાં વચલી ક્રિયાઓ હોય, કે એનાં ઉપકરણો લાવવાં લઈ જવાં પડે તો તેને માટે અવરજવર થાય તે જુદી. અને દરેક અવરજવર એટલે તાળું ખોલામણીનો લાગો આવ્યો જ સમજવાનો.

આમ અનેક ધંધાઓની સ્થિતિ હતી.

આ રીતે, કોઈ પણ જાતના ધંધામાં સીધી રીતે પડ્યા વિના, અરે, કયો પદાર્થ શી રીતે ઉત્પન્ન થાય છે એ વિશે કશી માહિતી પણ ન હોવા છતાં, બધા યે ધંધાનો ઈજારો, અથવા કોઈ પણ ધંધો ચાલવા દેવા પરવાનગી આપવાની અને શરતો ઠરાવવાની સત્તા અને દરેક ધંધા પર સતત અંકુશ મૂકવાનું બળ કાંચનિયા સોનીઓએ પ્રાપ્ત કર્યું હતું.

તાળા ખોલામણીની રકમ શું લેવી એ વિષે એમની ઉપર કોઈ કાયદેસર દબાણ કે અંકુશ નહોતાં, છતાં એમના ઉપર ત્રણ નૈસર્ગિક અંકુશો હતા ખરા. એ અંકુશો બહુ બળવાન નહિ છતાં થોડું ઘણું કામ આપતા, અને તેથી એનો થોડો ઘણો પણ ખ્યાલ રાખવાની કાંચનિયાઓને જરૂર પડતી. તેમાંના બે અંકુશો તે ઉપર વર્ણવેલા હૂંડીને રસ્તે અને બદલાને રસ્તે વેપલા પાર જવાના. એ રસ્તા અગવડભર્યા અને જોખમભર્યા હોવા છતાં એમનો એટલો દાબ પડતો ખરો કે એ અગવડ અને જોખમ ઉઠાવવાની પ્રવૃત્તિ સાર્વત્રિક થઈ જાય એટલો ભારે લાગો બેસાડી શકાતો નહિ, અથવા બેસાડવામાં આવ્યો હોય તો લાંબો વખત ટકી શકતો નહિ. કાદવ, પૂર, વરસાદ, ચોરી, લૂંટ, લડાઈ, દુષ્કાળ વગેરેમાં આ રસ્તા બંધ જેવા થઇ જતા, અને તે વખતે સોનાપૂલ નિરંકુશ બનવાની શક્યતા રહેતી.

પણ તેવે પ્રસંગે પણ જો બહુ ભારે લાગો થઇ જાય તો બન્ને શહેરોમાં, જાણે સ્વયં સ્ફૂર્તિથી જ, એક જુદી પ્રવૃત્તિ ઉત્પન્ન થઈ આવતી. એનું જોર પણ લાંબો વખત ન ચાલતું, પણ એની યે થોડી ઘણી અસર તો થતી જ. તે પ્રવૃત્તિ સ્વયંપૂર્ણ બનવાની. બેઉ શહેરના લોકો અવરજવર તથા માલની આપ લે કરવાનું જ ઓછું અથવા બંધ કરી

હતા. જેવો મળે તેવો પોતાના શહેરનો જ માલ વાપરવો, પોતાને ત્યાં જ બધી વસ્તુઓ ઉત્પન્ન કરી લેવી, પોતાના જ શહેરમાં જે મળે તે ધંધો શોધી લેવો, . સામા શહેર પર બહિષ્કાર નાંખવો વગેરે ચળવળ જાગતી. અર્થાત્, વેપાર રોજગાર તથા શહેરી સુખ-સગવડને ટેવાયેલા લોકોને એ પ્રવૃત્તિને વળગી રહેવું કઠણ પડતું અને ગમતું નહિ. છતાં તાળુ ઉઘડામણી ઓછી કરાવવામાં એનો ક્વચિત ઉપયોગ થતો.

પણ આ ત્રણ અંકુશોનું બળાબળ સાંભળીને જેટલી મર્યાદા સુધી લાગો વધારી શકાય તેટલો તો તે વધારવામાં આવતો જ. સોનાપૂલનો સદતર બહિષ્કાર થાય કે તાળું ખોલામણી સદતર માફ થાય, એટલુ તો એ અંકુશોનું બળ કદી થતુ જ નહિ. કહે છે કે ચાર હજાર વર્ષના ઇતિહાસમાં સોનાપૂલ મફત કે બહિષ્કૃત થયો હોય એવો વર્ષનો એક આખો દિવસ, સદીનું એક આખુ વર્ષ, કે હજાર વર્ષે એકાદ આખો દાયકો નોંધાયાં હોય એવું બન્યું નથી

એક તો સગવડ, તેમાં વળી કાંચનિયાઓની સ્વભાવસિદ્ધ મીઠાશ અને નમ્રતા, દાનશીલતા માટેની તેમની ખ્યાતિ, નાના મોટા દરેકને કાંઈક કાંઈક આભાર તળે મૂક્યા જ હોય એ હકીકત—એને લીધે હજારો વર્ષ વહી ગયા છતાં, અને દર પાંચ દશ વર્ષે વેપારમાં ભયકર મંદી, દેવાળાં, બેકારી વગેરેના અનુભવો થતાં છતાં તાળા ખોલામણીના લાગાને એ બધી બીનાઓ સાથે કાંઈ સંબંધ છે એવો ભાગ્યે જ કોઈને વહેમ પણ આવતો. વિદ્વાન કે અજ્ઞાન બધી પ્રજાના પર, સ્વયં વેપારીઓ ઉપર પણ, એવો દૃઢ સંસ્કાર પડેલો હતો કે કાંચનિયાઓનો ઈજારો નિર્દોષ છે અને એમનો લાગો ભલે કોઈવાર આકરો લાગે છતાં સ્વાભાવિક છે. આથી, મોટાં દેવાળાં નીકળે, વેપારમાં મંદી આવે, બજારમાં ભાવોની અતિશય ઉથલપાથલ થાય, ભાવો બહુ ચડી જાય કે બહુ ઊતરી જાય, બેકારી વધી જાય કે મજુરીની અછત થાય, માલ હોય છતાં કિંમત ન ઊપજે, કે નીરુમાં માલ હોય છતાં ખીરુને દુકાળ વેઠવો પડે, અથવા નીરુમાં માલ હોય છતાં નીરુના લોકોને એ ન મળી શકે અને ખીરુના લોકો જ તે ઉપાડી જાય,—એમ ગમે તેવી પરિસ્થિતિ ઊભી થાય તો યે તે બધાં માટે લોકો સોનાપૂલના લાગા સિવાય કોઈ બીજાં જ કારણોની કલ્પના કરતા. અજ્ઞાન લોકો તો પોતાના ભાગ્યને દોષ દઈ સંતોષ માનતા. પણ ડાહ્યા લોકો વિવિધ મતો ધરાવતા. કોઈક વાર માલના બનાવવાવાળાઓનો દોષ લેખાતો, કોઈ વાર મોટા ખરીદવાવાળાઓનો દોષ કાઢવામાં આવતો, કોઈ વાર પરચૂરણ વેપારીઓની પ્રથા નિંદવામાં આવતી, કોઈ વાર આડતિયા, દલાલ વગેરેના ધધા પર આક્ષેપ થતા, કોઈ વાર મહત્ત્વના ધધા ખાનગી માલિકોના હાથમાં હોય તે જ અનર્થોનું મૂળ ઠરાવાતું, કોઈ વાર નીરુ અને ખીરુની પ્રજા એક બીજાના સ્વભાવમાં અને સ્વાર્થવૃત્તિમાં દોષ જોતા, કોઈ વાર અતિ ઉત્પત્તિનો દોષ કઢાતો તો કોઈ વાર અનુત્પત્તિનો દોષ કઢાતો, કોઈ વાર સંપત્તિની વહેંચણીની રીત બદલવા સૂચનાઓ થતી, તો કોઈ વાર ઉત્પત્તિની રીતો બદલવા સૂચના થતી. કોઈ વાર સૂક્ષ્મ શ્રમવિભાગ કરવા તો કોઈ વાર શ્રમ વિભાગ ઘટાડવા, કોઈ વાર યંત્રો વધારવા તો કોઈ વાર તેનો નાશ કરવા હિમાયતો થતી. વળી, કોઈ વાર મજુરોની અણઘડતા અને અજ્ઞાન ટાળવાં એ જ એક માર્ગ છે એમ માનવામાં આવતું, તો કોઈ વાર હુન્નરપ્રવીણ અને વ્યાપારપ્રવીણ માણસો પોતાની કિંમત હદ બહાર વધારી

મૂકે છે તેથી વેપારધંધા માર્યા જાય છે એમ માનવામાં આવતું. આવા જુદા જુદા મતો પ્રવર્તે ત્યારે જેમની ઉપર આક્ષેપ થતા હોય તેમના પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થતી, અને તેને લીધે ઘણી વાર લોકલાગણી ખૂબ ઉશ્કેરાઈ જતી, કામ કરનારાઓમાં હડતાળો પડતી, વેપારીઓ ધંધો બંધ કરતા, કોમ કોમ વચ્ચે, નીરુ ખીરુ વચ્ચે કે વર્ગ વર્ગ વચ્ચે રમખાણો પણ થતાં. ઘણીવાર સ્વાવલંબનની, સ્વદેશીની કે બહિષ્કારની ચળવળ આવાં નિમિત્તોથી જ ઊભી કરવામાં આવતી. આવા સમયમાં કાંચનિયા બહુ સમયસૂચકતા વાપરી એક પક્ષ માટે તાળા ખોલામણીનો લાગો ઘટાડી, તો બીજાને સખાવતો આપી બન્નેને રીઝવી અલગ રહેતા. આથી, આ બધાં અનર્થોના મૂળમાં સોનાપૂલનો ઇજારો એ સૌથી મહત્ત્વનું કારણ છે એ કોઈના લક્ષમાં યે આવતું નહિ.

છતાં, બીજા સંજોગો પ્રસંગોપાત્ત ભલે નિમિત્ત કારણ હોય, પરંતુ તાળા ખોલામણીનો લાગો અટકાવવો, અર્થાત્ નજીકમાં બીજો સ્વતંત્ર રસ્તો બાંધી સોનાપૂલનો ઇજારો તોડવો અને રાજ્યને તોડવા ફરજ પાડવી એ જ મહત્ત્વનો ઉપાય હતો એ વાત દીવા જેવી ચોખ્ખી હતી.

## [૨]

## વ્યાજ કે તાળું ખોલામણી?

આ રૂપક બેસાડવું કઠણ નથી; પણ એની યોગ્યતા વિષે ખાતરી ન થાય એ સંભવનીય છે. વિચાર કરતાં એ વાત લક્ષમાં આવે એવી છે. પણ એની વિશેષ ચર્ચા આગળ પર કરવા ધારું છું, એટલે આજે આ રૂપકનાં અંગો જેને સ્પષ્ટ ન થયાં હોય તેને સમજાવીને જ સંતોષ માનીશ. સોનાપૂલ એ ધાતુનાં નાણાં મારફતનો વેપાર, હુંડી એ હુંડીદ્વારા વેપાર અને બદલું એ વસ્તુની સીધી આપલેદ્વારા વેપાર છે એ તો સમજાય એવું છે. પણ સોનાચાંદીદ્વારા વહેવાર કરવામાં એક લાગો અવશ્ય આપવો જ પડે છે એ કદાચ ધ્યાનમાં નહિ આવે. એ લાગો તે વ્યાજ છે. બજારમાં જે વેપારીવ્યાજ આપવું પડે છે તે બધુંયે તાળા ખોલામણીનો લાગો છે એમ કહેવાનો આશય નથી; પણ વ્યાજના દરમાં તાળા ખોલામણીનો લાગો સમાયેલો હોય છે. વેપારી વ્યાજનો ભાવ તાળા ખોલામણીના લાગા કરતાં કદી ઓછો થઈ શકતો નથી; અને તાળું ખોલામણી કદી મફત થતી નથી, તેથી વ્યાજનો ભાવ પણ કદી શૂન્ય થતો નથી.

વેપારીવ્યાજમાં બીજા કયા અંશો હોય છે એ વળી કોઇવાર જોશું; તેમજ તાળા ખોલામણીનો લાગો એ કાલ્પનિક વસ્તુ નથી એ પણ આગળ સમજાવીશું. 'કોથળી છોડામણ' 'પાઘડી' વગેરે શબ્દો તો વેપારમાં બોલાય પણ છે, અને નાના ધીરનારાઓ તેવા લાગા લે પણ છે એ ઘણા જાણતા હશે. પણ વેપારના જે વિભાગમાં એ શબ્દો વપરાતા નથી, ત્યાં એ વ્યાજમાં તાળા ખોલામણીનો અંશ સમાયેલો હોય છે, એટલું બતાવવાનો આ રૂપકનો હેતુ છે.

# ગાંધીજીની જવાબદારી

ગગનવિહારી મહેતા

**આ**પણે સૌ આપણું કર્તવ્ય અને આપણી જવાબદારી હજી બરાબર નથી સમજી શક્યા, આપણો માર્ગ આપણને સૂઝતો નથી, આપણા અમૂલ્ય સિદ્ધાન્તો પૂરેપૂરા અમલમાં પણ મૂકી નથી શકતા. પરતુ ગાંધીજીનું શું ક્ષેત્ર છે અને કયું કર્તવ્ય છે, એમણે કયો માર્ગ ગ્રહણ કરવો જોઇએ અને કયા સિદ્ધાન્તો પ્રમાણે વર્તવું જોઈએ, એમણે ક્યારે ક્યારે શી ભૂલો કરી છે એનું આપણને પૂરું ભાન થઈ ગયું છે. વિવિધ પ્રકારના અને ભિન્નભિન્ન વિચારના સજ્જનો સાથે આ વિશે ચર્ચા કર્યા પછી મારા મનમાં સંશય નથી રહ્યો કે ગાંધીજી જો આપણા બધાના કહ્યા પ્રમાણે કરે તો દેશનો તો શું પણ એમનો પોતાનો પણ ઉદ્ધાર થાય!

* * *

થોડા વખત પર એક ધનવાન ગૃહસ્થને ત્યાં જવાનો પ્રસંગ મળ્યો હતો. વાત ઉપરથી વાત નીકળતાં મિલોમાં આજકાલ હડતાળ પડે છે એ વિષય નીકળ્યો. એટલે તેઓ જરા ઉશ્કેરાઈ બોલ્યાઃ "આ બધા તોફાનમાં ગાંધીનો જ દોષ છે—જો સાચું પૂછો તો! ગરીબ વર્ગ અને મજૂરોને એમણે જ ચડાવી મૂક્યા છે. 'દરિદ્રનારાયણ' 'દરિદ્રનારાયણ' કહી કહીને એ ઈશ્વરનો અપરાધ કરે છે એ તો ઠીક, પણ ગરીબ લોકોને નાહક મહત્ત્વ આપે છે અને એમના મગજમાં રાઈ ભરે છે."

મેં કહ્યુંઃ "ગાંધીજી વર્ગકલહ (Class-War)ની વિરુદ્ધ છે અને માલિક મજૂર વચ્ચે સંપ અને સમાધાન જોવા ઇચ્છે છે એ તો તમે જાણતા હશો—"

એમણે મને અટકાવીને કહ્યુંઃ "હા! હા! એ તો બધું ઠીક. પણ એ તમારા ગાંધીએ જ હજારો વાર કહ્યું છે કે ધનવાનોની સહાયથી જ અંગ્રેજ સરકાર રાજ્ય કરે છે. મતલબ કે ધનવાનો દેશદ્રોહી છે અને ગરીબો જ ખરા દેશપ્રેમી છે! ઘણીએ વાર તેઓ કહે છે કે સંપત્તિવાળા તો દ્રવ્ય લઈને બીજે દેશ પણ જઈ શકે પણ ગરીબ વર્ગનું હિત તો આ દેશ સાથે જ સંકળાયેલું છે; એટલે કે અમારા ધનવાનો કરતાં ગરીબોની મિલકત વધુ મહત્ત્વની! ચોરી થાય તો કહે છે કે મિલકત શું કામ રાખવી કે ચોરી થાય? વળી એમના ખાદીપ્રચારથી મિલોને કેટલી હાનિ થઈ છે! ખાદીની પ્રવૃત્તિમાં મુખ્ય ઉદ્દેશ તો એ કે ધનિક મિલમાલિકોને પૈસા ન મળે. એ જ હેતુથી હવે ગ્રામોદ્ધારની યોજના ઘડી છે. કારણ કે સ્વદેશીની પ્રવૃત્તિમાં તો મૂડીદારોને લાભ થાયને! આજે નોકરો ઉદ્ધત થઈ ગયા છે, ખેડૂતો સરકારી અમલદારોનું અપમાન કરે છે, મજૂરો બેપરવા થઈ ગયા છે, એ બધું તમારા ગાંધીને પ્રતાપે. ગાંધીજી કહે છે કે મહાસભા ધનવાનોના પક્ષમાં હોય તો જેટલે અંશે ધનવાનો પેલા 'દરિદ્રનારાયણ'ના સાચા સેવક બને એટલે જ અંશે એમના મેળવેલા સ્વરાજ્યમાં તો દરિદ્ર પૂજાશે અને ધનવાનો રઝળશે. હું તો કહું છું કે એવું સ્વરાજ્ય અમારે

નથી જોઈતું. એના કરતાં તો અંગ્રેજી રાજ્ય ભલું કે આપણી મિલકતનું રક્ષણ તો થાય. અને આપણા લાભને અડચણ ન આવે. ખરી રીતે ગાંધીજીએ ધનવાનોને આ બાબતમાં સંપૂર્ણ ખાત્રી આપવી જોઈએ અને મિલકતના સંરક્ષક બનીને સ્વરાજ્યની લડત કરવી જોઈએ."

થોડા દિવસ પછી મજૂર મંડળના એક કાર્યવાહક અને સોશ્યલિસ્ટને હું મળવા ગયો. ગાંધીજીનું નામ સાંભળતાં જ એમનો રોષ સમાયો નહિ. "બસ! એ મહાત્માને લીધે જ આ દેશની આવી કફોડી સ્થિતિ થઇ છે. ધનવાનોના પૈસા લઇને તેઓ સ્વરાજ્ય ફંડો કરે છે અને આશ્રમો ચલાવે છે એટલે એમનો વિરોધ નથી કરી શકતા. ૧૯૨૨માં અસહકાર એમણે કેમ પડતો મૂકયો?"

મેં કહ્યું: "ચૌરીચોરાનાં તોફાનને લીધે."

તેઓ કહે: "એ તો એક અનુકૂળ કારણ મળ્યું. બાકી સમય એવો કટોકટીનો આવ્યો હતો કે લોકસમૂહને પોતાના પક્ષમાં લીધા સિવાય અસહકારની પ્રવૃત્તિ આગળ વધી શકે એમ નહોતું. જે પૈસાદારોની સહાયથી પ્રવૃત્તિ ચાલતી હતી એમને છોડી દીધા સિવાય, એમની વિરુદ્ધ થયા વગર, સંચલન મંદ પડી જાય એમ હતું. આથી અહિંસાની ફિલસૂફીમાં ઊતરી વિદ્રોહનું ખરું પ્રોગ્રામ પડતું મૂકયું અને બધાએ કાંતવું અને સાધુ થવું એમ મહાસભાએ નક્કી કર્યું—જાણે બુદ્ધ, ક્રાઇસ્ટ, મહમ્મદ આદિ ધર્મગુરુઓ થયા ન હોય અને કબીર કે તુકારામની આપણા રાજકીય જીવનમાં આવશ્યકતા હોય! બીજા દેશોએ પોતાની પ્રજાના બધા માણસો સારા ચારિત્ર્યના થાય પછી જ સ્વરાજ્ય પ્રાપ્ત કર્યું હશે? ઔદ્યોગિક વિષયની ગાંધીજીની ભાવના છેક મધ્યકાલની છે. મજૂરમાલિકનો સંબંધ સેવકસ્વામીનો હોવો જોઇએ એમ એ માને છે."

મેં કહ્યું: "'Masses' વિશે ઘણા નેતાઓ અને સરકાર પણ હવે તો વાતો કરે છે. ભાષણોમાં એ શબ્દ હંમેશ આવે છે. પૈસાદારો પણ એમની સ્થિતિ માટે આંસુ પાડે છે, છતાં ગરીબોની સ્થિતિ માટે કોઈનું હૃદય ચીરાઈ જતું હોય અને એમની સ્થિતિ સુધારવા પોતે ગમે તેવો ત્યાગ કરવા તત્પર હોય તેમ જ એમના જેવું જીવન ગાળવા—"

તેઓ કહે: "'હૃદય અને ત્યાગ' એ બધા ભદ્રલોક bourgeoisie મધ્યમવર્ગના લોકોની વિચારસરણીના (ideology)ના શબ્દો છે. એથી કંઈ હવે વળવાનું નથી. એક જ પ્રશ્નનો ઉત્તર આપો: મૂડીને મહત્ત્વ આપતી આર્થિક પદ્ધતિનો સ્વરાજ્યમાં નાશ થવો જોઈએ એમ સ્વીકારવા ગાંધીજી તૈયાર છે? તો પછી શા માટે ગરીબો સ્વરાજ્ય માટે લડે? એમને એમાં શો લાભ છે? પરદેશીઓને બદલે સ્વદેશના લોકો જુલમ કરે અને લૂંટે માટે જ ને? તો પછી ગમે તેવી અધમ સ્થિતિ છતાં હાલનું રાજ્ય શું ખોટું છે? ના. ભાઈ, દરિદ્રોને એવું કાંતવાની સ્વતંત્રતા મળે એવું, પૈસાદારોની જોહુકમી કરે એવું સ્વરાજ્ય નથી જોઈતું. જ્યાં સુધી ગાંધીજી ગરીબોનો પક્ષ લઈને ધનવાનોનો ને મૂડીદારોનો ખુલ્લે-ખુલ્લો વિરોધ નહિ કરે ત્યાં સુધી હવે પ્રબળ સંચલન અશકય છે."

* * *

દેશી રાજ્યના એક દીવાન કહે: "મહેરબાની કરીને એ ગાંધીની વાત ન કરો! એમને જ લીધે રાજા અને રૈયત વચ્ચે જે મીઠો સંબંધ આટલા સૈકાઓથી આ ભારત-

વર્ષમા હતો એમા ઝેર રેડાયુ છે એમના સિદ્ધાન્તોથી અને દૃષ્ટાન્તથી નાને મોટે પ્રસગે લોકો રાજ્ય અને અમલદારોની વિરુદ્ધ થતા શીખ્યા છે આ દેશમા પહેલા બહિષ્કાર, હડતાળ, કાળા વાવટા, પિકેટીંગ ક્યા હતા ? છતા શુ પ્રજા ઓછી સુખી હતી ? કર ન ભરવા, રાજ્યનીતિના દોષો કાઢવા, રાજા અને અમલદારોની નિંદા કરવી એવુ એવુ એમના જ અનુયાયીઓ દેશીરાજ્યની પ્રજાને શીખવે છે અને પરિણામે અરાજકતા જ વ્યાપવાની છે તમને યાદ નથી કે કાશીની હિંદુ યુનિવર્સિટી શરૂ થઈ તે વખતે રાજાઓ સમક્ષ એમના ઘરેણા કપડા ને ભપકા પર પુષ્કળ ટીકા કરી હતી ? એવો ભપકો રાજાઓને જરૂરનો છે એ તો શ્રી ભુલાભાઈ દેસાઈ જેવા કોંગ્રેસના નેતા પણ સ્વીકારે છે ગાધીજીના દૃષ્ટાન્તથી જ સત્યાગ્રહના છમકલા જુદા જુદા રાજ્યોમા થયા છે એમના આવ્યા પહેલા આ પ્રકારના ક્લેશ અને કલહ આપણા રાજ્યોમા ન્હોતા ગાધીજીએ દેશી રાજ્યોની બાબતમા ડખલ ન કરવી જોઈએ ”

દેશી રાજ્યની પ્રજાપરિષદના એક પ્રતિનિધિનો અભિપ્રાય આથી તદ્દન વિરુદ્ધ હતો એ કહે “ ગાધીજીના રાજાપ્રજા વચ્ચેના સબધના વિચારો મધ્યકાલીન છે દેશી રાજ્યોના અન્યાય વિરુદ્ધ પ્રજા જ્યારે જ્યારે સત્યાગ્રહ કરવા પ્રયાસ કરે છે ત્યારે ત્યારે ગાધીજી લોકોની એવી ધગશ અને ચળવળને દાબી દેવા પ્રયત્ન કરે છે એમને કોણ જાણે શાથી દેશી રાજાઓ પ્રત્યે અન્તરથી કંઈક પક્ષપાત છે દેશી રાજાઓ તો આપણા રહ્યા એટલે એમને સુધારી શકાય એમ તેઓ માને છે આ વચનમા એક પ્રકારનો મતિભેદ નથી ? આપણે સ્વરાજ્ય માટે મથીએ છીએ એ શુ અગ્રેજોને કાઢી મૂકવા માટે અને ગોરીને બદલે કાળી નોકરશાહી સ્થાપવા માટે ? કે એક દુષ્ટ પદ્ધતિ અને સંસ્થાનો નાશ કરવા માટે ? તો પછી દેશી રાજ્યોનુ બધારણ શુ ઓછુ અનિષ્ટ છે ? ગાધીજી જ્યા સુધી દેશીરાજ્યોની પ્રજાનો પ્રશ્ન હાથમા નહિ લે ત્યા સુધી સ્વરાજ્ય કે ફેડરેશનના પ્રશ્નનો નિકાલ થવાનો નથી ”

* * *

જૂના સપ્રદાયના એક અનુયાયી ગાધીજીનુ નામ સાભળી પણ શકયા નહિ “ એ એક વ્યક્તિને લીધે જ આખા હિંદુ સમાજની આજે પડતી આવી છે અને બધી નાતો વટલાઈ ગઈ છે અસ્પૃશ્યતાનો વિરોધ કરીને એમણે હિંદુ ધર્મ ને રૂઢિને લાછન લગાડયુ છે, મદિરોમા અત્યજોને દાખલ કરીને મદિરોને અપવિત્ર કર્યા છે, વિધવા વિવાહનો પક્ષ કરીને હિંદુસ્ત્રીઓના શિયળને કલક લગાડયુ છે, જાહેર જીવનમા સ્ત્રીઓને ભાગ લેવડાવીને આપણી પ્રાચીન પ્રણાલિકાને છિન્નભિન્ન કરી નાખી છે અને આ બધુ ધર્મને નામે કરે છે એમ એમનુ કહેવુ છે ! ગાધીજીને કોઈ ખ્રિસ્તી મીશને હિંદુ સમાજનો નાશ કરવા પ્રેર્યા હોય તો આશ્ચર્ય નહિ ! એમને ગીતા કરતા બાઈબલ વધારે પ્રિય છે—ગમે તેમ પણ બાઈબલનો એમણે ગીતા પહેલા અભ્યાસ કર્યો હતો ને ! જ્ઞાતિની મર્યાદાને અને સ્ત્રીઓના માનસને જે હાનિ એમણે છેલ્લા થોડા વર્ષોમા કરી છે એટલી પચાસ વર્ષની અગાઉના સુધારકો ન્હોતા કરી શક્યા ! ગાધીજીએ હિંદુ ધર્મશાસ્ત્રસ્મૃતિઓ અને સમાજરૂઢિનો અભ્યાસ કરવાની જરૂર છે એમના જેવાએ તો હિંદુઓની પ્રાચીન શાસ્ત્ર નિર્મિત પ્રણાલીના સંરક્ષક થવુ ઘટે તો જ તેઓ સાચા રાષ્ટ્રનેતા થઈ શકશે ”

"ગાંધીજી કંઈ ખરેખર સુધારક નથી," એમ એક પ્રખર સુધારકનો મત હતો. "તેઓ જ્ઞાતિની સંસ્થાને તો માને છે. અસ્પૃશ્યતા જ્ઞાતિની સંસ્થાનું લક્ષણ છે એમ એમને નથી લાગતું, પણ એનું વિપરીત પરિણામ છે એમ એ કહે છે. જ્ઞાતિની સંસ્થાની તેઓ પક્ષમાં છે. વિધવાવિવાહની બાબતમાં એમના વિચારો મારાથી નથી સમજી શકાતા. અમુક શરતે અને સંજોગોમાં વિધવાએ વિવાહ કરવો જોઈએ એવી એમની માન્યતા છે. તો પછી વિધુરો માટે કેમ એવી શરતો થતી નથી? અંત્યજના પ્રશ્નને તેઓ સામાજિક નહિ પણ ધાર્મિક લેખે છે એ સુધારકો ન સ્વીકારી શકે. આંબેડકર કહે છે એમ, અમારે, તમારા દેવો નહિ પણ માણસો જેવાં છે! અસ્પૃશ્યતાના નાશ કરવાની પક્ષમાં છે, પણ એમની સાથે પ્રીતિભોજન કે લગ્નવ્યવહારની વિરુદ્ધ છે. સંતતિનિયમન જેવી રીતિની વિરુદ્ધ છે અને વસ્તી વધી ગઈ હોય તો એ દુષ્કાળ, રેલ, ચેપી રોગ, ધરતીકંપ વગેરેથી કુદરત અટકાવશે એવા સિદ્ધાન્તમાં માને છે. આ ખ્યાલો અર્વાચીન નથી. હિંદુ સમાજ આવા સિદ્ધાન્તોથી નહિ સુધરી શકે. ગાંધીજી જેવા મહાપુરુષે તો સમાજસુધારાના સાચા સિદ્ધાન્ત પૂરેપૂરા સમજી લઈ, એમના શબ્દોમાં કહીએ તો, એ 'અપનાવી' લેવા જોઈએ!"

ક્રાંતિના એક ઉપાસકને મળતાં જણાયું કે "સાચી ક્રાંતિની આડે ગાંધીજી આવ્યા છે, નહિ તો દેશ ક્યારનોએ સ્વતંત્ર થઈ ગયો હોત! ૧૯૧૪ના મહાયુદ્ધ પછી હિંદમાં અને ખાસ કરીને બંગાળમાં પ્રચંડ જાગૃતિ આવી હતી, પણ ગાંધીજીએ એ સ્થિતિનો યોગ્ય ઉપયોગ કર્યો નહિ અને લોકના આવેગને અનુકૂળ દિશામાં વાળ્યો નહિ. ૧૯૨૨માં પ્રજાના વેગને નાહક રોકી દીધો, ૧૯૩૧માં સરકાર સાથે સંધિ કરીને અને ઈંગ્લંડ જઈને લડતનાં ફળ ખોઈ દીધાં, ૧૯૩૨માં હરિજન પ્રવૃત્તિનો આરંભ કરીને રાષ્ટ્રીય સંચલનનું બળ મંદ કરી દીધું, પછીથી સવિનયભંગ બંધ કરીને ધારાસભામાં જવાની સંમતિ આપી. રચનાત્મક કાર્ય કરવાનું ગાંધીજી કહે છે, પરતુ મૌલિક પરિવર્તન વગર એવું કાર્ય અશક્ય છે; કાર્યવાહકોને ઠેર ઠેર આની ખાત્રી થઇ છે. લડત એકવાર ઉપાડ્યા પછી એ બંધ કરવી એટલે તો હાર ખમવી. આનાં બહુ માઠાં પરિણામ આવ્યાં છે એ આપણા હાલના રાજકીય જીવન પરથી—"

મેં કહ્યું: "દલીલ ખાતર ક્ષણભર આપણે તમારું પૃથક્કરણ સ્વીકારીએ તોપણ મહાસભાના બીજા નેતાઓ ક્યાં ગયા હતા? એમાંના કોઈ ક્રાંતિકારક હોય તો એમણે દેશમાં કેમ પરિવર્તન ન કર્યું? ગાંધીજીને બાજુએ રાખીને પણ—"

ક્રાંતિકારક બંધુ કહેઃ "એ જ ગાંધીજીની મોટી મુશ્કેલી છે ને! એક એવી જાળ પોતાના વ્યક્તિત્વને લીધે એ પાથરે છે કે કોઈ એમનો ખુલ્લો વિરોધ કરી શકતું નથી; એમની હાજરીમાં બધા એમની 'હા એ હા' કરે છે અને પાછળ ઠીક પડે એમ કરે છે. મહાસભામાં અને સર્વ રાજકીય પ્રવૃત્તિમાં આવી અંધશ્રદ્ધા વિઘ્નકર્તા છે."

મેં પૂછ્યું: "પણ એવી અંધશ્રદ્ધા હોય એમાં દોષ ગાંધીજીનો કે આપણો?"

એમણે ઉત્તર દીધો: "બંનેનો—પણ ગાંધીજીનો વધારે. આપણું લોકમાનસ તો એવું છે જ એ સુવિદિત છે. ક્રાંતિકારક નેતાએ એ માનસ બદલીને બંડખોર વૃત્તિ ઉત્પન્ન કરવી જોઈએ. એને બદલે એમણે પોતા પ્રત્યેની ભક્તિનું વાતાવરણ ઉત્પન્ન કર્યું છે. મહાસભા પર એમનું નેતૃત્વ ભારરૂપ છે!"

મેં કહ્યું: "ત્યારે તો ગાંધીજી મહાસભામાંથી નીકળી ગયા એ ઠીક જ થયું એમ તમને લાગતું હશે. હવે એમના ભારથી વિમુક્ત થઇ કૃત્રિમ વાતાવરણ ત્યજી મહાસભા સ્વાભાવિક માર્ગે અનુસરશે ને?" પરંતુ ક્રાંતિકારક બંધુને ગાંધીજીનું આ પગલું પણ પસંદ ન્હોતું.

એમણે કહ્યું: "રાષ્ટ્રનેતા લડતમાંથી આમ અધવચ છૂટા થઈ જતા હશે? પ્રજા પ્રત્યે આપણા નેતાઓની શી જવાબદારીની વૃત્તિ! એ દૃષ્ટાંતથી પછીથી ડૉક્ટર અન્સારી, ડૉક્ટર બિધાન રૉય, શ્રી. રાજગોપાલાચાર્ય પણ 'રિટાયર' થયા. રાષ્ટ્રસેવામાં રિટાયરમેન્ટ હોઇ ન શકે. સ્વરાજ્યની પ્રવૃત્તિ કંઈ નેતાઓનો અંગત ધંધો કે કામ નથી, એ તો લોકો પ્રત્યેનું કર્તવ્ય છે. મહાસભામાં રહીને જ એમણે મહાસભાને યોગ્ય પન્થે દોરવી જોઈતી હતી. લેનિનની પેઠે ક્રાંતિના સ્રષ્ટા એમણે થવું જોઈએ!

વિનીત પંથના એક નેતાનો પણ મત હતો કે ગાંધીજીએ દેશને છેલ્લાં સોળ વર્ષથી અવળે માર્ગે ચડાવી દીધો છે—પણ એ મત જુદા કારણસર એ ધરાવતા હતા. કાયદાનો ભંગ કરવામાં ન બ્રિટિશ પ્રજાનો હૃદયપલટો થયો કે ન સરકારનું રાજ્યતંત્ર ભાંગી પડયું. એથી દેશ પણ વધારે બળવાન નથી થયો, માત્ર થોડી અરાજકતા વ્યાપી. જૂના વખતમાં નેતાઓ અને કાર્યવાહકો રાજકીય, સામાજિક અને આર્થિક પ્રશ્નોનો ઊંડો અભ્યાસ કરતા હતા, શાન્તિ અને ધીરજથી લોકોન્નતિ સાધવાનો પ્રયાસ કરતા હતા એને બદલે આજે જાહેર જીવનમાં ક્ષુલ્લક ઉન્માદ, લાગણીના ઉભરા, ગમે તે રીતે 'નેતા' કહેવડાવવાની આકાંક્ષા એવી એવી અનિષ્ટ વૃત્તિઓ જણાય છે. મહાસભાના નેતાઓને લાગે છે કે વિચારની શી કિંમત છે, અભ્યાસ શા કામનો છે—દુનિયાને દંગ કરી દે એવું કરી બતાવીએ તો બસ! પરતુ એ પણ કરી બતાવાતું નથી! જે ધારાસભાનો બહિષ્કાર કરવો જોઈએ, જેમાં જવું એ ઘોર પાપ છે એમ ગાંધીજી કહેતા હતા એ જ ધારાસભામાં મહાસભાવાદીઓએ જવું જોઈએ એ મતલબનો ઠરાવ ગયે વર્ષે પટણામાં એમણે પોતે રજુ કર્યો. એટલે શું આટલાં વર્ષો સુધી લિબરલો વગેરે જે કહેતા હતા એ ખોટું હતું પણ ગાંધીજીએ એ કહ્યું એટલે સાચું થઇ ગયું એમ? આપણા કુસંપને લીધે, આપણી અસંખ્ય નાનીમોટી ઉણપોને લીધે સ્વતંત્રતાનો માર્ગ સરળ નથી અને અંતિમ ધ્યેય સુલભ નથી માટે ધીમે ધીમે જરૂર પડે ત્યારે સરકાર સાથે સહકાર કરીને કે વિરોધ કરીને આપણે આગળ વધવું."

મેં કહ્યું: "પણ તમારા પક્ષની દૃષ્ટિ વાઇસરૉય, ઇંડિયા ઑફિસ, પાર્લામેંટ, ગવર્નર અને અમલદાર વર્ગ તરફ વધારે છે. ગાંધીજી આપણી ઉણપોથી અજ્ઞાત નથી પણ એ આપણા યત્ન અને બળથી દૂર કરવી જોઈએ એમ માને છે."

વિનીત રીતે એમણે આનો ઈનકાર કર્યો: "એ તો ખાલી શબ્દોની મારામારી છે. ગ્રામઉદ્યોગની બાબતમાં, દારૂનિષેધમાં, અંત્યજોદ્ધાર માટે ગાંધીજીને સરકારની કે કાયદાની સહાય લેવામાં વાંધો નથી. કેદમાંથી એમણે આજ્ઞા કરી હતી તેથી અંત્યજોના મંદિરપ્રવેશના કાયદા વાસ્તે બહિષ્કાર કરેલી ધારાસભાની મદદ લેવા એમના અનુયાયીઓ ગયા હતા. ગાંધીજી અંતરથી તો 'મૉડરેટ' જ છે—અને કયો વિચારશીલ માણસ નથી?—પણ સંજોગવશાત્ એ ઉદ્દામ પક્ષના થવા જાય છે ત્યારે રાષ્ટ્રજીવનમાં ગોટાળો થાય છે. ખરી રીતે ગાંધીજીએ વિનીત પક્ષમાં ભળવું જોઈએ.

હિંદુ મહાસભાના એક સ્તંભનો એવો અભિપ્રાય હતો કે "હિંદુ-મુસલમાન વચ્ચેનાં કુસંપનું મૂળ કારણ ગાંધીજીની પ્રવૃત્તિ છે. એમણે જ આ મુસલમાનોને વગર ફોકટના ચડાવી મૂક્યા! ખિલાફતનો પ્રશ્ન રાષ્ટ્રીય બનાવીને, મહાસભાનો ટેકો આપીને એમનું ધાર્મિક ઝનૂન વધાર્યું. સ્વરાજ્યની લડતમાં આ રીતે મુસલમાનોની સહાય લેવા ગયા એમાં ઐક્ય તો સધાયું નહિ પણ મુસલમાનોમાં પુષ્કળ કોમી લાગણી ફેલાઈ. એવી જ રીતે મુસલમાનો અત્યાચાર કે અન્યાય કરે છે ત્યારે ગાંધીજી અને એમને લીધે મહાસભાના નેતાઓ મૌન ધારણ કરે છે. એટલે હિંદુઓના હકનું રક્ષણ નથી કરતી સરકાર કે નથી કરતા આપણા રાષ્ટ્રનેતાઓ. કોમી ફડચા બાબતમાં જ મહાસભાનું વલણ ને વર્તન જુઓ ને! એક વસ્તુ ખરાબ છે એમ કહી એને વખોડી નાખવી અને છતાં એનો સ્વીકાર કે અસ્વીકાર ન કરવો એમાં કયા પ્રકારનો ન્યાય છે? માટે ગાંધીજીએ હવે મુસલમાનોને સમજાવવા-પટાવવાનું છોડી દઈ, હિંદુઓનું સંગઠન કરવા અને સબળ કરવા મથવું જોઈએ. હિંદુ સ્ત્રીઓનું ગાંધીજી રક્ષણ નહિ કરે તો કોણ કરશે?"

એક મુસલમાન નેતાએ પણ કહ્યું કે: "હિંદુ મુસલમાન વચ્ચે ઐક્ય નથી થતું એમાં મુખ્ય દોષ ગાંધીજીનો જ છે. સાચું પૂછો તો હવે ગાંધીજી રાષ્ટ્રનેતા નથી રહ્યા, પણ કેવળ હિંદુ કોમના જ પ્રતિનિધિ બની ગયા છે. સરકારી નોકરીઓમાં મુસલમાનોને અમુક ટકા ભાગ મળે એવા સિદ્ધાન્તની તેઓ વિરુદ્ધ છે: કેવળ યોગ્યતાની દૃષ્ટિએ જ એનો નિર્ણય થવો જોઈએ એવી એમની માન્યતા છે. તો પછી કાર્યદક્ષતાની દૃષ્ટિએ તો અંગ્રેજો જ વધારે લાયક છે; છતાં શા માટે Indianisationની—દેશીઓનો એમાં ભાગ હોવો જોઈએ એવી—આપણે માગણી કરીએ છીએ? ૧૯૩૧ માં ગાંધી-અર્વિન સમજૂતી પછી હિંદુ મુસ્લીમ વચ્ચે સલાહ ન થઈ અને ગાંધીજી રાઉંડ ટેબલ કોન્ફરન્સમાં ઇંગ્લાંડ ગયા'તા ત્યારે પણ ન થઈ તે માટે ગાંધીજી જ જવાબદાર છે—"

મેં કહ્યું: "તે વખતે વિલાયતમાં હતા એ લોકો તો કહે છે કે એવા સમાધાન માટે ગાંધીજી તો બહુ મથ્યા હતા પણ દોષ કોમી નેતાઓનો જ હતો."

તેઓ કહે: "એ વાત ખરી હોય તો પણ હવે તો કોમી પ્રશ્ન તરફ એ તદ્દન ઉદાસીન વૃત્તિ ધારણ કરે છે અને એના નિકાલ તરફ બેદરકાર છે. હરિજન વાસ્તે કેદમાં ઉપવાસ કરીને એમણે દેખાડી આપ્યું કે એ હિંદુ નેતા છે, રાષ્ટ્ર નેતા નહિ. એ જો ખરા રાષ્ટ્ર નેતા હોય તો એમણે કાં તો કોમી પ્રશ્નનો નિકાલ આણવો જોઈએ અથવા તો રામ્સે મેકડોનલ્ડનો કોમી ફડચો કબૂલ રાખવો જોઇએ. તો જ આ દેશમાં સંપ થશે."

* * *

એક અર્થશાસ્ત્રીનો એવો ખ્યાલ હતો કે ખાદી ચરખા ઈત્યાદિની પ્રવૃત્તિને લીધે દેશને અત્યંત આર્થિક હાનિ થઈ છે. હાથવણાટના ઉદ્યોગને ગેરલાભ થયો છે અને ખાદીમાં શક્તિ અને ધનનો ખોટો વ્યય થાય છે. ખરી જરૂર તો મિલો ને કારખાનાં કાઢીને દેશને આર્થિક સત્તાવાળો અને સ્વાવલંબી બનાવવાની છે. લોકોની આર્થિક સ્થિતિ તો જ સુધરે. માટે ગાંધીજીએ કારખાનાંઓ કાઢવાં અથવા કઢાવવાં જોઈએ."

પણ અર્થશાસ્ત્રના એક બીજા અભ્યાસી કહે: "ગાંધીજી માત્ર ખાદી પર જ આટલું બધું ધ્યાન કેમ આપે છે અને કાપડને કેમ આટલું મહત્ત્વ આપે છે? વસ્ત્ર કરતાં પણ

અત્ર વધુ અગત્યનું છે તેઓ ખેતી સુધારવાની બાબતમાં કેમ કઈ લક્ષ નથી આપતા કે જેથી વધારે સારા અને વધારે પ્રમાણમા ઘઉં, ચોખા ઈત્યાદિ આપણા દેશમા પાકે? એ પોતાને ખેડૂત કહેવડાવે છે ત્યારે કેમ ખેતીને સુધારે નહિ? આટલા બધા રમકડા ઈત્યાદિ પરદેશથી આવે છે છતા કેમ દેશી રમકડા બનાવવાનું લોકોને નથી કહેતા? આપણુ આર્થિક જીવન વધુ પરિપૂર્ણ સમૃદ્ધ ને સુદર બને એવી વ્યાપક પ્રવૃત્તિ ગાધીજીએ તો હાથ ધરવી જોઈએ એમના આર્થિક સિદ્ધાન્તો આ દેશની સ્થિતિ માટે અનુકૂળ છે ત્યારે એને સર્વક્ષેત્રમા કેમ અમલમા મૂકતા નથી?"

* * *

એક રાજદ્વારી પુરુષનો મજબૂત મત હતો કે ગાધીજી રાજકીય જીવન અને "પોલિટિક્સ" માટે લાયક નથી એ સાધુ પુરુષ છે, સન્ત છે અને એમને માટે આવી ખટપટી પ્રવૃત્તિ ન હોય એમના અનુયાયીઓ એમની આખમા ધૂળ નાખીને ફાવે તેમ કરે છે એ તો આપણી રાષ્ટ્રનીતિના ઉપદેશક છે એ પૂજ્ય છે પણ એમને અનુસરના એ લોકસમૂહ માટે કઠણ છે માટે એ રાજકીય જીવનમાથી વિમુક્ત થઈ જાય એ ઈષ્ટ છે"

મેં પૂછ્યુ "ત્યારે તો હવે મહાસભામાથી એ નીકળી ગયા છે એ તમને રુચ્યુ હશે?"

એ કહે "ના! કારણ હજી પણ એમને પૂછીને જ એમના અગત અનુયાયીઓ અને એમના પક્ષના માણસો એમના કહેવા પ્રમાણે કરે છે આમા તો એમની સત્તા જ દેખાય છે—સત્તા નહિ પણ પ્રતાપ ને શક્તિ છે, છતા જવાબદારી નથી"

મેં નિરાશ થઈ કહ્યુ 'પણ ત્યારે એમણે કરવુ શુ? આત્મહત્યા?"

રાજ્યદ્વારી ભાઈ કહે "ના! ના! એવુ તે હુ કહુ? એ તો પાપ કહેવાય પરતુ એમણે આ સ્થિતિ પર ઊંડો વિચાર કરવો ઘટે છે કદાચ, હિમાલય ચાલ્યા જાય તો ખોટુ નહિ પણ તે સિમલા, દાર્જિલિંગ, નૈનિતાલ કે મસુરી નહિ હો!"

બીજા એક રાજ્યનીતિજ્ઞ પુરુષનુ કહેવુ એમ હતુ "ગાધીજીના જેટલી ઊંડી નિરીક્ષણ શક્તિ દીર્ઘદૃષ્ટિ, ડહાપણ, સમતોલપણુ ઈત્યાદિ અત્યારના આપણા કોઈ નેતામા નથી રાઉંડ ટેબલ કોન્ફરન્સના ભાષણો વાચો, ગાધી–અર્વિન સમજૂતીની શરતો જુઓ કે હરિજનની ચૂટણીની વ્યવસ્થાનો એમનો બચાવ તપાસો, તો તમને સ્પષ્ટ જણાશે કે રાજકીય વિષયોનો એમને કેવો સરસ અભ્યાસ છે ગાધીજી કાઠિયાવાડી છે, વૈશ્ય છે અને વકીલ છે એટલે જ એ વ્યવહારકુશળ છે અને એમની તીવ્ર બુદ્ધિ રાજકીય પ્રશ્નોને પણ બરાબર સમજી લે છે પરતુ મુશ્કેલી માત્ર એમની આ અસ્પષ્ટ ને ગૂઢ ધાર્મિક ભાવના અને લાગણીની છે એ ધાર્મિકતા એમના જીવનમા પ્રવેશ કરીને એમની રાજકીય દૃષ્ટિના અતરાય રૂપ થાય છે અને આપણી રાષ્ટ્રીય પ્રગતિમા વિઘ્નરૂપ થાય છે ગાધીજીનુ રાજકીય નેતૃત્વ આપણે સ્વીકારીએ એથી કઈ એમના ધાર્મિક વિચારો સ્વીકારવા બધાયા નથી એમના આ અતર્નાદને એ કઈ ન કરી શકે? ગાધીજી જો એમની આ ગહન ધાર્મિકતા છોડી દે તો તેઓ આદર્શ નેતા થઇ શકે"

આ સર્વ ચર્ચા પરથી છેલ્લે હુ એવા નિર્ણય પર આવ્યો છુ કે ગાધીજીએ મિલકત અને ધનના ચોકીદાર થવુ જોઇએ અને નિર્ધનના નેતા થઈને મૂડીદારોનો વિનાશ કરવો

જોઈએ; દેશી રાજ્યમાં ડખલ ન કરવી જોઇએ અને દેશી રાજ્યની પ્રજાનો પ્રશ્ન એકદમ હાથ ધરવો જોઇએ; પ્રાચીન પ્રણાલિકાને અનુસરવી જોઇએ અને છતાં બંડખોર સુધારક થવું જોઈએ; હિંદુ-મુસ્લીમ ઐકય સાધવાનો એમણે પ્રયાસ પણ કરવો જોઈએ અને ન પણ કરવો જોઈએ; આર્થિક ઉન્નતિ સાધવાની એમની રીત ખોટી છે છતાં એ રીત પ્રમાણે વધારે વિશાળ કામ એમણે ઉપાડી લેવું જોઇએ; તેઓ રાજકીય જીવન માટે અયોગ્ય છે અને છતાં વધારેપડતા યોગ્ય પણ છે; એમણે મહાસભામાંથી નીકળી જવું જોઈએ પણ નીકળી ગયા એ યોગ્ય પગલું નથી લીધું.

બીજા એ નિર્ણય પર આવ્યો કે જો કે આપણા પરાજય ને નિષ્ફળતા માટે ગાંધીજી મુખ્યત્વે જવાબદાર છે છતાં બધું કામ ગાંધીજીએ જ કરવું જોઈએ અને દરેક પક્ષમાં જોડાઇ ગાંધીજીએ એ બોજો લઇ લેવો જોઈએ.

ગાંધીજીના કર્તવ્યનું આટલું સચોટ ભાન આપણને થઈ ગયું છે એ ખરેખર પ્રશંસનીય નથી?

# સુણ તો ખરો?

**સોમાભાઇ ભાવસાર**

પૃથ્વી

અભાગી અમ દુઃખિયા જનતણી ન કો'ને પડી
ન ભાળ કદી કોઈએ જગતમાં અમારી લીધી
ન જીવન વિષે કદી હૃદય શ્વાસ એ હાશનો
લીધો, ન પલ એક રે વિષમ કાળના પાશનો
છુટયો જગત બંધ એ, મરણ વેળ આવી કને
છતાં ન હળવો થતો—કસકસાવી તોયે મને
અરે જકડી રાખતો! વિસરવું વિસારાય શે!
*રહ્યો મરણ માત્ર એક જ ઉપાય. તારી કને*

ચહું અમર ના થવા નવ પ્રભો બીજી લાલસા
ચહું ફકત દુઃખિયા હૃદયની કહેવા કથા
ભલે વખત ના તને ન અધિરાઈ એની મને
પરંતુ ચસકીશ એક તસુ ના કહ્યાં વિણ તને
જગે વિતક સેંકડો અમ પરે પ્રભો! જે પડયાં
અને જીવન માર્ગમાં વિઘન જે અમોને નડયાં.

નિવારણ ભલે ન થાય વળગે વધુ છો બલા
પરંતુ સુણ તો ખરો! ઘડિક ધ્યાન દેને ભલા!

❧

# જલ બિંદુ

ધૂમકેતુ

ધર્મનો ઉપયોગ છે, અને ગેરઉપયોગ પણ છે. જવાબદારી, દુઃખ અને હૃદયનો સંતાપ—એ ભૂલવા માટે જ્યારે માણસ ધર્મનો આશ્રય લેવા જાય છે, ત્યારે એણે મેળવેલો ધર્મ, શીશામાં ભરેલા દારૂ જેવો છે. એના નશામાં એ ઘણું ભૂલી શકે છે એટલો જ એનો ઉપયોગ કહી શકાય. પણ જવાબદારી, દુઃખ કે સંતાપ—એમને ભૂલવા માટે નહિ, પણ સમજવા માટે જ્યારે માણસ ધર્મની શોધ કરે છે, ત્યારે એ જે મેળવે છે, તે ધર્મ હોઇ શકે.

*

જીવન અને પરિસ્થિતિ—એ સામે ઓછામાં ઓછી ફરિયાદો રજૂ કરનારો, એના વિશે સાચી સમજણ મેળવી શકે ખરો.

*

ફરિયાદ માણસ રજૂ નથી કરતો-કાં અત્યંત આળસુ હોય છે માટે—અથવા ઉદ્યોગી હોય છે માટે.

અરે !—આજે—છેકછેલ્લી ઘડીએ—બહુ જ મોડું થયું ત્યારે આ ખબર પડી. વ્યર્થ ગુમાવેલા જીવનની વહી ગયેલી એક એક પળ, એક એક ખંજર જેવી બનીને હૃદયને ભોંકી રહી છે.

પહેલેથી એ ખબર પડી હોત.

પહેલેથી જીવનની આવી પળોનો સાચ્ચો હિસાબ રાખી શકાયો હોત.

એ વખતે એમ લાગતું હતું કે આ પળ તો ગઈ તે ગઈ.

એ તો અનંતકાળમાં વિલીન થઈ ગઈ. એ વિષે વધુ વિચાર થાય તે પહેલાં બીજી અનેક પળો આવી પહોંચી—ને તે પણ ચાલી ગઇ.

પણ આજે ખબર પડે છે કે ગુમાવેલી એ હરેક પળમાં અદૃશ્ય રીતે ખંજરના ઘા ભર્યા છે.

રે ! વહી ગયેલી એક એક પળ—ને એવી અનંત પળો !—અને થોડીવાર પછી ઘેરા વિષાદને અંતે આશાનું એક કિરણ અંતરમાં ઊગે છે.

તું અમસ્તો જ અફસોસ કરે છે, ભાઈ! મરી ગયેલી એક એક પળ—એ જીવનવૃક્ષ પરથી ખરેલું એક એક પાન છે.

ખરી ગયેલા પાનનું ખાતર જેમ વૃક્ષને નવયૌવન આપવા માટે છે, તેમ વહી ગયેલી પળો જીવનને નવરસાયન આપવા માટે છે.

એ પળોમાંથી નવો ક્રમ રચવાનું—નવો માર્ગ શોધવાનું—નવો વિકાસ મેળવવાનું શક્ય છે.

પછી એ વહી ગયેલી પળો પણ ખરી રીતે તો તારી જ છે નાં ?

*

'મારે એકાંત જોઈએ છીએ કે આજે જીવનમાં મળેલી નિરાશા ઉપર હું જરાક વિચાર કરી શકું !'

એક અટ્ટહાસ્ય—નિરાશાને હજારો ગાઉ દૂર ફેંકી દેનારા એક અટ્ટહાસ્ય વડે તેણે ટકોરા જેવો જવાબ વાળ્યો: 'વિશ્વની સંકલનામાં જ્યાં ભયંકર ધરતીકંપોને—અને અમીવર્ષણ જીવન-જલરાશિને સ્થાન છે ત્યાં આવી એકાદ મામુલી નિરાશા ઉપર વિચાર સરખો પણ કરવો એ બુદ્ધિનો દ્રોહ છે.!'

દુનિયાનું સૌથી મોટામાં મોટું કરુણ આશ્ચર્ય આ છે: 'માણસ જેને માટે આમરણાંત પ્રયત્ન કર્યા જ કરે છે તે સુખ અને દુઃખ—કેવળ કાલ્પનિક દર્શન જ છે. અને એને માટે પ્રયત્ન અપ્રયત્ન કોઈ ચીજની જરૂર નથી. જરૂર હોય તો કેવળ એની કાલ્પનિક રેખાઓ સમજવાની.

*

શ્રદ્ધાનો અંશ પણ રહેવા ન દે એટલી બધી આગમચેતી—કદાચ એ મનુષ્યના 'અહમ્' નો જ પડઘો હશે.

*

કોઇ પણ કળાની ખરી ખૂબી આ છે: એમાં કળા ક્યાં છે, એવો સ્પષ્ટ અંગુલિનિર્દેશ તમે ન કરી શકો. વાતાવરણમાં ઓતપ્રોત થયેલું તમારું માનસ એમાં સઘળે કળા જુએ, અને છતાં એને, એક અમુક જ સ્થાન પર જોઈ ન શકે. આનું નામ કળાનો અપાર્થિવ વિજય.

*

અશક્ત દેહની જીવનદોરી લંબાવવાની આશા— માણસે આખી જિંદગીમાં એક પળ પણ સાચી રીતે જીવનમર્મ જાણવા પ્રયત્ન કર્યો નથી એનો એ જાહેર એકરાર છે.

*

ઈ. સ. ૧૮૫૭નો સમય હતો.

મૈયા ગંગા ગોમતી અને ગોગરાનાં પાણી માનવશોણિતથી ભરી દેવાનો, જાણે કે, નરમેધયજ્ઞ મંડાયો હતો.

ગુનેગાર કે બિનગુનેગાર, શાણો કે શયતાન, સાધુ કે સ્વાર્થી—ગમે તે હોય—ઈ. સ. ૧૮૫૭ના બળવાખોરોને એવો વિવેક કરવાનો વખત ન હતો. દાવાનળની માફક એક પછી એક ગામ ઝડપાતાં હતાં. મૈયા ગંગાગોમતીને આશ્રયે આવતી અનેક હોડીઓ, જોતજોતામાં અશરણ અંગ્રેજો, સ્ત્રીઓ અને બાળકોનાં રૂદન સહિત જલસમાધિ લેતી અદશ્ય થતી હતી.

ચારે તરફ નાસભાગ હતી. સૌ જીવ બચાવવા નાસી છૂટતા હતા.

પણ કોઈ સહીસલામત ન હતું.

ગંગામૈયા, ગોમતી અને ગોગરા—બન્ને કિનારે—જીવનને હાથમાં લઈને રમનારી માનવમેદનીથી છવાઈ ગયાં હતાં. સઘળાં સ્થળ બળવાખોર સૈનિકોના હાથમાં હતાં.

'એ હોડી નીકળી'—એ બૂમ પૂરી ન થાય તે પહેલાં 'એ હોડી ડૂબી'—એ બૂમ પડતી હતી.

કોઇ સહીસલામત ન હતું.

ઠેરઠેરથી લખનૌ સર કરવા બળવાખોરોના સૈનિકો એ તરફ પ્રયાણ કરી રહ્યા હતા. હરેક ગામડું અશાંત હતું. હરેક માણસ બળવાખોરનો સૈનિક હતો. વાતાવરણ વિશ્વાસઘાતના ખંજરોથી છલોછલ ભર્યું હતું. આજે બે દોકડાનો લાગતો નરમઘેંશ ચપરાશી, કાલે રાઈફલ લઈને 'સાહેબ! સંભાળજો!' કહેતો સામો ખડો થઈ જતો. માણસ જાણે મડદામાંથી સરજાતાં હોય તેમ, ચારે તરફના પ્રદેશમાં જ્યાં ભાડૂતી સિપાઈઓ હતા,

ત્યાં આજે સૈનિકો–મરવા માટે ઊભેલા સૈનિકો–ઉભરાયા હતા. સઘળા માણસો કોઈ અદશ્ય વિજળીના આંચકા અનુભવતા ન હોય તેમ લાગતું હતું.

એ વખતે એક નાનો લાગનો મોટો બનાવ બની ગયો.

ફૈઝાબાદ જિલ્લામાં સાલોની નામે ગામ છે. ત્યાંના અંગ્રેજ ઑફિસરે પ્રાણ બચાવવા માટે કાલાકંકર નરેશ રાજા હનમંતસિંહના અતિથિ બનીને રહ્યા હતા.

નવા જમીનદારી ધારાધોરણથી અનભિજ્ઞ–આ રાજાની ઘણીખરી જમીન, અદશ્ય રીતે ને ન સમજાય તેવી રીતે ખાલસા થઈ ગઈ હતી. કાલાકંકર નરેશને શિરને સાટે ખરીદેલી જમીનો આમ ચાલી જાય એ વસમું તો બહુ લાગ્યું હતું અને એનો મધ્યયુગના અવશેષ જેવો જ્વલંત તેજસ્વી માનભરેલો સ્વભાવ ઘવાયો હતો–છતાં એ સઘળું જાણે ન જ બન્યું હોય તેમ, ભયત્રસ્ત અંગ્રેજ અતિથિઓને એણે રક્ષણ આપ્યું હતું.

કોઈએ કહ્યું: 'નરેશ! દાવાનળ સળગે છે, ગામડેગામડું હાલી ઊઠયું છે, આપણું સર્વસ્વ હણી લેનારને આવો આશ્રય તમે ઊઠીને આપો એ છાજતુ નથી!'

બીજાએ કહ્યું: 'હોય, ભાઈ, જમાનો છે. આપણા બાપદાદાએ માથાં રણમાં મૂકીને જમીન લીધી; આપણે માથાં અંગ્રેજોના ચરણમાં મૂકીને તો લઈએ!'

રાજા હનમંતસિંહને તીક્ષ્ણ શર જેવાં વચનો વીંધી રહ્યાં. પણ હજી એણે વિવેક ગુમાવ્યો નથી. એનો એક જ જવાબ છે: 'ભયત્રસ્તોને ને શરણાગતોને હણવાથી આપણી રજપૂતી લાજે.'

અનુયાયીઓ અંદર અંદર કાન કરડે છે: 'રજપૂતી તો કોણ જાણે, પણ રાજાને મોહ થયો છે–સેવા કરીને સમૃદ્ધિ જમાવવાનો શૂદ્રધર્મ રાજાને દોરી રહ્યો છે.'

પણ કાલાકંકર નરેશ રાજા હનમંતસિંહ પોતે સઘળા અંગ્રેજોને અલ્લાહાબાદ સામેના ઉતારઘાટ સુધી પહોંચાડી આવ્યો. સઘળા સહીસલામત હતા. છેલ્લી સલામ થઈ ગઈ. વિદાય ઘડી આવી પહોંચી. ગંગામૈયા કિનારા પર રાજા ઊભો હતો. અંગ્રેજો અલ્લાહાબાદ જવાની વિદાય લઈ રહ્યા હતા.

તેમાંના એકે કહ્યું: 'રાજાસાહેબ! આવી જ રીતે અમે તમારી વધુ મદદની આશા રાખીએ છીએ બળવો સમાવી દેવામાં.'

રાજા હનમંતસિંહનું ઊંચુ પડછંદ શરીર જરાક વધારે ઊંચું થયું. એ ટટ્ટાર થઈ ગયો. એનો સીનો પણ પલટાઈ ગયો. એણે જવાબ વાળ્યો: 'તમારા ઉપર અચાનક હુમલો થયો ને તમે નિરાધાર ભયત્રસ્ત બની મારે ત્યાં આવ્યા. મારો ધર્મ એ વખતે સ્પષ્ટ જ હતા: મેં તમને જાનને જોખમે બચાવ્યા. પણ તમે કલમને એક ઝપાટે હજારો માણસોને જમીન-વિહોણા કરી મૂકયા છે. જે જમીન મારા કુટુંબમાં સૂર્યવંશી રામચંદ્રના વખતથી ચાલી આવે છે એમ કહું તો ચાલે, તે તમે એક સપાટે ઝૂંટવી લીધી છે. તમને નિરાશ્રિતને ભયત્રસ્તને રક્ષણ આપવું એ મારો ધર્મ હતો–પણ હવે–હવે...' રાજા હનમંતસિંહના શરીરમાં એક અદશ્ય વિજળીનો પ્રવાહ વહી રહ્યો–'હવે આવતી કાલે મારા સઘળા મિત્રો સગાંસબંધીઓના સૈન્યને મોખરે હું લખનૌ માટે ઊપડવાનો છું. તમને અતિથિને રક્ષણ આપવાનો જેમ મારો ધર્મ હતો, તેમ મારી જમીનના અન્યાય માટે રણમાં લડવાનો કે પડવાનો મારો ધર્મ છે. એ મારા બીજા ધર્મને પણ હું ન ભૂલી શકું.

અમરવાણીથી પ્રોત્સાહન પામ્યાં હોય તેમ મૈયા ગંગાનાં પાણી વધારે વેગથી વહી રહ્યાં હતાં.

# ચાંદીની તેજી અને આપણો રૂપીઓ

ચંદ્રપ્રસાદ હ. દીવાનજી

છેલ્લાં દોઢ વર્ષથી ચાંદીના ભાવમાં થતો આવતો વધારો અમેરિકામાં ચાંદીના ખાણોના માલિકોની કુમકે ઊભેલી રૂઝવેલ્ટની સરકારને જ આભારી છે. ન્યુયોર્કની બજારના ભાવો આખી દુનિયાની ચાંદીબજારને હલમલાવે છે. ઇ. સ. ૧૯૩૦ પહેલાં ન્યુયોર્કની બજારમાં ચાંદીનો ઓછામાં ઓછો ભાવ થયો હોય તો તે ઇ. સ. ૧૯૦૨માં ૪૭.૩૮ સેન્ટ થયો હતો. ઇ. સ. ૧૯૧૦થી ઇ. સ. ૧૯૧૩માં એ ભાવ ૫૪ સેન્ટ અને ૬૫ સેન્ટ વચ્ચે ફર્યા કર્યો, અને ઇ. સ. ૧૯૧૯માં ચાંદીનો ભાવ વધીને ૧·૩૮ ડોલર એટલે કે ૧૩૮ સેન્ટ થયેલો. આ અસાધારણ વધારાનું કારણ લડાઇ બંધ થયા પછી ભાવોમાં થયેલી ઉથલ-પાથલની અસર ગણાય છે. ત્યારબાદ ઇ. સ. ૧૯૨૮ સુધી ચાંદીનો ભાવ ઘટયો અને '૫૭.૧૫' સેન્ટ થયો. ઇ. સ. ૧૯૨૯માં ૪૭ સેન્ટ થયો અને ઇ. સ. ૧૯૩૦માં ૩૦.૭૫ સેન્ટ થયો. જ્યારે ઇ. સ. ૧૯૩૧માં ઘટીને છેક ૨૬ સેન્ટ થઇ ગયો. ત્યારબાદ ચાંદીનો સટ્ટો મોટા પાયા પર ઊપડયો અને ભાવ વધીને ૪૧ સેન્ટ થયો. પણ તે ભાવ ઝાઝો ટકી શકયો નહિ અને ૩૦ સેન્ટ થઇ ગયો.

ઈ. સ. ૧૯૩૧નો ઊંચો ભાવ ન ટકી શકવાનું કારણ એમ મનાય છે કે ન્યુયોર્કના બજારમાં ભાવો વધ્યા, લંડન (વિલાયત)ની બજારે પણ ટેકો આપ્યો, છતાં એશિયાના દેશો અને ખાસ કરીને ચીન અને હિંદ તરફથી ઊંચા ભાવે માંગ ન થવાથી એ ભાવો ટકી શકયા નહિ. ચીન અને હિંદ એ બે ચાંદીના મોટા ઘરાક છે અને ઈ. સ. ૧૯૨૪થી ૧૯૨૯ની વચ્ચે બે દેશો વચ્ચે સરેરાશ ૨૦ કરોડ આઉંસ ચાંદીની દરેક વર્ષે ખરીદી થઇ હતી. આ ૨૦ કરોડ આઉંસ ચાંદી એટલે દુનિયાની તે સમયની સરેરાશ વાર્ષિક ચાંદીની પેદાશનો ૪/૫ ભાગ.

ઈ. સ. ૧૯૨૯થી ઈ. સ. ૧૯૩૧ સુધીમાં ચાંદીના ભાવમાં ૪૮ ટકાનો ઘટાડો થયો પણ તેની અસર આંતરરાષ્ટ્રીય વેપાર જે ચીન સાથે ચાલતો હતો તેના ઉપર ઝાઝી ન થઇ, કારણ કે ચીનની વસ્તી જો કે દુનિયાની વસ્તીનો પાંચમો ભાગ છે પણ તેનો વેપાર ફક્ત ચાળીસમો ભાગ છે; એટલે કે બીજા દેશોની આયાતનિકાસનો વેપાર ચીન સાથે ફક્ત ૨½ ટકા જ છે. ચીનાઓ મોટે ભાગે પોતાના દેશમાં જ બનેલા માલનો ઉપયોગ કરે છે અને તેથી ચાંદીના ઘટેલા ભાવની અસર ચીનના દેશપરદેશના વેપાર ઉપર ખાસ કાંઇ થઈ નહિ. એ જ પ્રમાણે હિંદમાં પણ થવું જોઈતું હતું, પણ હિંદનો આંતરરાષ્ટ્રીય વેપાર ઘણા મોટા પ્રમાણમાં હોવાથી ચાંદીની મંદીથી હિંદની પેદાશના ભાવો ઘટયા અને હિંદમાં ગંભીર આર્થિક સ્થિતિ ઉત્પન્ન થઈ. જો કે ચાંદીની મંદીથી સીધી રીતે રૂપીઆના હૂંડિયામણ પર અસર ન થઈ શકી કારણ કે હિંદનો રૂપીઓ એ ચાંદી ઉપર છાપેલી નોટ છે અને તેથી જેમ કાગળના ભાવનો વધારોઘટાડો કાગળ ઉપર છાપેલી નોટોને અસર નથી કરી શકતો

તે જ પ્રમાણે "ચાંદી ઉપર છાપેલી નોટ" રૂપીઆ ઉપર ચાંદીના ભાવની અસર ન થઈ શકી. અલબત્ત હિંદની ગરીબ ખેડૂતપ્રધાન પ્રજાને એક બાજુથી પેદાશની કિંમતમાં ઘટાડો અને બીજી બાજુથી ચાંદીની મંદીને લઇને ઘણું જ શોસવું પડયું અને તેથી ખેડૂતોની સ્થિતિ તો ખેદકારક રીતે દયાજનક થઈ ગઈ.

અમેરિકન સરકારે ચાંદીના ભાવો વધારવા માંડ્યા અને ૧૯૩૩ના એપ્રિલમાં ન્યુયોર્ક અને લંડન બજારમાં ચાંદીના ભાવો ૩૭ સેન્ટ અને ૨૦ પેન્સ હતા તે વધીને ઈ. સ. ૧૯૩૪ના માર્ચમાં ૪૬ સેન્ટ અને ૨૦$\frac{3}{8}$ પેન્સ થયા. જ્યારે મુંબાઈની બજારમાં એ જ સમયમાં રૂ. ૫૯ અને રૂ./૫૭-૩-૦ ભાવ રહ્યા. ન્યુયોર્કમાં ભાવ વધ્યો પણ મુંબાઈમાં ઘટયો એનું કારણ હિંદી સરકારે ચાંદી ઉપર કમી કરેલી જગાત હોવી જોઈએ. આ ઘટેલ ભાવ ઝાઝો ટકયો નહિ અને ૧૯૩૫ના જુનમાં ન્યુયોર્કમાં ચાંદીનો ભાવ વધીને ૭૪ સેન્ટ થયો અને લંડનમાં ૩૩$\frac{3}{8}$ પેન્સ થયો ત્યારે મુંબાઈમાં પણ તે વધીને રૂ. ૮૦ થયો. ન્યુયોર્ક અને લંડનમાં ચાંદીના ભાવ દર આઉંસ પર બોલાય છે જ્યારે મુંબાઈ દર સો તોલે તે જ ભાવો બોલાય છે. મુંબાઈના બજારના ભાવો આપવાનું કારણ એટલું કે આખા હિંદની ચાંદીની મોટામાં મોટી બજાર મુંબાઈમાં છે. ચાંદીના ભાવો વધવાથી ચીનની આંતરિક સ્થિતિ પર ગંભીર અસર થવા પામી અને તેમાંથી દેશને બચાવવાને ચીનને સખત પગલાં લેવા પડ્યા. ચીને ચાંદીની નિકાસ ઉપર મોટી જગાત નાંખી છતાં પણ તેને પોતાની ચાંદી દેશમાં રાખવી મુશ્કેલ થઈ પડી અને તેથી ચીનની બહાર ચાંદી લઈ જવી એ ગુનો ઠરાવવામાં આવ્યો. જે ચીન ચાંદીની મંદીની અસરમાંથી બચી ગયું હતું તેને તેજીની અસર ઘણી નુકશાનકારક થવા લાગી.

ચાંદીના ભાવો અમેરિકા ક્યાં સુધી વધારશે એ સમજી શકાતું નથી અને ચાંદીની ખરી માંગ વિના એ વધારેલા ભાવો ક્યાં સુધી ટકશે એ પણ એક પ્રશ્ન જ છે. તો પણ જો ભાવ વધીને લંડનની બજારમાં ૪૯ પેન્સ ઉપર જાય અને મુંબાઈમાં ૧૧૦થી વધે તો રૂપીઆમાં જે ચાંદી છે તેની કિંમત એટલી વધી જાય કે લોકોને રૂપીઓ ગાળીને ચાંદી વેચવી નફાકારક થાય. જો ચાંદીના ભાવો એટલા વધી જાય તો રૂપીઆને ગળાતો અટકાવવાને સરકાર શું પગલાં લેશે તેની અનેક અટકળો થાય છે. સરકાર કદાચ રૂપીઆ ખેંચી લઈને નોટો જ ચલણમાં રહેવા દેવાનો પ્રયાસ કરે. પણ એ બાબતમાં મોટામાં મોટી મુશ્કેલી એ છે કે ૪ (ચાર) અબજ રૂપીઆને ચલણમાંથી પાછા ખેંચવા શી રીતે? જો રૂપીઆ પાછા ખેંચવાની જાહેરાત થાય તો લોકો તેને સરકારી તીજોરીમાં પાછા આપવાને બદલે ગાળી નાંખીને ચાંદી જ બનાવી દે. જો એ પગલું સરકાર લઈ શકે તો કદાચ રૂપીઆમાંથી ચાંદીનું પ્રમાણ ઓછું કરે, પણ એની અસર એવી થાય કે લોકો જૂના રૂપીઆ ગાળી નાંખે અને સરકારને આ વધેલા ભાવે રૂપીઆ પાડવા માટે ચાંદી ખરીદવી રહે. તો પછી સરકાર બ્રિટિશ સરકાર સાથે મસલત કરીને લંડન ન્યુયોર્કનો ક્રોસરેટ એવો નક્કી કરાવે કે જેથી ચાંદીના ભાવના વધારાની અસર હિંદમાં ઓછી થઈ જાય. પણ આ વાત સંભવિત જ નથી કારણ હિંદ માટે બ્રિટનની સરકાર એવું પગલું શું કામ ભરે? હવે ચોથુ પગલું સરકાર કદાચ એમ પણ ભરે કે પાઉંડ અને રૂપીઆનું હુંડિયામણ વધારી દે કે જેથી રૂપીઆની કિંમત વધી જાય. અને ઘણા જણની માન્યતા છે કે સરકાર એવું પગલું લેવા જ આતુર છે કારણ તેથી હિંદમાં માલની આયાત વધારે થાય અને ખાસ

કરી બ્રિટનના વેપારને ફાયદો થાય. એટલે હૂંડિયામણ વધારીને રૂપીઓ ગળાતો અટકાવવાનો પ્રયાસ સરકાર કરે તો બિલકુલ નવાઈ જેવું તો નહિ જ, જો કે એવા પગલાંથી હિંદને આર્થિક ગેરલાભ ઘણો જ થશે. પણ આપણા વેપારી રાજકર્તાઓને એની ક્યાં પરવા છે?

દ્વિચલણના હિમાયતીઓ એમ માને છે કે ચાંદીના ભાવો ટકાવી રાખવાને અને ખેડૂતોની નીપજની કિંમતમાં થતી ઉથલપાથલ કમી કરવાને માટે, એશિયાના દેશો, અમેરિકા તેમજ બીજા અગત્યના દેશોમાં ભેગા મળીને દ્વિચલણ દાખલ કરવું અને અગાઉ જેમ ટંકશાળો ચાંદીના સિક્કા પાડવા માટે ખુલ્લી રહેતી હતી તેમજ ખુલ્લી મૂકવી. કરાંચીવાળા સર મોન્ટેગુ વેબ હિંદી ટંકશાળ ચાંદીના સિક્કા છૂટથી પાડવા માટે ખુલ્લી મૂકવાના મોટા હિમાયતી છે. અને એમની માન્યતા છે કે એમ થવાથી હિંદની આર્થિક સ્થિતિમાં કાયમી ફેરફાર થઈ જશે.

મનુષ્ય હથિયાર વાપરનારું પ્રાણી છે. હથિયાર—નાણાંના હથિયાર—વિના દુનિયાની સંસ્કૃતિ જે આપણે જોઈએ છીએ તે હસ્તી ન જ ધરાવી શકે. હળ, શાળ, આગગાડી, મોટરકાર વગેરે બધાં જ હથિયારો મનુષ્યને અમુક રીતે મદદ કરે છે. નાણું અથવા ચલણ એ ખરીદ કરનારું હથિયાર છે અને જેમ બીજાં હથિયારો ઓછાં હોય તો કામ કરવું મુશ્કેલ પડે અને વધારે હોય તો નકામાં પડે, તેમજ ચલણનાં હથિયારનું પણ છે અને તેથી સર મોન્ટેગુ કહે છે કે ટંકશાળ ચાંદીના સિક્કા પાડવા માટે ખુલ્લી મૂકવામાં આવે તો એ ચલણનાં હથિયાર જે પ્રમાણમાં લોકોની જરૂરિયાત હોય તે પ્રમાણે મળી શકે અને તેથી ભાવતાલોમાં અસાધારણ ફેરફારો પણ થતા અટકે. સરકાર વજન અને માપને માટે સખત કાયદાઓ બનાવે છે, પણ ચલણના માપમાં થતા ફેરફારો અને છેતરપીંડી તરફ તદ્દન બેદરકાર રહે છે. આ ચલણના માપની છેતરપીંડી બિચારા ખેડૂતોને જ ચૂસી લે છે. આજે એમની મહેનતનું વેતન અર્ધું કરી નાંખે છે. ચાંદીનો ચલણમાં ઉપયોગ કરનારી પ્રજાની વસ્તી દુનિયામાં ઘણા મોટા પ્રમાણમાં છે અને તેથી જ સર મોન્ટેગુ ટંકશાળ ચાંદીના સિક્કા માટે છૂટથી ખુલ્લી મૂકવાથી દુનિયાના મોટા ભાગને રાહત મળશે એમ હિમાયત કરે છે.

હિંદી હૂંડિયામણની સરકારની નીતિનો ઈતિહાસ સાક્ષી પૂરે છે કે સરકારનું વલણ હૂંડિયામણ વધારવા તરફ જ છે અને તેથી રૂપીઆ ગળાતા અટકાવવાને એ જ પગલું સરકાર પસંદ કરશે, એમ અનુમાન થઈ શકે. જો સરકાર એ પગલું લેશે તો હિંદને વળી પાછું આર્થિક મંદીના મોજામાં સપડાવું પડશે. ફ્રાન્સ, ઈગ્લંડ અને અમેરિકા વચ્ચે હૂંડિયામણ સ્થાયી કરવાની વાતો સંભળાય છે અને આશા રાખી શકાય છે કે આ પ્રમાણે થાય તો જ હિંદમાં ઉપલા સંજોગો ઊભા થતા અટકે!!!

આ આપણી પરાધીનતાનો કેવો સુંદર નમૂનો?

# એક ખૂણે

'સ્વપ્નસ્થ'

'આ શુષ્ક થાતા સરિતા પ્રવાહના,
સૂના થતા જીવનના કિનારા:
સૂકાઈ જાતાં ખડ છોડ લીલાં,
ન પંખી આવી ઉગતાં પ્રભાતથી
સંધ્યા સુધી અંતર ગીત ગાતાં,
ન ઢોર આવે નિજ શાંતિ શોધવા,
સૂના થયા ઘાટ ન પાનીહારી, ત્યાં,
હસે ન અંતઃસ્મિત જીંદગીનાં;
ન ત્યાંહિ આશા, ન હુલાસના ધ્વનિ,
ન પ્રેમ, ના શીતલ સ્વપ્ન માધુરી
પરંતુ આ ઉજ્જડ વૃક્ષ, ખેતરો,
નિષ્પ્રાણ રાત્રિ દિવસો સદાયનાં
એવાં જ નિર્લેપ છતાં અનંત,
–સાથી રહ્યાં નીરસ જીંદગીના.'

નિષ્કંપ છાયા, નભ અભ્ર છાયાં,
મધ્યાન્હ એ ક્લાન્ત પસાર થાતા
જ્યારે ભરે અંતરને . ઉદાસી–
વિચાર જાણે સહુ વ્યર્થ જીંદગી
વહી જતી નિષ્પથ કાળ વાટમાં.

ત્યારે અહીં જીવન ઓરડીમાં
પ્રવેશતી સ્વપ્ન દયાર્દ્ર કન્યા
એ નમ્ર મોઢું દગ હેતથી ભર્યા,
શરીરમાં નિર્મળ વાસનાનાં;
પચ્ચો મહીં જીવન ધારણા શાં,
આ જન્મ કેરાં કરજો ચુકાવી–
આ વિશ્વ ચાહી નિજ સર્વ અર્પી–
વહી જવા આતુર ભદ્ર ઝંખના,
દયા અને નિર્મમ . હેત વર્ષતાં.
મૂંગા સુતેલા દરદી કને જઈ
નિત્યે કરે સાત્વિક વાત લોકની,
હસે હસાવે વરસો થયાં પડ્યા
આ જીર્ણ દર્દી ઉરને સુધામાં,

એ જીંદગી તે-પળ જીવવાને,
લાગી રહે યોગ્ય, અનેક આશા
કંપી રહે એ ક્ષત અંતરે, અહો,
જાણે ન આજે જ પ્રભાત પ્રાણનું !
ભૂલી જતો : અર્ધ વિતેલ જીંદગી,
તૂટેલ સ્વપ્નો તણી દિવ્ય માળા;
સરે સ્મૃતિ વ્યસ્ત બનેલ પાંખની,
હસી રહે વ્યોમની કાન્તિ નિર્મળી.
ને એમને એમ ઘણા બપોરો,
દિનો, મહીના, વરસો ભરી ગયા,
છતાંય એવી જ વિશાન્ત નમ્ર,
અખૂટ આશા ઉરમાં જગાડતી,
કહી રહી વાત જગત સુધાની.
આવી ન હોયે કદિ કામવાળી
તો શાંત એ વાસણ માંજી નાખતી,
ન ધૂળ ઊડે ત્યમ ભાળ રાખી
વાળી દિયે, મૂક બધીય ઓરડી,
પાણી લયા'વે જઈ એ જ શાંતિથી,
હસી જમાડે પણ કોકવાર એ,
—હમેશ તો હોય જ કામવાળી—
કો' કો'દિને સાંજ તણા પ્રકાશમાં,
એનાં સુકર્મો સુખથી સ્મરાવતાં,
ચાંપી દિયે એ પગ રહેંજ ભાવમાં.

ગંભીર તોયે હસતી, અકથ્ય એ,
આશા જગાડે સહુ અંતરોમાં,
આ ચાલના સદ્ગત શેઠની સુતા
ગરીબ આ ભાડુત ઓરડીમાં
વર્ષો થયાં આશ પ્રકાશ લાવી
ઉ જા ળ તી અં ત ર ઓ ર ડી નાં
મેં જોઈ, આજે ફરતી તહીંનિઃ
આ વ્યર્થ શી નીરસ જીંદગીમાં,
ઘણુંય છે અર્પણ યોગ્ય એવું
ઊંડું જગાડી રહી ભાન પ્રાણમાં,
આશા ધરી હુંય હસું બપોરના.

૭-૫-૧૯૩૫

# જીવનની જ્યોત

રંજિતલાલ હરિલાલ પંડયા બાર-એટ-લૉ

૧

તા. ૧૨..............
વિસ્મૃતિનું શાંતિનિકેતન

" પ્રિય ભાઈ,

તારો પત્ર મળ્યો . . . નિરંતરતાની ભયંકર, વિસ્મૃતિ જેવી, હિમગિરિઓની ચિરંતર શાંતિમાં, આંસુને મોતીપડે વીંટીને, તેં આટઆટલી સહૃદયતા-વાત્સલ્યતા કહું તો પણ ચાલે; કારણ તારા સર્વગ્રાહી આત્માને, ક્યારે હું મારા કેટકેટલાય અમરંગી, અવળમાર્ગો વેડાઓ છતાં પણ, કદીએ નિર્દોષ-કે નાદાન ?-બાળક જેવો, સર્વક્ષમ્ય, સર્વદાન્ત વિના બીજો કંઇ પણ લાગ્યો છું ? . . ભાઈ, તેં આટઆટલી સહૃદયતાભરી ઉદારતાથી, દૂઝતે હૃદયે, જે દોહ્યલા જીવનસમાચાર પાઠવ્યા, તેથી—માનીશ ? માનવું હોય તો માનજે; નહિ તો મારા જાણીતા અવળમાર્ગીપણાના આદર હેઠળ, મારા જીવનની બીજી ઇંગતો તેં દાબી દીધી છે તેમ આને પણ દફનાવી દેજે !-તેં પાઠવેલા "દોહ્યલા" સમાચારથી, ઉત્તરધ્રુવની થીજી ગએલી સાગરમાળા જેમ કોટી ઉપાયે પણ હાલે નહિ તેમ, મારું હૃદય હાલ્યુંએ નથી તેમ ચાલ્યુંએ નથી ! જગતની ત્રિધા પ્રજ્જ્વળતી જીવન સામેરીમાં, જગતની દૃષ્ટિએ કારમા દેખાતા એ ઇતિવૃત્તની કરુણ દુઃખતાએ, ઘડીભર ધ્રુવપદની અચળતા કે પ્રત્યાઘાતનો થડકાર પ્રાપ્ત કર્યા હશે, પણ, સંગીત અને સર્જન વિનાના, આ નિર્જન, એકાંત બળતા હિમ પ્રદેશમાં જીવનની એ નાની નાની-લગભગ હસનીય-સંગીતટૂંકો ધ્વસ્ત આત્મવૃક્ષની ઝીણી પણ પાંદડી ક્યાંથી હલાવી શકે ? અનંત બરફના અંચળા ઓઢી પડેલા આ ગગનચુંબી પર્વત મહોલની અંદર તો તમારો સંદેશ, જીવનના એક કારમા અટ્ટહાસ્ય જેવો જ આવ્યો અને આ ગુફાઓ, ગહ્વરો, આત્મ ચીરી અશ્મછાટોની અંદર તેણે જે ઘોષ અને પ્રતિઘોષ ઉઠાવ્યો તે, આરસની સરખંધીને કરવત વતી કાપવાના સૂર જેવો જ—ક્રૂર, કર્કશ, વિસંવાદી ! જ્યાં જળ નથી, સ્થળ નથી, ઉદ્‌ભિજ નથી, આકાશ નથી, સૃષ્ટિ કે સ્રષ્ટા નથી, ઇષ્ટ કે પૂર્ત નથી—એવા નિર્વાણ, નિરાકાર, નિશ્ચિંત આ જગતની અંદર, આગિયાની પાંખે તરી આવેલો તમારો પેગામ, એની અસંબદ્ધતાથી હાસ્ય ઉપજાવે છે, એની અનુચિતતાથી કઠોરતા અનુભવાવે છે, એની મોભાગ્રતાથી આત્મક્લાંતિ કરાવે છે ! સપ્તરંગી ચોરે મઢેલું નિષ્પ્રાણ શબ, જેમ ચેતનાનો સ્વાંગ લઇ, કરુણ સંગીત માત્રા સાથે કોઇ આર્દ્ર નૃત્ય પ્રારંભે, તેમ તમારી પત્રાવલી, આ નિર્ભેદ, નિર્વિકાર, નિર્જન ભૂમિની અંદર, નિષ્પ્રયોજન નાદ કરવા આવેલ છે, નાદ કરી રહેલ છે ! જેને કર્ણ નથી, સંજ્ઞા નથી, ભાવ કે ભીનાશ નથી એવી અડબંગ આ પર્વતમાળાઓને એ કદી ભાવમયતાથી નિર્બળ કરી શકવાની નથી, આર્દ્રતાથી વિમર્શિત કરી શકવાની નથી ! અને મને ! જેને દૃશ્ય અને અદૃશ્ય, આ અને અવર, વૃત્ત અને નિવૃત્ત, આગત અને અનાગત, ભિન્નરૂપતાની સરીલ જેવાં સપાટ, એકસરખાં અને સમવર્તી છે, એવા નિષ્કપાટ નિર્દ્વંદ્વને, જે છે નહિ, જેની સ્વપ્નામાં પણ સ્મૃતિ, નિદ્રાની અંદર, મૂંઝ

ઉપર કદવી હાસ્યછાયા જ રેડાવે છે, તે, સૃષ્ટિ અને તેના સુરવાસીઓની પ્રલાપ કથા, કેમ કરીને અડી શકવાની છે? હલાવી શકવાની છે? આકર્ષી શકવાની છે? શ્રોતા અને ધર્તા વિના, પંથ ભૂલેલા પંખી પેઠે સહચાર અને સ્વીકાર માગતી, તમે પાઠવેલ ઇંગતમાળા, આ વજ્રગુંબજોવાળી પર્વતાવલિઓમાં, શિખરે શિખરે ભમશે, આદર પામવાના જીવલ્હેણુ આત્મપછાડ કરશે—પણ, નચેત ઊભી રહેલી, નિર્દયતાની મૂર્તિ સમી આ હિમમાળાઓના પ્રચંડ વક્ષઃસ્થળોમાં કે આ, હૃદયના અસ્થિકમંડલુમાં, એને કદી સ્થાન કે શુશ્રૂષા મળનાર નથી, જડનાર નથી, પમાનાર નથી! માત્ર સળગતા વનની અંદરથી છૂટવા મથતાં, દાવાગ્નિની પ્રજ્જ્વલિત ધૂણીમાં, તમ્મર ખાઈને હોમાતા પંખેરૂની પેઠે, તે, આ અશ્મછાટોના ગગનચૂંબી મડદાઢગોની અંદર, અભેદ્ય નિષ્કરુણતાથી વીંધાઈ, અશ્લીલ નિરસ્તરતાથી નષ્ટપ્રાય થઇ, સદાને માટે, કાળ અને કર્મના, જીવંત મૃત્યુ જેવા, અવળવળાવાળા વામ માર્ગમાં દટાશે-દફનાશે-લુપ્ત થશે!

૨

ઝાંઝવાના જળ જેવું આળપંપાળ, તમારી લેખાવલી જેને આજ સચેત કરવા મથે છે તે, જીવન હતું—જ્યારે હતું ત્યારે! આજ જેનો ગૂઢમાં ગૂઢ વિચાર પણ, ફૂટેલા ઘડાની પેઠે, રણકો ઉત્પન્ન કરતો નથી, જેની આર્દ્રમાં આર્દ્ર વૈકલતા પણ, છાતીનાં વિવરોમાં કુમાશની કૂંપળ પ્રસારતી નથી, તે જગત અને તેના વિવિધ, બાહ્યંતર, સમવિરામ નાદઘોષો એક દિવસ હતા! સૌન્દર્યના ભરકટોરામાંથી સરી પડતી અકલ્પ તેની તેજસંહિતા, આત્માની આંખોને આનન્દમૂર્છાથી આંજી નાંખતી, પ્રલોભનની અંતરછીનીથી આત્મતત્ત્વને કોરી નાંખતી, આકર્ષણની અનિવાર્ય અદ્ભુતતાથી હૃદયબળને પાંગળા કરી નાંખતી! પણ આજે—આજે તો નથી એ જગત કે જીવનમોહિની, આત્માના ખુલ્લા મૂકેલા આ પોપચાને, ઉગ્રમાં ઉગ્ર વશીકરણે કે પ્રબળમાં પ્રબળ પરિશ્વજને, પ્રજ્વાળતી કે ફરફરાવતી પણ! નિરીશ્વરતાની ભયંકર નિઃશાંતિ જેવું, નિશ્લેષ્ટ, વિશ્રાંત સૂતેલું આ હૈયું—એ રંગબેરંગી ગોપુરીના ઐન્દ્રજાલિક ગોપાલકના સુસ્વરોને, અને તેના સભર સંદેશા લાવતા તમારા પત્રાલાપને, સ્મૃતિથી, સ્પર્શથી અને વિચારથી હસે છે—વિગતપ્રાણ અસ્થિપિંજર, જીવનને હસે તેમ, ખડખડાટ હસે છે! "જીવનની જ્યોત" જેને કહી, મૃત આત્માના આ શૂન્ય ગૃહને, પ્રેમભીની વાણીથી ઉદ્દીપ્ત કરવા મથો છો, તે, મારે મન તો "જીવનની જ્યોત" નહોતાં—પરંતુ જાણશો ત્યારે તમે પણ સહજ સમજશો તેમ—જીવનનાં ક્રૂરમાં ક્રૂર વિડંબનો હતાં! એમનો અકસ્માત કે અકલ્પ્ય રીતે વિનાશ, અકલ્પના અને અકસ્માતની સીમા તરી ગએલા નિષ્પ્રાણ આ આત્માને ક્યાંથી આરક્ત કરે?—નિરાશ કે નારાજ કરે? આશાના સહસ્રરંગી પૂંજો ઉપર જીવન ઝીલાવતા તમારા આત્માને, આ વસ્તુ, વિશાદનાં, આસ્થાનાં, સહૃદયતાનાં આંસુ લાવતી હશે; પણ વૈમનસ્ય અને વિરાગની ધૂમ્રધૂસરતાને પણ નિવારીને, નિષ્કૈવલ્ય અને નિષ્પ્રામાણ્યની ફીમધવલતા પામેલા આ આત્માને તો, જન્મ પહેલાં પણ જેનું મૃત્યુ જ વાંછેલું, આત્મસંચારની પણ જેની પ્રથમ કલ્પનાએ શરીરમાં—આત્મામાં—અનામી કમકમાં આણેલાં—એવી જીવનની ધન્યરજ આમ્રમંજરીઓ, સૃષ્ટિના પ્રવાતથી બ્હીલાઇ ગઇ તોયે શું, વિખરાઈ ગઈ તોયે શું, પ્રફુલ્લિત થઈ તોયે શું? ગંધ, કીટ અને નર્કના ભરેલા કામસંસારની કામ્ય વાસનાઓના એ પરિપાકનું—એ સંસારના પ્રવર્તિત નિયમો અને

ન્યાયો અનુસાર-ફાવે તેમ થાઓ! એ સૃષ્ટિ અને સૃષ્ટિવાસનાઓથી પર, અનાદિ કાળના અનવચ્છિન્ન શિલાપાટ ઉપર આરૂઢ થએલા આ આત્માને, એ થાઓ અને ન થાઓ-બન્ને સમાન અને સરખાં અસમંજસ છે!

૩

જીવનના પ્રાણનાથે, આ આત્માને કયા કારણે જીવનના આ વિતડાખેલમાં અવતરવાનું કહ્યું, તે એ પ્રાણનાથ, કદાચ, જાણતો હશે: પણ એ વિતડાખેલમાં એ બીજા પણ જીવન અંશને શા કારણે ઉતારવાનું નિર્માણ કર્યું અને તેથી પણ આગળ જઇ, શા કારણે આ બે જીવન જંતુઓને, સૃષ્ટિની સપાટી ઉપર સહવાસ અને સહગમન કરવાના યોગની અભિજાત-કે અભાગી-ભેટ અર્પણ કરી, તે તો, એ "પ્રાણનાથ" ને તેનો "પ્રાણનાથ" પણ જાણતો હશે કે કેમ, તે વિષે મને ઘણી શકા છે! છતાં, બારીમાંથી ઉચ્છિષ્ટને ફેંકાય તેમ, જુદાં જુદાં સ્થાનોએ, જુદા જુદા સમયોએ અને જુદા જુદા સંયોગોની અંદર, સૃષ્ટિના એ મહા-નિયામક ચરિત્ર કર્તાએ, સ્વૈરવિહારનાં પોતાનાં મનોરમ બાગમાંથી એ ફેંક્યાં, આ સૃષ્ટિના મરુમાર્ગ ઉપર ફગાવી દીધાં! અનિચ્છિત, અનિષ્પિત, પ્રાપ્ત થએલા આ અહોભાગ્યને, માટીના એ સજીવ લોંદાઓ, પોતાને મળેલા આત્મ કપાટમાં, સમજ્યા કે નહિ, તે કહી શકાય તેમ નથી: કારણ, સૃષ્ટિની, સૌન્દર્ય સોહાગમાં ઝગઝગતી, આ મોહ અટારી ઉપર, જન્મેલ છતાં એ મૃત આત્માઓની પહેલી સવાર, રૂદન અને વિશાદમાં ઊગી હતી. એ કથા જે હો તે હો, પરતુ એટલું તો ખરું જ કે, દરિયા વચ્ચે ઉભેલા ખડક ઉપર, સૂંમે ને સૂંમે ચઢી વળતાં, કરચલાંઓના સમૂહ જેવા માનવ કુળમાં, એ બે નિઃસત્ત્વો ઠોકાયાં-એટલે કે, સૃષ્ટિની અભિજાત સભ્યતાની વાણીમાં તેમના પનોતાં પગલાં મડાયાં-સદા માટે! પછી ઊગતા થુવરો કદી માપ્યા છે? ઊછરતા આંકડા કદી પરખાયા છે?-તેમ મનુષ્ય કુંડની અંદર અણુમાગ્યે, આકસ્મિક ફગોટાયેલાં એ બે માનવ જન્તુઓ, પોતાના સર્ગ અનુસાર, એટલે કે પોતાથી પર, અણજાણ્યાં બળો અનુસાર, જીવનમાં આગળ પગલાં ભરતાં ગયાં—પ્રવૃદ્ધ, બલિષ્ટ, અભિમાન અને આત્મત્વ વધારે ધરતાં થતાં ગયાં. ચતુષ્પાદ પ્રાણીઓ અને દ્વિતુજ માનવોના બનેલા આ અતલી જંગલમાં, કોણે તેમને ઘાટ આપ્યા, કોણે તેમને ઉછેર પાયાં, કોણે તેમનાં માનસ ચક્ષુઓને દિશા અને દર્શન અર્પણ કર્યા, એની આપણે અહીં નિસ્બત નથી. વર્ષાદની પ્રખર ઝડીઓની અંદર, ફુલી ફુલી ફાલતાં વર્ષાદોડીનાં કુલઝુંડ જેવાં, અબુધ, અબળ અને અસંભાવાન ખીલ્યા જતા માનવ સંકુલમાં, નિરાધાર અને નિર્ફિકર, સર્વશરણ સદાચારનો આશરો-કે પીછો-લઈ, તેઓ વધતાં જ ગયાં; ખીલતાં જ ગયા!-માનવત્વને માનદ અધિકારીપદે વધારે ને વધારે પહોંચતાં જ ગયાં! એક પુરુષ કહેવાયો; બીજી સ્ત્રી કહેવાઈ! એક કુમાર થયો; બીજી કુમારી બની! અને માનવોના મહર્ષિ મનુમહારાજે રચેલી કલ્પના કોટડીઓમાં બન્ને પુરાયાં; પૃથક પૃથક, પણ અપરાજિત કાળને અલોપ્ય તાંતણે બધાયેલાં, સ્વતંત્ર છતાં અબાધ્ય સૃષ્ટિ નિયમોની બેડીઓમાં જકડાયેલાં! કોણ જાણે કે આ બે ધ્રુવો જેટલાં વિશાળ વિખૂટાં પડેલાં જીવનબીઆંઓ, સૃષ્ટિને ફંદરે સંકળાશે? કોણ કહી શકે-દિવાના વિના કોઈ બીજો-કે જેને સ્નેહ નથી, સંબંધ નથી, શાશ્વતતા કે સમાનતા નથી એવી, અકારણ જીવતી, અકારણ ઊગેલી, અને અકારણ ખિલાવટ ભોગવતી એ અહેશાન મૂર્તિઓ-

સંયુક્તતાની અચિંતી કારાવાસીમાં ગ્રહાશે ? સાયુજ્યની અકલ્પ્ય બાંહ્યધરીમાં બંદીવાન થશે ? અને છતાં, જે નિયમ જગતને અને તેના મહાભાગ "કારણ"ને પણ નિયત કરે છે–તે નિયમ–અકારણતા–સુસંગતીનાં પાટિયાં વિનાં, રૂજુતાના આધાર સ્તંભ વિના, અગાધ નિઃસીમતાને છેવાડે છુટાં પડેલાં બે બિન્દુને, પાસે આવવાનાં પરનાળાંની પરંપરા રચ્યા જ જતો હતો, સબંધને નાંખવાની શૃંખલાઓ ગુંથ્યા જ જતો હતો–અને અંતે જે થવા પામ્યું તે નિયતિની અનિયત નિયમિતતા વધારે ને વધારે દૃઢ કર્યે જ જતો હતો !

૪

અમારાં લગ્ન થયાં: અથવા તમે જેને "લગ્ન" કહો છો તે–એટલે કે આકાશસંબંધ ! તે "અણમોલ" ઘડી પહેલાં, પવિત્રતામાં પગલાં માંડતાં અમે બન્નેમાંથી કોઈએ એક બીજાને જોએલાં નહિ. શબ્દ આપલે તો કયાંથી જ કરી હોય ? ગોખલામાંથી ઢીંગલી કાઢી મંગળ વિવાહ થાય, એમ ઈશ્વિર સમક્ષ, તેના ગણનાયની સમક્ષ, સૂર્ય અને ચન્દ્ર સમક્ષ, અસ્પષ્ટ બોલાતા મંત્રોચ્ચાર અને માંગલિકાની વચ્ચે, અમે યાવદ્ચન્દ્રદિવાકરૌ જોડાએલાં. મારા અર્ધ અંગની અભિધાત્રી કેવી હશે, એ વિચારવાનું તે વખતે એટલું કુતૂહલ મને નહોતું–જેટલું આ કંઠે પ્રાણ આણતા બકવાદમાંથી કયારે છુટા થવાય, એ માટે જેટલું હતું ! અને મારી નવીન આણી લાવેલ જીવનરાણી ? એના પ્રાણ પરવાર્યા હોય એવા નિશ્ચલ જણાતા હાથતલ, એ ઘસઘસાટ ઊંઘમાં હતી તેની શંકા પણ રહેવા દેતા નહોતા ! છતાં વેદ પાઠ પુરા ભણાયા, હોમ હવન આંખોને આંધળી કરી દીધી ત્યાંસુધી સિંચાયા, અને વક્ર-ગીતો, મુષ્ટામુષ્ટી અને છેવટે કેશાકેશી સુધી આવ્યાં, ત્યાં સુધી ગવાયાં ! સાજનોએ કહ્યું, આવું શુભલગ્ન ગામમાં કદી દેખાયું નથી; સંબંધીઓએ ભાખ્યું કે ભાગ્યવાન વરવધૂથી વધારે કોઈ છે નહિ; સન્જનોએ કહ્યું, સફળતા સફળતાને જ વરે છે. માતાપિતા રોયાં, (ઊંઘમાંથી ઉઠાડેલી) દીકરીને ભેટયાં, મોંડમુગટ સમા થયાં, રાવણ દીવાના ઓલવાયેલા પ્રકાશ સચેત કરાયા; વાદિત્ર ગગડયાં અને નવ વરવધૂની રંગીલી વ્હેલ, મધ્ય રાત્રીના બાર ઉપર બે વાગ્યે,–"ધનવાન, પુત્રવાન, સમૃદ્ધિવાન"નાં ચોમેર રણકતાં આશીર્વચન વચ્ચે–કંટાળાથી ઘૃણા ઉત્પન્ન કરતા આ સ્થાનમાંથી–દિવ્યતામાં તો દિવ્યતાનો પિતા જાણે—પરંતુ મેલી મશાલોથી દૂર અસતા અંધારામાં–મલકતી અને ઊંઘતી, પૂર બહારે બહાર નીકળી !

૫

"જમાનો જમાનાને ખાય છે" એવું તમે એકવાર કહ્યું હતું ? પણ જમાનો, પરવશ, પરાધીન એક માનવશળીને ખાય તેનું શું ? એ કચરાતા છતાં કોઈને કચરવા ન ઇચ્છતા, નકિંચનને, જમાનાની કહો, જમાનામાં વસતા મનુષ્યોની કહો કે એ જમાનાને કરનાર માનવપતિની કહો–પરંતુ, અભાગી, અણઆણી, સંજોગચક્રીમાં શાને માટે પીલાવું પ્રાપ્ત થાય ? કહીં–દુનિયાના છેડા જેટલા દૂરદૂરથી ભેગાં તાણેલાં, ન ઓળખતાં, ન પારખતાં, ફરી ન ભૂત કે ભવિષ્યમાં–વર્તમાન જેવા જ અકસ્માત વિના–કદી એક બીજાને મળેલાં કે મળવાનાં–અરે. મળવા ચાહનાર પણ–એ માનજીદ્વિભુજના દ્વંદ્વને. જગતની ચોપટ ઉપર સરલ સુલભ-તાથી ફગાવી દેનાર એ જગતના ખેલાડીને, ભલે તમે વિધાતા કહો, ત્રાતા કહો, નાથ કે

નેતા કહો, પણ જગતના આકાશની અંદર અનંત ઊડતા માનવપતંગોનો કોઈ કિન્નાધારી કદી હોય, જે મને તો પૂરું શંકાસ્પદ છે, તો તે મસ્તીખોર જ નહિ પરંતુ મશ્કરીખોર ક્રૂર બાળક સિવાય અન્ય કોઈ ન હોઈ શકે એમ મને તો લાગે છે. જે હો તે હો એ વિચાર વમળની આંટીઘૂંટીનાં અભિજાત આકર્ષણ, તમારા બુદ્ધિમાન વેદાંતવાદીઓને સમર્પણ કરી-મારી અકસ્માતે બનેલી, અમારી-કથા આગળ ચલાવું. તળાવ કાંઠે ચારો ચરવા ગએલાં પશુઓનું ઓળખાણ ધરાવતાં અમે એને, સહજીવનના સર્જનહારે, તરત, એકદમ તો સહજીવનની વેદીમાં હોમ્યાં નહિઃ જાણે સારી રીતે પ્રજાળવાને માટે ઈંધનસંગ્રહ તો હોય, ધૃત, મધુ અને ખીર્જ કથિતઓ શોધતો હોય તેમ તેણે આનન્દની એકલતાથી થોડો વખત તો અમને પ્રફુલિત કર્યાં, સ્વપ્નમય કર્યાં! મિત્રોની મીઠી મુબારકબાદી, અનાગત જીવનના અનર્ગળ પલકાર, સંબંધીઓની કુશળ પ્રવેશણક્રિયા-સૌએ, આત્મનાશી એ બધીખાનામાં પેસવાનો માર્ગ અમારે માટે ઉલટભેર સરળ અને સીધો કરી આપ્યો. અને જ્યારે અમે એ સૌ શુભેચ્છાઓને અંતે અવસતિ કારાગારમાં-કોણ દોર્યાં?-દાખલ થયાં ત્યારે પ્રથમના મિલન જેવાં વાદિત્રો તો વાગેલાં નહિ, પરતુ અભિનવતાનાં લીલાં તોરણોએ વધાવાયેલાં, આશાઓના ઉદ્દીપ્ત બંદીજનોએ પોખાયેલાં અને અજ્ઞાનતાની મીઠી સુગંધીઓથી છંટકાયેલાં!

કહેવાની જરૂર હોઈ શકે કે આ દિવ્યતાના પ્રાસાદમાં અમને અમારાં અન્યોન્ય સ્થાન અને સ્થિતિ દેખાડવા-સમજાવવા-જોવા માટે, એક-રાત તો પડે ત્યારે ને?-પણ એક દિવસ જ અથવા તેની પણ બે ચાર ઘડીઓ-બસ હતી? અપરિચિતતાની આંધીમાં મેંડાયેલું જીવન, સાયુજ્યનાં પારદર્શક, પરિવેશને કોઈ રીતે પહોંચે? ઘટિકાયંત્રની સોનેરી રેત જેમ વધારે ને વધારે ક્ષીણ થવા માંડી તેમ, અમરતાની વાડીમાં અજાણ્યાં સંડોવાયેલાં એ માનવમૃગલાં અમૃત કુપ્પીઓની સાથે લાગી લ્હાણુ માનવાને બદલે, આજ્ઞાના ભારથી ત્રાસ પામી, અસહાયતાના ઉદ્વેગથી અતિરિક્ત થઈ, અને અભાવની અનિવાર્યતાથી પરાજિત બની, દૂર દૂર ખૂણામાં લપાઇ, છુપાઈ, મોં સતાડવા લાગ્યાં!

મારી પત્ની—એને પત્ની કહું, પરી' કહું, પ્રમદા કહું કે પ્રિયતમા કહુંઃ જગતને ચોપડે આ જુદા જુદા કુંકુમ અક્ષરોની ચઢતા ઊતરતી કિંમત હશે, પણ તત્થ્યને આંકડે તો એ સૌએ સરખાં-એટલે સરખાં નિઃસત્વ છેઃ—મારી પત્ની, મારે ઘેર રહેવા આવી અને ઘર-કોઇનું પણ હતું જ ક્યારે?-પણ લૌકિક આચાર પ્રમાણે એ ઘર જ્યારે મારું મટી અમારું થયું ત્યારે-અમે—એટલે કે મેં (કારણ મારી પત્નીને તો "હની" કે "મૂન" બેમાંથી એકેની ખબર નહોતી; તેથી મેં) "હનીમૂન" ઊજવવાનો વિચાર કરેલોઃ ચન્દ્રની રૂપાળી રાત હતી અને તારાઓ દૂધ ભરેલા આકાશમાં આછા ધીરા ચમકતા હતા. જરકસી અમ્બર પહેરી, રત્ન આભૂષણોથી ખચિત, મારી—એક વખતની—પત્નીએ જ્યારે મારા ખંડમાં પગ મૂકયો ત્યારે, આનન્દની તન્દ્રામાં પડેલું આ મૂર્ખ હૈયું કઇ કઈ નર્તનો કરી રહેલું. આકાશનો ચન્દ્ર જ જાણે પૃથ્વી પર આવ્યો, સ્નેહના દેવતાએ જ જાણે સ્નેહનાં શરસંધાન કર્યાં-એવા એવા અનેકાનેક, તમારા કવિરાજોએ પઢાવેલા તર્કવિતર્કો, સૃષ્ટિના દિવ્ય પાઠો હજી બરાબર ન ભણેલા આ માનસને, થઈ રહ્યા હતા! એણે ધારેલુંઃ સ્વર્ગનાં દ્વાર ઊઘડે છે! દુનિયાની પારની દિવ્યતાનાં દર્શન કરું છું! અપાર્થિવ સૌન્દર્યના સાગરમાં સ્નાન કરું છું! . . પણ . . જગતસત્યના ઉપરથી ઢાંકેલું સોનેરી આવરણ દૂર કરતાં, તેના નગ્ન સત્યની ભયાનક કાલિમાનું દર્શન થાય તેમ-એના સુવર્ણવર્ણા ઘુંઘટને તર્જની અને અનામિકાની તરલ ચીમટીથી પણ અળગો

કરવા જતાં શું જોયું ?–શું સાંભળ્યું ?—એક ગભરુ, બીધેલી, રડતી બાલિકાની આત્મચીસ ! . . એ આત્માની ચીસની અંદર મારા હૃદયના સઘળા તનમનાટ ઓસરી ગયા, મારા નિસર્ગની સઘળી અસમજણ ભરમ થઇ ! . . .

તે રાતથી આત્માએ અબોલા લીધા—જીવનની સાથે અને તેની સાથે–સદાના !

૬

અમે ઘર માંડયું. જીવનના "બાગબગીચા"ને સમારવાના, સુધારવાના, સુસ્ય કરવાના અમે પુષ્કળ પ્રયત્ન કર્યા. સાચી ઇચ્છાની કોઇની તરફથી કૃપણતા કે ખોટ નહોતી. મિત્રોદ્વારા અમારી એકલતામાં એકલતાના બસૂરા સૂરો આણવા કંઈ કંઈ પ્રયાસો કર્યા. જાતજાતની નવીનતાઓમાં મન પરોવવા માંડયું. જુદા જુદા, ખોટા કે આરોપિત પણ ઉત્સાહ કર્યા, કંઇ કંઇ ઉત્સવો, સમારંભો, આનન્દના અવસરો ઊભા કર્યા; નાટક, ખેલ, વાજિંત્ર–દુનિયાની વશીકરણ વિદ્યાની સઘળી જાણીતી, અજાણીતી સામગ્રીઓ અજમાવી જોઇ–સહધર્મચારિણીને પ્રણય કરવા નહિ, પણ આત્મામાં ઉત્પન્ન થએલી, અને વધારે વધારે તીવ્ર, અને દૃઢ અને બળવત્તર થતી, સૃષ્ટિ પ્રત્ય નિઘૃણતાની લાગણીને વશ કરવા–રુકવવા' –ભૂલવા : પણ સૂર્ય સામે નાંખેલી ધૂળ સૂર્યના બળબળતા અગ્નિરસને થોડી ઢાંકી શકે છે ? –તેમ એ કોઇ પણ ઉપાયોથી હૃદયની બદલાયેલી સ્થિતિ બદલાઈ નહિ, ઊલટી દર પ્રયત્નની સંગાથે વધારે કઠોર, કટુ અને અસહ્ય થવા લાગી. દરમિયાન અમારા જીવન વચ્ચે દુનિયાએ બાંધી આપેલો તૂટેલ સુવર્ણ સેતૂ ન સંધાયો તે ન જ સંધાયો. દિનપ્રતિદિન હૃદયના ઠંડા અગ્નિ વધારે ને વધારે થીજતા ગયા. એક બીજા પ્રત્યેનું આકર્ષણ–અથવા અનાકર્ષણ–હૃદયભાવને બદલવાના દરેક પ્રયત્ન સાથે વધારે તીવ્ર, વિદારક અને મર્મભેદી થવા માંડયું. એક વખત એવો હતો જ્યારે ઘરનાં બારસાખ છોડી સાથસાથમાં ઘર બહાર પર્યટણ કરતાં, આત્માની ઊંડી વિમર્ષણા ભૂલાઇ જતી, અને અસ્ત થતો સૂર્ય, નૃત્ય કરતી તરગમાળા, આકાશમાં લટકતા તારા, હૃદય અને નયનને ક્ષણિક સાન્ત્વન અર્પી રહેતાં. એક વખત એવો હતો જ્યારે અરસ્પરસ ગતકાળના વિસ્મૃતિ મંદિરોના દીવાઓ સચેત કરતાં, વર્તમાનની વગડાઉ શૂન્યતા, પીળાં ફિક્કાં તેજકિરણોએ થોડીવાર છવાઇ રહેતી; એક વખત એવો હતો જ્યારે ભાઇભાંડુ અને સંબંધીઓના સાથમાં, તેમનાં ભાવભીનાં સ્વાનન્દ ઉલ્લાસનાં મોજાંઓથી ઘડીભર અમારાં દ્વિજીવનની અફાટ પરપના છંટકાતી–ઢંકાતી! . . . પણ કાળના કઠોર ખડગે–સુખ, સંતોષ અને સિદ્ધિની ઘડી તો કદી અર્પી જ નહોતી–પણ આ રહીસહી દુઃખવિરામની પળો પણ ધીરે ધીરે કોરી લેવા માંડી : છેવટ એવો સમય આવ્યો જ્યારે અરસ્પરસનો પડછાયો પણ લેવો દુઃસહમાં દુઃસહ દુઃખ થઇ પડયું–એક બીજાનો માનસિક વિચાર પણ કરવો ક્રૂરમાં ક્રૂર શૂળીશિક્ષા બની ગઇ!

આત્મવિમર્ષણની એ ભયંકર કાળરાત્રિમાં, હૃદયનાં માનેલાં સર્વ સ્વપ્નાંઓના કારમા એ અધઃપતનમાં, જ્યારે જીવન ચોપાસથી કચરાઇ, છુંદાઇ ભુક્કા થઇ જતું હતું, જ્યારે ઉછળના આત્માની તરગમાળાઓ ધ્વસ્ત થઇ સ્મશાનની આત્મ મથની એકતાનના પામી ગઇ હતી જ્યારે અનાસક્તિના ભયંકર અગ્નિમાં રોજરોજ તપતાં અમૃતનું બિન્દુ માત્ર મેળવવા માટે કહીં સ્થાન રહ્યું નહોતું–ત્યારે, મૃતશબ જેવા બનેલા આ જીવનને કંઇક સજીવ કરવા માટે, ચીરાઈ, ચુંટાઈ, ગતપ્રાણ થએલી આત્મકલીને છેવટની ગુલાબી આપવા

માટે-આપવાની આશાએ-છેલ્લા પ્રયત્નરૂપે-અંત્યેષ્ટિ કર્મકાંડ તરીકે-છેલ્લીવારનું અને જીવનમાં પહેલી વારનું પણ-એ ભીષણ પગલું ભર્યું-જેનું સ્મરણ કરતા પણ અત્યારની ઘડીએ રૂંવે રૂંવે કમકમા આવે છે, જે ભરવાની મારી હિંમતનો વિચાર કરતા પણ હજી દિગ્મૂઢ થઈ જાઉં છું! એને અજબ હિંમત કહો અજબ કાયરતા કહો, અક્ષમ્ય નિર્લજ્જતા કહો-કહો તે કહો-પણ જે પગથિયું આટઆટલો આત્મદાહ સહન કર્યા છતાં, આટઆટલી વિશ્રાંતિ તૃષા સેવ્યા છતાં-કદી ચઢ્યો-કે ઊતર્યો?-નહોતો, તે પગથિયું, લાગણીના સર્વદ્વાર બંધ કરી, સુગ, સભ્યતા અને સુસ્મતતાને અળગા નાખી, મક્કમ અને મરણિયા હૃદયે-ચઢવા-ના, ઊતરવા-મેં નિશ્ચય કર્યો એ વિચાર, એ આશા, એ ભાગથી કે કદાપિ કંઈ અજ્ઞાત અને આ વિસ્મિક રીતે આ હલાહલના સમુદ્રમન્થનમાંથી અમૃતની કોઈ નાનકડી ધાર ફૂટી આવ-ની ળી આવે-નીતરી આવે-અને આત્મવિદારી જીવનની એકાંતતામાં ક્ષમાશની, સૌહાર્દની સુભગતાની પગલી પાડે!

ગરી એકાંત હતી-અમારા જીવન જેવી, ચન્દ્ર ગતા તેજે ભમ્યો હતો-અમારા આત્મા જેવો, પૃથ્વી અનન્ત હતી-અમારી ઊર્મિઓ જેવી! ક્યાંક ક્યાંક સાથે કેવા ઉત્પાતથી મળે? માટી માટીથી સંયુક્ત થાય, કેવા ચૈતન્યથી? મૃત મૃત સાથે સ્નેહગાંઠ લે, કેવા આનન્દોલ્લાસ સાથે!—સૃષ્ટિના કર્તાના સ્વરૂપ જગતમાં, કરુણ રીતે ઝંખાયેલા અમે બે-દેહજંતુઓ-એમ, એ અમાનુષ ગતીએ, સૃષ્ટિના કર્તાએ મનુષ્ય માટે નિર્મિત કરેલી અમાનુષ રીતે મળ્યા!

આત્માના ઉત્કર્ષ જીવનના વિનાશ હૃદયના દાવાગ્નિ, એ ઘડીએ જે અનુભવાયા, તેનું વર્ણન કોઈ કદી જ કરી શકે તેમ નથી

૭

જેને હૃદયના આંસુઓથી નવરાવો છો, જેના વિનાશની અમગળ કથા એકાંત હિમશિખર ઉપર બેઠેલા આ અડગગને આજના ચાહથી પાડવો છો તે, "જીવનના સોહાગ" -કે પ્રસ્વેદ-જન્મ અને મૃત્યુની આંધી જેવા જીવનના એ અઘોર સમાના અંધારમય પરિણામ હતા! નિશ્ચેષ્ટતાની નિરાશાએ પ્રેરવેલું આત્મભાવની ચૂર્ણતાએ વેરેલું, વિનાશની વિટંબનાએ શક્ત કરેલું એ અકર્તવ્ય કર્તવ્ય કર્મ, ત્રુટિત આત્મ-રંગની માળાઓને ન સાંધી શક્યું તે ન જ સાંધી શક્યું અતિરોહિત મલિનતામાંથી જન્મ પામેલી એ કાલિમા, ક્યા સજીવન મંત્રે, સર્વાંગદગ્ધ થઇ ગયેલા જીવનને સજીવ કરી શકે? ઊલટા એ આત્મવિનાશી અગ્નિતર્પણના ભભૂકતા જ્વાલ અભિષેકે પ્રજળી ગયેલા માનવહૈયાને સંપૂર્ણ બાળી ખાખ જ કરી દીધા! તે અનુવાચ્ય ઘૃણા પછી, ન રહ્યા અનુસંધાનના પ્રયત્ન-કે આશા પણ! ન રહ્યા આઘાત ધ્રૂજતા હૃદયના ઉન્માદી મનોરથ સ્વપ્ન પણ! ન રહી આત્મસિદ્ધિ આત્માની સાથે દુઃખની વિકલ્પના પણ! બાળી બાળી શાંત થએલી ચિતાનો અંગાર જેમ છેલ્લા રહ્યાસહ્યા દેહકકડાઓને ભસ્મ કરી નાખે તેમ, એ છેલ્લા અતિપ્રયોગે જીવનની રહીસહી નિર્માલ્ય નિર્જીવતાને ચોરી નાખી અને પછી જે નિરાવરણ નગ્ન રહ્યું-રહેવા પામ્યું-અથવા અરહેવા પામ્યું-તે નહીંજીવન કે જીવનની પ્રતિછાયા-પરંતુ સાથે લાગો ભગનો મોસો રજ્જુનો અગ્નિકુંડ!-મૃત્યુના કોતરો જેવી ભીષણ અને ભયાનક શૂન્યમયતા!

જીવનના એ ભયંકર શૂન્યસાગરમાં, જીવનના એ અભિજાત ફૂલોનું અકાળ, અણવાચ્યું અને આકસ્મિક આગમન થએલ! જ્યારે એ જીવનદ્રોહ જેવા જીવદ્રોહના અવતરણની પહેલી આગાહી, ફાટી ગએલા આત્મવિવરોમાં પહેલીવાર થએલી, ત્યારે આખા કલેવરમાં થઇને

એક કૃપણમાં કૃપણ કમકમાટની ધ્રુજારી ચાલી ગએલી–બળી ગએલા ખાખરાના વનમાં થઈને પવનની ફુંક ચાલી જાય તેમ પરંતુ સૃષ્ટિના અછાંદસ કર્તાના આ સ્વચ્છંદ રંગમંડપમાં, શરૂ થએલ કાઇને પણ કાંઇ પણ પ્રકારે નિર્બંધ, પ્રતિબંધતા કે નડતર છે? આત્માની કાજળીમાંથી નીચોવી કાઢેલા એ બે અમૃત બિન્દુઓ, શંખણીના અભિશાપની પેઠે, અમારા જીવનની ધ્વસ્તતાની વધારે ને વધારે પાસે આવતા ગયા અને છેવટે જ્યારે અગ્નિના સ્ફુલિંગની સુશોભિતતાથી અમારા જીવન ઉપર આવીને તે ઠર્યાં ત્યારે એ મહાભાગ પળે, આત્માના વિમર્ષની અરેરાટી ભરી ચીસ એવી નીકળેલી કે આ જન્મ નાટકના સૂત્રધારને કહ્યું કે હૃદય જેવી ઇન્દ્રિય હોત તો ફરી આ નાટ્ય કલાની દોરીઓ ખેંચવાનું કદી કબૂલ કરત નહિ! આત્મદર્દના નિર્વાણના છેલ્લા સંદેશરૂપ એ જીવનદર્દો જગતના ચોગાનમાં ઊતરવાની સાથે એક મહાસુખ પ્રાપ્ત થએલું –જેની કરુણ આત્મવચના નિહાળી, આ ભવ વચિત જીવન અગાધ ગણી દ્વિગુણિત વેદનાથી પ્રજ્વળતું તેનું–મારી આ જીવનમખીનું–મરણ, એટલે કે આ જીવનારણ્યમાંથી આત્મમોચન! એ અણધાર્યાં સુખાશીર્વાદ પછી તો–તમે જાણો છો ને?–કે જટિલ જૂના જ્વાલામુખી જેવો હું એ બે સૃષ્ટિની અપાર્થિવ સુન્દરતાઓ તમને નવાજેશ કરી–વિક્રમણના વિશાળ અને સરળ માર્ગ પર નીકળી પડ્યો?–માનશો? જગતના આપણાગારમાં, નિરભિનાષ વિક્રમણ જેવું કાંઈ તુષ્ટિદાયક નથી, બળતી મરૂભૂમિના એકાંત જેવું કાંઈ માધુર્યપૂર્ણ નથી હિમગિરિની અવિચ્છિન્ન ધવલતા જેવું કાંઇ પરમાર્થ પૂર્ણ નથી! ત્યારથી જીવન તેના દેનારને સુખથી સુપ્રત કરી, નિર્જીવ નિશ્ચેષ્ટતાનો અંચળો ઓઢી, આ ગગનચુંબી ઉભેલી ગિરિમાળાઓની અખંડ શૂન્યતામાં હું મહાલું છું તમારા સૃષ્ટિના જડવાદના મોજાં, આ અસ્પર્શ્ય વિશદતાને સ્પર્શી કરી શકતા નથી, તમારા લૌકિક વ્યવહારના આત્મકકળાટ આ દિગંબર નિઃશાંતતાને ડોલાવી શકતા નથી, તમારા જન્મ મરણ અને આશા નિરાશાના ઉન્માદ ઉત્સવો આ સનાતન નિઃસત્ત્વતાને રીઝવી શકતા નથી! ભાવમાત્રને પાછળ ફેંકી દઈ, સદસદ્ સર્વને સરખા–એટલે સફેત–અવર્ણ–કરી, નિરાવરણ, નિરપેક્ષ અને નિષ્ઠુર, અસંગતિની એમકી અરણ્યવીથિમાં અમે ફરીએ છીએ જેને દેહ નથી તેને દમન શું? જે નકિંચન છે તેને નાશ શો? જેને આત્મા નથી તેને આસું કેવાં? અવનાશના ભીતર જેવા નિરત અને નિરનુયાયી અમે પૃથ્વીની પરકમ્માઓ ઉપર ભમીએ છીએ—એટલી રાહ જોતા કે પૃથ્વીના પરમાર્થ કર્તાએ અણમાગ્યે આપેલ આ અનુગ્રહ ક્યારે ઇતિ થાય?

૮

તમે લખો છો "અકાળ મોટર અકસ્માતના ભક્ષ બનેલા, જીવનની જ્યોત જેવા તમારા બે વ્હાલા બાળ" ગાડા!–મને ગાડો કહીશ તેની પરવા નથી પણ–આ તારા લખાણનો એકેએક શબ્દ મને તો હૃદયમાં ન કહી શકાય તેવું ખડખડાટ હસવું આણે છે "મારા બાળ?" મેં ક્યારે એમનું કર્તાપણું સ્વીકાર્યું હતું જે? અને "વ્હાલા" તો કેટલા તે તને હવે અજાણ્યું નહિ જ હોય! "અકસ્માત" અને "અકાળ" એ તો તારા જગતના જાણીતા ભાવજુઠાણા!! સમસ્ત જગત–અને આપણે પણ, અકાલ અકસ્માતના દુસ્સહ પરિપાક નથી અથવા સાચે ભક્ષ જ નથી તો શા બીજાના છીએ? તો પછી એક બે કે સહસ્રે પણ જીવજંતુઓ કોઈવાર એ અધમબળના ભોક્તા કે ભોજન બને તો તેમાં શી ચમત્કૃતિ? શી નવાઈ? શી અતિરિક્તતા? અને "જીવનની જ્યોત" તો એટલા જ હતા કે એ એમની જ્યોતિર્મયી આવાગમન વિધિએ, જગતના જ્યોતિષામ્ જ્યોતિરની જ્યોતિર્મયતાના સંપૂર્ણ અને સાચા આત્મદર્શન કરાવ્યા–ધરાવ્યા–સાંગોપાંગ પૂર્ણ કર્યાં!

❧

# મેઘદૂતની અલકા

પંડિત સૂર્યનારાયણ વ્યાસ વિદ્યારત્ન

કવિકુલભૂષણ કાલિદાસે મેઘદૂતનો પ્રસંગ એવો ગુંથ્યો છે કે અલકાના અધિપતિ કુબેરના એક કર્મચારી યક્ષે કાંઈ અપરાધ કરવાથી તેને એક વર્ષને માટે પત્નીથી દૂર રહેવાની સજા ફરમાવવામાં આવી હતી આ સજાને પરિણામે યક્ષે અલકાનો ત્યાગ કરીને મધ્યપ્રાંતમાં રામગિરિ નામના કોઈ સ્થાનમાં સંતાપી વિરહી અવસ્થા ગાળવાનો તેણે નિશ્ચય કર્યો

થોડા દિવસમાં જ વર્ષાઋતુ અને તેમાંયે આષાઢ માસની શરૂઆત થઈ: વર્ષાના દૂત મેઘથી આકાશ છવાવા લાગ્યું અને યક્ષ આ પ્રસંગના સુંદર દૃશ્યોથી વિરહવેદનાની પરાકાષ્ઠા અનુભવવા લાગ્યો

અને એ 'દયિતા જીવનાલમ્બનાર્થી' એણે ચેતન અચેતનના જ્ઞાન વિનાના, ધૂમ જ્યોતિ પાણી અને પવનના બનેલા મેઘ મારફત પોતાની પત્નીને સંદેશો મોકલવાનો નિશ્ચય કર્યો આ પ્રસંગને મહાકવિ કાલિદાસે મેઘદૂત નામના પોતાના ખંડકાવ્યમાં ઉજ્જ્વલ અને અમર બનાવ્યો છે

યક્ષપત્નીને જીવતી રાખવાની પવિત્ર ભાવનાથી પ્રેરાઈને ચેતન અચેતનના જ્ઞાન વિનાના મેઘ વિરહવ્યાકુલ યક્ષનો સંદેશો લઈ જવાના કાર્યનો સ્વીકાર કરે છે એને રામગિરિથી કૈલાસ સુધીનો માર્ગ બતાવ્યા પછી ઉત્તર દિશા તરફનો સંકેત કરતા કાલિદાસ પોતાના યક્ષદ્વારા કહે છે કે હવે

गन्तव्या ते वसतिरलका नाम यक्षेश्वराणाम् ।

એટલે તારે યક્ષોના ઈશ્વર કુબેરની નિવાસભૂમિ અલકાનગરી તરફ અહીંથી જવું પડશે

જે અલકાનગરીનાં યક્ષનું કવિસમ્રાટ કાલિદાસે મેઘદૂતમાં એટલું સુંદર, હૃદયંગમ અને પ્રૌઢ વર્ણન કર્યું છે તે યક્ષની સ્વર્ગથીયે સુંદર એવી અલકાનગરી કયે ઠેકાણે હતી અને હાલ એ સ્થાન ક્યાં છે એ વિષે કોઈ પણ પ્રકારની શોધ થઈ નથી સંભવ છે કે અલકાને એક કાલ્પનિક નગરી માનીને એ વિષે કોઈએ ચર્ચા નથી કરી.

કાલિદાસના યક્ષનું નિવાસસ્થાન અલકા છે એ નગરીનો અને યક્ષજાતિનો સ્વામી કુબેર છે* અલકાથી યક્ષને હદપાર કરવામાં આવ્યો હતો અને ત્યાંથી જઈ તે રામગિરિ પર રહ્યો હતો એ રામગિરિથી એણે પોતાની પત્નીને સંદેશો મોકલ્યો અને તે લઈ જનાર મેઘને એણે રામગિરિથી કૈલાસ સુધીનો રસ્તો પણ વ્યવસ્થિત ક્રમ પ્રમાણે બતાવ્યો છે

રામગિરિ એટલે મધ્ય પ્રાન્તનું રામટેક નામનું સ્થાન એ વાત તો હવે લગભગ સર્વમાન્ય છે રામટેક એ જ રામગિરિ એ વિષયની ચર્ચામાં પડ્યા વિના પણ કહી શકાય એમ છે કે એ સ્થાન મધ્ય પ્રાન્તમાં જ હોવું જોઈએ રામટેકથી પ્રવાસ શરૂ કરનાર મેઘ

---

* कुबेरस्त्र्यम्बकसखो यक्षराट्—અમર.

માલદ્વીપ ઉપર થઇને જાય. આ માલદ્વીપ એ માતપુડા અમરકંટકની પાસેનું સ્થાન છે. માલદ્વીપથી થોડેક આગળ આમ્રકૂટ અમરકંટકના નામનો ઉલ્લેખ છે.[1] અને અમરકંટકથી થોડે આગળ વધી વિન્ધ્યાચલની નીચે વિસ્તારપૂર્વક વહેતી રેવા નદીનું દશ્ય જોવાની સૂચના મેઘને અપાઇ છે.[2]

રેવાની પછી દશાર્ણ દેશનું નામ આવે છે.[3] અને તે પછી 'નીચૈરાખ્ય' ગિરિ' પર થોડો વખત વાસ કરવાની સૂચના મેઘને અપાઇ છે.[4] આ નીચગિરિથી વિદિશા થઈને રસ્તો વાંકો અને એક બાજુ ફ્ટાતો હોવા છતાં યક્ષે મેઘને ઉજ્જૈન જવાનું કહ્યું છે. એમ કહેતી વખતે યક્ષ મેઘને યાદ આપે છે કે જો કે તારે જવાનું ઉત્તર તરફ જ છે છતાં ઉજ્જૈન જોઇને જ તું આગળ વધજે[5] ઉજ્જૈનથી આગળ ગભીગ નદીનો ઉલ્લેખ છે અને ત્યા 'સ્કન્દ' કાર્તિકેયનુ સ્થાન બતાવીને દેવગિરિ જોવાની આજ્ઞા પણ મેઘને તેણે કરી છે[6]

ગભીગ નદીથી આગળ આવનારી રન્તિદેવ રાજાની કીર્તિના અવશેષ ભગી ચર્મણ્વતી (ચમ્બલ) નદીને વટાવી આગળ દશપુર (મન્દસોર-દસાપૂર) નગરનો માર્ગ યક્ષ મેઘને બતાવે છે.[7] પછી કહે છે કે એથી આગળ બ્રહ્માવર્ત[8] આવશે ત્યાં તારી છાયા નાખીને, હે મેઘ, તું કૌરવ પાડવના યુદ્ધક્ષેત્ર કુરક્ષેત્રે જજે,[9] અને આગળ સરસ્વતી નદીમા ડૂબકી મારીને અંત.કરણ શુદ્ધ કરી કનખલ[10]ની ગગામાથી આચમન લઇ હિમાલય પર્વત ઉપર કૈલાસનો અતિથિ બનજે.

આ કૈલાસ ઉપરથી અલકા'ને ઓળખવાને માટે યક્ષે કહ્યુ છે કે પર્વત ઊંચે નીચે થઇ જવાથી અલકા પણ ઊંચીનીચી થઈ ગઇ છે. આરણ્ય કૈલાસથી અલકા એવી માલમ

---

+ क्षेत्र माल्या मालम्-पूर्वमेघ, मा० देशे वनेप्युक्तं माले ग्रामान्तराटवी, माल मालवदेशे च वसतेर्भूमिद्धिवका ।

मालमुन्नतभूतलम्—कोष

१ सानुमानाम्रकूट —पूर्वमेघ

२ विन्ध्यपादे विशीर्णाम्—पूर्वमेघ.

रेवां द्रक्ष्यस्युपलविषमे विन्ध्यपादे विशीर्णाम्-पू० मेघ (क) रेवा तु नर्मदा सोमोद्भवा—अमरः

૩ દશાર્ણ દેશને વિષે ભરતમલ્લે જણાવ્યુ છે કે दश ऋणानि यस्य सः दशार्णः । ઋણ શબ્દ કિલ્લો અથવા તળાવને માટે વપરાય છે. દશ કિલ્લાનુ સ્થાન દશાર્ણ એવો અર્થ હોવો જોઇએ. આ દશાર્ણ દેશની રાજધાની વિદિશા હતી. અભારાગ નિર્યુક્તિકાર કહે છે કે દશાર્ણદેશના દશાર્ણ પર્વત પર ગજપદ નામનુ પ્રસિદ્ધ જૈનતીર્થ હતુ. પૂર્વમેઘમા લખે છે कतिपयदिनस्थायिहंसा दशार्णाः ।

૪ नीचैराख्य गिरिमधिवसे —પૂર્વમેઘ. આ પર્વત બુદ્ધકાલીન હોઈ પ્રસિદ્ધ છે.

૫ वक्र पन्था यदपि भवत प्रस्थितस्योत्तराशां सौधोत्सगप्रणयविमुखो मा स्म भूरुज्जयिन्याः

૬ गम्भीराया पयसि सरित —પૂર્વમેઘ. વળી तत्र स्कन्द नियतवसतिं. દેવગિરિ અથવા દેવડુંગરી ગભીરાના તટે હોલ્કર સ્ટેટમા છે.

૭ दशपुरवधू मुखकुजे-दशपुरवधूनेत्रकौतूहलानि—પૂર્વમેઘ

૮ ब्रह्मावर्त जनपदमथच्छायया गाहमान—પૂર્વમેઘ

૯ क्षेत्र क्षत्रप्रधनपिशुन कौरव तद् भजेथा —પૂર્વમેઘ

૧૦ तस्माद गच्छेरनुकनखल—પૂર્વમેઘ

પડે છે કે જાણે કોઇ સુન્દરી પ્રિયતમના ખોળામાં ભાનભૂલી થઇને પડી હોય. એવી અલકાનગરી જે તુઙ્ગમભ્રંલિહાગ્રા અર્થાત્ ઊંચી ગગનસ્પર્શી છે, અને ઉચ્ચૈ વિમાના અર્થાત્ સાત માળના મહેલોથી સુશોભિત છે તે અવશ્ય જોવા જેવી છે.[1] આ ઉપરથી એક વાત તો સ્પષ્ટ છે કે અલકા કૈલાસ પર્વત ઉપર નહોતી પરન્તુ કૈલાસ પર્વત ઉપરથી જણાતા, નજરે પડતા કોઈ સ્થાન પર હતી. અલકા સાત માળના મહેલોવાળી, ગગનસ્પર્શી, ઉત્તર દિશામાં, સર્વ ઋતુઓમાં ફુલોની ઉત્તમ સૌરભથી ભરેલી નગરી છે જેમાં યક્ષોનું નિવાસસ્થાન છે, જેમાં કરોડપતિથી હલકી પંક્તિનો કોઇ માણસ રહી શકતો નથી; અને જેમાં વૈભ્રાજક[2] નામનું ઉદ્યાન છે તથા કલ્પવૃક્ષમાંથી મધુ ઉત્પન્ન કરવામાં આવે છે. આવી સર્વ વસ્તુઓવાળી અલકા કઈ હશે તેનો આપણે વિચાર કરવો રહ્યો.

યક્ષજાતિનો સ્વામી કુબેર છે[3] અને એની રાજધાની અલકા છે જે કૈલાસ ઉપરથી નજરે પડી શકે છે.[4] યક્ષકોમ બહુ પૈસાવાળી હતી તેથી તેને વિત્તેશ એવું બીજું નામ પણ અપાય છે.[5] કાલિદાસ પણ એ જ કહે છે કે યક્ષરાજ કુબેરે જ યક્ષને હદપાર કર્યો હતો. આ બધું જોતાં હું એમ કહેવા ઇચ્છું છું કે મારવાડમાં જાલોર પાસે 'સુવર્ણગિરિ' નામથી જે સ્થાન પ્રસિદ્ધ છે અને જે હાલ પ્રસિદ્ધ જૈનતીર્થ છે તે જ અલકાનગરી હતી.

સાધારણ જનસમાજથી માંડીને કવિ કાલિદાસ સુધી સહુ કોઇ કબૂલ કરે છે, કે કુબેર ધનનો અધિપતિ છે; પુરાણ તથા બીજા બધા ગ્રંથોમાં પણ કુબેરને યક્ષનો સ્વામી અને ધનેશ તરીકે વર્ણવ્યો છે. હું જે બતાવું છું તે સુવર્ણગિરિ પણ ધનિકોની તથા ખાસ કરીને યક્ષોની નિવાસભૂમિ છે. જૈન સમાજના પ્રમાણિક ગણાતા ગ્રંથ વિચારશ્રેણીના ખ્યાતનામા લેખક મેરૂતુંગ સુરિ જેની વિદ્વત્તા વિષે બેમત નથી તે એ ગ્રંથમાં લખે છે કે:

यस्य वारके नवनवतिलक्षधनपतिभिरप्राप्तनिवासे जालउरसमीपस्थे सुवर्णगिरिशृंगे श्री महावीरसनाथः श्री यक्षवसत्याख्यो महाप्रासादो निष्पन्नः।

એટલે નવાણું લાખ રૂપીઆવાળાને પણ જ્યાં રહેવાની જગા નહોતી મળતી તે જાલપુર પાસેના સુવર્ણગિરિ શૃંગ પર યક્ષવસતિ નામના મહાવીર સ્વામીનો મહાપ્રાસાદ (ચૈત્ય) તૈયાર થયો.

આ ગિરિશિખર પર એવા જ લોકો રહી શકતા હતા કે જે કરોડપતિ હોય. ૯૯ લાખના માલિક પણ એ નગરીમાં રહેવાનું સૌભાગ્ય નહોતા પ્રાપ્ત કરી શકતા. અને

---

૧ विमानोऽस्त्री देवयाने सप्तभूमौ च सद्मनि यादवा, यद्विमानाग्रभूमीः—ઉત્તરમેઘ

૨ કુબેર પાસે ચૈત્રરથ નામનું ઉદ્યાન છે; પણ તેના રક્ષકનું નામ વૈભ્રાજ હોવાથી તે વૈભ્રાજક પણ કહેવાય છે.

૩ कुबेरस्त्र्यंबकसखो यक्षराट्—અમર.

૪ कैलासस्थानमलका—અમર.

*૫ ભામિની વિલાસ (૨-૧૦)માં લખ્યું છે કે:

"लावण्यधन्ये-दिशमुत्तराख्याम् आभाति यस्यां ललिताकलायां मनोहरा वैश्रवणस्य लक्ष्मीः" એટલે કે ઉત્તરમાં વૈશ્રવણ (કુબેર)ની મનોહર સંપત્તિ (અલકા)માં શોભા આપે છે.

યયાતિ રાજાએ પોતાના પુત્રોનું તારુણ્ય મેળવીને ઉત્તર દિશાની અલકામાં જઇને ભોગવિલાસ માટે નિવાસ કર્યો હતો એટલે યક્ષલોકો સિવાય બીજા પણ ત્યાં જઈ રહેતા હતા.

'યક્ષવસત્યાખ્યો 'ના ઉલ્લેખથી એ પણ સ્પષ્ટ છે કે ત્યાં યક્ષોનો નિવાસ હતો. નીચેની એક પ્રાચીન ગાથાથી આ સ્થાન યક્ષોનું હતું તે વધુ મજબુત રીતે સાબીત થાય છે:

" નવ નવઇ લક્ખ છણુવઇ અલદ્ધવાસે સુવર્ણગિરિ સિહરે,
નાહડ નિવિ કાલીણું થુણિવીરં જક્ખ સહીએ. "

આ ગાથામાં જે નાહડ રાજાનો ઉલ્લેખ છે તે મેરૂતુંગના મત પ્રમાણે વિક્રમની ચોથી પેઢીમાં થયો.[1]

"विक्रमस्य राज्यं ६० वर्षाणि, ततस्तत्पुत्रस्य विक्रमचरित्रापरनाम्नोधर्मादित्यस्य राज्यं ४० वर्षाणि, ततो भाइल्लस्य ११ ततः श्री नाइल्लस्य १४ वर्षाणि, ततो नाइडराज्यं १० वर्षाणि जातं। यस्य वारके नवनवतिलक्षधनपतिभिरप्राप्तनिवासे जालउरसमीपस्थे सुवर्णगिरिशृंगे श्रीमहावीर-सनाथः श्रीयक्षवसत्याख्यो महाप्रासादो निष्पन्नः । "

આ ગાથા પ્રમાણે નાહડનું શાસન વિક્રમ સંવત ૧૧૬ થી ૧૩૫ સુધી એટલે ૧૯ વર્ષ સુધી રહ્યું અને યક્ષ વસતિ નામના ચૈત્યનો સમય પણ ૧૨૬ થી ૧૩૫ પર્યંતનો હોવો જોઇએ.[2]

બુદ્ધિસાગર સૂરિએ પણ પોતાના 'બુદ્ધિસાગર' નામના વ્યાકરણ ગ્રંથમાં એ સ્થાનને ભારે સમૃદ્ધિશાલી બતાવ્યું છે.[3] તે લખે છે:

'श्री विक्रमादित्य नरेन्द्रकालात्
साशीतिके याति समासहस्रे,
सश्रीकजाबालिपुरे........'

રાજસ્થાનકર્તા ટૉડના અભિપ્રાય મુજબ જાલોર નજીક એક સમૃદ્ધિવાળું સ્વતંત્ર રાજ્ય હતું. તેઓ લખે છે:

'જે વખતે ચિત્તોડના રાણા ખુમાન પર વિદેશીઓએ હુમલો કર્યો હતો તે વખતે ચિત્તોડના સંરક્ષણ માટે અનેક રજપૂત રાજાઓ રાણા ખુમાનની મદદે ગયા હતા ને તેમાં જાલોરના સોનગિરિનરેશ પણ હતા.'

ટૉડના મત મુજબ ખુમાન રાણાનું રાજ્ય સંવત ૮૬૮ થી ૮૯૨ સુધી રહ્યું એટલે નવી સદીમાં પણ સોનગિરિનું સ્વતંત્ર રાજ્ય અસ્તિત્વમાં હતું.[4]

આમ અનેક પ્રમાણોથી એ વાત સિદ્ધ થાય છે કે આ સુવર્ણગિરિ સ્થાન પ્રાચીન છે; એમાં ભારે ધનપતિના નિવાસ રહેતા, એના પર ભારે મોટા મહેલ હતા અને ત્યાં યક્ષ લોક વસતા. આ સ્થાન ઉત્તરમાં છે; અને કાલિદાસના વર્ણન મુજબ 'તુંગ મભ્રંલિહાગ્રા' ઊંચું અને ગગનસ્પર્શી છે.

---

૧ વિચારશ્રેણી પૃષ્ઠ ૩.

૨ આ પરથી માલુમ પડે છે કે વિક્રમની પહેલી સદીમાં કાલિદાસે આ સ્થાનને મહત્ત્વ આપ્યું હશે. કાલિદાસનો પણ લગભગ એ જ સમય હતો.

૩ બુદ્ધિસાગરની રચના વિક્રમ સંવત ૧૦૮૦માં થઈ હતી.

૪ એક પ્રાચીન લેખમાંથી એમ પણ માલુમ પડે છે કે વિક્રમ સંવત ૧૧૦૦માં ભોજરાજ પરમારે જાલોર વસાવ્યું હતું. પરન્તુ એ સમય ભોજનો નથી. કાયથા ગામના દાનપત્રમાં જે સંવત ૧૧૬૫ના વૈશાખ સુદી ૧૫ બતાવી છે તે પરમારોનો રાજ્યક્રમ બતાવે છે. આબુના એક ચૈત્યમાં કોતરેલા સંવત ૧૨૯૬ના શિલાલેખમાં જાલોર અને સુવર્ણગિરિનું વર્ણન છે! 'જાબાલિપુરે શ્રી સુવર્ણગિરૌ શ્રી પાર્શ્વનાથ જગત્યાં' ઈ૦ લખે છે.

અલકાનિવાસી યક્ષ લોકો કલ્પવૃક્ષમાંથી પેદા થતો મધુ રસ પીતા હતા ને તેને રતિફલ કહેતા હતા આ કલ્પવૃક્ષ એ કોઈ સ્વર્ગીય ઝાડ નહિ પણ જેના ફૂલનું નામ રતિફલ છે તે જ વૃક્ષ હતું[1] મદિરાર્ણવ ગ્રંથમાં આ રતિફલનો ક્વાથ બનાવવાની રીત બતાવી છે તેના અનેક વૃક્ષ તથા વનસ્પતિઓમાંથી એ ક્વાથ બનાવવાનું જણાવ્યું છે[2] આ જાતના ઝાડ હમેશ પર્વતવાળા પ્રદેશોમાં થાય છે અને જુદી જુદી ઋતુમાં તેને પુષ્પ આવે છે, જે ફુલોનું અસ્તિત્વ અલકામાં કાલિદાસે વર્ણવ્યું છે તે કૈલાસ જેવા હિમમય પ્રદેશમાં થવા શક્ય જ નથી કુન્દના ફુલ હેમન્તમાં, લોધ્રના શિશિરમાં, કુરબકના વસન્તમાં, શિરીષના ગ્રીષ્મઋતુમાં અને કદમ્બના વર્ષાઋતુમાં ખીલે છે અલકામાં એ બધા ફૂલ એક સાથે થતા હોવાનું બતાવ્યું છે જો આ અલકા કૈલાસ પર હોત તો આ બધા ફુલો એક સાથે ખીલે એવો જરા પણ સંભવ નથી આ ઉપરાન્ત જ્યાં કૈલાસ તથા હિમાલયની શોભાનું વર્ણન કવિ કાલિદાસે કર્યું છે ત્યાં હિમવૃષ્ટિ બરફવૃષ્ટિ ઈંગિત કર્યું છે જે એ પ્રદેશમાં તદ્દન સ્વાભાવિક છે પણ અલકામાં તે વર્ષા એટલે જલવૃષ્ટિનો ઉલ્લેખ કરે છે જો અલકા કૈલાસ પર જ હોત તો કાલિદાસ એવી અસ્વાભાવિક વાત કદી ન લખત યક્ષ મેઘને કહે છે કે તું મારી પ્રિયતમાને 'સ્વજલકણિકાશીતલેનાનિલેન'[3] એટલે તારા જલકણ મિશ્રિત શીતલ વાયુના ઝપાટાથી જરા સચેત કરી દેજે, અને એવી જ રીતે ચમેલીની કળીને પણ સચેત કરી દેજે આ વર્ણન કૈલાસનું હોવાનો જરા પણ સંભવ છે[4] કાલિદાસની નજરે એ અલકા પર હોવી જોઈએ જે ઉત્તર દિશામાં હોય અને જેના ઊંચા મહેલના શિખરો આકાશને અડતા હોય યક્ષે અલકાની ભૂમિને સુવર્ણની રેતીવાળી વર્ણવી છે આ રેતી હિમાલય પર કઈ રીતે મળી શકે?[5] જે સ્થાનને અલકા તરીકે બતાવું છું તેના પર રેતી તો છે જ, ઉપરાન્ત એમાંથી આજે પણ સુવર્ણમાક્ષિકના પત્થર અને સુવર્ણ જેવી રજકણ પ્રાપ્ત થાય છે[6] એ પર્વત પર પ્રાચીનતાના ચિહ્નરૂપ એક અત્યન્ત જૂની વાવ છે જે સ્થાપત્ય શિલ્પના ઉત્તમ ઉદાહરણરૂપ છે કાલિદાસે યક્ષના મકાનની નજીક વાવ તથા કદલી અને પુષ્પિત વૃક્ષો હોવાનું જણાવ્યું છે આજે પણ આ વાવ પુષ્પોથી ભરપૂર અને સુન્દરતાથી મનને આકર્ષણ કરે તેવી છે યક્ષે બતાવ્યું છે કે કુબેર શિવનો પરમભક્ત હતો આ પર્વત ઉપર એક સુંદર શિવમંદિર હાલ પણ છે[7]

---

૧ रतिफल कल्पवृक्षप्रसूत ઉત્તર મેઘ

૨ तालक्षीरखिताभृताम्लगुडान्मत्तास्यि कालाश्रया, दर्वी द्रुम मोर हेमु कदलीगुल्म प्रसूनैर्युतम् इय चेतमतु पुष्पमयुपचित पुष्पद्रुमूलाहृतम्, क्वाथेन स्मरदीपन रतिफलाख्य स्वादु शीत-मधु । मदिरार्णव

૩ ઉત્તરમેઘ

૪ નનાગણિ નામનો વિદ્વાન પોતાની ૧૬૫૨ મા લખેલી, 'જાલોર નગર પંચ જિનાલય ચૈત્ય પરિપાટી' મા લખે છે કે આ સ્થાન લક્ષ્મીના ભંડાર તથા અનેક વનસ્પતિની શોભાથી ભરપૂર છે

૫ कनकसिकता मुष्टिनिक्षेपगूढैः ઉત્તરમેઘ

૬ સુવર્ણગિરિની જનતા માને છે કે ત્યાં કોઈ એક વખતે સોનાની ખાણ હતી

૭. कुबेरस्त्र्यम्बकसखा यक्षराट्—अमर

એમ કહેવાય છે કે કુબેર દરરોજ એ મન્દિરમાં શિવના પૂજન માટે જતો અને મેઘદૂતનો નાયક યક્ષ તેને દરરોજ કમલ પુષ્પ પૂજા માટે લાવી આપતો. એક દિવસ પોતાની પત્નીના પ્રેમબંધમાં એ યક્ષ કમલ લાવવાનું ભૂલી ગયો. તેથી ગુસ્સે થઈ કુબેરે તેને ઉત્તરેથી છેક બરાબર દક્ષિણમાં એકલા જઈને રહેવાની સજા કરી.

શંકરનું મન્દિર હોવાને લીધે આ સ્થાનને કૈલાસ સાથે સરખાવવામાં આવ્યું હોય તો એમાં કાંઈ નવાઈ જેવું નથી. આવાં અનેક પ્રમાણો અને કારણોને લીધે મારું એમ માનવું છે કે અલકાનગરીનું સ્થાન એ સુવર્ણગિરિ ( યક્ષવસતિ ) જ હોવું જોઈએ.[1]

આ સ્થાન જોધપૂરથી ૭૦ માઈલ દક્ષિણે જાલોર ( જાબાલિપુર )ની પાસે છે. જાલોર આ સુવર્ણગિરિની તળેટીમાં જ વસાયેલું છે. આશા છે કે આ વિષે શોધક બુદ્ધિના વાચકો વિશેષ વિચાર કરશે.*

---

## થઈ બીમાર છે જવું

પતીલ

[ ગઝલ ]

જોવા તહારી દુર્દશા, બિહાર, છે જવું;
કાશી જવું નથી, નહીં કેદાર છે જવું: ૧

મદિરમાં જવાની મને મતલબ નથી થતી,
હર રોઝ, કાં કે, મારે કૂએયાર[1] છે જવું!: ૨

વસ્તીમાં સુલહ છે નહીં, વેરાનમાં નથી,
જ્યાં હોય સુલહ ત્યાં થઇ તૈયાર છે જવું; ૩

આ ઇમ્તેહાંનો[2] આપણો એવો છે તરીકો:—
હોંશિયાર થઈને થવા બેકાર છે જવું: ૪

કર્યો પ્રેમ તણો રોઝગાર હાય, એટલે,
નાચાર થઈને થવા નાદાર છે જવું! ૫

તેડે જો અદાલતમાં મને કોઇ દિવસ કો,
ન અર્ઝદાર થઈ—બનીને ગુનેહગાર છે જવું! ૬

જે આશનાને[3] મ્હારી પરવા નથી, પતીલ,
દરવાઝે તેહના થઇ બીમાર છે જવું! ૭

૧ મિત્રની ગલી. ૨ પરીક્ષા. ૩ દોસ્ત

---

૧. આ સુવર્ણગિરિ ઊંચોનીચો થઇને છેક હિમાલયની નજીક સુધી ફેલાયો છે. સંભવ છે કે જે વખતે કાલિદાસે અલકા જોઈ હશે તે વખતે એના પર ચડવાનો માર્ગ ઉત્તરાશાના દ્વારથી હોય.

* લેખકના મૂલ હિંદી પરથી તેમની સમ્મતિથી ગુજરાતીમાં લખનારઃ અંબાલાલ સી. પરીખ

# સ્નેહ–તરસ્યાં

[ એકાંકી નાટિકા ]

હરિકૃષ્ણ વ્યાસ

[ સ્થળ : વાસંતીના પિતાનો બંગલો.

સમય : રાતના આઠ.

પ્રસંગ : ડૉક્ટર જગદીશના પ્રેમમાં પડેલી વાસંતી બિમાર છે. જગદીશની તે બાળપણની સ્નેહી હતી. પણ તેની સાથે તેનું લગ્ન નક્કી થયા પહેલાં જગદીશ એક ગાયિકા સરયુબાળાના પ્રેમમાં પડી તેને બચાવવા જતાં ખૂનનો પ્રયાસ કરવાના આરોપસર જેલમાં ગયેલ છે. આ આઘાત જ વાસંતીની બિમારીનું કારણ છે—બીજી બાજુ જગદીશ જેલમાં ગયા પછી સરયુબાળા ગાયિકા મટી જગદીશની વગથી નર્સ બને છે અને બિમાર વાસંતીની સારવાર કરવાનો તેને પ્રસંગ આવે છે. એ નર્સને સરયુ તરીકે નહિ ઓળખતી વાસંતી તેને નર્સ તરીકે ચાહે છે. આ બન્ને પર, એકના સંસ્કાર માટે મુગ્ધ થઈ તેને ચાહતો તથા બીજીના સૌંદર્યથી આકર્ષાઈ તેના પર ફના થવા તૈયાર થયેલો જગદીશ જેલમાંથી પત્રો લખે છે. એ પત્રો મળે છે ત્યારપછીનો આ પ્રસંગ છે ]

[ પડદો ઉપડે છે ]

[ એક કોચ પર બિમાર વાસંતી પડી છે. પાસે ખુરશી પર નર્સ સરોજિની ઉર્ફે સરયુબાળા તેને પવન નાખતી બેઠી છે. પટાવાળો પ્રવેશે છે. ]

પટાવાળો: સિસ્ટર સરોજિની, આપનો આ કાગળ પોસ્ટમેન આપી ગયો છે

[ સરોજિની પત્ર લે છે ]

અને વાસુબહેન, આ આપનો પત્ર.

[ વાસંતી પત્ર લે છે.
પટાવાળો જાય છે. ]

[ સરોજિની કવર પરના હસ્તાક્ષર જોઈ જરા વિસ્મય પામી ખુરશી પરથી ઊઠી આગળ બત્તી પાસે આવી કાગળ વાંચે છે. બીજી બાજુ વાસંતી કોચ પર પડી પડી આંખો ખેંચી વાંચવા યત્ન કરે છે. ]

સરોજિની: ( સ્વગત હસતી ) જગદીશનો પત્ર લાગે છે. (વાંચે છે)

"મારી સરયૂ !

તારો પત્ર મળ્યો. વાસંતીની માંદગીના સમાચાર તો મને ડોક્ટર રાવે પણ આપેલા, અને એ જાણી મને અત્યંત દુઃખ થાય છે. જાણે આપણે જ પાપે એનું ચેતન ઊડી ગયું હોય એમ મને લાગે છે. અને વધુ દુઃખ તો એ છે કે હું અહીં જેલમાં પરવશ પડ્યો છું. છતાં મારી સરયૂ એની સારવારમાં છે એટલું હું મારું સદ્ભાગ્ય માનું છું.

સરયૂ ! તને વધુ ભલામણ શું કરું ? મારી મસ્તીખોર વાસુ હું તારે ખોળે સોંપું છું. આ ટૂંકી વાતમાં જ તું મારું હૃદય વાંચી શકીશ.

તારો જગદીશ"

[ સરયૂ પોતાની આંખમાં આવેલાં આંસુ લૂછે છે. ]

(સ્વગત) "આપણે પાપે" ! [કાગળ સામે જોઈ] પુરુષોનાં હૃદય કેવાં પક્ષપાતી હોય છે? વાસંતી જ જગદીશને આખા ને આખા માગે છે ત્યાં પાપ કોનું!

વાસંતી : સિસ્ટર સરોજિની, (સરોજ પાછળ જુએ છે) મને આ કાગળ વાંચી આપોને. મારી આંખે અંધારાં આવે છે.

[સરોજ પત્ર લઇ અજવાળામાં આવી જોતા ચમકે છે.]

સરોજિની : સાંભળો, વાસુબહેન.

(વાંચે છે.)

"વાસુ ડિયર !

ડૉક્ટર રાવે મને તારી માંદગીના સમાચાર આપ્યા ત્યારથી મને રાતદહાડો એ જ વિચારો આવ્યા કરે છે. મને એ જ આશ્ચર્ય થાય છે કે તારા જેવી આશાવાદી અને તોફાની છોકરી માંદી જ કેમ પડે ? આપણે તે દિવસે છૂટાં પડયાં અને મને તમ્મર આવી ગયાં તે પછી મેં તને જોઇ જ નહિ. અને આજે આ ખબર સાંભળતાં સખત આઘાત થયો.

વાસુ, મને ડૉક્ટર જણાવે છે કે તું સારો દહાડો ગમગીન રહ્યા કરે છે. તારા સ્વભાવમાં ગમગીનીનો મેળ કેમ મળે છે? તને યાદ છે, આપણે બન્ને સાઈકલ પર જતાં હતાં અને આપણી સાઇકલો અથડાતાં તું પડી ગયેલી ત્યારે તેં કેવી બેપરવાઇથી એ પછાડ સહન કરી લીધેલો ? એ વખતની તારી મસ્તી, તારો ઉત્સાહ, તારો રસ એ બધાં કેમ સુકાઈ ગયાં ?

વાસુ, ઊડીને ત્યાં આવવા મન થયા કરે છે. પણ જેલની દિવાલો મને રોકી રાખે છે. અત્યારે મારા ટેબલ પર જેલની કોટડીની બારીમાંથી ચંદ્ર પ્રકાશી રહ્યો છે, અને તારા પર પણ એનો મધુર પ્રકાશ અત્યારે પડી રહ્યો હશે, એ આશાએ હું એ ચંદ્રને વિનવું છું કે કાગળ ન લઈ જઈ શકે એવાં આત્માનાં આંદોલનો એનાં કોમળ કિરણો દ્વારા તે તારી પાસે પહોંચાડે.

વાસુ, ડુ યુ અન્ડરસ્ટેન્ડ ? તું મારે ખાતર તારી ગમગીની છોડ. મને અઠવાડિયે પત્ર લખતી રહે અને સંગીતનો શોખ કેળવ. તને ફરીથી કહું છું કે તારા જેવી છોકરી જાય એ પાલવે એમ નથી. તારો સંતોષકારક જવાબ નહિ મળે તો હું જેલ તોડાવીને આવીશ.

તારો જગદીશ"

[વાસુ રડી પડે છે. સરોજિની રડી પડે છે. થોડી વારે બન્ને આંસુ લૂછે છે.]

સરોજિની: (સ્વગત) અહા ! જગદીશ ! એકને ખાતર જેલમાં ગયા, બીજાને ખાતર જેલ તોડાવો !. વાહ, પુરુષ તારું હૃદય ! ઓ ભગવાન ! આવી ખબર હોત તો બિચારાં આ પારેવડાંની વચ્ચે ન આવત. પણ હાય, હૃદય ! હવે શું થાય ?

(પ્રકટ) વાસુબહેન, ડૉક્ટર જગદીશ તમારે માટે કેવા મરી પડે છે ! જગતમાં આવું ચાહનાર કોઈ હોય તો માણસ મરેલું પણ જીવતું થાય. તમે નાહક માંદાં રહો છો !

વાસંતી: સિસ્ટર, તમે જિંદગી માંદાંઓની માવજતમાં ગાળો એટલે તંદુરસ્ત લોહીના તનમનાટની તમને શી ખબર હોય ? જગદીશ મારા કરતાં પણ વધારે એક ગાયિકાને ચાહે છે. અને હું જગદીશને ચાહું છું માટે જ એનો રસ્તો સાફ કરી દેવા માગું છું.

[સરોજિની ઘડીભર સ્તબ્ધ બની જાય છે]

સરોજિનીઃ એ ગામિકામાં જગદીશે તમારા કરતાં વધારે શું જોયું ?

વાસંતીઃ એ બાઈ ને મેં કોર્ટમાં જુબાની વખતે માત્ર એક વાર જોએલી ત્યારે મને એનું કારણ સમજાયું. સિસ્ટર, તે મારી પ્રતિસ્પર્ધી હોવા છતાં એના તંદુરસ્ત સ્ત્રીત્વનું જાદુ મારા પર પણ છવાતું હું અનુભવતી. અને એ વિકસિત સ્ત્રીત્વ પર જગદીશ આફ્રીન થયા એથી મને જગદીશ પર જરા પણ ક્રોધ ચડતો નથી. માત્ર મને મારી દયા આવે છે. મને ઘણીએ વખત એમ થાય છે કે એ બાઇ જ્યાં હોય ત્યાંથી તેને શોધી કાઢી તેને પગે પડું અને તેને વિનવું કે "મારો જગદીશ મને પાછો દે." પણ દિલના સોદા કોઈ અજબ ચીજ છે, સિસ્ટર!

[ વાસંતી રડી પડે છે. ]

સરોજિની : તો પછી ડૉક્ટર તમારી સાથે એને પણ છો ને ચાહતા, વાસુબહેન. એમાં તમને શી હરકત ?

વાસંતી : સિસ્ટર ! પશ્ચિમની કેળવણી પામેલું મારું માનસ શોકય સહન કરી શકે તેમ નથી. પ્રેમમાં ભાગ પડે એથી ભયંકર કોઈ ચીજ જગતમાં નથી. સિસ્ટર, તમે કદી પ્રેમમાં પડેલાં ખરાં ?

સરોજિની : જીવતો જીવ છે તે પ્રેમ કરવાનું મન તો થાય જ ને, વાસુબહેન.

વાસંતી: સિસ્ટર ! હું સ્ત્રી છું છતાં મને તમારા પર પ્યાર આવે છે. ત્યારે એ પુરુષ પ્રેમી તો કેવો ભાગ્યશાળી હશે ! પણ છતાં ધારો કે એના કમનસીબે એ બીજી કોઈ ને ચાહવા માંડે તો ?

[ સરોજ પોતાની આખમાનાં આંસુ લૂછે છે. બહારથી ડૉક્ટર રાવ, તથા વાસતીના પિતા ભગવાનલાલ, માતા મૃદુલા, ભાઈ રમેશ તથા ભાભી પ્રેમલીલા દાખલ થાય છે. ડૉક્ટર વાસતીનું શરીર તપાસે છે અને પછી ભગવાનલાલ તથા મૃદુલાને એક તરફ આવવા સંકેત કરે છે. પાછળ રમેશ, પ્રેમલીલા અને સરોજિની પણ જાય છે. ]

ડૉક્ટરઃ મિસ્ટર ભગવાનલાલ, છેવટે હું એ જ નિર્ણય પર આવ્યો છું કે વાસંતીનું લોહી બહુ ઝડપથી ઘટતું જાય છે માટે તેને તાત્કાલિક આરામ આપવા થોડું તંદુરસ્ત લોહી આપવું પડશે.

ભગવાનલાલઃ એ શી રીતે ?

ડૉક્ટર : કોઇ તંદુરસ્ત માણસનું લોહી કાઢી વાસંતીના શરીરમાં નાખવું.

ભગવાનલાલ : માણસનું જ લોહી જોઇએ ?

ડૉક્ટર : હા. અત્યારની એની સ્થિતિ જોતાં બીજું લોહી એના શરીરમાં પચતાં વખત લાગે અને દરમ્યાનમાં સ્થિતિ હાથથી જતી રહે !

મૃદુલાઃ ડૉક્ટર સાહેબ, મારે હવે જીવીને શું કરવું છે ! લોહી તો શું પણ મારી વાસુ બેઠી થતી હોય તો મારો જીવ પણ કાઢી આપું. માટે મારું જ લોહી કાઢી લો.

ડૉક્ટર : બાનુ, આપનું વૃદ્ધ લોહી એને જોઇએ એટલો ટેકો આપી નહિ શકે.

રમેશ : ધિસ્ ઇઝ ઇટ ! હું એ જ કહેવા જતો હતો, બા. તમારું કે બાપુજીનું લોહી નહિ ચાલી શકે. હું અને પ્રેમુ છીએ તે તમે જ છો ને. કેમ પ્રેમુ ?

પ્રેમલીલા : આ, રમેશ તો આશાભર્યો છે. અને આમાં બે જણની જરૂર પણ નથી. હું એક જ બસ છું. ડૉક્ટર સાહેબ, મારું લોહી ચાલશે ને ?

મૃદુલા : ( રડી પડતાં ) બેટા પ્રેમુ ! મારો રમેશ આશાભર્યો છે ને તું કયાં કોડભરી નથી ? બાપુ, એવું શું બોલે છે ? તને પરણ્યાને હજુ પૂરો મહિનો પણ થયો નથી. મારે જેવી વાસુ એવી તું. ( ધ્રુસ્કો મૂકી ) ડૉક્ટર સાહેબ, ગમે તેમ કરો પણ અમને બન્ને વૃદ્ધને ભાંગીને વાસુને સાજી કરો. ( રમેશ અને પ્રેમુ પ્રત્યે ) તમે બન્ને અહીંથી જાઓ. ઓ ઈશ્વર ! આ બન્નેને ખોઈને વાસંતી મેળવું એ વેપાર મારે નથી જોઈતો.

સરોજિની : ( થોડીક ક્ષણોની સ્મશાનશાન્તિ પછી...સ્વગત...) જગદીશ ! તમે શું કહ્યું ? " મારી મસ્તીખોર વાસુ તારે ખોળે સોંપું છું." એમ ને ? ઓ ક્રૂર જગદીશ ! કેવી અકારી ફરજ મને સોંપી ? વાસંતીની સરળતા માટે મને જરૂર પ્રેમ થાય છે. પણ મારા પ્યારમાં આડખીલી પણ એ જ છે ને ? એક તરફથી વાસંતી મારી આંખની કણીઃ બીજી તરફથી વાસંતી મારા જગદીશની પ્રિયતમા ! ઓહ ! કયી તરફ નજર કરું ? ( થોડી વાર ચૂપ રહી, આકાશ સામે જોઈ ) હા, જગદીશ, હું સાંભળું છું રહો. ઓહ ! તમારું એ ઝેરી સ્મિત મને ગૂંગળાવી મારે છે. શું ? તમે અહીં હોત તો તમારું લોહી આપત એમ કહ્યું ? અને ? અને...સરયૂનું લોહી પણ તંદુરસ્ત છે એમ કહ્યું ? ( કાનમાં આંગળી ભરાવી દે છે ) જગદીશ ! જગદીશ ! હું બરાબર સમજી. સરયૂનું લોહી જગદીશ માટે તલસી રહ્યું છે. કદાચ સરયૂના દેહમાં એને જગદીશ નહિ ભેટે તો વાસંતીના દેહમાં તો જરૂર ભેટશે. મારા જગદીશ !

[ થોડીવાર ચૂપ રહી સ્વાસ્થ્ય મેળવે છે, પછી ડૉક્ટરપ્રત્યે પ્રકટ ]

ડૉક્ટર : આપ જુઓ છો કે હું તંદુરસ્ત છું: મારી પાછળ દુઃખી થાય એવું કોઈ નથી. વળી હું વાસુબહેનને...ચાહું પણ છું. માટે મારું જ લોહી લો.

ભગવાનલાલ : ડૉક્ટર સાહેબ, લોહી આપનારની જાતને કાંઇ જોખમ ખરું ?

ડૉક્ટર : એ અગાઉથી ન કહી શકાય.

ભગવાનલાલ : સિસ્ટર, આ સ્થિતિમાં હું વાસુ માટે આપનું લોહી ન લઈ શકું. અમે કુટુંબનાં માણસો આવે વખતે કામ ન લાગીએ તો મહાન દ્રોહ કર્યો કહેવાય.

સરોજિની : મિસ્ટર ભગવાનલાલ, વાસુ તમારી દીકરી છે તો મને એ બહેન જેવી છે. આટલા વખતથી હું એની સારવારમાં છું તેથી હું પણ એને ચાહતાં શીખી છું અને વળી મારી લાગણી લગભગ કુટુંબનાં માણસ જેવી જ બંધાઈ ગઈ છે. માટે તમે મને એ દૃષ્ટિએ જોશો તો પણ હરકત નથી.

[ ડૉક્ટર સરોજિની સામે કાંઈ સૂચક-દૃષ્ટિ કરે છે. સરોજિની એવો જ અર્થસૂચક જવાબ વાળે છે.]

ડૉક્ટર : ઠીક છે, મિસ્ટર ભગવાનલાલ, ભલે સિસ્ટર લોહી આપે.

[ બધાં વાસંતી પાસે જાય છે. ડૉક્ટર બધો સરંજામ એક ટેબલ પર ગોઠવી વાસંતી અને સરોજિની બન્નેના બાવડામાં એકેક સોય ઘોંચી વચ્ચેનો પંપ પોતાના હાથમાં રાખે છે.]

વાસંતી : ( સરોજિનીના હાથમાં ઘોંચેલી સોય જોતાં ચમકીને ) ડૉક્ટર ! સિસ્ટરને કેમ સાથે લીધાં ? શું કરવાનું છે ?

ડોક્ટર : એમનું તંદુરસ્ત લોહી તમારા શરીરમાં દાખલ કરવાથી તમને આરામ આવી જશે.

વાસંતી : ઓહ ડોક્ટર ! મારે ખાતર આવી સુંદર સ્ત્રીનો પ્રાણ લેવો ! સરોજિની બહેન ! તમને પગે લાગું તમે ઊઠી જાઓ. તમારો પ્રેમી રાહ જોતો હશે.

સરોજિની : મારો પ્રેમી મારા વિના ચલાવી શકશે, વાસુબહેન, પણ તમારો પ્રેમી નહિ ચલાવી શકે. તમે એ ચિંતા નહિ કરો.

[ સરોજિની ધીમે ધીમે બેભાન બનતી જાય છે. છેવટે કાંઈ અસ્પષ્ટ નિઃશ્વાસ મૂકે છે. વાસંતી તેના તરફ તાકીને જુએ છે. ]

સરોજિની : (નિઃશ્વાસ રૂપે) મારા જગદીશ !

[ વાસંતી ચમકભી ઊઠે છે. સરોજિની સામે તાકીને તે જોઇ રહે છે ! ]

વાસંતી : (અસ્વસ્થ બનતી) બા, આ કોણ છે ?

મૃદુલા : ( વાસંતીને માથે હાથ ફેરવતી ) બેટા, એમ કેમ પૂછ્યું ?

વાસંતી : એનો નિસાસો તમે કોઇએ સાંભળ્યો ?

મૃદુલા : ના !

ભગવાનલાલ : બેટા, તને કાંઈ ભ્રમ થયો હશે.

ડોક્ટર : કમ્પોઝ યોરસેલ્ફ મિસ.

[ ડોક્ટર પમ્પ દબાવ્યે જ જાય છે. સરયૂ સંપૂર્ણ બેભાન બની માથુ ઢાળી દે છે. વાસંતી એના મુખ પરની એકેએક રેખાને આંખ ખેંચી ખેંચીને જોઈ રહે છે. કાર્ડમાં જોયેલી સ્ત્રીની મુદ્રા તે ઓળખે છે, કંપી ઊઠે છે, અને ઓચિંતી ચીસ નાખે છે. ]

વાસંતી : ( ચીસ નાખતી ) હા એ જ !

[ વાસંતી બેભાન બની જાય છે. ]

[ પડદો પડે છે. ]×

પાતળા પડદા (diaphragm)ના અનુકરણથી બન્યું છે અને એરોપ્લેનની ઊડવાની શક્તિ પંખીઓના અનુકરણથી આવેલી છે. તે જ પ્રમાણે માણસની આંખના પડદા(retina)નું અનુકરણ કરવાથી આજે ટેલિવિઝન પણ શકય બન્યું છે. એને સંપૂર્ણ બનાવવા માટે ફોટોટેલિગ્રાફી અને ટેલિફોનની જરૂર પડી છે એ ખરું, એ ત્રણ મળીને આજનું ટેલિવિઝન તૈયાર થયું છે. એ બરાબર સમજવા માટે આ ત્રણેની વિગતો જાણવાની જરૂર છે.

ટેલિફોન શું છે અને શી રીતે તેમાંથી અવાજ નીકળે છે એ આપણે પહેલાં જાણવું જોઈએ. આપણે જ્યારે ફોન મોઢા આગળ ધરીને બોલીએ છીએ ત્યારે આપણા મોઢાના શબ્દોમાંથી હવામાં અવાજનાં મોજાં ( Sound waves ) ઉત્પન્ન થાય છે. તે મોજાં જઈને પાતળા પોલાદની ગોળ ચકતીને અથડાય છે. એ ચકતીની નીચે બીજી એક એવી જ ચકતી હોય છે તેના ઉપર કારબનની ઝીણી ભૂકી ભરેલી હોય છે. એને લીધે શું થાય છે? પેલી ભૂકી નાચવા માંડે છે—કોઈ ધીરેથી તો કોઈ જોરથી. એના જોરનો આધાર બેશક આપણા અવાજના ઉચ્ચારણ ઉપર હોય છે. તેને લીધે એનો વિરોધ ( Resistance ) વધે છે અથવા ઘટે છે. અને તેથી કરીને તેનો વીજળિક પ્રવાહ પણ તે જ પ્રમાણમાં વધે છે, અથવા ઘટે છે. અવાજ બહુ દૂર મોકલી શકાતો નથી એટલે તેમાંથી વીજળીનો પ્રવાહ ( Current ) ઉત્પન્ન કરવામાં આવે છે. કારણ એ પ્રવાહને તો સહેલાઈથી દૂર દૂર મોકલી શકાય છે. અહીં એવો સવાલ ઊભો થાય ખરો કે આપણે વીજળીના પ્રવાહને તો જાણે ઠેઠ સુધી મોકલ્યો પણ તેમાંથી પાછો અવાજ શી રીતે થશે? એનો જવાબ એમ આપી શકાય કે આ પ્રવાહ તો તાર મારફતે જાય છે. એ ચાલતો ચાલતો જ્યાં આપણે કાન દઈને સાંભળતા હોઈએ છીએ ત્યાં આવી પહોંચે છે. તેમાં ફક્ત બે નાના, લાંબા અને ગોળ નરમ લોખંડ ઉપર વીંટેલા ખૂબ પાતળા ભૂરા તાર હોય છે. એને અંગ્રેજીમાં ઇલેક્ટ્રો મેગ્નેટ કહે છે. જો કોઈ વીજળીનો પ્રવાહ એમાં થઈને પસાર કરવામાં આવે તો તેટલા વખત પૂરતું એ ચુંબક બની જાય છે એટલે કે એનામાં આકર્ષણ કરવાની શક્તિ આવે છે. એની બરાબર સામે જ પોલાદની પાતળી ગોળ ચકતી હોય છે. વીજળી જવાને લીધે તે ચકતી ધ્રૂજવા લાગે છે—ઘડીમાં જોરમાં તો ઘડીમાં ધીરે—અને તેમાંથી જ પાછો અવાજ ઉત્પન્ન થાય છે. ત્યારે આપણે સાંભળી શકીએ. અવાજનાં મોજાં કારબન ઉપર અથડાઈ પ્રવાહને વધતો ઓછો કરે છે અને તે પ્રવાહ ગ્રાહકયંત્ર ઉપર અથડાઈ ચકતીને ધ્રૂજાવી ફરી વાર અવાજ ઉત્પન્ન કરે છે.

આ તો જાણે ટેલિફોનની વાત થઈ. ટેલિવિઝન ઘણુંખરું ટેલિફોનના જેવું જ છે. એક તફાવત એ છે કે પેલી વખતે અવાજમાંથી વીજળીનો પ્રવાહ ઉત્પન્ન કરવામાં આવ્યો હતો આમાં પ્રકાશમાંથી વીજળીનો પ્રવાહ ઉત્પન્ન કરવામાં આવે છે. અવાજમાંથી વીજળીનો પ્રવાહ ઉત્પન્ન કરવો સહેલો છે પણ પ્રકાશમાંથી કરવો સહેલો નથી. શી રીતે થોડા પ્રકાશમાંથી પણ વીજળીનો પ્રવાહ ઉત્પન્ન કરવો એ એક ભારે કોયડો હતો. પણ એક વિચિત્ર ઉપાયે આનો ઉકેલ આવ્યો. વીજળીના પ્રતિબંધક તરીકે આપણે સાધારણ રીતે તાંબાનો તાર વાપરીએ છીએ. પણ બહુ જૂના વખતમાં સેલેનિયમનો તાર વપરાતો હતો. એની ખાસિયત એ છે કે અંધારામાં એની પ્રતિબંધકતાની શક્તિ વધે છે, અને અજવાળામાં ઘટી જાય છે. આયર્લૅંડની દક્ષિણ પશ્ચિમ કિનારે વેલેન્ટિયા નામે એક ગામ છે. ત્યાંના એટલાંટિક કેબલ

(cable) સ્ટેશને એનો પહેલવહેલો ઉપયોગ કરવામાં આવ્યો હતો આમ ને આમ કેટલાય દિવસો વીતી ગયા ત્યારપછી ઇ સ ૧૮૭૩મા એક દિવસ ખૂબ તડકો પડયો હતો એવામા તે સ્ટેશનના પરિચાલક મે સાહેબે જોયુ કે સેલેનિયમ તારની સાથે યન્ત્રની જે સોય જોડેલી હતી તે ઘડીમા ધ્રૂજે છે અને ઘડીમા સ્થિર રહે છે પહેલા તો તેમને આનું કઈ બુદ્ધિમા ઊતરે એવુ કારણ જડયુ નહિ તેમણે માન્યુ કે યન્ત્રો હાલે છે એટલે એ હાલતી હશે પરંતુ એથી કાઇ વળ્યુ નહિ સોય તો પહેલાની જેમ ઘડીમા હાલતી અને ઘડીમા સ્થિર રહેતી જ રહી ખૂબ તપાસ કર્યા પછી તેમને જણાયુ કે કાચની બારીમા થઇને સૂર્યનો પ્રકાશ એની ઉપર જ્યારે જ્યારે પડે છે ત્યારે ત્યારે સોય ધ્રૂજવા માડે છે તોપણ તેમના મનમાથી વહેમ ન ગયો. રાતના અધારામા સોય ક્યા છે તે તેમણે જોયુ પછી દીવો સળગાવતા વેંત જોયુ તો સોય ધ્રૂજવા માડી હતી આ ધ્રૂજી ઊઠ્યાનુ કારણ બીજુ કઈ નથી એની પ્રતિબધકતાની શક્તિ જેવી ઘટી ગઇ કે તરત જ તેમા વીજળીનો પ્રવાહ વધી ગયો અને પરિણામે તે ધ્રૂજવા લાગી આ વાત જ્યારે વૈજ્ઞાનિકોમા જાહેર થઈ ત્યારે સૌએ ધાર્યું કે હવે પ્રકાશમાથી વીજળીનો પ્રવાહ ઉત્પન્ન કરી શકાશે અને થયુ પણ તેમ જ આ વાતને થોડા વરસ થયા ત્યારપછી વિલાઉબી સ્મિથ નામે એક યુરોપિયને સેલેનિયમ 'સેલ' તૈયાર કરી વીજળીના કાન મળતા એટલે કે ટેલિફોન તૈયાર થતા દુનિયાના લોકોને જેમ સતોષ થયો હતો તેમ વીજળીની આખ મળતા એટલે કે ટેલિવિઝન તૈયાર થતા પણ દુનિયામા નવીન આનદના મોજા લહેરવા લાગ્યા ટેલિવિઝનના જન્મની સૂચના આપણને આ બનાવમા મળી રહે છે કેવી રીતે પ્રકાશમાથી વીજળીનો પ્રવાહ ઉત્પન્ન થયો તે જાણવા માટે પહેલા આપણે આપણી આખના પડદાની રચના બરાબર સમજવી જોઈએ એ પડદો લાખો અને ૭ ખૂણાવાળી અસખ્ય 'સેલ'નો બનેલો છે અને એમાની દરેક 'સેલ' ફિલામેન્ટ વડે આપણા મગજ સાથે જોડાયેલી છે આપણે જે કોઈ વસ્તુ જોઇએ તેના ઉપર બધે સરખો પ્રકાશ પડતો નથી કોઈ જગ્યાએ વધારે હોય છે તો કોઈ જગ્યાએ ઓછો હોય છે આ પ્રકાશ અને છાયાની રમતનું પ્રતિબિંબ આપણી આખના પડદા ઉપર પડે છે, પણ તે લેન્સમા થઇને જાય છે એટલે એ પ્રતિબિંબ ઊલટુ હોય છે મે પહેલા જણાવ્યુ છે કે તે પડદાની નીચે લાખો અને ૭ ખૂણાવાળી 'સેલ' આવેલી છે એ સેલમા 'વિઝ્યુઅલ પર્પલ' (visual purple) નામનો પ્રવાહી પદાર્થ હોય છે એ આ પ્રકાશને વીજળીના પ્રવાહમાં ફેરવી નાખે છે અને જ્યા ઓછો પ્રકાશ હોય ત્યાથી ઓછો અને જ્યા વધારે પ્રકાશ હોય ત્યાથી વધારે પ્રવાહ ઉત્પન્ન થાય છે ત્યાર પછી એ વીજળીનો પ્રવાહ ફિલામેન્ટમા થઈને ચાલવા માડે છે અને આખરે મગજમા પહોંચે છે ત્યારે આપણને ખબર પડે છે કે આપણે શુ જોઈએ છીએ આ સેલેનિયમ સેલ પણ બરાબર એ જ રીતે બનાવેલી હોય છે એટલે જ પ્રકાશને લીધે વીજળી પ્રવાહ ઉત્પન્ન થાય છે પણ એ યંત્રમા કેટલીક ખામીઓ છે તેને લીધે આજકાલ હવે એનો ઝાઝો ઉપયોગ કોઈ કરતું નથી એને બદલે પ્રકાશ—વિદ્યુત—પરિવર્તક યત્ર Photo electric cell વપરાય છે પ્રકાશમાથી જે વીજળીનો પ્રવાહ ઉત્પન્ન થયો તે મોકલનારા પ્રેરક યત્ર (transmitter)માથી વાયરલેસના મોર્જા સાથે ચોમેર ફેલાઈ જાય છે, અને આખરે ગ્રાહકયત્ર (receiver) પર જઈને અથડાય છે ત્યા એ ચચળ વીજળીના પ્રવાહને પ્રબળ (amplify) બનાવવામા આવે છે ત્યાર પછી તેને વીજળીના બત્તી બબમાથી પસાર

કરવામાં આવે છે. એટલે વીજળીના પ્રવાહના વધારાઘટાડા પ્રમાણે નિપન ગૅસથી ભરેલી બત્તીનું તેજ પણ વધતું ઓછું થાય છે. એ બત્તીનો પ્રકાશ એ ચકર ચકર ફરતી આતસકાય બેસાડેલી ચકતીમાંથી અને એક પેચ જેવા કાણાંવાળી ચકતીમાંથી જાય છે એટલે મોકલનાર યંત્ર જે વસ્તુ કે વ્યક્તિની છબીના જુદા જુદા ભાગો 'સેલ' ઉપર જે રીતે પડે છે–બરાબર તે જ પ્રમાણે એનો પ્રકાશ ઘસેલા કાચના પડદા ઉપર પડે છે—અને ત્યારે જ આપણે તેની છબી જોઈ શકીએ છીએ. ફોટોરેલિગ્રાફીમાં આપણે જે છબી જોઈએ છીએ તે હાલતી નથી હોતી, પરંતુ ટેલિવિઝનમાં તેની પ્રત્યેક હીલચાલ અને ગતિ આપણને સ્પષ્ટ દેખાવી જ જોઈએ—તો જ તે આપણને સજીવ લાગે. પણ એમ કરવા માટે પ્રકાશને દરેક છબી ઉપર ખૂબ જલદી જલદી ફેરવી જવો જોઈએ. કારણ કે આપણે જે કંઈ જોઈએ છીએ તેની છાપ આપણા મનમાં માત્ર $\frac{1}{10}$ સેકંડ સુધી જ રહે છે. એનો અર્થ એ થયો કે ઓછામાં ઓછી દર સેકંડે દસ છબી આપણી આંખ સામે આવે ત્યાંસુધી તે આપણને સજીવ લાગશે—સિનેમામાં પણ એ જ પ્રમાણે થાય છે. તેમાં સેકંડે બાવીસ છબી નજર સામે આવે છે. દરેક છબી જો કાળાં અને ધોળાં ટપકાંની બનાવવામાં આવે તો પ્રકાશના કિરણને આખી છબી ઉપર ફેરવી જતાં કેટલો વખત લાગશે, વિચાર કરો—એક પણ ટપકું છોડી દેવું ન જોઈએ. વળી એવી નવ દસ છબીઓ ઉપર એક સેકંડમાં પ્રકાશ ફેરવી જવાય તો જ લોકોની નજરે તે હાલતી ચાલતી દેખાય. આ ઉપરથી તમને સમજાશે કે કેટલા ઓછા વખતમાં પ્રકાશને છબી ઉપર દોડવું પડે છે. આટલી મહેનતને પરિણામે આજે ટેલિવિઝન શક્ય થયું છે.

ટેલિવિઝનની સાથે સાથે બેયર્ડ (Mr. S. L. Baird) સાહેબનું નામ ચિરસ્મરણીય રહી જશે, કારણ તેમણે જ પહેલવહેલું એ યંત્ર બનાવ્યું હતું. ૧૯૨૬ ના જાન્યુઆરી મહીનામાં બેર્ય સાહેબે સૌથી પહેલાં રૉયલ ઇન્સ્ટિટ્યુશનમાં ટેલિવિઝનથી છબી બતાવી. બેયર્ડ સાહેબના યંત્રમાં બે વસ્તુ હોય છેઃ એક પ્રેરક યંત્ર અને બીજું ગ્રાહક—યંત્ર જેમ વાયરલેસમાં હોય છે તેમ. પણ એની વિશેષતા એ છે કે આપણે જે છબી જોવા પામીશું તે લાંબી રેખાઓની બનેલી હશે. એ રેખાઓ શી રીતે થાય છે એ સમજવા માટે આપણે એ યંત્રની રચના સમજવી જોઈશે. ગ્રાહકયંત્ર બરાબર પ્રેરકયંત્રના જેવું જ છે. માત્ર એટલો એક ફેર છે કે એમાં ફોટો સેલ અને જેની છબી પડવાની તેની જગાએ એક દીવો અને પડદો છે. બીજી ચકતી બિલકુલ કાઢી જ નાંખવામાં આવી છે. જે વસ્તુની છબી મોકલવાની છે તેની સામે ત્રણ ગોળ ચકતી છે. પહેલીમાં બત્રીસ લેન્સ છે, બીજીમાં ચોખંડા નાનાં નાનાં કાણાંઓ છે. અને ત્રીજીમાં સ્પ્રીંગના જેવું ગોળ પેચખાતું કાણું છે. અને આ છેલ્લી ચકતી ઉપર જ પેલું વિદ્યુત્ પરિવર્તક સેલ અથવા યંત્ર હોય છે. વસ્તુ ઉપરનો પ્રકાશ આ ત્રણે ચકતીમાં થઈને પેલાં યંત્ર ઉપર પડે છે. પહેલી ચકતીને મિનિટમાં ૮૦૦ વાર અને બીજી ચકતીને ૧૦૦૦ વાર મૅાટર વડે ફેરવવામાં આવે છે. પણ ત્રીજી ચકતી સ્થિર હોય છે. આ ફેરવવાને લીધે જ્યાં જ્યાં પ્રકાશને કાણાં મળે ત્યાંથી તે પેસી જાય છે અને બાકીની જગ્યાએ તે પહોંચી શકતો નથી. એટલે જ ઓછાવત્તા પ્રકાશના પ્રમાણમાં છબી ચોખંડી લાંબી લાંબી અને પાતળી પાતળી રેખાઓથી ભરાઈ જાય છે. એ પ્રકાશ જ્યારે સેલ ઉપર પડે છે ત્યારે

તેને પ્રવાહ પણ વધે છે અને ઘટે છે. આટલું થયા પછી વીજળીનો પ્રવાહ ઉત્પન્ન થાય છે. એને શી રીતે મોકલવામાં આવે છે તે જોવા પહેલાં આપણે બીજી એક વસ્તુ જોઇ લેવાની જરૂર છે. આ ફેરવવાની' જે શકિત તે કયાંથી આવે છે ? કોઈ માણસ થોડાં જ બેઠા બેઠા એ ચકતીઓને ફેરવી શકવાનો હતો ? એટલે ડી. સી. મોટર (D. C. Motor) વડે એને ચલાવવામાં આવે છે. પણ પ્રેરક યંત્રની પેઠે ગ્રાહક યંત્રને પણ મિનિટે ૮૦૦ વાર ફેરવવું પડે છે. નહિ તો અસલ છબી કરતાં આ છબીમાં ઘણો ફેર પડી જાય. એટલે એ. સિ. જનરેટર (A. C. Generator) લગાડવામાં આવે છે. એનું કામ એ બંનેને સરખી ગતિએ ચલાવવાનું છે. એમાંથી જેટલો વીજળીનો પ્રવાહ ઉત્પન્ન થાય તે અને પેલી 'સેલ'માંથી ઉત્પન્ન થયેલો પ્રવાહ બંનેને એક સાથે મેળવીને ઈથરનાં મોજાં ઉપર છોડી દેવામાં આવે છે. એ પ્રવાહ મોજાં ઉપર બેસીને સઘળી દિશામાં ફરી વળે છે અને જ્યાં જ્યાં ગ્રાહકયંત્ર મળે ત્યાં ત્યાં જઈને બે ભાગમાં વહેંચાઈ જાય છે. ઓલ્ટરનેટિંગ પ્રવાહ (alternating current) જઈને ત્યાંના જનરેટરને મિનિટના ૮૦૦ આંટાના વેગે ચલાવે છે અને સેલનો પ્રવાહ જઈને એક બલ્બને સળગાવે છે. તે પ્રકાશ ત્રીજી અને પહેલી ચકતીમાં થઈને એક પડદા ઉપર અસંખ્ય જાડી પાતળી રેખા રૂપે પડે છે. અને એમાંથી તે વસ્તુની છબી ખડી થાય છે.

બધા જ વાચકોએ કદાચ રંગીન ફિલ્મ તો જોઈ હશે. જ્યારે દરેક વસ્તુ પોતાના સ્વાભાવિક રંગમાં દેખા દે છે ત્યારે ફિલ્મ કેવી સરસ લાગે છે ! એક દેશમાંથી બીજા દેશમાં રંગીન છબી મોકલવાની વ્યવસ્થા પણ થઈ છે. એ શી રીતે બને છે એ જો જાણવું હોય તો આપણે પહેલાં ત્રણ કાણાંવાળી એક ગોળ ચકતી લેવી જોઈએ. તેમાંની એકમાં ભૂરો, એકમાં લાલ અને એકમાં લીલો ફિલ્ટર લગાડવામાં આવે છે. ત્યાર પછી ત્રણ ફોટો સેલ એવી રીતે ગોઠવે છે કે દરેક ફિલ્ટરમાંથી પ્રકાશ આવીને જુદો જુદો પેલી ત્રણે સેલ ઉપર પડે. એ દરેકમાંથી જ પ્રવાહ ઉત્પન્ન થાય તેને વાયરલેસની પેઠે જ મોકલવામાં આવે છે. ચાલતાં ચાલતાં તે ગ્રાહક યંત્ર ઉપર આવી પડે છે. પણ ત્યાં એકને બદલે બે બત્તી રાખવામાં આવી હોય છે. એક નિયોન (Neon) ગેસથી ભરેલી અને બીજી હિલિયમ (helium) ગેસ અને પારાની વરાળ (mercury vapour)થી ભરેલી અને લાલ ફિલ્ટરનો પ્રવાહ નિયોન ગેસ ભરેલી બત્તીને સળગાવે છે અને ભૂરો લીલો પ્રકાશ બીજીને સળગાવે છે. પણ આ બધું કામ એવી રીતે થવું જોઈએ કે એક પ્રવાહ બીજા સાથે મળી ન જાય --એટલે કે જ્યારે નિયોનવાળી બત્તી સળગતી હોય ત્યારે બીજી નહિ સળગતી હોય અને જ્યારે બીજી સળગતી હોય ત્યારે પહેલી હોલવી નાખેલી હોય. એ પ્રમાણે મોકલતી વખતે એક જ વસ્તુની ત્રણ રંગની છબી જોવામાં આવશે. મોકલવામાં જો આપણે વેગ વધારી દઈએ એટલે કે સેકંડે ૨૦-૨૨ છબીઓ મોકલીએ તો ગ્રાહક યંત્રમાં પણ આપણને ૨૦-૨૨ છબીઓ મળશે. આમ ઝપાટાભેર મોકલવાને લીધે આ ત્રણ રંગમાંથી જ બાકીના રંગો પણ બની જાય છે. કારણ કે એ ત્રણ રંગો જ મૂળ રંગો છે, એના મિશ્રણથી જ બાકીના ચાર રંગો બને છે. એટલે પડદા ઉપર જે છબી પડે છે તે સ્વાભાવિક રંગોવાળી બને છે અને સુંદર લાગે છે. આમાં જ સુધારા કરતાં કરતાં ટેલિવિઝન આજે કયાં આવી પહોંચ્યું છે તે જુઓ. માણસની આશાનો કંઈ અંત નથી. જેમ જેમ એને મળતું જાય

છે તેમ તેમ તે ઉન્મુખ થઈને અધીરાઈપૂર્વક હાથ લંબાવી વધુ ને વધુ માગ્યા કરે છે. આ છબીની સાથે વાક્શક્તિ જોડી શકાય કે કેમ એ એક ભારે ચર્ચાનો વિષય થઈ પડ્યો હતો. અનેક પ્રયત્નો પછી એ પણ શક્ય થયું. ગ્રાહકયંત્રના પડદા ઉપર ન પડતાં ફિલ્મ ઉપર જ છબી પાડવામાં આવે છે. છબીની નીચે થોડી જગ્યા હોય છે. ત્યાં અવાજ અથવા વાતચીતનાં ચિહ્નો હોય છે. એ ફિલ્મ બતાવતી વખતે છબી અને અવાજ એકી વખતે પ્રત્યક્ષ થાય છે. આ યંત્રનું નામ ટેલિ-ટૉકી છે.

કોઈ પણ વસ્તુ અને તેનો ફોટો પાસે પાસે મૂકવામાં આવે તો તે બંને વચ્ચેનો ફરક કોઈપણ માણસની નજરે ચડ્યા વિના રહેતો નથી. ફોટો બિલકુલ ચપટો અને ઊંડાણ વગરનો લાગશે અને વસ્તુ ઊંડાણવાળી માલમ પડશે એ વિષે શંકા નથી. એવું કારણ એ છે કે આપણે ડાબી આંખે જેટલું જોઈએ છીએ તેટલું જમણી આંખે જોતા નથી—થોડો ફેર પડે જ છે. આ ફરકને લીધે આપણા મન ઉપર ઊંડાણની છાપ પડે છે. સ્ટિરિયો-સ્કોપ નામના યંત્રમાં એવી વ્યવસ્થા કરવામાં આવેલી હોય છે અને તેથીજ તેનું નામ સ્ટિરિયોસ્કોપિક ટેલિવિઝન પડેલું છે. એક પેટીમાં બે કૅમેરા ગોઠવેલા હોય છે. તેના વડે એક વસ્તુની એકી વખતે બે છબીઓ પડે છે. કૅમેરાના કાચ ( lens ) આપણી આંખના જેટલા જ અંતરે રાખવામાં આવે છે. (એટલે કે ૨ઢ્ઢ ઇંચ) ત્યાર પછી એ બંને છબીઓ પાસે પાસે કાગળ ઉપર ચોટીને અઢી ઈંચને અંતરે ગોઠવેલી બે કાચમાંથી તેને જુએ છે. તે ઉપરાંત છબી જો રંગેલી હોય તો તો કંઈ કહેવાની વાત નહિ. બેયર્ડ સાહેબે પણ બરાબર આ જ પ્રમાણે કર્યું. તેમણે એક ગોળ ચકતી લીધી, તેની કોર આગળ કાણાંની એક હાર કરી, અને તેમાંથી મધ્યબિંદુ તરફ ૨ઢ્ઢ દૂર કાણાંની બીજી એક હાર કરી. એ ચકતીને જોરથી ફેરવવામાં આવે છે. એની એક બાજુએ બે બત્તી હોય છે. તેનો પ્રકાશ કાણાંની આ બે હારમાં થઈને જે વસ્તુની છબી મોકલવાની હોય તેના પર જઈને પડે છે. તે પ્રકાશ સેલ ઉપર પડે છે અને તેમાંથી જે પ્રવાહ ઉત્પન્ન થાય છે તે ચારેકોર મોકલવામાં આવે છે. આ વીજળીનો પ્રવાહ પાછો ગ્રાહકયંત્રમાં પકડાય ત્યારે છબી પડે.

પણ બેયર્ડ સાહેબ આટલેથી જ અટક્યા નહિ, તેમણે એમાંથી એવું એક યંત્ર બનાવ્યું, જે વડે ગાઢ અંધકારમાં અથવા ધુમ્મસમાં પણ ચોખ્ખું જોઈ શકાય, એટલે કે અંધારામાં કે ધુમ્મસમાં છુપાયેલી વસ્તુ કે વ્યક્તિની છબી પણ એના વડે પાડી શકાય. ગયા મહાયુદ્ધ વખતે એ ખૂબ કામમાં આવ્યું હતું. દુશ્મનનું સૈન્ય ક્યાં ક્યાં અંધારામાં છુપાઈ રહેલું છે તે આની મદદથી જ જાણી શકાયું હતું. એ યંત્ર ટેલિવિઝન યંત્રના જેવું જ હોય છે, માત્ર એમાં બલ્બને બદલે અદૃશ્ય કિરણ ( invisible rays ) નો ઉપયોગ કરવામાં આવે છે.

પ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી ન્યૂટનનું નામ તો સૌએ સાંભળ્યું છે. સૂર્યનો સફેદ પ્રકાશ સાત રંગોનો બનેલો છે એ શોધ પહેલવહેલી તેમણે જ કરી હતી. જાંબુડો, વાદળી, ભૂરો, લીલો, પીળો, નારંગી અને લાલ એ બધા રંગો મળીને સફેદ રંગ બને છે. એ યંત્રમાં બેયર્ડ સાહેબે 'ઇન્ફ્રારેડ' રે નો ઉપયોગ કર્યો છે. ટેલિવિઝનના પ્રેરક અને ગ્રાહક યંત્ર બેમાં જ ગોઠવવામાં આવે છે, માત્ર ગ્રાહકયંત્રના બલ્બને બદલે ઇન્ફ્રારેડ લેમ્પ ગોઠવવામાં આવે છે.

અંધકારનો અર્થ સામાન્ય રીતે આપણે પ્રકાશનો અભાવ એવો કરીએ છીએ. એ ખરું છે, પણ પ્રકાશનો સંપૂર્ણ અભાવ આપણને કદી હોતો જ નથી. દિવસે બહારથી

આપણે બધ બારીબારણાવાળા અધારા ઘરમા દાખલ થઈએ તો થોડી વાર તો કઈ જ જોઈ શકાતુ નથી એ ખરુ પણ થોડી વારમા જ આપણે ઘણી વસ્તુઓ ઝાખી ઝાખી જોઈ શકીએ છીએ એનું કારણ એ છે કે અધારામા અદૃશ્ય કિરણ ભળેલુ હોય છે એટલા ઓછા પ્રકાશ વડે છુપાઈ રહેલુ દુશ્મન સૈન્ય જેટલુ પ્રકાશિત થાય અને તેમાથી જે પ્રકાશ નીકળે તે પહેલા, બીજા અને ત્રીજા લેન્સમા થઈને પ્રકાશ—વિદ્યુત પરિવર્તક યત્ર ઉપર પડે છે એ રીતે પડદા ઉપર છબી તૈયાર થાય છે એરોપ્લેનમા, આગબોટમા બધે આજકાલ એનો ઉપયોગ થાય છે સામે કોઈપણ આફત હોય તો આ યત્ર તરત જ જણાવી આપે છે રાત્રે એની મદદથી જોઈ શકાય છે, એટલે એનું નામ 'નૉક્ટો-વિઝર' (Nocto-visor) પડ્યુ છે

ગ્રામોફોન મારફતે છબી શી રીતે મોકલે છે તે હવે સાભળો તમને કદાચ થશે, આ તો ભારે નવાઈની વાત! પણ એમા નવાઈ પામવા જેવુ કઈજ નથી સેલ ઉપર પ્રકાશ પડવાને લીધે પ્રવાહ વધતો ઓછો કેમ થાય છે, એ આપણે જોઈ ગયા વારુ એ પ્રવાહને જો ટેલિવિઝન યત્રને બદલે ટેલિફોનમા લેવામા આવે તો જરૂર આપણને એક પ્રકારનો અવાજ સભળાશે—પછી ભલે ને એ અવાજ ગમે તેટલો કર્ણકઠોર હોય એ અવાજ ઉપરથી જો આપણે ગ્રામોફોનની રકર્ડના જેવી રેકર્ડ તૈયાર કરીએ અને તે રેકર્ડ જો માઈક્રોફોનની સાથે વગાડીએ અને જો તે માઈક્રોફોનની સાથે ટેલિવિઝર અથવા ટેલિવિઝન યત્ર જોડેલુ હોય તો જરૂર આપણે છબી જોઈ શકીશુ એટલા માટે એ યત્રને 'ફોનો-વિઝર' (Phono-visor) કહે છે

બેપાચ મિત્રો આગળ કઈ વાત કહેતા કહેતા કઈ બીજી જ વાત કહેવાઈ જાય અને ભોઠા પડી જવાય એવા પ્રસગ તો ઘણાને આવ્યા હશે દાખલા તરીકે ધારો કે—"આખે દેખતો નથી?" એમ આપણાથી બોલાઈ ગયુ હોય તો આપણી કેવી દશા થાય? પણ કાને સાભળીને વાચી શકાય છે, અથવા કાન વડે જોઈ શકાય છે, એની સાબીતી આજે આપણને મળે છે આપણા દરેકના ચહેરાની કઈ ને કઈ ખાસિયત હોય છે, જેને લઈ ને આપણે એક બીજાને ઓળખીએ છીએ આજ સુધી આપણે એ કામ માત્ર દૃષ્ટિ વડે જ કરતા આવ્યા છે પણ હવેથી આખે જોયા વિના માત્ર કાને સાભળીને જ કહી શકીશુ કે કોણ આપણી સામે આવીને ઊભુ છે—જેમ આજે આધળા માણસો મિનિટે ૬૦ થી પણ વધારે શબ્દો વાચી શકે છે આજ સુધી એ લોકો સ્પર્શશક્તિદ્વારા વાચતા હતા પણ હવે એવુ એક યત્ર શોધાયુ છે કે જેની મદદથી A થી Z સુધીના છવ્વીસ અક્ષર માટે જુદા જુદા સૂરો કાઢી શકાય છે એટલા સૂર ધ્યાનમા રાખ્યા એટલે કાને સાભળીને પણ વાચી શકાશે અને એ કાઈ એવુ ભારે નથી ગીતના અનેક સૂરો યાદ રહે છે તો મહાવરાને પરિણામે આ પણ યાદ રહી શકશે

અહીં પાવર ટ્રાન્સિમશન (Power transmission) વિષે થોડુ કહ્યુ હોય તો અપ્રસ્તુત નહિ લેખાય કોઈ પણ શહેરમા જશો તો જણાશે કે લાબા લાબા તારો અને ઊચા ઊચા થાભલા જ્યા ત્યા નજરે પડે છે, કારણ એના વિના ઘેર ઘેર વીજળીના દીવા શી રીતે બળશે? હમણા હમણા શહેરી બાવાઓની નજર એ તરફ ગઈ છે, એ ખૂબ

આનંદની વાત છે. એને પરિણામે રસ્તાની ઉપરથી તાર ઓછા થયા છે અને રસ્તા નીચે ચાલ્યા ગયા છે. પણ હવે તો તાર કે થાંભલા વિના પણ વીજળીક-શક્તિ પહોંચાડી શકાય એવું થયું છે. એક સ્ટેશનેથી વીજળીશક્તિ મોકલવામાં આવે એટલે સૌ પોતપોતાને ઘેર બેઠાં જ્યારે મરજીમાં આવે ત્યારે દીવો સળગાવી કે હોલવી શકે. આમ થવાથી એક રીતે તો ખૂબ સગવડ થઈ જશે, પણ દુરૂપયોગ પણ પુષ્કળ વધી જશે, કારણ કે ઇથરમાં જેટલી શક્તિ છૂટી મૂકવામાં આવશે તેના હજારમા ભાગનો કદાચ સદુપયોગ થશે.*

## ચિંતન

ઉમેશ કવિ '

આગળ કે પાછળ પળવામાં,
મુગ્ધ થતાં દૃષ્ટિ મળવામાં,
નયનોને નોતરવાં શાં, જ્યાં; પ્રકાશ ના પરખાયઃ
અંતર ખુલ્લાં શું કરવાં, જ્યાં; કોઈ ન આવે જાય.

આશા 'ને અભિલાષ કરીને,
અપૂર્વ સુખનાં સ્વપ્ન ધરીને,
ચિત-ફલકે શું ચીતરવાં, જ્યાં; આંસુ આલેખાયઃ
વૃથા અશ્રુઅવરોધન શાં, જે સ્વાભાવિક સરી જાય

ઇચ્છા-જળનો તાગ ન આવે,
ઉપરનાં વર્તુલ અકળાવે,
અર્ન્તન ઊંડાં ઊતરવાં, શાં; જ્યાં મન ઘૂમરિયું ખાયઃ
ઉપર-નીચે, ઊંડાં-છીછરાં, નક્કી સ્થાન ન થાય.

❖

* 'પ્રવાસી'માં થી.

# વ્યથા

હેમન્તકુમાર નીલકંઠ

કહિ 'સત' કવિઓ કયમ થંભી ગયા ?
"સદસદ્ નહિં તે" કહિને શું રહ્યા ?
"હતું સત્ નહિ એ, ન અસત્ હતું એ
સ્થળ કાળ હતો નહિ" તેમ કહે.
સ્થળે જો હતું ના—થયું તો શિ રિતે ?
નહિ કાળ હતો—ઉગિયો શિ રિતે ?
"નિજ રૂપ લહે, યદિ વા ન લહે
વળિ રૂપ હશે, યદિ વા ન હશે
કહિ જાણિ શકે અથવા નહિ યે."
યદિ તત્વ જ એ—જન તો શું કરે ?
પછિ માનવતા મહિં ઉત્સુકતા
મુકિને કયમ દીધિ અનંત વ્યથા ?
મુકિ પ્રશ્ન મહા કયમ ઉત્તરની
નહિં શક્તિ દિધી જન કોઇ મહીં ?
પછી પંડિતતા નથીં યત્ન વૃથા
અતિ ઉંડી વ્યથા નિજ છૂપવવા ?
નિજ ભાન ભુલી, ભુલતું સહુયે,
સહુ ભક્ત તણી બસ યુક્તિ દિસે;
પર દુઃખ મહીં જરી ભાગ લઇ
નિજ દુઃખ ભુલે જન કોઇ વળી.
વિહરી કવિઓ નિજ કલ્પનમાં,
ધનિકો કરિ કૈં ક્ષણ છવિ મઝા;
પણ એ જ વ્યથા બસ એ જ વ્યથા
જનતા ભુલવા મથતી જ સદા.
અતિ ક્રૂર હશે પ્રભુ કોઈ ખરે
પ્રભુએય હશે નહિ નિશ્ચિત તે
તિમિરે બસ એક જ રશ્મિ દિસે
મનને કંઈ કે "બસ શોધ તું એ."
"પણ શું ? પણ શું ?" મન આ કકળે
પ્રતિઘોષ જ ઉત્તરમાંય પડે
ઉઠતી મનમાં વળિ તે જ વ્યથા
પછડાતું જ્યાં પછડાતું સદા.

❧

# જૈન જ્યોતિર્ગણિત

હરિહર ભટ્ટ

## (૧) પરિચય

**મા**રા મિત્ર શ્રી. હીરાલાલ અમૃતલાલ શાહે 'કાલલોકપ્રકાશ' નામે એક જૈન ધર્મનું પુસ્તક મારા ઉપર મોકલ્યું છે અને તેમાં આવતા ખગોલવિષયક ઉલ્લેખો તપાસીને તે ઉપરથી કંઈ જાણવા જેવું લાગે તો જણાવવા મને લખ્યું છે. આ પુસ્તકના વાચનને પરિણામે મને જે જણાયું તે આ વિષયમાં રસ લેનાર બધાને ઉપયોગી થશે એમ મને લાગવાથી તે નીચે આપું છું.

આ પુસ્તક ઈ. સ. ૧૬૫૨માં જૂનાગઢમાં વિનયવિજયજી ઉપાધ્યાયે લખ્યું છે. તેના ૩૭ સર્ગ છે. તેમાંથી ૨૮ થી ૩૭ સર્ગ સુધીનો ભાગ ભાવનગરની 'જૈનધર્મ પ્રસારક સભા'એ છપાવી પ્રસિદ્ધ કર્યો છે. તેનો ખર્ચ શ્રી. હીરાલાલભાઈએ આપ્યો છે, તે ઉપરાંત એમણે ૨૮મા સર્ગમાં આવતા ખગોલવિષય ઉપર એક વિદ્વત્તાપૂર્ણ ઉપોદ્ઘાત લખીને જૈન સાહિત્ય ઉપર મોટો ઉપકાર કર્યો છે, તે માટે એમને અભિનંદન ઘટે છે. ૨૯ થી ૩૭ સર્ગમાં જૈન પૌરાણિક કથાઓ આવે છે, તેથી ખગોલની દૃષ્ટિએ માત્ર ૨૮ મો સર્ગ જોવાનો રહે છે.

શ્રી મહાવીર સ્વામીની યોજનાનુસાર સૂર્યપ્રજ્ઞપ્તિ, ચંદ્રપ્રજ્ઞપ્તિ, જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ, જ્યોતિષ્કરંડક, વગેરે જૈન જ્યોતિષના ગ્રંથોનું દોહન કરીને આ પુસ્તકનું ગણિત આપ્યું છે એમ આ પુસ્તકમાં જણાવ્યું છે. આ ગણિત નીચે પ્રમાણે છે:

૫ વર્ષનો ૧ યુગ રાખ્યો છે. તેમાં ૧૮૩૦ દિવસ, ૬૨ ચાંદ્ર-સૌર માસ અને ૬૭ ચાંદ્રનાક્ષત્ર માસ ગણ્યા છે. દર ૨॥ વર્ષે ૧, એમ યુગમાં ૨ અધિક માસ આવે છે. આથી યુગનાં ૫ વર્ષોમાં અનુક્રમે ૧૨, ૧૨, ૧૩, ૧૨, ૧૩ એમ કુલ ૬૨ માસ આવે છે. ઉત્તર હિંદની પદ્ધતિ પ્રમાણે માસ પૌર્ણિમાન્ત છે. યુગનો આરંભ શ્રાવણ વદી ૧ (જે ગુજરાતમાં આષાઢ વદી ૧ કહેવાય)ને આરંભે થાય છે. તે વખતે સૂર્ય દક્ષિણાયનમાં અને ચંદ્ર અભિજિત્ નક્ષત્રમાં પ્રવેશ કરે છે. સૂર્યની તેમજ ચંદ્રની ગતિ હંમેશાં એક સરખી ગણવામાં આવી છે.

આ પુસ્તક પ્રમાણે:—

સૌર વર્ષ = ૧૮૩૦ ÷ ૫ = ૩૬૬ દિવસ

ચાંદ્રસૌર માસ = ૧૮૩૦ ÷ ૬૨ = $૨૯\frac{૧૬}{૩૧}$ = ૨૯·૫૧૬ દિવસ

ચાંદ્રનાક્ષત્ર માસ ૧૮૩૦ ÷ ૬૭ = $૨૭\frac{૨૧}{૬૭}$ = ૨૭·૩૧૩ દિવસ

અત્યારનાં સૂક્ષ્મ સાધનો વડે માપતાં આ ત્રણેનાં માપ અનુક્રમે ૩૬૫‡ દિવસ ૨૯·૫૩૧ દિવસ અને ૨૭·૩૨૧ દિવસ છે.

તિથિઓ બધી સમયમાં સરખી ગણી છે, પણ નક્ષત્રો બધાં સરખાં ગણ્યાં નથી. તે માટે આખા નક્ષત્રચક્રના ૩૬૬૦ 'ભાગ' કર્યા છે. નક્ષત્રો અભિજિત્, શ્રવણ, ધનિષ્ઠા,

ઈ૦ થી શરૂ થઈ ઉત્તરાષાઢા સુધી ગણાય છે. આમ અભિજિત્ સહિત ૨૮ નક્ષત્ર થાય છે. ૩૬૬૦ માંહેલા, અભિજિતના ૪૨ 'ભાગ' છે, શતભિષક્, ભરણી, આર્દ્રા, અશ્લેષા, સ્વાતિ અને જ્યેષ્ઠા એ દરેકના ૬૭ ભાગ છે, ઉત્તરાભાદ્ર૦, રોહિણી, પુનર્વસુ ઉત્તરા ફા૦, વિશાખા અને ઉત્તરાષાઢા એ દરેકના ૨૦૧ ભાગ છે, અને બાકીના દરેકના ૧૩૪ ભાગ છે.

| | | | | |
|---|---|---|---|---|
| | આમ | ૧ નક્ષત્ર (અભિજિત્)ના | | ૪૨ ભાગ |
| (અર્ધા નક્ષત્રો) | ૬ | નક્ષત્રના દરેકના ૬૭, | કુલે ૬૭ × ૬ = | ૪૦૨ " |
| (દોઢાં નક્ષત્રો) | ૬ | " " ૨૦૧, | કુલે ૨૦૧ × ૬ = | ૧૨૦૬ " |
| (મધ્યમ નક્ષત્રો) | ૧૫ | " " ૧૩૪, | કુલે ૧૩૪ × ૧૫ = | ૨૦૧૦ " |
| કુલે | ૨૮ | નક્ષત્રના | | ૩૬૬૦ ભાગ |

## (૨) કાલનિર્ણય

જૈન જ્યોતિર્ગણિતના રચનાકાળની ચર્ચામાં મદદ થાય એ હેતુથી અમે આ લેખને અંતે એક 'પરિશિષ્ટ' આપ્યું છે. તેમાં આપેલાં વર્ષો મુખ્યત્વે દીક્ષિત પ્રમાણે છે.

(क) 'પરિશિષ્ટ'માં વેદાંગજ્યોતિષનો સમય ઇ. સ. પૂર્વે ૧૪૦૦થી ૧૧૦૦નો આપ્યો છે. દીક્ષિત ઇ. પૂ. ૧૪૦૦ માને છે. મેં પંદરેક વર્ષ પૂર્વે વેદાંગજ્યોતિષ ઉપર 'પુરાતત્ત્વ' (વર્ષ ૧ અંક ૩)માં એક લેખ લખ્યો હતો, તેમાં પણ મેં ઇ. પૂ. ૧૪૦૦નો જ સ્વીકાર કર્યો હતો. પણ હાલમાં થોડા સમયથી રૈવત પક્ષ તરફથી એવી દલીલ કરવામાં આવે છે કે વસંતસંપાત કૃત્તિકામાં હતું ત્યારે કૃત્તિકાયોગતારા (ઈટાટૉરિ)ને કૃત્તિકાવિભાગને અંતે રાખીને ભારતીય નક્ષત્રવિભાગની રચના થઈ હતી. આ વ્યવસ્થાનુસાર અશ્વિનીવિભાગ રેવતીયોગતારા (ઝીટાપિસ્યમ)ની પૂર્વે ૭ કલા ઉપર આવે, આ ૭ કલાને બદલે સૂર્ય સિદ્ધાંત ૧૦ કલા અને બીજા સિદ્ધાંતો ૦ કલા માને છે, તેથી સપાત અશ્વિનીને આરંભે આવ્યો ત્યારે રેવતીતારાથી અશ્વિનીવિભાગ ગણવામાં આવ્યો. આ દલીલ ખરી છે કે ખોટી તેની ચર્ચામાં ઊતરવાની અહીં જરૂર નથી, કારણકે વેદાંગજ્યોતિષનો સમય ઇ. પૂ. ૧૪૦૦ને બદલે ઇ. પૂ. ૧૪૦૦થી ૧૧૦૦ ગણીને આપણે આગળ ચાલીએ તો પણ આપણા પ્રસ્તુત વિષયની ચર્ચામાં કંઈ બાધા આવશે નહિ.

હવે આપણે જૈન પદ્ધતિનાં અયનોને વેદાંગનાં અયનો સાથે સરખાવીએ. જૈનપદ્ધતિ પ્રમાણેના દક્ષિણાયન (અમાન્ત અષાઢ વદી ૧)થી વેદાંગજ્યોતિષ પ્રમાણેના ઉત્તરાયણ (માઘ સુદી ૧) સુધી ૬।। ચાંદ્રમાસ = ૧૯૧·૯૫ દિવસ થાય. પણ ૧ અયન = ૦।। સાયન વર્ષ = ૧૮૨·૬૨ દિવસ તેથી વેદાંગકાળથી જૈન પદ્ધતિ કાળ સુધીમાં અયન ૧૯૧·૯૫–૧૮૨·૬૨ = ૯·૩૩ દિવસ પાછળ હઠયું. આટલા દિવસમાં સૂર્ય ૯·૨ અંશ ચાલે અને આટલી અયન ગતિ માટે ૬૫૦ વર્ષ લાગે તેથી જૈન પદ્ધતિની રચનાનો કાળ ઇ. સ. પૂર્વે ૧૪૦૦થી ૧૧૦૦ – ૬૫૦ = ઇ. સ. પૂર્વે ૭૫૦થી ૪૫૦ આવ્યો.

વેદાંગજ્યોતિષ તથા કાલલોકપ્રકાશમાં દરેક અયન કયા માસની કયી તિથિએ આવે છે તે જણાવ્યું છે. વેદાંગજ્યોતિષની તિથિઓ કરતાં કાલલોકપ્રકાશની તિથિઓ ૯ દિવસ વહેલી આવે છે તેનું કારણ ઉપર જણાવેલો ૯·૩૩ દિવસનો ફરક છે. (કાલલોકપ્રકાશની બેત્રણ તિથિઓમાં ભૂલ છે અને તે ભાવનગરવાળા પ્રકાશનની ગુજરાતી ટીકામાં બતાવી છે.)

(ख) કાલલોકપ્રકાશમાં ઉત્તરાયણથી શરૂ થતા અસમાન નક્ષત્રવિભાગોનાં અંતરો આપ્યાં છે તેથી જૈનપદ્ધતિના રચનાકાળ ઉપર વિશેષ પ્રકાશ પડે છે. જૈનપદ્ધતિની પહેલાં, પણ વેદાંગજ્યોતિષની પછી ગર્ગે આને મળતા અસમાન વિભાગો પાડ્યા હતા, તેને વિષે આગળ વધારે વિસ્તારથી કહેવામાં આવશે. અહીં એટલું જ કહીશું કે અસમાન વિભાગો પાડવાનું એક જ કારણ હોઈ શકે અને તે એ છે કે આકાશનાં તારાત્મક નક્ષત્રો અસમાન અંતરે છે અને તેથી કોઈ પણ પ્રકારે સમાન વિભાગ પાડતાં છતાં ૨૭માંથી ૧૬ કરતાં વધારે વિભાગોનો મેળ તારાઓ સાથે મળતો નથી. સમાન વિભાગ રાખવાની પ્રવૃત્તિ તેમ કરવાથી ગણિતમાં થતી સરળતાને કારણે છે, ત્યારે અસમાન વિભાગ રાખવાની પ્રવૃત્તિ વિભાગો અને તારાઓનો મેળ મેળવવા ખાતર છે. આથી દરેક અસમાન વિભાગમાં તે તે તારાત્મક નક્ષત્રની યોગતારા* આવવી જ જોઇએ. આ કસોટી લગાડતાં એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે જે તારાઓ મોટા શરવાળા છે એટલે ક્રાંતિવૃત્તથી ઉત્તરે અથવા દક્ષિણે ખૂબ દૂર છે તેના ગણિતમાં મોટી ભૂલ આવવાનો ઘણો સંભવ છે, કારણકે અત્યારનાં જેવાં સૂક્ષ્મ વેધસાધનો જૂના વખતમાં નહોતાં, તેથી કોઈ પણ તારો ક્રાંતિવૃત્તથી ઉત્તરે કે દક્ષિણે જેમ વધારે દૂર તેમ તેના ગણિતમાં ફરક પણ વધારે આવે. આનું બીજું કારણ એ કે આપણા જૂના ગ્રંથોમાં યોગતારાના જે ભોગ આપ્યા છે તે કદંબસૂત્રીય (Celestial Longitude) નહિ, પણ ધ્રુવસૂત્રીય (Polar Longitude) છે, આનું કારણ એમ લાગે છે કે સંપાતો, અયનો અથવા જે તારાના વિષુવાંશ જાણવામાં હોય તે યામ્યોત્તરવૃત્ત ઉપર આવ્યા પછી કેટલે સમયે ઇષ્ટ તારો યામ્યોત્તર વૃત્ત ઉપર આવે છે તે જાણવાથી ઇષ્ટ તારાના વિષુવાંશ જાણી શકાય છે અને તે ઉપરથી ધ્રુવસૂત્રીય ભોગ જાણી શકાય છે; કદંબસૂત્રીય ભોગ આવી કોઈ સરળ રીતે જાણી શકાતો નથી, પણ તેને માટે સીધો આકાશીય વેધ લેવો પડે છે, જે ઘણો વધારે મુશ્કેલ છે. હવે એ સ્પષ્ટ છે કે તારાનો શર જેમ વધારે તેમ તેના કદંબસૂત્રીય અને ધ્રુવસૂત્રીય ભોગો વચ્ચેનું અંતર વધારે. અમે નીચે આપેલા કોષ્ઠકમાં મોટા શર વાળા તારાઓમાં જે ફરક આવે છે તેનાં ઉપલાં બંને કારણો છે.

ઘણાં નક્ષત્રોના યોગતારા વિષે મતભેદ છે, તેથી અમે નીચેના કોષ્ઠકમાં મતભેદ વગરના યોગતારા વાળાં નક્ષત્રો જ લીધાં છે. આમાં એક પ્રકાર એક જ તારા વાળાં નક્ષત્રો છે. આવાં નક્ષત્રો ચિત્રા, સ્વાતિ, અભિજિત્ અને શતભિષક્ છે. બીજા પ્રકારનાં નક્ષત્રોના તારા એટલા પાસપાસે છે કે તેમાંથી કોઈ પણ તારાને યોગતારા માનવાથી આપણા વિષય માટે મહત્ત્વનો ફરક ન પડે. આવાં નક્ષત્રો ભરણી, કૃત્તિકા, મૃગશિરઃ (મૃગનું માત્ર શિર) અને પુષ્ય છે. રોહિણી, મઘા, જ્યેષ્ઠા અને શ્રવણના સૌથી પ્રકાશિત તારા એ યોગતારા છે અને તેમાં મતભેદ નથી. ધનિષ્ઠા અને રેવતીના યોગતારા વિષે મતભેદ છે, પણ તે અહીં એટલા માટે લીધા છે કે તેઓના યોગતારાથી શરૂ કરીને વૈદિક પદ્ધતિના નક્ષત્રવિભાગો કરવામાં આવ્યા છે એવા બે પક્ષ છે. તેથી ધનિષ્ઠાની યોગતારા ધનિષ્ઠા (ચિત્રા) પક્ષને સંમત આલ્ફા ડેલ્ફિનિ લીધી છે અને રેવતીની યોગતારા રૈવતપક્ષને સંમત ઝીટા પિસ્યમ લીધી છે.

નીચેના કોષ્ઠકમાં ઉપર પ્રમાણે લીધેલાં નક્ષત્રોનાં નામ (૧), તેઓના યોગતારાનાં યુરોપીય નામ (૨), અને ઇ. સ. ૧૯૩૫ના તેમના વેધસિદ્ધ સાયનભોગ (૩) આપ્યા છે.

* સંસ્કૃતમાં 'તારા' સ્ત્રીલિંગે છે અને ગુજરાતીમાં પુલ્લિંગે છે. અમે બંને રીતે લખ્યું છે.

આમાં ૯૦ અંશ ઉમેરવાથી વર્તમાન ઉત્તરાયણથી તેઓનાં અંતર આવે, પણ ઇ. સ. પૂર્વે ૭૫૦ અને ૪૫૦નાં ઉત્તરાયણો વર્તમાન ઉત્તરાયણ કરતાં અનુક્રમે ૩૭ અને ૩૩ અંશ પૂર્વમાં હતાં, તેથી અનુક્રમે ૯૦–૩૭ અને ૯૦–૩૩ એટલે ૫૩ અને ૫૭ અંશ વર્તમાન સાયનભોગમાં ઉમેરવાથી ઇ. સ. પૂર્વે ૭૫૦ અને ૪૫૦ના ઉત્તરાયણથી યોગતારાનાં અંતરો આવશે. (૪) અને (૫) જૈન પદ્ધતિના રચનાકાળના ઉત્તરાયણથી અસમાન નક્ષત્રવિભાગોનાં અંતરો કાલલોકપ્રકાશમાં આપ્યાં છે તે ત્યાર પછી કોષ્ઠકમાં આપ્યાં છે (૬). છેવટે યોગતારાના શર આપ્યા છે (૭).

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | યોગતારાનું યુરોપીય નામ | યોગતારાનો સાયન ભોગ ઈ. ૧૯૩૫માં અંશ | ઈ.પૂ.૭૫૦ના ઉત્તરાયણથી યોગતારાનું અંતર અંશ | ઈ.પૂ.૪૫૦ના ઉત્તરાયણથી યોગતારાનું અંતર અંશ | લોકપ્રકાશ પ્રમાણે ઉત્તરાયણથી નક્ષત્રવિભાગનું અંતર અંશ | યોગતારાનો શર અંશ |
| ભરણી | ૪૧ ઍરાઇટિસ | ૪૭ | ૧૦૦ | ૧૦૪ | ૯૬–૧૦૩ | ૧૦ ઉ. |
| કૃત્તિકા | ઇટા ટૉરિ | ૫૯ | ૧૧૨ | ૧૧૬ | ૧૦૩–૧૧૬ | ૪ ઉ. |
| રોહિણી | અલ્ડિબરાન | ૬૯ | ૧૨૨ | ૧૨૬ | ૧૧૬–૧૩૬ | ૫ દ. |
| મૃગશિર | લૅમ્બ્ડા ઓરિયાનિ | ૮૩ | ૧૩૬ | ૧૪૦ | ૧૩૬–૧૪૯ | ૧૩ દ. |
| પુષ્ય | ડેલ્ટા કૅંક્રિ | ૧૨૮ | ૧૮૧ | ૧૮૫ | ૧૭૬–૧૮૯ | ૦ ઉ. |
| મઘા | રેગ્યુલસ | ૧૪૯ | ૨૦૨ | ૨૦૬ | ૧૯૫–૨૦૮ | ૦ ઉ. |
| ચિત્રા | સ્પાઇકા | ૨૦૩ | ૨૫૬ | ૨૬૦ | ૨૫૫–૨૬૮ | ૨ દ. |
| સ્વાતિ | આર્કટ્યુરસ | ૨૦૩ | ૨૫૬ | ૨૬૦ | ૨૬૮–૨૭૫ | ૩૧ ઉ. |
| જ્યેષ્ઠા | ઍન્ટૅરિસ | ૨૪૯ | ૩૦૨ | ૩૦૬ | ૩૦૭–૩૧૪ | ૫ દ. |
| શ્રવણ | અલ્ટૅર | ૩૦૧ | ૩૫૪ | ૩૫૮ | ૪–૧૭ | ૨૯ ઉ. |
| શતભિષક્ | લૅમ્બ્ડા ઍકવેરિયસ | ૩૪૧ | ૩૪ | ૩૮ | ૩૦–૩૭ | ૦ દ. |
| અભિજિત્ | વીગા | ૨૮૪ | ૩૩૭ | ૩૪૧ | ૦–૪ | ૬૨ ઉ. |
| ધનિષ્ઠા | આલ્ફા ડેલ્ફિનિ | ૩૧૬ | ૯ | ૧૩ | ૧૭–૩૦ | ૩૩ ઉ. |
| રેવતી | ઝીટા પિસ્યમ | ૧૯ | ૭૨ | ૭૬ | ૭૦–૮૩ | ૦ દ. |

નક્ષત્રોમાંથી શતભિષક્ અને ભરણી (એટલે ભરણીની યોગતારા આમ આગળ પણ સમજવું.) ઈ. પૂ. ૪૫૦ના ઉત્તરાયણથી થતા વિભાગની પૂર્વે ૧ અંશ પડે છે, પણ ઈ. સ. પૂર્વે ૭૫૦ થી ૪૫૦ ને બદલે ઈ. પૂ. ૭૫૦ થી ૫૨૫ લઈએ તો તે બંને પોતાના વિભાગમાં આવી રહે. આથી ઉલટું જ્યેષ્ઠા ઈ. પૂ. ૪૫૦ના ઉત્તરાયણથી થતા વિભાગની પશ્ચિમે ૧ અંશ પડે છે તે ઈ. પૂ. ૩૭૫ પછીના સમયમાં પોતાના વિભાગમાં આવી રહે. સ્વાતિ, શ્રવણ, અભિજિત્ અને ધનિષ્ઠામાં બહુ જ ફરક આવે છે, પણ તેનું કારણ તેઓના બહુ મોટા શર છે. તેમાંથી કોઇનો શર ૨૯ અંશ કરતાં ઓછો નથી અને અભિજિતનો તો ૬૨ અંશ છે.

(ખરી રીતે આવાં મોટાં શરવાળાં નક્ષત્રો પસંદ કરવાં જોઇતાં જ નહોતાં. તેનાં બે કારણો અમે ઉપર બતાવ્યાં છે. પણ અમારાં આ બે કારણો કેટલાં વાજબી છે તે બતાવવા માટે જ અમે આ ચાર નક્ષત્રો મુદ્દામ લીધાં છે.)

બાકીનાં બધાં નક્ષત્રો ઈ. પૂ. ૭૫૦માં તેમજ ઈ. પૂ. ૪૫૦માં પોતાના વિભાગમાં છે. આમ ઈ. પૂ. ૭૫૦ થી ઈ. પૂ. ૫૨૫ સુધીના સમયમાં ઉપર આપેલાં ૧૪ નક્ષત્રોમાંથી મોટા શરનાં ૪ નક્ષત્રો જતાં બાકીનાં ૧૦માંથી ૯ના તારા પોતપોતાના વિભાગમાં આવી રહે છે. માત્ર એક (જ્યેષ્ઠા)માં ઇ. પૂ. ૫૨૫માં ૫૨૫–૩૭૫=૧૫૦ વર્ષનો એટલે ૨ અંશનો (અયનગતિને હિસાબે) ફેર આવે છે. જૂના સમયનાં વેધનાં સ્થૂળ સાધનો જોતાં વેધની આટલી ભૂલ અસામાન્ય ન ગણાય. પણ આ એક નક્ષત્ર (જ્યેષ્ઠા) એમ બતાવે છે કે જૈનપદ્ધતિ ઇ. પૂ. ૫૨૫ કરતાં બહુ જૂની નથી. બહુ તો તે ઈ. પૂ. ૫૫૦ની હોય.

ઉપરના અનુમાન (ઇ. પૂ. ૫૫૦થી ૫૨૫)ને એક બીજા મુદ્દાથી પણ ટેકો મળે છે. મહાવીરનો જન્મ ઈ. પૂ ૬૦૦ અને નિર્વાણ ઇ. પૂ. ૫૨૫માં થયું. જૈનપદ્ધતિનું ગણિત એટલું સ્થૂળ છે કે તેનો પ્રચાર થયા પછી ૨૫–૫૦ વર્ષ કરતાં તે વધારે ચાલી જ ન શકે. સૌર વર્ષના ૩૬૫¼ દિ. ને બદલે ૩૬૬ દિ. લીધા છે, તેથી ૪૦ વર્ષમાં જ સૂર્યમાં ૩૦ અંશનો એટલે ૧ માસનો ફેર પડે. ૫ વર્ષના યુગના ૧૮૩૦ દિ. ના ૬૨ ચાંદ્રમાસ ગણ્યા છે. પણ ૬૨ ચાંદ્રમાસના ખરી રીતે ૬૨×૨૯·૫૩૧=લગભગ ૧૮૩૧ દિ. થાય. આમ ૫ વર્ષમાં આવતી ૧ તિથિની ભૂલ ૪૦ વર્ષમાં ૮ તિથિ જેટલી થાય અને તેથી પૂનેમ અને અમાસે અર્ધો ચંદ્ર દેખાય! ચાંદ્રનાક્ષત્ર માસમાં ૪૦ વર્ષમાં આનાથી અર્ધો ફેર આવે છે તેથી જે નક્ષત્રમાં ચંદ્ર ગણિત પ્રમાણે આવે તે નક્ષત્ર માથા ઉપર આવે ત્યારે ચંદ્ર આકાશમાં તેના કરતાં અરધું જ ચડ્યો હોય! જૈનપદ્ધતિ શરૂ થયા પછી ૨૦ વર્ષમાં જ ગણિત પ્રમાણેની અમાસે વદ ૧૧ જેવડો ચંદ્ર આવે. આટલો ફરક તો સામાન્ય માણસના લક્ષમાં પણ આવ્યા વગર રહે નહિ. તેથી પણ આ પદ્ધતિ કદી પણ પ્રચારમાં આવી હોય તો તે ઈ. પૂ. ૫૫૦થી ૫૨૫માં જ આવી શકે. કારણ કે જો તે વહેલી પ્રચલિત થઈ હોય તો ઈ. પૂ. ૫૨૫માં મહાવીરનું નિર્વાણ થયું ત્યાં સુધીમાં તેમાં આવતી ભૂલ મહાવીરના જાણવામાં આવ્યા વગર રહે નહિ અને તેથી તે તેને સુધાર્યા વગર પણ રહે નહિ. પણ જો તે ઈ. પૂ. ૫૫૦થી મોડી પ્રચલિત થઈ હોય તો તેની ભૂલ મહાવીરના નિર્વાણ પછી જ સમજવામાં આવે, અને મહાવીર તરફના પૂજ્યભાવને લીધે જૈનો તેમાં ફેરફાર કરે નહિ, જો કે આટલા ભૂલવાળી પદ્ધતિને વ્યવહારમાં વધુ વખત ચાલુ રાખી તો શકાય જ નહિ. આમ આ પદ્ધતિ કદી પણ પ્રચલિત થઈ હોય તો તે વહેલામાં વહેલી ઈ. પૂ. ૫૫૦માં શરૂ થઈને મોડામાં મોડી ઇ. પૂ. ૫૦૦માં બંધ પડી હોવી જોઇએ એમાં કંઈ સંશય નથી. પણ એક સંભવ એવો પણ છે કે મહાવીરે માત્ર તેની યોજના જ કરી હોય અને તે વ્યવહારમાં કદી પણ આવી જ ન હોય.

અપૂર્ણ ]

# અર્થશાસ્ત્ર પ્રવેશિકા

નરહરિ દ્વા. પરીખ

[ વર્ધામાં મહિલાશ્રમ નામે એક સંસ્થા ચાલે છે. સેવાકાર્ય કરવા ઇચ્છતી મોટી ઉંમરની બહેનો તેમાં રહે છે, વિદ્યાભ્યાસ કરે છે અને ઉદ્યોગની તાલીમ લે છે. એમને જુદા જુદા વિષયોનું સામાન્ય જ્ઞાન સારી રીતે મળે એટલા માટે દરેક વિષયના સારા જાણકાર પાસે પત્રોદ્વારા શિક્ષણ અપાવવાની ગોઠવણ કરેલી છે. અર્થશાસ્ત્રનો વિષય ગૂજરાત વિદ્યાપીઠના મહામાત્ર શ્રી નરહરિભાઈ પરીખે શરૂ કર્યો છે. આજે અર્થશાસ્ત્રનું જ્ઞાન જીવનમાં ખૂબ જરૂરતું થઈ પડ્યું છે એટલે એ પત્રાવલિની અમે શ્રી નરહરિભાઈ અને મહિલાશ્રમના આચાર્ય શ્રી મગનભાઈ દેસાઈ પાસે માગણી કરી હતી. તેમણે આ માગણી સ્વીકારી 'પ્રસ્થાન' માટે એ પત્રાવલિ આપી છે, તે બદલ અમે તેમના આભારી છીએ.—તંત્રી]

## પ્રકરણ ૧લું

અર્થશાસ્ત્રનો વિષય અત્યારે આપણે ત્યાં મહાવિદ્યાલયના ઉપલા વર્ગોમાં શીખવાય છે, એટલે હું તમારી આગળ અર્થશાસ્ત્રની વાત કરવા બેસું છું એથી કદાચ તમને નવાઈ લાગશે. પણ જો સરળ રૂપમાં અને આપણી પોતાની ભાષામાં એ વિષય રજૂ કરવામાં આવે તો સાધારણ ભણેલી બહેનો પણ એમાંના ઘણા સિદ્ધાંતો સમજી શકે એમ હું માનું છું.

અત્યારે આપણા દેશની કેટલીક મુશ્કેલીઓ આર્થિક પ્રકારની છે. આ વિષયમાં કંઈક પ્રવેશ કર્યો હોય તો એ મુશ્કેલીઓ સમજવામાં પણ સરળતા થાય એમ મારુ માનવું છે.

આટલી પ્રસ્તાવના પછી અર્થશાસ્ત્ર એ શી વસ્તુ છે, એ ચર્ચામાં આપણે ઊતરીશું. કેટલાક લોકોનો એવો ખ્યાલ છે કે અર્થશાસ્ત્રને પૈસા સાથે સંબંધ છે, અને અર્થશાસ્ત્રમાં પૈસા શી રીતે કમાવા એની વાતો આવે. આ ખ્યાલ ભૂલભરેલો છે. અર્થશાસ્ત્રને પૈસા સાથે નહિ પણ માણસના સુખ સાથે સંબંધ છે. માણસનું સુખ અનેક વસ્તુઓ ઉપર આધાર રાખે છે. માણસ વિચારવાન હોય, નિષ્પાપ જીવન ગાળતો હોય, હમેશાં બીજાના ભલામાં રાજી હોય, બની શકે તેટલી બીજાની સેવા કરવાને તત્પર હોય, પોતાને કંઈ લાભ થાય તો તેથી હરખઘેલો ન થઈ જાય, તેમ પોતાના ઉપર કંઈ આફત આવી પડે તો તેથી ગભરાઈ ન જાય એવા માણસનું જીવન સાધારણ અને સુખમય હોય છે. પરંતુ આવા માણસને પેટપૂરતું ખાવા જોઈએ, શરીર ઢાંકવા માટે કપડાં જોઈએ, અને રહેવા માટે ઘર જોઈએ. દરેક માણસના જીવનની આ પ્રાથમિક જરૂરિયાતો છે, એના વિના જીવન નભી શકતું નથી. જીવનની આ પ્રાથમિક જરૂરિયાતો પૂરી પડે અથવા એ વિષે નિશ્ચિંતતા થાય ત્યાર પછી જ માણસને ઉપર જણાવી તેવી બીજી વસ્તુઓ સૂઝે છે. પોતાના જીવનની આ પ્રાથમિક જરૂરિયાતને વિષે પણ બેદરકાર એવા કોઈ અવધૂત જોગીજતી હોય, પણ તેવા વિરલ હોય છે. સામાન્ય માણસો તો પહેલી ચિંતા પોતાના જીવનની પ્રાથમિક જરૂરિયાતની જ કરે છે. કોઈ પણ સમાજ સુખી ત્યારે જ થઈ શકે, જ્યારે આખા સમાજની આ પ્રાથમિક જરૂરિયાતો સારી રીતે પૂરી પડતી હોય. પ્રાથમિક જરૂરિયાતોની જોગવાઈ થઈ રહે એટલે માણસ સુખ

સગવડનાં સાધનો મેળવવા માટે પ્રવૃત્તિ કરે છે. રોટલો હાથમાં લઈને ખાવાથી પણ ભૂખની તૃપ્તિ તો થાય, પણ માણસ તેમ કરતો નથી. ખાવાની ચીજો ગોઠવવા માટે થાળી બનાવે છે, ખાવાના પ્રવાહી પદાર્થો માટે વાડકા રાખે છે, જમવા બેસવા માટે પાટલા તથા બીજાં આસનોની જોગવાઈ કરે છે, અને એવી રીતે દરેક ક્રિયામાં સગવડનાં સાધનો વધારતો જાય છે. અને એ બરાબર કર્યા પછી તેમાં શોભા લાવવાનો પણ પ્રયત્ન કરે છે. આમ માણસની જરૂરિયાતો વધતી જાય છે, અને તે મેળવવા માટે માણસને વધારે શ્રમ કરવો પડે છે.

આપણી કેટલીક જરૂરિયાતો એવી છે કે જે માટે આપણે ખાસ શ્રમ કરવો પડતો નથી. દાખલા તરીકે, હવા આપણી એવી જરૂરિયાત છે કે જે વિના આપણને ચાલી જ ન શકે, જ્યાં તે દરેકને વિના શ્રમે મળે છે. તે જ પ્રમાણે સૂર્યના તાપનું છે. ખુલ્લામાં રહેતાં માણસોને હવા અને તડકો જરાય શ્રમ કર્યા વિના જોઇએ તેટલાં મળે છે.

તે જ પ્રમાણે નદી કે સરોવરને તીરે રહેતાં માણસોને ત્યાં જઈને લઈ આવવાનો શ્રમ કરે તેટલામાં જ પાણી મળે છે. આ બધી વસ્તુઓ જીવનને માટે બહુ જ આવશ્યક અને મહત્ત્વની છે પણ તે વિના શ્રમે મળી રહે છે. તે સાથે જ અમૂલ્ય છે; તેના બદલામાં કોઈ આપણને ગમે તેટલું મૂલ્ય આપે તો પણ આપણે તે વિના ન ચલાવી શકીએ એ અર્થમાં એ અમૂલ્ય છે, અને તેનું આપણને કાંઈ મૂલ્ય બેસતું નથી એવી કુદરતની રચના છે એ અર્થમાં પણ તે અમૂલ્ય છે.

આપણી બીજી જરૂરિયાતો જેવી કે ખોરાકની, કાપડની, ઘરની, તે એવી છે કે તેને માટે કુદરતે પોતાના ભંડાર આપણી સામે મૂકી દીધા છે. માણસની પાસે વિશાળ જમીન પડેલી છે તેને તે ખોદે, ખેડે, વાવે, અને પોતાને જોઈતાં અનાજ, ફળ, શાક વગેરે ઉગાડે. એ જ ખેતરોમાં કપાસ ઉગાડી તેમાંથી કપડાં તૈયાર કરે. જંગલોમાંથી ઝાડ કાપી તેમાંથી બળતણ માટે લાકડાં તથા ઘર બનાવવાનાં સાધનો ઊભાં કરે, ખાણો ખોદી તેમાંથી કોલસા, લોઢું, તેલ વગેરે અનેક પદાર્થો કાઢે. કુદરતે પોતાના ભંડાર મોકળે હાથે આપણી સામે ખુલ્લા મૂક્યા છે તેમાંથી માણસે મહેનત કરીને પોતાને જોઈતી વસ્તુઓ પેદા કરી લેવાની છે.

આપણે એમ કલ્પીએ કે એક માણસ પોતાને જોઈતી તમામ વસ્તુઓ પોતે જ પેદા કરી લે, પોતે ઉત્પન્ન કરે અને તેનો પોતે જ ઉપભોગ કરે, તો તો જગતનો વ્યવહાર તદ્દન સરળ હોય, માણસ માણસને એક બીજા સાથે કશી લેવા દેવા ન હોય. પણ બહુ પ્રાચીન કાળમાંયે એવું આ દુનિયામાં કદી ચાલ્યું હોય એવું જાણવામાં નથી. બહુ પ્રાચીન કાળમાંયે માણસ ટોળામાં રહેતો અને આખું ટોળું ભેગું મળીને પોતાને જોઈતી વસ્તુઓ ઉત્પન્ન કરતું અને તેનો ઉપભોગ કરતું. અત્યારે તો આપણો વ્યવહાર બહુ જટિલ એટલે અટપટો થઈ ગયો છે. કોઈ ખેડૂત ખેતર ખેડીને અનાજ પકવે પણ તેનું હળ બીજાએ એટલે કોઈ સુથારે બનાવેલું હોય, તેનું લાકડું જંગલમાંથી કોઈ બીજે જ માણસ કાપી લાવ્યો હોય, તે હળમાંનાં ચવડાનું લોઢું વળી કોઈ ખાણમાંથી મજૂરે ખોદી કાઢયું હોય અને કોઈ લુહારે ટીપીને બનાવ્યું હોય. વળી અનાજ પકવવામાં પણ તેણે બીજા મજૂરોની મદદ લીધી હોય. આમ જો ગણવા બેસીએ તો ખેતરમાં અનાજ પકવવામાં સેંકડો માણસોએ પોતપોતાનો ફાળો આપ્યો હોય તેમ માલમ પડે; એટલે જે ખેડૂતે અનાજ પકવ્યું હોય તે ખેડૂત પોતે પકવેલા અનાજનો માલિક ગણાય પણ તેમાંથી તેને બીજા અનેક મદદ કરનારાઓને ફાળો તો આપવો જ પડયો હોય.

વળી ખેડૂત જેટલુ અનાજ પકવે તેટલુ બધુ પોતે નથી વાપરતો, તે વેપારીને વેચી નાખે છે અને વેપારી બજારમા લઈ જઈ જેને જોઈતુ હોય તેને આપે છે વણકરો માત્ર કપડુ જ વણે છે, મોચી માત્ર જોડા જ સીવે છે તેમને પણ ખાવા માટે અનાજ તો જોઈએ જ છે એટલે જેને કપડુ કે જોડા જોઈતા હોય તેમને તે આપે છે અને તેના બદલામા પૈસા મળે તેનુ અનાજ ખરીદ કરે છે

આમ કુદરત પાસેથી કાચા રૂપમા મળી આવનારી ચીજો ઉપર અનેક માણસો શ્રમ કરી તે ચીજો માણસના ઉપયોગમા આવે એવી બનાવે છે, અને એ શ્રમ દરેક માણસ એકલો નથી કરતો પણ ઘણા માણસો એકઠા થઈને કરે છે વળી દરેક માણસ પોતાને જોઈતી દરેક વસ્તુ નથી બનાવતો પણ પોતાને વધારે આવડે તે એક વસ્તુ બનાવે છે અને તે બીજાઓને આપી તેના બદલામા પોતાને જોઈતી ચીજો લે છે કેટલાક માણસો ખેતીનુ કામ કરે છે, કેટલાક વણાટનુ કામ કરે છે કેટલાક મોચીનુ કામ કરે છે અને જુદા જુદા માણસો જુદા જુદા કામ કરે છે વળી કેટલાક પોતાને ઘેર બેસી પોતાના જ ઓજારો વડે કામ કરે છે, ત્યારે કેટલાક બીજાને ત્યા જઈ તેણે ગોઠવેલા ઓજારો તથા સચા ઉપર કામ કરે છે અને તેની પાસેથી મજૂરી લે છે કેટલાક પોતે ઉત્પન્ન કરેલો માલ પોતે જ વેચે છે, જ્યારે કેટલાક માત્ર મજૂરી લઈને માલ ઉત્પન્ન કરી આપે છે અને તે વેચવાની જવાબદારી પેલા માલ બનાવનાર ઉપર હોય છે આમ માલ ઉત્પન્ન કરવાના અનેક પ્રકાર હોય છે પણ ઉત્પન્ન થયા પછી ઉપભોગ કરનાર પાસે પહોંચે તે પહેલાં તે માલ ખરીદ કરીને વેચવા લઈ જનાર વેપારીઓ એક જગ્યાએથી બીજી જગાએ માલ પહોચાડનાર ગાડાવાળા ઊંટવાળા ગધેડાવાળાથી માડીને મોટરવાળા તથા રેલવાળા અને જળમાર્ગે નાના મછવાથી માડીને મોટી સ્ટીમરોવાળા હોય છે દરેક માણસને તેની મહેનતના બદલામા કાઈક ને કાઈક મળે છે

વળી જેટલો માલ ઉત્પન્ન થાય તેટલો બધો કાઈ વપરાઈ જતો નથી અનાજમાથી પણ મોટા ભાગનુ અનાજ ખવાઈ જાય છે ત્યારે કેટલુક અનાજ નવુ અનાજ ઉત્પન્ન કરવા માટે બી તરીકે રાખવુ પડે છે આપણે જેટલા ઓજારો બનાવીએ તે તો બધા નવો માલ ઉત્પન્ન કરવાના સાધનો જ હોય છે એટલે ઉત્પત્તિના જેમ અનેક પ્રકારો હોય છે તેમ ઉપભોગના પણ અનેક પ્રકારો હોય છે.

માલ ઉત્પન્ન થયા પછી એક જગ્યાએથી બીજી જગાએ જ્યા જરૂર હોય ત્યાં પહોચાડવાનો હોય છે વળી જે માણસને તેનો ખપ હોય તેને તે મળે તે માટે તે જથાબધ તથા છૂટક વેચવાનો હોય છે ખરીદવા અને વેચવા માટે વિનિમયનુ એક સર્વસામાન્ય માપ અને વાહન રાખવુ પડે છે, જે નાણુ કહેવાય છે

આ બધી ક્રિયાઓ તથા વ્યવહારો અને તેને લગતા નિયમોના શાસ્ત્રને અર્થશાસ્ત્ર કહે છે આ શાસ્ત્રનો ઉદ્દેશ એ છે કે આ વ્યવહાર એવી રીતે ગોઠવી શકાય જેથી લોકો વધારેમા વધારે સુખમા રહી શકે એટલે કે દરેક માણસને પૂરતુ કામ મળી રહે અને જે પૂરતુ કામ કરે તેને પોતાની વાજબી જરૂરિયાતની બધી વસ્તુઓ મળી રહે

## પ્રકરણ ૨જું

હવે તમે સમજી ગયાં હશો કે દરેક માણસને કુદરતી રીતે અમુક વાસનાઓ કે જરૂરિયાતો છે જે પૂરી કર્યા વિના તેનું જીવન નભી જ ન શકે. માણસની વાસના અથવા જરૂરિયાતને આપણા શાસ્ત્રમાં " કામ " એવી સંજ્ઞા આપી છે. " કામ "નો વિશેષ પ્રચલિત અર્થ વિષયભોગની વાસના એવો થાય છે. પણ આપણા શાસ્ત્રકારોએ કોઈપણ વાસનાના અર્થમાં પણ તેનો પ્રયોગ કરેલો છે. ગયા કાગળમાં હું એ પણ કહી ગયો કે આહારની, કપડાં પહેરવાની, રહેવા માટે ઘરની, એ જરૂરિયાતો અથવા વાસનાઓ એવી છે કે દરેક માણસે જીવનની ધારણાને અર્થે તે સંતોષવી જ જોઈએ, તેના વિના જીવન નભી જ ન શકે. તેથી જ મનુષ્ય-જીવનના ચાર પુરુષાર્થો,—ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમાં કામને યે પુરુષાર્થ તરીકે સ્થાન આપવામાં આવ્યું છે. માણસને જો ભગવાને પેટ ન આપ્યું હોત તો માણસ કેવા હોત, તે કહેવું બહુ કઠણ છે; પણ પેટ માણસ પાસે વેઠ કરાવે છે એ વસ્તુ તો નક્કી જ છે. એ વેઠ માણસ વિચારપૂર્વક કરે, આનંદપૂર્વક કરે, બીજાનું અહિત ન થાય એવી રીતે કરે—એ એક આનંદદાયક શ્રમ બને છે, એટલે એ વેઠ મટી જાય છે અને તે કરવામાં માણસની માણસાઈ રહેલી છે. દરેક માણસે શ્રમ કરીને પોતાની જરૂરિયાતો અથવા વાસના તૃપ્તિ કરવાનાં સાધનો મેળવવાનાં છે. જે સાધન વડે આ જરૂરિયાતો અથવા વાસનાઓની તૃપ્તિ થાય તેને અર્થ કહેવામાં આવે છે. ભૂખની તૃપ્તિ ખોરાક વડે થાય, શરીરના સંરક્ષણની વાસના કપડાં વડે તૃપ્ત થાય, તપેલી જમીન ઉપર ચાલતાં પગ દાઝે અથવા કાંટાવાળી જમીનમાં ચાલતાં કાંટા વાગે તેનાથી પગનું સંરક્ષણ કરવાની જરૂરિયાત જોડા વડે તૃપ્ત થાય. એટલે ખોરાક, કપડાં, જોડા એ અર્થ કહેવાય. આ પ્રાથમિક જરૂરિયાતો થઈ. આપણે રહેવાનું ઘર સારી હવા અજવાળાવાળું હોય અને તેની આસપાસ બધું સ્વચ્છ હોય એ પણ આપણી પ્રાથમિક જરૂરિયાતો થઈ. પણ ઘરની આગળ આપણે બાગ બનાવીએ અને તેમાં સુંદર ફૂલો ઉગાડીએ, તે ફુલોની શોભા અને સુગંધથી આપણું ચિત્ત પ્રસન્ન થાય અને આપણને આનંદ મળે. આવાં ફુલો વિના આપણું જીવન નભી શકે એટલે તે આપણી પ્રાથમિક જરૂરિયાત ન ગણાય, છતાં તે પણ અર્થ તો ગણાય જ. કારણ તેથી આપણને સુખ મળે છે, સુગંધ અને સૌંદર્યના ઉપભોગની આપણી વાસના તે વડે તૃપ્ત થાય છે.

જે વસ્તુ વડે આપણી કોઈ જરૂરિયાત કે વાસના સીધી રીતે તૃપ્ત ન થાય, પણ આપણી જરૂરિયાત પૂરી પાડનારી વસ્તુ બનાવવામાં જે ચીજને કામ આવવાની હોય તે પણ અર્થ ગણાય.

ઉદાહરણ અર્થે, જમીન ખેડવાના હળનો આપણે સીધો ઉપભોગ કરી શકતા નથી; પણ તે વડે જમીન ખેડીને આપણે ખાવાનું અનાજ પકવીએ છીએ એટલે હળ એ અર્થ ગણાય. તે જ પ્રમાણે ખોરાક રાંધવા માટેનું બળતણ, સૂતર કાંતવાનો રેંટિયો, કાપડ વણવાની શાળ, કપડાં સીવવાની સોય કે સંચો, એ બધી વસ્તુઓ આપણી જરૂરિયાત પૂરી પાડવામાં આપણા કામની તૃપ્તિમાં મદદરૂપ થતી હોઈ અર્થ છે.

ટુંકાણમાં એમ કહી શકાય કે જે વસ્તુ અથવા સાધનવડે માણસના કામની તૃપ્તિ સીધી કે આડકતરી રીતે થાય તે અર્થ. અર્થ વિના આપણું જીવન નભી ન શકે, દુન્યવી સુખસગવડો અર્થવડે સાધી શકાય તેથી અર્થને મનુષ્યજીવનનો એક પુરુષાર્થ કહ્યો છે.

[ ચાલુ ]

# ઉમર ખય્યામની રુબાયાત

સ્વ. અંબાલાલ ગોવિન્દલાલ

[ ગતાંકથી ચાલુ ]

૮૦

અન્નની જેને કંઈ ચિંતા નહિ
સુવા મીઠી મેડી નિરાંતે, ગમ નહિ
ચાકર નહિ ને ચાકરી રાખે નહિ
કહેજે સુખી તેં જિંદગી ખોઇ નહિ.

૮૧

આરઝુ જેને ગુલાબી વદનની
રહેવાં પડે કંટક કટુતા જગતની
કાંસકીએ જો ચીરા વેઠયા નહત
શી રીતે લટ ચૂમત એ માશુકની ?

૮૨

હોજે કરે હમેશ જામ શરાબના
હોજે ઉરે મધ-મીઠી માશુક ઝંખના
લોકો કહે તોબા[1] તને દેજો પ્રભુ !
આપે કદી લીધા શપથ તોબાહના.

૮૩

આજ મઘમઘતી અનિલ લહરી ગમી
મેઘ ઝરમર, પાંદડી ગુલની[2] હસી
બુલબુલે હોંસે કહ્યું માશુકને
તુંય પ્રિય, પી લે શરાબ હસી હસી.

૮૪

પડદે રહી સંકેત સર્વે જાણતા
સર્વના એ નાથ, રજરજ જાણતા
લોક છેતરશો કદી આડંબરે
ભેદ આપ ખુલી જતા ત્યાં, જાણતા ?

૧ પશ્ચાતાપ. ૨ ફુલ, ગુલાબ.

૮૫

દીલગીરને આનંદમાં નચવે શરાબ
સુંદરી રૂપે ચમક પૂરે શરાબ
રમઝાન[1] આખો હું શરાબ અડ્યો નહિ
દિલનાં સ્વાગત તને રાત્રિ શબ્બામ.

૮૬

બંદગી અપવાસમાં વૃત્તિ કરી
દિલની મુરાદો[2] સર્વ જાણ્યું કે ફળી
હાય, પણ નાદાન એ મયને ટીપે
ધૂળમાં રોળ્યાં વુઝુ[3] ને બંદગી.

૮૭

પ્રેમ છજરો જકતનો, પાણી નહિ
દેવતા કથળી ગયો, ગરમી નહિ,
તેજ પ્રેમી રાત દિવસ વર્ષ કંઈ
ઉંઘ કે આહાર, ઝંપ કંઈ નહિ.

૮૮

પ્હાડ નાચે અંજલિ છાંટી શરાબ
બુદ્ધિ હીણો જે નિષેધ કરે શરાબ
શાને કરે એ વાત નાહક બંધીની?
દેહમાં ભારે ભારે ચેતન શરાબ.

૮૯

કોઈ કુદરતની કળા ન કળી શક્યા
સ્હેજ નિજ સ્વભાવ ઓળંગી શક્યા
માંડી નજર નાનાથી તે મોટા સુધી
જોયું, અશક્ત બધા જ બાળક માજણ્યા.

૯૦

ઈશ્વરી આજ્ઞા ન જાણી કોઇએ
ભેદ કિસમત ના ઉકેલ્યા કોઈએ
બોતેર વર્ષ સુધી બહુ બહુ હું મથ્યો
ગેબની[4] વાતો ન જાણી કાંઇએ.

૯૧

ન્યાયનો દિવસ ભૂમિ પર આવશે
યાર ત્યારે સખ્ત થઈને બેસશે
શ્રેષ્ઠ જે, સારા વિના બીજું કરે?
કંપીશ ના, ખુશ થા, સહુ સારું થશે.

૧ હીજરી સનનો ૧૦મો મહિનો. ૨ આશાઓ. ૩ હાથપગ વગેરે ધોઈ પવિત્ર બનાવવાની ક્રિયા. ૪ અદૃશ્ય.

૯૨

રાત્રી ન ગાળી દિલ્લુશી ઉડાણમાં
દેખે બહાર નહિ, રમે જે આપમાં
નાદાન એ, પોશાક સુંદર પ્હેરીને
ફરતા, લગાડે ડાઘ સજ્જન નામમાં.

૯૩

વર્ષા અને લીલા રચાયા માંડવા
વૃક્ષ શ્વેત ફુલે થયાં મુસા સમાં
ઇસા ફુંકે ચેતન કુંપળ વન છોડમાં
વ્યોમ વાદળ, નેન શાં આંસુભર્યા.

૯૪

આભથી સાકી સુરા વરસાવતો
શોક અગ્નિ પ્રેમીઓનો ઠારતો
સુબ્હાન અલ્લાહ[1] બોલજે કારણ શરાબ
ઔષધ બની દિલનાં દરદ વણસાડતો.

૯૫

તારી કૃપા આ શેખ શું જાણી શકે
દૂર એ, હું તો નિરંતર તુજ પદે
ફરમાન તારું, પાપીને દોઝખ હશે
કહેજે બીજાને, જે તને ના ઓળખે.

૯૬

ઝપવા દે નહિ મને આકાશ એ
ક્યારેક સંગીત દિવ્ય નિજ સુણાવીને
એક પળ આનંદની જ્યારે મળે
તરત જ મને દુઃખના ચકરડે ફેરવે.

૯૭

જ્યારે સીધાવો આપ બીરાદર તહીં
સંકેત મુજબ, સ્નેહ-સંમેલન મહીં
સાકી ગયે-મધ[2] બક્ષશે ત્યાં આપને
ખય્યામ કરજો યાદ, આશિષ દઈ તહીં.

૯૮

આરઝુ પ્રિય લોકમાં ચાવા તને
નાના અને મોટા ગણે સારો તને
મુસ્લીમ, યહુદી, ખ્રિસ્તી સર્વ સમાન જો
ભૂંડું ન બોલીશ, નેકીની પર્વા તને.

[1] Praise be to God. [2] મધ નામનો શરાબ.

૯૯

કામપુજારી ! બની કામાંધ તું
પાક[1] આત્માને વગોવે જાણુ તું
વાસનામાં સુખ જોયું તેં મગર
હોમશે નર્કે તને નાદાન શું ?

૧૦૦

રૂહાની[2] આલમથી શ્રવણુ કર જ્ઞાન કે
માનવી ! કુદરત બધી તુંમાં જ છે
દેવ, દૈત્ય, મનુષ્ય, તારામાં પશુ
દેખાય તું જેવો નકી તેવો જ છે.

૧૦૧

માનવી છે જામ, આત્મ શરાબ છે
વાંસળી છે દેહ, અંદર સૂર છે
ખય્યામ જાણ્યું માનવી કેવો દીસે
જાદુઈ ફાનસ ને દીપક જેમાં બળે.

૧૦૨

એક નિર્લજ સ્ત્રી દીઠી, શેખે કહ્યું,
"વ્યસની વિકારાધીન રે દેખાય તું,"
તેણે કહ્યું, "દેખાઉં છું તેવી જ હું
આપ પણુ દેખાઓ છો તેવા જ શું ?"

૧૦૩

જ્ઞાનનાં વચનામૃતે બે મુખ્ય છે
અદ્યપિ ગાયાં ન ગાયાંથી વધે
જહીં તહીં ખાવાથી ના ખાવું રૂડું
જહીં તહીં હળવાથી ના હળવું ચઢે.

૧૦૪

માયાવી દુનિયામાં ન શોધીશ મિત્રને
સત્ય કહું છું ના કહીશ તું કોઈને
દર્દ વેઠી લે, દવા શોધીશ ના
દુઃખના ભાગી ન જાણીશ કોઈને.

૧૦૫

હું મરું તો મય શરિરે છાંટજો
એકાદ ગીત શરાબીનું લલકારજો
ન્યાયને દિવસે જરૂર મારી પડે
તો આપણે દ્વારે કબર મુજ શોધજો.

૧ પવિત્ર. ૨ દેવલોક.

### ૧૦૬

ચારે તરફ હું ફેરવું મારાં નયન
મર્વત્ર લીલુંછમ કીસરનાં[1] ઝરણ
મેદાન ઉજ્જડ જ્યાં, બગીચા ફુલના
વિરામ જા તું સ્વર્ગ ચૂમ પરી-નયન.

### ૧૦૭

મોતી ઈબાદત તું કદી પ્હેર્યું ન મેં
પાપ રજ વદનેથી ખંખેરી ન મેં
ત્હોયે નિરાશા સ્વર્ગ કુસુમની નથી
કારણ કદી મેં એક બે જાણ્યું નથી.

### ૧૦૮

જ્યારે પુનિત પગલે પધારીશ મહેફિલે[2]
મહેમાન જ્યાં વેરાયલા વન-મંડપે
મત્ર-મગળ સાથ ત્યાં તું આવશે
જ્યાં હું હતો—મય-જામ ખાલી ઢોળશે.

[ સંપૂર્ણ ]

# હિંદની આર્થિક ઉન્નતિની યોજના

ડુંગરશી ધરમશી સંપટ

### ૩

ગ્રેટબ્રિટન હિંદ ઉપર સામ્રાજ્ય ભોગવે છે. આગળ મુસલમાનોનું આધિપત્ય હિંદ ઉપર હતું. બારસો વરસ સુધી સુલતાનો અને બાદશાહો હિંદમાં હિંદી તરીકે રહ્યા હતા. તેમણે હિંદની પેદાશ હિંદીઓ માટે જ વાપરી છે. તેઓ હિંદનો પૈસો પરદેશોમાં હરણ કરી જતા નહોતા. બાહ્ય દૃષ્ટિએ એમનાં જુલમ, અત્યાચાર, અરાજકતા, બિનસહીસલામતી વગેરે હતાં, પરંતુ આંતરવૃત્તિથી ધીમેધીમે ચૂસી ખાવાનો તેમનો ઇરાદો હતો જ નહિ. પરદેશી મુસલમાનો હિંદમાં આવી હિંદી તરીકે રહેતા. હમણાં બ્રિટનના સંરક્ષણ નીચે આપણે શાંતિ, સુલેહ, સલામતી, અભય અને સમાનભાવ અનુભવીએ છીએ, પરંતુ લાખો બ્રિટિશો આપણી આર્થિક ચૂસણી બહુ જ નિયમિતપણે, શાસ્ત્રીય રીતે કરે છે. બ્રિટનના પુષ્ટ આર્થિક શરીરમાં હિંદ અને બીજા પછાત દેશોનું લોહી યંત્રોદ્વારા પહોંચે છે. બ્રિટન પોતાનાં ઘેટાંઓની સારી સંભાળ લે છે, પરંતુ તે દ્વારા પોતાના આર્થિક ઉદરને વાજબી ખોરાક મળે તેની વ્યવસ્થા સાચવે છે. સદ્‌ગત શ્યામજી કૃષ્ણ વર્માએ બ્રિટનના લિબરલ મુખ્યસચીવ ગ્લેડસ્ટનને જે રીતે જણાવ્યું હતું કે 'મુસલમાન રાજકર્તાઓ હિંદની પ્રજાને પીઠ ઉપર લાત મારતા હતા; તમે પેટ ઉપર હાથ ફેરવી મશીનદ્વારા લોહી ચૂસો છો' તે વાત આજે પણ તેટલી જ સાચી છે. આપણી આર્થિક નીતિ વિલાયતના શરાફો, મોટાં વેપારીઓ અને તેમના પ્રેરેલા રાજદ્વારીઓ દ્વારા ઘડાય છે.

આપણા હિંદને હમણાં ત્રણ વસ્તુઓની ભારે જરૂરિયાત છે: (૧) શિક્ષણ; (૨) ઔદ્યોગિક વિકાસ; અને આત્મરક્ષણ. આ ત્રણેમાં શિક્ષણ આખા હિંદમાં દરેક હિંદીને મળે તો જ ધાર્મિક અંધશ્રદ્ધા, વહેમો અને શારીરિક તેમજ આર્થિક અવનતિનો ઉદ્ધાર કરવાનું બની શકશે. હમણાં જે ધોરણે અને જેટલાં સાધનોથી હિંદીઓને શિક્ષણ મેળવવાની સગવડો અસ્તિત્વમાં છે, તે પ્રમાણમાં દોઢસો વરસ આખા હિંદને અક્ષરજ્ઞાન મેળવતાં લાગશે. હાલનું શિક્ષણ એક હિંદીને સમર્થ દેશસેવક બનાવતું નથી. શિક્ષણ વગરના લોકોમાં સંપત્તિ અને રિદ્ધિસિદ્ધિ વધારવાની શક્તિ હોતી નથી. ઉચ્ચ શિક્ષણ આપતાં વિશ્વવિદ્યાલયો પણ વિમાનોને લગતું, વીજળીને લગતું, રેડિયોને લગતું, રસાયણવિદ્યાને લગતું, સ્વરક્ષણને લગતું ઉચ્ચ જ્ઞાન આપવાની સગવડ કરશે ત્યારે જ હિંદની પ્રજાની સંસ્કૃતિ બીજી પ્રજાની હરોળમાં આવી શકશે. હવે માત્ર ડૉક્ટરો, વકીલો કે સાહિત્યકારો પેદા કરવાનો જમાનો નથી. એઓની સાથે ઉચ્ચ કારીગરોની પણ જરૂર છે.

આપણે ઉદ્યોગોમાં કેટલા પછાત છીએ તે આગળ આપેલ આંકડાઓથી પ્રતીત થયું હશે. આપણે ઉદ્યોગોમાંથી જે કમાણી કરીએ છીએ તે એક વ્યક્તિની ગણતરીના પ્રમાણમાં

બ્રિટન કરતાં ચાલીસગણું ઓછું છે. અને અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સ કરતાં સાઠગણું ઓછું છે. આપણી વ્યક્તિગત કમાઈ ઓછી છે. બીજા દેશો વિકાસ તરફ દોડે છે, ત્યારે આપણે દરિદ્રતા તરફ ગમન કરીએ છીએ.

પદરેક વરસો ઉપર કોલંબોમાં મારે બ્રિટનના વેપારી સ્ટીમર કંપનીઓના રાજા જેવા સ્વર્ગસ્થ લોર્ડ ઇંચકેપ સાથે આ સંબંધમાં ખૂબ વાતચીત થઈ હતી એમનું મંતવ્ય હતું કે હિંદીઓનું સર્વ લક્ષ ખેતીવાડી અને કાચાં દ્રવ્યો પેદા કરવા તરફ વાળવું. હિંદ એ ખેતીવાડી-પ્રધાન દેશ છે. એ કદી પણ ઔદ્યોગિક વિકાસને સાધી શકશે નહિ. એ ઘોડે ચડવું ઠીક નથી. આનો સ્પષ્ટ અર્થ એટલો જ થાય છે કે ઇંગ્લંડનો ધનવાન વર્ગ હિંદ અને હિંદીઓને હમેશાં ઇંગ્લંડને કાચાં દ્રવ્યો પૂરાં પાડનાર તથા પાકા દ્રવ્યોના મોટા ખરીદનાર તરીકે જ રાખવાનો ઇરાદો ધરાવે છે!

સને ૧૯૦૧થી હિંદનાં ગામડાંમાં વસતી પ્રજામાં લગભગ પાંચ કરોડનો વધારો થયો છે, ત્યારે શહેરી પ્રજાનો માત્ર એક કરોડનો વધારો થયો છે. ઉદ્યોગો કરતાં ખેતીવાડી ઉપર નભતા લોકોનો પાંચગણો વધારો હિંદની ગરીબાઇને પોષણ આપનાર છે. અમેરિકાના હમણાંના સમર્થ પ્રેસિડન્ટ રૂઝવેલ્ટ પોતાના પુસ્તક 'Looking Forword'-માં કહે છેઃ—

"એકસો વરસ ઉપરના આંકડાઓથી સમજાય છે કે આપણી અમેરિકન પ્રજાના ૭૫ ટકા ખેતી ઉપર ગામડાંઓમાં અને ૨૫ ટકા શહેરોમાં ઉદ્યોગો ઉપર કામે લાગ્યા હતા. હમણાં તેથી વિરુદ્ધ પરિસ્થિતિ થઈ હોવાને લીધે ૭૫ ટકા ઉદ્યોગો અને ૨૫ ટકા ખેતી ઉપર નભે છે. 'ચાલો, ખેતી ઉપર' એ સૂત્ર હવે નિરુપયોગી થઇ ગયું છે."

બ્રિટનના શાહ સોદાગરો હિંદની બાબતમાં આથી ઊલટું માને છે. સને ૧૮૮૧માં હિંદમાં ખેતી ઉપર ૬૧ ટકા પ્રજા કામ કરતી હતી, અને ૧૯૩૧માં ખેતીવાડી ઉપર નભનારી હિંદી પ્રજાનું પ્રમાણ ૭૩ ટકા હતું. દિવસેદિવસ આ સ્થિતિ ભયંકર પ્રમાણમાં વધતી જાય છે. આ રોગથી હિંદનું આર્થિક શરીર ક્ષીણ બનતું ચાલ્યું છે.

બ્રિટનમાં માત્ર ચૌદ ટકા પ્રજા ખેતી ઉપર કામ કરે છે. બ્રિટનના અર્થશાસ્ત્રીઓ આથી વધારે પ્રજાનું પ્રમાણ ખેતી ઉપર જવાથી દેશની સમૃદ્ધિને ધક્કો લાગવાનો ભય ગણે છે. એક પ્રજાની સમૃદ્ધિની આંકણી તેની વાર્ષિક પેદાશ ઉપર થાય છે. આપણી પ્રજાની કુલ વાર્ષિક પેદાશ સારાં વરસોમાં ૨,૫૦૦ કરોડ રૂપિયાની ગણાતી હતી, હમણાં મંદીના વરસમાં ૧,૭૫૦ કરોડ રૂપિયાની ગણાય છે. આથી દર મનુષ્યે રૂ. ૫૦ની વાર્ષિક પેદાશ એક હિંદીની છે, એટલે દર મનુષ્યે માસિક પેદાશ માત્ર ચાર રૂપિયાની અથવા ૭ શિલિંગની જ થાય છે.

હવે હિંદના સને ૧૯૩૨–૩૩ના આંકડાઓ શું બતાવે છે? બ્રિટિશ હિંદની ૨૭॥ કરોડની વસતીમાંથી માત્ર સાડાપાંચ લાખ મનુષ્યોની એક હજાર રૂપિયા અને વધારે વાર્ષિક આમદાની થાય છે. આમાંથી પોણાત્રણ લાખની રૂ ૨,૦૦૦ની અંદર વાર્ષિક આવક હતી. બાકીના પોણાત્રણ લાખની રૂ. ૨,૦૦૦ ઉપર વાર્ષિક આવક હતી. આખા હિંદમાં માત્ર ૩૫૫ વ્યક્તિઓની પેદાશ એક લાખ કરતાં વધારે હતી. બ્રિટનના અને બીજા યુરોપિયન ધનવાનોની મોટી મૂડી પરદેશો ખાતે રોકાઇ સારું વ્યાજ અને નફો પેદા કરે છે. હિંદીઓને પરદેશો તરફ આવવા દેવાની બંધી છે. તેમને પરદેશોમાં જમીન મળતી નથી

એટલે હિંદીઓને પરદેશોમાંથી કાંઇ પણ પેદાશ મળતી નથી. જે દેશના વતનીઓ આર્થિક પરાધીનતા પોતાના સ્વદેશમાં ભોગવે છે, જેના આર્થિક રસને પરદેશીઓ ચૂસી ખાય છે, જેને પોતાના દેશનાં વેપાર, ઉદ્યોગ, વહાણવટા, વીમા, ખાણો અને કારખાનાંઓમાં મોટે હિસ્સે માત્ર શારીરિક મજૂરી કરી નીભવાનું હોય, તે પરદેશોમાંથી કેવી રીતે ધન-સંચય કરી શકે ?

અગાઉ આંકડાઓ આપ્યા છે પરંતુ તેનો સહેજ વિસ્તાર કરવાથી વાચકોની સહેજ સમજમાં ઠીક ઊતરશે—આપણી ગરીબાઇ એક જ નજરમાં સમાઈ જશે.

હિંદમાં દરહજાર મનુષ્યે ૨૪.૫ મરણપ્રમાણ છે, કેનેડામાં તે ૧૦.૭નું આવે છે. હિંદમાં મનુષ્યનું સરેરાશ આયુષ્ય ૨૬.૭ વરસોનું આવે છે, ઈંગ્લંડમાં દર વ્યક્તિની સરેરાશ જિન્દગી ૫૭.૬ ની ગણાય છે. હિંદમાં માત્ર ૮ ટકા પ્રજા અક્ષરજ્ઞાન ધરાવે છે, જ્યારે દરેક સુધરેલા દેશમાં હિંદ કરતાં દશગણી વધારે એટલે એંશી ટકા પ્રજા અક્ષરજ્ઞાન ધરાવે છે. હિંદની પ્રજાનો ૬૭ ટકા ભાગ ખેતી ઉપર છે, બ્રિટનમાં માત્ર ૭ ટકા પ્રજાને ખેતી નિભાવે છે. હિંદમાં ૧૭ ટકા પ્રજા ઉદ્યોગ, વાણિજ્ય અને વાહનો ઉપર નીભે છે, જ્યારે બ્રિટન ૬૮ ટકા પ્રજા એના ઉપર પાળે છે.

એક હિંદીની ખેતીમાંથી માત્ર ૫૯ રૂપિયા વાર્ષિક દરમનુષ્યે પેદાશ છે, જ્યારે કેનેડામાં દર મનુષ્યની વાર્ષિક પેદાશ રૂ. ૨૧૩ ગણાય છે. ઉદ્યોગોમાંથી હિંદની સરેરાશ પેદાશ દર મનુષ્યે માત્ર રૂ. ૧૨ આવે છે, જ્યારે અમેરિકામાં રૂ. ૭૨૧ આવે છે.

હિંદનું વાણિજ્ય સરેરાશ દરમનુષ્યે માત્ર રૂ. ૮ આવે છે, જ્યારે બ્રિટનના વાણિજ્યની સરેરાશ દર મનુષ્યે રૂ. ૩૨૪ જેટલી મોટી આવે છે. હિંદની બેંકોમાં એક હિંદીની સરેરાશ થાપણ માત્ર રૂ. ૬.૪ આવે છે, જ્યારે અમેરિકાના વતનીની સરેરાશ થાપણ રૂ. ૧૧૨૩ ત્યાંની બેંકોમાં જમા છે.

હિંદનું કરજ રૂ. ૧૨૧૨ કરોડનું આગળ આપણે ગણ્યું છે. જેમાંથી રૂ. ૫૦૦ કરોડનું કરજ બ્રિટિશ શરાફો પાસેથી લોનો લઇ કરેલું છે. (હિંદનું કરજ હિંદ ઉપર કેવી રીતે લાદવામાં આવ્યું છે તે બાબત ભારે વિવાદાસ્પદ છે. કોંગ્રેસ કરજ કમિટીએ આ બાબતની સૂક્ષ્મ ગવેષણા પોતાના રિપોર્ટમાં કરી છે તે મુજબ અબજોનું કરજ ગ્રેટ બ્રિટન ઉપર પડી શકે તેવું અને અંગ્રેજ પ્રજાના સ્વાર્થ માટે કરેલું હિંદી પ્રજા ઉપર લાદવામાં આવ્યું છે.) સાધારણ વરસમાં હિંદમાં અંગ્રેજોની ખાનગી અને જાહેર રીતે રોકેલી મૂડી સ્થૂલ અને સૂક્ષ્મ રીતે ૨૦૦ કરોડ રૂપિયાનો વાર્ષિક નાણાંનો પ્રવાહ પોતાના દેશ તરફ વાળી જાય છે. આ પ્રવાહથી તેમનું આર્થિક શરીર મજબુત બને છે અને આપણું આર્થિક શોણિત ચુસાય છે. કેનેડા અને ઑસ્ટ્રેલિયા પેઠે હિંદમાં બ્રિટનો પોતાની કમાઈ નિત્યવાસ કરી વાપરતા નથી; પરંતુ ઈંગ્લંડમાં નિવૃત્તિનિવાસ કરી વાપરે છે. આપણો દેશ ક્યારે પણ ધનવાન બને તેવી નીતિ આપણા રાજ્યકર્તાઓ વાપરતા નથી.

આપણા હિંદરૂપી ઘેટું આર્થિક વરૂઓની વચ્ચમાં ગરીબડાં બેબાટા માર્યા કરે છે. જાપાન હિંદને પોતાની બનાવટો વેચવાની બજાર બનાવી બેઠું છે. તે સસ્તું, કુમાશવાળું અને જલદી ફાટી જાય તેવું મોટી રકમનું કાપડ હિંદને પૂરું પાડે છે. હિંદનો કપાસ ખરીદી તે ઉપર રેલવે, સ્ટીમરો, પોર્ટ ટ્રસ્ટ, મજૂરી, વીમા વગેરે ખર્ચો કરી પોતાના દેશમાં લઈ

જઈ તેનું કાપડ બનાવી પાછો નફો ખાઈ હિંદને જ વેચે છે રેશમના ઢગલા હિંદની બજારોમા ઠરી મૂકે છે સીમેંટ, રમકડા, છત્રીઓ, સાડા, ફર્નીચર, દોરા, સાબુ, કાચનો સામાન, સ્ટેશનરી, વગેરેથી હિંદ ઉપર ઔદ્યોગિક વિજય મેળવે છે જર્મની પણ કટલરી, વાઈટ ઑઇલ, ગરમ કપડા વગેરે Made in Germanyનો માલ હિંદમા ભરે છે બેલ્જીઅમ સસ્તા લોઢાનો સામાન હિંદને પૂરો પાડે છે અમેરિકા હિંદના શ્રીમતોને મોટરકારો વેચે છે અને ગ્રેટબ્રિટનનુ તો હિંદ પોતાનુ જ ઘરાક રહ્યુ એ રીતે હિંદની ગરીબ આર્થિક ગાયના સર્વે ભાગો ભક્ષી ખાવા પરદેશી ગીધો તૈયાર બેઠા છે પરદેશીઓ સાચાઓથી સસ્તા માલો હિંદમા મૂકે છે તેથી હિંદના જન્મભરના હોશિયાર કારીગરોને મજબુત સુદર કારીગરીની વસ્તુઓ બનાવવી પરવડતી નથી કારીગરો દુર્દશામા પડ્યા છે તેમને કોઈ ઉત્તેજન આપતુ નથી પ્રજા અને સરકાર રૂપાળી, ક્ષણભગુર પરદેશી વસ્તુઓ ઉપર આસક્ત બન્યા છે

મી લૉયડ જ્યૉર્જે એક વખત કહ્યુ હતુ કે બ્રિટનની વસ્તીનો $\frac{4}{5}$ ભાગ ઉદ્યોગો ઉપર નીભે છે, જ્યારે $\frac{1}{5}$ ભાગ ખેતી ઉપર નીભે છે, હિંદમા એથી ઊલટુ જ છે પોતાના દેશના ઉદ્યોગોનું યત્નથી રક્ષણ કરી તેમને વિકસાવવા એ દરેક દેશની રાજનીતિનું પ્રથમ સૂત્ર છે પરતુ હિંદી સરકારે હિંદના ઉદ્યોગોના વિનાસનો ક્રમ નિયમિત રીતે સાધ્યો નથી આર્થિક જકાતી નીતિથી ઉદ્યોગોને ટેકો મળ્યો હોત તો આપણી પરાધીનતા જરૂર નષ્ટ થાત

આપણા દેશમા ઔદ્યોગિક પ્રગતિ સાધવાને સાચાઓ ઉત્પન્ન થતા નથી જાપાન પોતાની પ્રજાના મોટા કારખાનાઓ માટે પોતેજ નવી નવી જાતના સાચાઓ બનાવે છે મજૂરોને ઉચ્ચ કારીગર તરીકે શિક્ષણ આપે છે દેશની જકાતનીતિ પોતાના ઉદ્યોગોની પ્રગતિને માટે તેમના લાભમા નક્કી કરે છે જાપાનની રેલવે, પોર્ટ ટ્રસ્ટ, બેંકો, સ્ટીમર કપનીઓ, વીમા કપનીઓ, કારખાનાવાળાઓ, કારીગરો, એન્જિનીઅરો અને વર્તમાનપત્રો એ સર્વેની સાથે મળી સરકાર એક સાકળ બનાવે છે, જેથી જગતના હિંદ જેવા પરાધીન દેશોની બજારોમા ભારે વિજય મેળવી શકયુ છે આપણે ત્યા એવુ કશુએ નથી આપણા કારીગરો અને મજૂરો અસતોષથી હડતાળો પાડે છે આપણા કારખાનાઓના માલિકો વ્યક્તિગત લાભને માટે મજૂરોને પોતાના બનાવતા નથી આપણી બેંકો ઉદ્યોગોને પૂરતી મદદ આપતી નથી ક્યાથી આપે ? ઘણુ મોટુ શરાફી કામ તો અગ્રેજ માલિકીની બેંકોના ભાગમા જાય છે તેઓને હિંદી ઉદ્યોગોને ટેકો આપવામા શુ લાભ ? આપણે ત્યા એકસપી, સગઠન અને સરસ વ્યવસ્થા નથી પરદેશીની શીળી છાય છે પણ શીળી આર્થિક મદદ કે ટેકાનો અભાવ છે આ જ આપણી દુર્દશાનુ મૂળ છે

આપણી ખેતીના નાના નાના ટુકડા થઈ ગયા છે ખેડૂતોને પાચ માસ કાઈ કામકાજ હોતું નથી તે સિવાય સ્ત્રીઓનો મોટો ભાગ ઔદ્યોગિક વિકાસમા ફાળો આપતો નથી આપણા મજૂરોને જાપાન ઈંગ્લંડ કે અમેરિકન મજૂરોની પેઠે નિયમિત, વ્યવસ્થિત એકચિત્તે સાચાઓથી કામ લેતા આવડતુ નથી આપણી પાસે મોટરકાર, વિમાન, એન્જીન કે સ્ટીમર, રેડીઓ, ઉત્તમ ઢબના શસ્ત્રો બનાવવાના સાધનો વગેરે નથી આપણા ધનવાનો પાસે ધન છે, આપણા કારીગરો પાસે બુદ્ધિ અને કાર્યદક્ષતા છે, આપણી પાસે કાચા દ્રવ્યોનો મોટો સગ્રહ છે, આપણે ત્યા મોટા દરિયા કિનારો, સાહસિક વેપારીઓ, નાવિકો એ સર્વ છે પરતુ સરકારી મદદ અને આપણા સગઠન વગર એ બધુ નિષ્ફળ બને છે.

આપણાં ગામડાંઓની સ્થિતિ જુઓ. શહેરવાસીઓ! તમે ત્યાં જઈ જરા બારીક અભ્યાસ કરો; આપણી ૮૯ ટકા પ્રજા ગામડાંઓમાં વસે છે. ગંદા કીચડ ભરેલા અને બત્તીઓ વગરના રસ્તા, અસુખાકારી ભરેલાં જીર્ણ અવસ્થાવાળાં ખંડેર જેવાં ઝૂંપડાંઓ, નાગાં, સુકલકડાં, અભણ અને રોગિષ્ટ બાળકો, વહેમી અક્ષરજ્ઞાન વગરની, નિર્બળ બાંધાની સ્ત્રીઓ, ચીંથરેહાલ, કરજદાર અને ગરીબીના અવતારસમા ખેડૂતો—એ સર્વે હિંદના દેવતાઓની દેવતાઈ શક્તિને જરા અવલોકો! દેવભૂમિ સમી શ્રીકૃષ્ણ રામ અને અર્જુનની આ ભૂમિ હમણાં તો દરિદ્રતાના અવતાર સમી થઈ પડી છે. સને ૧૯૩૨-૩૩માં આપણા વેપારનું અવળું પાસું ૪૦ કરોડનું સોનું પરદેશોને વેચી પૂરું કરવામાં આવ્યું છે. હવે સોનું કાઢતાં થાકયા છીએ એટલે ચાંદીનો વારો આવ્યો છે.

પરાધીનતાથી કેટલા દોષો જન્મે છે? સાંસારિક બદીઓ, ખોટા રીતરીવાજો, ખોટાં વહેમનાં બંધનો, અવળી ધાર્મિક અંધશ્રદ્ધાઓ, નિરાધારતા, દુર્બળ અને રોગગ્રસ્ત શરીરો એ સર્વે પરતંત્રતાનાં બાળકો છે. આપણે જ્યારથી સ્વતંત્રતા ગુમાવી છે ત્યારથી સંપ, સંગઠન અને એકતા પણ ગુમાવ્યાં છે. ત્યારથી નાતો, સંપ્રદાયના સડા, અસ્પૃશ્યતા, અને આળસ ભેળવ્યાં છે. આપણી અધોગતિનાં મૂળ ત્યાંથી જ જમીનમાં પેદા થયાં છે. ભારતભૂમિના પુત્રો દેવ મટી ભીખારીઓનાં ટોળાં બન્યાં છે. સ્વદેશી અને સ્વદેશની ભાવના ભૂલ્યાં છે. આપણી સ્ત્રીઓ પ્રગતિની વિરોધી બની છે. આપણા રાજાઓ મોજશોખ અને પરદેશોના વિલાસોના ભ્રમરો બન્યા છે. આપણા જમીનદારો ખેડૂતોને નીચોવનાર, ગરીબોના પરસેવામાંથી મોજશોખ પૂરા પાડનાર થયા છે. આપણા ધર્મગુરુઓ ધન, વૈભવ, વિલાસ અને અંધશ્રદ્ધાને ઉત્તેજન આપનાર બન્યા છે. આપણા શાહુકારો વ્યાજખાઉ, લોભી અને ખેડૂતોને ચૂસનાર બન્યા છે. આપણા અધિકારીઓ ગરીબો, દીનો અને હૃદયની નિર્બળ પ્રજા ઉપર પોતાના અધિકારના ચાબૂખો ચલાવી રહ્યા છે.

આપણી પ્રજા પરતંત્રતાથી બાયલી બની છે. પરદેશી સરકાર "સલાહ અને શાંતિ"ના ઓઠાં હેઠળ કોઈને શસ્ત્ર રાખવા દેતી નથી. પોતાના જ દેશના રક્ષણનો ભાર હિંદીઓને વહેવા દેવામાં આવતો નથી. લશ્કરી ભેદો, નકશાઓ, છેલ્લી ઢબનાં શસ્ત્રયંત્રો એ સર્વેમાં હિંદીઓનો પ્રવેશ અણુ માત્ર રાખવામાં આવ્યો છે. લશ્કરના ઉચ્ચ અધિકારોમાં હિંદીઓને દાખલ કરવાની બહુ જ નાની અને મુશ્કેલીથી પ્રવેશ કરી શકાય એવડી બારી માત્ર હમણાં જ ખોલવામાં આવી છે. લશ્કરના યંત્રવિભાગમાં હિંદીઓનો ચંચુપાત પણ હજી હમણાં જ શરૂ થયો છે. પરદેશી રાજ્યો સાથેનો સંબંધ, તેમની સાથેની સંધિઓ, તેમની સાથે રાખવાની નીતિ, તેમના પ્રત્યેનો વ્યવહાર એ સંબંધી હિંદીઓને કાંઇ પણ ખબર મળતી નથી.

હિંદ જેવા ગરીબ દેશ ઉપર મોંઘામાં મોંઘા અધિકારીઓ રાખવામાં આવ્યા છે. અંગ્રેજ અમલદારોને ભારે ઉદારતાથી મોટા પગારો બાંધી આપવામાં આવ્યા છે! જગતના કોઈપણ દેશમાં હિંદના અંગ્રેજ અમલદારો જેવડા અને જેટલા મોટા પગારો નથી. તેમને માટે સરસ બંગલાઓ, અનેક ચપરાસીઓ, મુસાફરીના ભથ્થા, વિલાયત જવાની લાંબી રજાઓ, મુસાફરી માટે સ્ટીમરનૂર, હૂંડિયામણમાં ખોટનો બદલો, તેમને માટે અંગ્રેજ ડૉકટરો અને પાદરીઓનું ખાસ ખાતું રાખવામાં આવ્યાં છે. પોતાના નોકરોને સંતોષી

રાખવા એ સારું છે, પરંતુ આવા બાદશાહી ખર્ચા અને પગારોને આ ગરીબ દેશ ભાર સહન કરી શકતો નથી અધૂરામાં પૂરું એમના ઉપર હિંદી સરકાર કાંઈ કરી શકે નહિ સેક્રેટરી ઑફ સ્ટેટને એમનું આધિપત્ય સોંપવામાં આવ્યું છે તેમના પેન્શન વગેરે માટે કાયદેસર નવા સુધારામાં જામીનગીરી આપવામાં આવી છે

હિંદના યુરોપિયન વેપારીઓને પણ ખાસ હક્કો નવા કાયદા નીચે આપવામાં આવ્યા છે હિંદના હિતને અને હિંદીઓને આર્થિક લાભ કરી આપતો પરંતુ યુરોપિયન વેપારીઓના જૂના હક્કોને જરા પણ દુભવતો કાયદો હિંદીઓની ધારાસભાને કે પ્રધાનોને ઘડવાનો હક્ક નથી વહાણવટા, શરાફી, વીમા, કારખાનાંઓ, આવક અને ચડતના વેપારમાં જે મોટા હિસ્સો યુરોપિયન વેપારીઓ ભોગવે છે તેને કોઈ પણ હિંદી પ્રધાન જરા પણ આગળી અડાડી શકશે નહિ

હિંદીઓ બહુ જ ગરીબ છે. પરદેશો સાથેની સરખામણીમાં તેઓનું પછાતપણું સહેજે વ્યક્ત થાય છે ધન, દોલત, ઉદ્યોગવિજ્ઞાન કેળવણી વહાણવટા બૅંકિંગ વાણિજ્ય પેદાશ વગેરેમાં હિંદ સુધરેલા દેશો કરતા એક પચમાઉંસથી એક સારમાઉંસ સુધી પછાત છે એટલે હિંદની આર્થિક ઉન્નતિ પરદેશોના ધોરણે થઈ શકે તેમ નથી હિંદના ખાસ સંજોગો વિચારીને જ ઉન્નતિ કરવી જોઈએ હિંદીઓ પાસે બુદ્ધિ વિચક્ષણતા અને સંસ્કૃતિ બીજા કોઈ દેશની પ્રજા કરતા ઓછા નથી માત્ર યોગ્ય માર્ગદાર તેના વિકાસ અને ઉત્તેજનની જરૂર છે તે સ્વરાજ વગર બને તેમ નથી બીજી કોઈ સત્તા કરતા અંગ્રેજી સત્તા સરખામણીમાં શ્રેષ્ઠ છે પરંતુ સ્વરાજ એ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ઉપાય છે એના વગર હિંદીઓનું કલ્યાણ થતું મુશ્કેલ છે

હિંદની વધતી જતી વસ્તીને માર્ગ જોઈએ છીએ ત્યારે મંદીની અસર હિંદમાં જોસભર ચાલુ છે બેકારી પણ ખૂબ વધતી જાય છે મધ્યમ વર્ગના લોકો ભારે મૂંઝવણમાં છે તેઓ પોતાનો સાધારણ નિભાવનો ખર્ચો પણ પેદા કરી શકતા નથી મોટા શહેરોના મોગ ઘરોમાં નાની નાની સાંકડી ઓરડીઓમાં મોટા કુટુંબ સાથે રહેલા મધ્યમ વર્ગના ગૃહસ્થોમાં બેકારી ભારે કેર વર્તાવી રહી છે

હિંદમાં ભારે પ્રજાનો સમૂહ ભેગો થયો છે પરંતુ પ્રજાશક્તિ સંગઠન અને સારી યોજનાઓને અભાવે સારી રીતે યોજાતી નથી હમણાની પ્રજાની શક્તિનો મોટો ભાગ નિષ્ફળ જાય છે હાલમાં આખી પ્રજા જે કાર્યશક્તિનો વ્યય કરે છે તે તેના બહુ જ નાની સંખ્યાની કાર્યશક્તિ જેટલો છે હિંદને સંયોજીત સંગઠિત કામ જોઈએ છીએ

ઘણા શિક્ષિતો પણ હવે કાર્યક્ષેત્રના અભાવથી બેકાર બન્યા છે હજારો રૂપિયા ખર્ચી પરદેશોમાં ડિગ્રીઓ મેળવી આવનારની શક્તિ માટે કાર્યક્ષેત્રો મળતા નથી લાખોનું પાણી થયા છતા નિષ્ફળ જાય છે કાયદા, વૈદ, એન્જીનિયરિંગ વગેરે ઉચ્ચ શિક્ષણની લાઈનો ભરચક ભરાઈ ગઈ છે

આખો દેશ જો સ્વદેશી માનસવાળો બને, ગૃહઉદ્યોગોને ટેકો આપી ગૃહઉદ્યોગથી બનેલી વસ્તુઓ દરેક વાપરે, ખાવા, પીવા, ઓઢવા, પાથરવા, રહેવામાં સાદાઈ અને સંતોષ બતાવે તો હિંદનો ઉદય અને હિંદીઓનું કલ્યાણ થતા સમય લાગે નહિ પરંતુ આ જમાનામાં પરદેશી સરકારના અમલમાં લોકો આ મહાન સંયમ કેળવી શકે તેમ નથી પરદેશી રૂપાળી, મોહક, નાજુક, સસ્તી, દેખાવડી અને સગવડવાળી વસ્તુઓના મોહને આપણાથી છોડાતો નથી જનસ્વભાવના લાલચુપણાને જોતા એ મોહ છોડાય તેવો સંભવ પણ ઓછો છે ચારે તરફ આપણે પરાધીન પ્રજાના અવગુણો—લોભ, લાલચ, ઈર્ષા, અદેખાઈ, અસહિષ્ણુતા, રાગ દ્વેષ વગેરેથી ઘેરાયેલા છીએ તેમને સરળ સાદા ઉપાયોથી આત્મરક્ષણ કરવાનું ક્યાંથી સૂઝે ?

ત્યારે બીજો માર્ગ તે પાશ્ચાત્ય પ્રજાએ સ્વીકારેલો માર્ગ ગ્રહણ કરવો જોઇએ. સર વિશ્વેશ્વરૈયા અયા પાશ્ચાત્ય માર્ગના પ્રવાસી છે. તેમની રહેણી, વિદ્યા, શિક્ષણ, વાચન, પ્રવાસ, સંસર્ગ, કારકિર્દી એ સર્વે ઉપર પાશ્ચાત્ય વિચારોની પ્રબળ છાયા છે. એટલે સ્વાભાવિક રીતે એઓ હિંદના આ ભયંકર વ્યાધિનો ઉપાય પાશ્ચાત્ય ઉપચારોથી કરે છે. એમનું વિશાળ વાચન, દેશપરદેશોનો અનુભવ એમને એ જ રસ્તે પ્રેરે છે. એટલે એમનો માર્ગ વાચકો સમક્ષ મૂકવા ધારું છું.

કોઈ પણ દેશની પ્રગતિ માટે પ્રજાની ઉત્પાદનશક્તિ વધારી તેમની આવક વધારવાની જરૂર છે. એને માટે કારીગરોને સારી વસ્તુઓ બનાવવાનું શિક્ષણ, છેલ્લામાં છેલ્લી ઢબના સાંચાકામનું વસાવવું, સારી શરાફી સગવડ, વાણિજ્યના સિદ્ધાંતોનું અનુભવી જ્ઞાન, જરૂરનાં છે. હિંદની જે મહાન મનુષ્યશક્તિ વગર ખર્ચાયેલી નિષ્પ્રયોજન પડી રહે છે તેનો સારામાં સારો ઉપયોગ કરવાની આવશ્યકતા છે.

દરેક આગળ પડતી પ્રજા હમણાં એક જ આર્થિક મુખ્ય સિદ્ધાન્ત ઉપર કામ કરી રહી છેઃ પોતાના દેશમાં પેદા થતાં કાચા દ્રવ્યોને પોતાના દેશનાં કારખાનાંઓમાં, પોતાના જ એન્જીનિયરો, પોતાના જ મજૂરો મારફતે તૈયાર પાકી વસ્તુઓ બનાવી પોતાની રેલવે અને આગબોટો મારફતે પછાત પરદેશોમાં મોકલી ત્યાંની બજારો પોતાને હાથે કરી લેવી. એ વસ્તુઓ બનાવવા માટે કોઈ કોઈ કાચાં દ્રવ્યોની જરૂર પડે તે પોતાના દેશમાં ન બનતાં હોય ત્યારે જ બીજા દેશોથી મંગાવવાં. પાકી વસ્તુઓ સાંચાકામથી અને રાજ્યપ્રજાના સંગઠનથી મોટી સામટી સંખ્યામાં સસ્તી બનાવી બીજા પરદેશોની વસ્તુઓ સાથે હરીફાઈમાં ફાવવા માટે રાજ્યના સર્વે સાધનોનો ભોગ આપી બીજા દેશોમાં દિગ્વિજય કરવો. પોતાની રેલવે, સ્ટીમરો, બેંકિંગ અને ચલણનો ઉપયોગ દેશના નિકાશ વેપારના ઉત્તેજનાર્થે કરવો. આ સિદ્ધાન્ત મુજબ કામ કરનાર દેશના પ્રજાજનોને પુષ્કળ કામ મળે છે. ત્યાં ગમે તે સંજોગોમાં બેકારી રહેતી નથી. બીજા દેશોની પાકી વસ્તુઓની સામે મોટી જકાતની દિવાલો ચણી પોતાની પ્રજાની આમદાનીનો પરદેશીઓને ખટાવવા સામે રક્ષણ આપવું, એ આ નીતિનું બીજું સૂત્ર છે. હિંદ સિવાય બીજી બધી પ્રજાઓ આ નીતિ અમલમાં મૂકે છે.

આજના સમયમાં જે પ્રજાને પોતાનો નિકાશનો વેપાર વધારવાનો છે તેને સાંચાકામ વિના બિલકુલ ચાલવાનું નથી. સાંચાકામથી આયાત સંખ્યામાં બહુ જ સસ્તે ભાવે સારી વસ્તુઓ એક જગ્યામાં થોડા વખતમાં સાથે જ તૈયાર થઈ શકે છે. હેનરી ફોર્ડ, અમેરિકાનો ઉદ્યોગપતિ, પોતાના પુસ્તક "આજે અને આવતી કાલે"માં જણાવે છે કે—

"સાંચાકામની મદદ વગર વસ્તુની પેદાશ કરનારો ગુલામ જેવો ગણાય. મનુષ્યોને જાનવરોની પેઠે મજૂરી કરી પાણી, પથ્થર અને લાકડાં પીઠ ઉપર લાદી પરસેવાથી રેબઝેબ થયેલા જોઈએ છીએ. નજીવા કામ ઉપર કારીગરોને કલાકોના કલાકો ગુમાવતા જોઇએ છીએ. મજ્બ્ત શારીરિક મહેનત અને થોડી પેદાશની ખેતી પણ આપણે જોઈએ છીએ. આના પરિણામમાં સંકીર્ણ મન, ટૂંકી બુદ્ધિ, પશુજીવન, દરિદ્રતા સ્વયમેવ વરે છે. જ્યાંસુધી આપણે શક્તિ અને કુદરતી બળના અગાધ સામર્થ્યને ઓળખ્યાં નથી એટલે સાંચાકામની સહાય લીધી નથી, ત્યાંસુધી આ સર્વે અનિવાર્ય છે."

સર વિશ્વેશ્વરે હિંદ માટે બનાવેલ ઉપચારનો રસિક ભાગ હવે પછી ટુંકામાં જણાવાશે.

ક્રમશઃ ]

# માનવચકોરી

પ્રા. ઓ. ઉપાધ્યાય

વ્યોમેશ, ચંદ્ર, વિલસે નભમાં સદાયે
પ્રીછે નહીં ક્ષણ જ એક ચકોરી ત્હેને
તોયે ઝુરે, નવ દ્રવે વળી ચન્દ્રકાન્ત
ને એ ફરી નિરખતાં જ સુરમ્ય મૂર્તિ
ગાયે ઉરે, ઉભય પ્રેમતણી કથાએ

વ્યોમેશચંદ્ર નિજ કૌમુદી સંહરીને
ગ્હેરો છુપાઈ ક્ષણ કાંઈ, ઘડી કંઈ યે,
કાલાભ્રના પટતણી પણ પેલી પાર
છોને ભલે દિન કંઈ, કંઈ માસ, વર્ષો
એ સૌમ્ય મૂર્તિ શું વિલુપ્ત કદી થનાર ?

કાલાભ્રના પટ નથી ઘડિયા અનન્ત
કે ના અભેદ્ય, વશ એ પ્રભુપ્રેમ તન્ત્રે
કાલાભ્રના પટ સરે જ સમીર વેગે,
ને નીતરે રજનીનાથની કૌમુદીએ
રીઝાવતી નિજ અમીથકી સૃષ્ટિ સૌને

તો યે શું, માનવચકોરિ, ઘટે જ હાવું,
માયાતણા પ્રબલ પાશ મહીં જકડાવું,
અજ્ઞાનની ભુલવણી મહીં કે ભમાવું,
ભેદો ક્ષરાક્ષર તણા વિસરી મુંઝાવું ?

પ્રજ્ઞા પ્રભાથકી તજી સહુ મોહ જોને
કાલાભ્રના ઘન પરે સરતા જણાશે
ને ચંદ્ર એ ઉરનભે વિલસે સદાયે
જે છે સનાતન, કદી શું વિલુપ્ત થાયે ?

મુંબઈ, તા. ૨૪-૩-૩૫

# વિચારચંક્રમણ

રામનારાયણ વિ. પાઠક

એકવાર એક ક્ષત્રિય યુવાન સાથે વાતચીત થતાં તેણે કહ્યું: 'આ તમારા ખૂનના કેસોમાં લાશ ઉપર દસ દસ ને વીસ વીસ ઘા ડૉક્ટરો ગણી બતાવે છે તેનું મૂળ કારણ ઘા કરનારની નિર્બળતા છે. તરવારનો સાચો ઘા તો એક જ હોય. મારવા જાય છતાં હાથ ધ્રુજે, મન અચકાય, પાછું પડે, બીએ, પોતાના હાથ પર પૂરી શ્રદ્ધા ન હોય અને મન પૂરું તૈયાર ન હોય, ત્યારે આટલા બધા ઘા થાય.'

આ જ વાત સાહિત્યની સૃષ્ટિમાં સાચી છે. સાચો લેખક એક શબ્દથી ચાલે ત્યાં બે લખતો નથી. પોતાના કહેવાની અસર નહિ થઈ હોય, અથવા નહિ થાય એવી બીક હોય—ગૂઢ બીક હોય—ત્યારે લેખક અનેક શબ્દો વાપરે છે.* ગુજરાતીઓને સામાન્ય વ્યવહારમાં આમ શબ્દો વાપરવાની અને શબ્દોમાં પુનરાવર્તનો કરવાની બહુ ટેવ છે. આપણા સામાન્ય જનસમાજના કાગળોમાં એકની એક વાત ત્રણચાર વાર લખે, અને પાછા છેવટે જરૂર જરૂર બેચાર વાર લખે ત્યારે લખનારને લખતાં આવડ્યું કહેવાય, અને તેને લખ્યાનો સંતોષ વળે એ આપણી જૂની ટેવ. પણ એ ટેવ હવે ધીમે ધીમે ઓછી થતી જાય છે એમ કહેવું જોઈએ.

પણ હું સાહિત્યની વાત કરતો હતો. સાહિત્યમાં જેમ શબ્દોનાં પુનરાવર્તનો કરવાં એ ખોટી ટેવ છે તેમ જ એક લાગણી ઉત્પન્ન કરવા એક ને એક પ્રકારના અનેક પ્રસંગો કે બનાવો ઉત્પન્ન કરવા એ પણ કલાની કચાશ છે. ઘણીવાર કરુણ વાર્તાનો લેખક પોતાની કલાની કચાશ ઢાંકવા એક પછી એક પાત્રને મારતો જાય છે. નાયકની પત્ની મરી ગઈ. 'શું તેથી પણ તમને અસર ન થઈ. તો રહો. હવે તેનો દિકરો પણ મરી ગયો! તેનો નોકર પણ મરી ગયો! તેનો કૂતરો પણ મરી ગયો!' પણ એક માણસ મરી ગયો એમ એક વાક્યમાં કહો, કે હજાર માણસ મરી ગયાં એમ એક પછી એક વાક્યમાં કહો તો પણ એ કલા નહિ હોય તો માત્ર મૃત્યુમાંથી કરુણ નિષ્પન્ન થવાનો નથી. પણ શેક્સપિયર જેવા કલાકારો પોતાનાં નાટકોમાં કોઈકોઈ વાર અનેક પાત્રોને મારે છે તેનું શું? શું તેને એક પાત્ર મારીને કરુણ નિષ્પન્ન કરતાં ન આવડ્યો એમ સમજવું? ના. પણ ત્યાં માત્ર મૃત્યુથી કરુણ નિષ્પન્ન કરવો એટલું જ કવિનું પ્રયોજન હોતું નથી. જગતમાં ઘણીવાર ઉત્તમ પુરુષોનો સંહાર કેવી રીતે થાય છે, તે પણ બતાવવાનો હોય છે. ત્યાં વ્યક્ત કરવાનો ભાવ જ જુદો છે!

વળી આ પદ્ધતિમાં એક અસ્વાભાવિકતા આવી જાય છે. કોઈ ભિખારી દયા

---

*કોઈવાર અનેક શબ્દો માત્ર લાગણીનો ફસરો બનાવવા, કે અલંકારનું બાહુલ્ય બતાવવા આવે—જેમકે કાદંબરીમાં—તે જુદો પ્રશ્ન છે. હું એવી કૃતિઓની વાત નથી કરતો.

ઉપજાવવા માટે અતિશયોક્તિથી પોતાની કરુણ દશા કહે તો તેની અસર જેમ થતી નથી, તેમજ કલાકાર દયા ઉપજાવવા માટે પોતાના પાત્ર ઉપર માત્ર એક પર એક દુઃખ નાંખતો જાય ત્યારે એટલા જ ઉપરથી કરુણ નિષ્પન્ન થતો નથી. વાંચનાર એમ જાણી જાય કે કથાકાર ગમે તે રીતે કરુણ ઉપજાવવા આવી આપત્તિઓ નાંખવા માંડ્યો છે ત્યારે તે જ ક્ષણે રસનિષ્પત્તિ બંધ પડે છે. જેમ ભિખારીની અતિશયોક્તિમાં સાંભળનાર માણસને એક રીતે પોતાની બુદ્ધિનું અને હૃદયના સમતોલપણાનું પેલો ભિખારી અપમાન કરે છે એમ લાગે તેમ જ કથાકારના આવા પ્રયત્નમાં પણ વાંચનારના હૃદયસ્વાસ્થ્ય વિશેનો એક જાતનો હલકો અભિપ્રાય રહેલો છે. માત્ર નબળા મનનો માણસ એવી અતિશયતાની અસરમાં આવે.

આને જ મળતી એક બીજી બાબત પણ કથાને અંગે કહેવા જેવી જણાય છે. વ્યવહારમાં જેમ કોઈ માણસ પોતાના મિત્રનાં બહુ જ વખાણ કરવા તેમાં સર્વ ગુણો આરોપે તો સાંભળનારને તેની અસર થતી નથી, તેમ જ કોઈ માણસ પોતાના વિરોધીમાં દુનિયાંના બધા અવગુણો આરોપે તો તે નિન્દાની પણ અસર થતી નથી. તેવું જ કથામાં પણ બને છે. કથા સંબંધી આત્યારે એ મનાય છે કે નાયકમાં સર્વ પ્રકારના સદ્ગુણો આરોપવાથી કથામાં અસંભવિતતા આવે છે. તે સાથે એ પણ સમજવું જોઈએ કે એક જ પાત્રમાં દુનિયાંના સર્વ દુર્ગુણો આરોપવાથી પણ કથા અસંભવિત બને છે. અને વ્યવહાર કરતાં પણ આ અસંભવ દોષ કલાને વધારે હાનિકર્તા છે કારણ કે સંભવિતતા એ જ કલામાં પ્રતીતિકર બને છે, અને પ્રતીતિ ઉપર જ રસનો સર્વ આધાર છે. અલબત ' કલામાં સંભવિતતા કૃતિના વાતાવરણ ઉપર ઘણો આધાર રાખે છે. અને કુશલ કલાકાર કલાના વાતાવરણથી વ્યવહારના ઘણા અસંભવોને કલામાં સંભવિત પ્રતીત કરાવી શકે છે. પણ તેવા કલાકારો બહુ જ વિરલ હોય છે. સાધારણ કલાકારો તો વ્યવહારના વાસ્તવિક વાતાવરણની ભોંય ઉપર જ પોતાની કૃતિઓ રચે છે, અને તેથી વ્યવહારની સંભવિતતા જ તેમની કલાસૃષ્ટિની પણ સંભવિતતા હોય છે.

પરીક્ષિતલાલ મજમુદાર

## અજ્ઞાત સેવકો

જાહેરાતને પાને ન ચડ્યા હોય એવા કેટલાય અજ્ઞાત ભાઈઓનાં મૂકસેવાનાં કામોને યાદ લાવીને તેમને જાહેર કરવાનું મન થાય છે. મોટાં મૂગાં કામો કરનાર મોટા માણસો ઘણાય પડ્યા હશે. તેમ ગામડાંમાં (નાના ગણાતા) માણસો આવા પ્રશ્નો તરફ કેટલી મમતા ધરાવે છે, તે જાણવા જેવું હોય છે.

ખેડા જિલ્લામાં બોરિયાવીમાં એક ગૃહસ્થ છે. પોતાના ગામના ભંગી ભાઈઓની દુર્દશા જોઈને તેનાં કારણો તેમણે શોધ્યાં. અનુભવે તેમને જણાયું કે રૂપિયે માસિક એક આના જેટલું, એટલે ૭૫ ટકાનું વ્યાજ ભરનાર આ લોકો ઊંચા ન આવી શકે, અને વ્યાજે નાણાં આપનાર માણસોનો જુલમ સહન કરવો પડે તે જુદો. તેમણે ખેડાજિલ્લા હરિજન સેવક સંઘ મારફતે મુંબઈના એક સોલિસિટર મિત્ર પાસેથી વગર વ્યાજે એકસો રૂપિયા મેળવ્યા, અને આ રકમ પૈકી ભંગી ભાઈઓનું દેવું માંડવાળ કરીને સસ્તામાં ચૂકવ્યું. ભંગી ભાઈઓને સખત વ્યાજમાંથી બચાવ્યા, ઉપરાંત તેમને નાણાં ભરપાઈ કરવાની સગવડ આપવા વાંસના ટોપલા બનાવવાનું કામ સોંપ્યું અને ભંગી ભાઈઓ પાસે દારૂનિષેધની પ્રતિજ્ઞાઓ લેવડાવી. ભંગી ભાઈઓ પાસેથી રકમ વસૂલ કરીને આ રકમનો ઉપયોગ પડોશનાં બીજાં ગામે કરવાનું શરૂ કર્યું.

૨. ખેડાજિલ્લાનાં એક બીજા ગામે, ગુજરાતી શાળાના મુખ્ય શિક્ષકે પોતાના ગામના ભંગી ભાઈનું ઘર વરસાદમાં પડી જવાથી, અને તેનું મોટું કુટુંબ હોવાથી, તેને વ્યવસ્થિત કરી આપવાનું ઠરાવ્યું. મદદ મેળવવાને માટે પોતાને ખર્ચે કાગળોનો છૂટથી ઉપયોગ કર્યો, પરિણામે મારા ઉપર એક જ બાબત માટે ચાર સ્થળોએથી ભલામણ આવી, મને સ્વતંત્ર અરજી મળેલી તે જુદી. આખરે એ ભાઈ જીત્યા અને ભંગી ભાઈઓ માટે સંતોષકારક ઘરો થયાં તેની હાર હું નજરે જોઈ આવ્યો.

એ જ ગૃહસ્થે પડોશના બીજા ગામના ભંગી ભાઈઓના કૂવા માટે આવો જ પ્રયત્ન કર્યો, અને તેમણે યોગ્ય સ્થળે દાદ પહોંચાડી.

૩. આતરસુંબા તાલુકો એ વડોદરા રાજ્યનો આંદામાન ટાપુ કહેવાય છે. ચોમાસામાં તો એ વિભાગમાં જાણે કોઈ આવજાવ કરે જ નહિ. નદીનાળાં ભરપૂર હોવાથી સીધી મોટર કે વાહન જાય નહિ. ત્યાંના એક શિક્ષક મિત્રે આવા જ પ્રયત્નો કરીને હરિજનોના કૂવાઓ દુરસ્ત કરાવ્યા, અને હરિજન બાળકો માટે કાપડની મદદ મેળવી.

૪. અમદાવાદ જિલ્લાની એક શાળાના ઉત્સાહી શિક્ષકે પત્રવ્યવહાર ચલાવીને પોતે

જે ગામશાળા ચલાવે છે તે ગામનાં હરિજનોનાં બાળકો માટે રાત્રિશાળા કાઢી, ઉપરી અધિકારીની પરવાનગી મેળવી, શાળાનું મકાન રાત્રે વાપરવા મજૂરી મેળવી. થોડી ગ્રાંટ બહારથી મેળવી અને પોતાની અને પોતાના મદદનીશની થોડી આમદાની વધારી, અને હરિજનોના બાળકોને સુઘડ બનાવીને, તેમને સાર્વજનિક શાળામાં યુક્તિથી દાખલ કર્યાં. આજે એ ગામે હરિજન બાળકો, શાળા પૂરતો, મરણો હક્ક ભોગવી રહ્યાં છે.

ગામડાંમાં આવી રીતે સાર્વજનિક તળાવો દુરસ્ત કરાવનાર, આગથી બળેલાં ઘરો ફરી પાછાં ઊભાં કરાવનાર, ઢોરને પીવાનાં પાણીનો હવાડો સુધરાવનાર અને વટેમાર્ગુઓ માટે વિરામસ્થાનના ચોતરા બનાવનાર અને પરબો બેસાડનારના દાખલાઓ માર્ગ-સૂચન માટે પૂરતા નથી?



પારાશર્ય

હું જન્મ સાથે રડનાર માનવી
હસી જવા મૃત્યુપળે ચહી રહ્યો;
અજ્ઞાત વિશ્વે સહવાસ અંગે,
મૂકી જવા કૈ સ્મરણો મથી રહ્યો

(હસ્તલિખિત 'માનવ'માંથી)



## (૧) ટાગોરનાં નૈતિક નાટકો

ગ્રામ્યનાટકો યાને ભવાઈઓ હિંદુઓના સામાજિક જીવનનું સામાન્ય અંગ છે અને મોટે ભાગે તેમાં ધાર્મિક તત્વો ગૂંચાયેલાં છે. યોગ્ય ઋતુમાં અગર તો ઉત્સવ પ્રસંગે વનરાજીની શીતલ છાયામાં અગર તો દેવાલયના આંગણામાં આ નાટકો ભજવાય છે, હિંદના જુદા જુદા વિભાગોમાં એ જુદે જુદે નામે ઓળખાય છે. જુદા જુદા વિભાગોમાં પહેરવેશ અલંકારો સંગીત ને નૃત્યમાં ફેરફારો હોય છે. પરતુ વસ્તુ ને રીતરિવાજોમાં મૂળ ને પ્રેરણા સામાન્ય જોવામાં આવે છે. આ નાટકો આખી રાત ચાલે છે ને લોકો છેક અંત સુધી એમાં પૂરતો રસ લે છે.

આવાં નાટકો ગ્રામશિક્ષણમાં સારો ફાળો આપે છે. એ નાટકોનાં પાત્રો પૌરાણિક દંતકથાઓમાંથી જ લીધેલાં હોય છે એટલે ગ્રામજનતા ઉપર તેની ભારે નૈતિક અસર થાય છે તેમજ સ્વદેશનો ઈતિહાસ આદર્શો ને દંતકથાઓ તેમના જીવનમાં ઓતપ્રોત થાય છે. વસ્તુ સાદી ને સૂચક હોય છે. સરંજામમાં રંગીન કપડાનો એક સાદો પડદો, બે દીવીઓ કે મશાલો ને થોડાંક સંગીતનાં સાધનો હોય છે.

આ નાટકોમાં પ્રથમ નાંદીમાં ગણપતિપૂજા ને કપૂરનો ધૂપ હોય છે. પછી સંગીતની રમઝટ, પછી શ્લોકોચ્ચારણ ને નૃત્ય. પછી નાયિકા આવી લાસ્યનૃત્ય કરે છે, પછી બીજાં પાત્રો નાટચવિભાગ રજુ કરે છે. આ પ્રયોગોમાં ઊણપો તો ઘણી યે હોય છે છતાં છેવટે અર્વાચીન રંગભૂમિ કરતાં માનસ પર સારી છાપ પડે છે. અત્યારે આ ભવાઈઓમાં નવા જમાનાનાં અંગો ઉમેરવાથી તેમની મહત્તા વધવાને બદલે ઘટે છે.

આ પુરાણી પ્રથા અપનાવી લેવાનું પ્રયોજન શું? નહિ કે એ પુરાણી છે તે માટે: નહિ કે એ સ્વદેશી છે તે ખાતર. પરંતુ તેઓ કલાનાં સાચાં સર્જનો છે તે માટે: પ્રજાનાં રાષ્ટ્રીય તત્વોનું એ પ્રદર્શન કરે છે તે માટે: તે કલાત્મક ને સુંદર હોઈ સહૃદયતા દ્વારા જીવનનું સાચું પ્રતિબિમ્બ પાડે છે તે માટે. વધારામાં તેના અમુક રીતરિવાજો કેટલુંક સત્ય પ્રદર્શન કરતા હોવાથી કલાત્મક દૃષ્ટિએ અમૂલ્ય છે ને હર વખતે હરેક પ્રકારના લોકોને લાગુ પડે છે.

અર્વાચીન રંગભૂમિના અધકચરા વિચારો કેટલીકવાર એવા તો વિચિત્ર લાગે છે કે હિંદના કેટલાક વિભાગોમાં ચાલુ રહેલી પુરાણી પ્રથા જોતાં પ્રેક્ષકને ખાસ રસ પડે છે. સહૃદયતા, સત્ય અને રજુ કરવાની સીધી રીતને લીધે આ ગ્રામ્યનાટકો ખાસ અસર કરે છે. ઉન્માદની ક્ષણોમાં ગવાયેલાં ગાયનો પેઠે, ભાવનાભર્યા દિલે કરેલાં કામ પેઠે ને સત્ય પ્રેરણાથી

પ્રેરાઈ કલ્પેલાં દશ્યો પેઠે આમા આપોઆપ સ્ફુરણા થતી જણાય છે ને તેથી જ અખંડ રમ ને અનંત આકર્ષણ નજરે પડે છે

આના થોડાક તત્ત્વોની નકલ કરી અર્વાચીન સ્વરૂપે શહેરીઓ સમક્ષ રજુ કરવામાં આવે તો હિંદી રંગભૂમિને ઘણો લાભ થાય તેથી જ કવિવર ટાગોરના કાર્યક્રમ ઉપર નજર કરવી ઘટે છે

ટાગોરના કાવ્યો પેઠે એમના નાટકો પણ સગીતભર્યાં છે ગ્રીક નાટકો સાથે એ ઘણુ સામ્ય ધરાવે છે હિંદના પુરાતન કાળના નાટકો ને ગ્રીક નાટકોમા પણ સામ્ય હતુ જ એટલે રવીન્દ્રનાથ ટાગોરે અર્વાચીન જગતને ગમે તેવી રીતે તે રજુ કર્યા છે એની જગતે કદર કરવી ઘટે છે

મૂળમા જે ભાવનાસૌંદર્ય છે તે તેમના અગ્રેજી નાટકોમા પ્રતીત થતુ નથી સવાદ સ્વરૂપે રગભૂમિ પર રજુ થતા એની ઘણી મીઠાશ નષ્ટ થાય છે, પરતુ ટાગોરના નાટકોમા સગીત, ગાયનો ને નૃત્યો હોવાથી એ ઊણપ કાંઈક અંશે પૂરાય છે

હમણા જ તેમણે પોતાના શિષ્યોને લઈ મોટા શહેરોમા પોતાના નાટકો રજુ કરવાનુ 'સાહસ ખેડ્યુ' છે હિંદની નાટચકળાના ઈતિહાસમા એથી એક નવુ જ પાનું ઉઘડે છે

"નટીર પૂજા"નુ નાટક કવિવર, નદલાલ બોઝ, ગગેન્દ્રનાથ ટાગોર જેવા ચિત્રકારોને લીધે ખૂબ જ દીપી ઊઠ્યુ છે એમા બુદ્ધકાલની એક નૃત્યાગનાનુ જીવન આલેખવામા આવ્યુ છે નદલાલ બોઝના દીકરી ગૌરીદેવી એ પાત્રને સુદર ન્યાય આપે છે રંગભૂમિ પર તે અજટાના ચિત્રો ઉતાર્યા હોય એવો ખ્યાલ આપતી આની સફલતાથી ઉત્તેજન પામી કવિએ મુબાઈ ને કોલમ્બોનો પ્રવાસ પણ આદર્યો ને બીજાં નાટકો પણ રંગભૂમિ પર રજુ કર્યા

આ નાટકો પુરાણા ગ્રામ્યનાટકોની ધાટીએ જ તૈયાર કરવામા આવ્યા છે એમા સગીત ને નૃત્યની ઝડીઓ વરસે છે દિનેન્દ્રનાથ ટાગોર ને શ્રીમતી સુરેન કાર શાતિનિકેતનના બાલક બાલિકાઓ દ્વારા સગીતની રમઝટ મચાવે છે આખીયે વાર્તા એ સગીતદ્વારા રજુ થાય છે દરેક પ્રકારના ભાવ અભિનયદ્વારા પ્રદર્શિત કરવામા આવે છે

હિંદમા આવા પ્રકારના ત્રણ નાટચયૂથો છે કલકત્તામા ટાગોરનુ, મુબાઈમા શામાનુ ને મદ્રાસમા અદ્યારનુ પરતુ ટાગોરના સર્વે જ પ્રાચીન પ્રથાનો ઉદ્ધાર કરવાનુ બીડુ ઝડપ્યુ છે સાહિત્યજગતમા રવીન્દ્રનાથનો અદ્વિતીય ફાળો છે તેવી જ રીતે આથી નાટચસૃષ્ટિમા પણ તે અદ્વિતીય થશે જ.

'પીપલ'માથી ] રમણીકલાલ દલાલ

## (૨) કબીરનો વસન્તોત્સવ

### (શ્રી ક્ષિતિમોહન સેન)

એક ઋતુ પછી જ્યારે બીજી ઋતુ આવે છે, ત્યારે જે રીતે પશુપક્ષીઓમા કાંઈક ચાચલ્ય જન્મે છે, તેવી રીતે 'સહજ માનવ'નુ સચેતન મન પણ એ ભાવમા ડૂબે એ ઉચિત છે પરતુ હાય! માનવે પોતાના મનને અનેક રીતે એવુ કૃત્રિમ અને અચેતન જડધર્મી બનાવી દીધુ છે કે આવી પરિસ્થિતિમાય તેનામા ચેતન સ્ફુરતુ નથી

પ્રકૃતિમાં ગ્રીષ્મ પછી જ્યારે વર્ષા આવે, અથવા વર્ષા પછી શરદ, હેમન્ત અને શિશિર, અને પછી વસંત આવે, ત્યારે 'સહજ માનવ'નું મન પણ તેની સાથે સાથે સમભાવ રાખે છે. પરંતુ અનેકવિધ પ્રયોજનમાં રચ્યોપચ્યો રહેલો મનુષ્ય દરેક સમયે તે ચાંચલ્ય બરાબર અનુભવવાનો અવસર મેળવી શકતો નથી!

આપણા પૂર્વજો પ્રકૃતિની આ પ્રેરણાને અંતરમાં ઝીલવા માટે વર્ષાકાળમાં રથયાત્રા, ઝુલન નન્દોત્સવ (જન્માષ્ટમી) વગેરે અનેક ઉત્સવોની વ્યવસ્થા કરી ગયા છે. ભારતનાં કેટલાંક સ્થાનોમાં 'કજરી' વગેરે વર્ષાના ઉત્સવોની પણ વ્યવસ્થા છે. પણ વર્ષા આવે કે તરત જ આ દેશના માણસો મોટે ભાગે ખેતીમાં પડે છે, તેથી મનુષ્ય પ્રકૃતિનો સ્પર્શ અંતરમાં બરાબર અનુભવી શકતો નથી. શરદ કાળમાં નવરાત્રિ, દુર્ગાપૂજા, દીપાવલી જેવા ઉત્સવો ભારતમાં સર્વત્ર છે. પણ શરદ છે પાક લણવાનો સમય, તેથી તે સમયે બધાય ઉત્સવમાં પોતાને રોકી શકે નહિ.

વસંત ફુલ્લની ઋતુ છે. તે વખતે ભારતનાં ઘણાં સ્થળોમાં ખેડૂતનું કામ ઓછું હોય છે. તેથી જ પ્રકૃતિના મહાસમારોહની સાથે સાથે મત્ત થવાને સાધારણ લોક માટે આ ઘણો અનુકૂળ સમય છે. તે સમયે પ્રકૃતિનાં ફુલે ફુલે રંગની લીલા હોય છે અને માનવ પણ રંગના ખેલમાં મત્ત થાય છે. શીતે પછીની નવસંગીત પ્રકૃતિની મત્તતા મનુષ્યને ડુબાડી દે છે.

ઋતુ ઋતુના પ્રકૃતિના આ ચાંચલ્ય છતાં જો માનવ કેવળ પશુની માફક જ મત્ત થાય તો આવો મોટો સુયોગ વ્યર્થ ગયો જ ગણાય. આ 'પશ્વાચાર'માંથી બચાવવા માટે જ લોકગુરુઓએ ઋતુ ઉત્સવોને ધાર્મિક ભાવે રંગ્યા છે. એટલે જ આપણે જોઈએ છીએ કે આ ઉત્સવોને અનેકભાવે ધર્મોત્સવમાં પરિણત કરવાનો પ્રયત્ન દીર્ઘકાળથી આ દેશમાં ચાલ્યો આવે છે.

પ્રબળ વર્ષાને સમયે સમસ્ત જળરાશિને બંધ બાંધીને રાખવું અસંભવિત છે. ઘણું ય પાણી બીજી દિશાઓમાં નકામું વહ્યું જાય છે. વસંતકાળમાં પ્રકૃતિના રાજ્યમાં ફુલે ફુલે પલ્લવે પલ્લવે મહાસમારોહનો જે જુવાળ વહી જાય છે, શું તે સર્વસ્વ ધર્મોત્સવના તટબંધનમાં બાંધી રાખી શકાય? આ જુવાળનો મોટો ભાગ ધર્મોત્સવના અનેકવિધ તટબંધનને ઓળંગીને 'પશ્વાચાર'ની મત્તતામાં વહી જાય છે.

હોળી અને દોલના ઉત્સવોમાં ઘણી ય ઉદ્દામ ઉચ્છૃંખલતા હોવા છતાં ય, ભારતના વસંતોત્સવમાં ગ્રીસ અને રોમ વગેરે દેશોના પુરાતન વસંતોત્સવની તુલનામાં મત્તતા ઘણી જ ઓછી છે. વર્તમાન યુરોપમાં વસંતોત્સવની તે મત્તતા જણાતી નથી તેનું એક કારણ છે કે યંત્રોનાં કારખાનાં વગેરે કૃત્રિમ નગરજીવનના પ્રભાવથી માનવ પ્રકૃતિની પ્રેરણાથી દૂર સરી ગયો છે. ઋતુનો સ્પર્શ પણ તેને માટે વિરલ છે. તે ઉપરાંત આધુનિક કૃત્રિમ જીવનના કલ્યાણથી પ્રતિદિન અનેકવિધ પ્રમોદભૂમિમાં કે ફેશનનાં વિવિધ લીલાસ્થળોમાં દરેક પ્રકારની ઉદ્દામ ઉચ્છૃંખલતા સતત ચાલી રહેલી જોવામાં આવે છે. રોમમાં Bachusના અનુસરોનો ઉત્સવ કે બીજા કોઈ ઉત્સવના પર્વની ઉચ્છૃંખલતા વર્ષના ખાસ કોઈ સમયે થતી તેથી તે અતિબીભત્સ થઈ જતી. હાલના દિવસોમાં તે પ્રમોદ પ્રતિદિનની લીલામાં ભળી ગયો હોવાથી તે બીભત્સતા વર્તમાન સભ્યના માટે કેટલેક અંશે અભ્યસ્ત થઈ ગઈ છે. મીસરની નીલ નદીનો બંધ બાંધીને વિલકોક સાહેબ વિશ્વવિખ્યાત થયા. તે વખતે ગંગાના પાણીનો કે બંગાળમાં

વર્ષાકાળે વૃષ્ટિના જુવાળમાં થતો પાણીનો અપવ્યય જોઈને તેઓ મર્માહત થયા હતા, કારણકે બંગાળમાં પાણીનું ઐશ્વર્ય એવું મોટું છે કે તેનું રક્ષણ કરી શકવાથી કોઈ પણ સમયે બંગાળમાં પાણીનો અભાવ થાય જ નહિ

લોકગુરુઓ પણ પ્રકૃતિની મબળી પ્રેરણા આધ્યાત્મિક કલ્યાણમાં સાર્થક કરવા માગે છે. પ્રકૃતિની આવી મોટી જીવંત દીક્ષાની સંપત્તિ માનવ પશુની માફક ઉન્મત્ત થઈને વૃથા ઉડાડી દેશે એ તેઓ સહી શકતા નથી

ભારતના સાધકોએ પણ તેથી જ વર્ષાપ્રકૃતિની સ્પર્શસંપદને ઝૂલણ, કજરી, વગેરે ગાનમાં, શરદના ઐશ્વર્યને આગમની, નવરાત્ર વગેરેના ગાનમાં, અને વસંતના મહાસમારોહને વસંત, ફાગ, હોળી, ચાચર વગેરે સંગીતમાં રક્ષણ કરવાનું પસંદ કર્યું કબીરથી માંડીને હિંદુ કે મુસલમાન સર્વે સાધકોએ આ પ્રયત્નો કર્યા છે એ બધા પ્રયત્નોને પ્રકાશિત કરવા જતાં એક વિરાટ સાહિત્ય ખડું થઈ શકે, પણ તે વિષે વિચારવાનો આ સમય નથી

મધ્યયુગના સાધકોમાં કબીરનો જન્મ સરખામણીમાં આગળ હતો મુસલમાન વંશમાં તેમનો જન્મ થયો આથી આ બધા ઋતુ ઉત્સવો, ખાસ કરીને હોળીના સંબંધમાં, આ અહિંદુ સાધકની વાણી વિશેષ ભાવે ધ્યાનમાં લેવા જેવી છે

કબીર કહે છે કે આ વિશ્વજગત ભગવાનના આનંદની રમત છે એટલે શુષ્ક તત્ત્વવાદમાં કે દર્શનશાસ્ત્રમાં કેવી રીતે આ વિશ્વજગતનું રહસ્ય જણાય ! જો રમતના આનંદમાં, આ પ્રકૃતિના ઉત્સવમાં આપણે પ્રવેશ કરીએ તો કદાચ તે આનંદલીલાનો રસ અંતરમાં કાંઈક અનુભવી શકીએ

"કરતા આનંદ ખેલ લાઈ ।<br>
ઓકારને સૃષ્ટિ ઉપાઈ ॥<br>
આનંદ ધરતી આનંદ આકાશ ।<br>
આનંદ ચંદ્ર સૂર્ય પરકાશ ॥"

સૃષ્ટિકર્તાએ તેમની સૃષ્ટિમાં આનંદની રમત પ્રકાશ કરી છે, તેમના આનંદધ્વનિ ઓંકારમાંથી સૃષ્ટિ ઊપજી. તેથી જ ધરતી આનંદ છે, ચંદ્ર સૂર્યનો પ્રકાશ આનંદ છે

"આનંદ સાગર સમુદ્ર તરંગા ।<br>
આનંદ સરસુતી જમુના ગંગા ॥<br>
કહૈં કબીર યહ ખેલન માહીં ।<br>
ખેલનહારેકો ચીન્હ નાહીં ॥"

આ ખેલને માટે જ માનવશરીર મળ્યું છે કેવી મોટી વાત ! તેથી જ સચેતન થઈને વસંતનો આ ખેલ ખેલો

"માનુષ તન પાયો બડે ભાગ ।<br>
અબ વિચારકે ખેલો ફાગ ॥"

સાધકગણ સદાય હોળી ખેલે છે. ત્યાં નથી દ્વંદ્વ, નથી ઉપાધિ, નથી દૈત્ય, નથી સંકીર્ણતા.

"ખેલૈ સાધ સદા હોરી ।<br>
તહઁ દુંદ ઉપાધિ નહિ થોરી ॥"

મારે મનમાં મનમાં પ્રિયતમની સાથે મળીને હોળી રમો.

"મન મિલિ પિતમવા ખેલો હોરી ।"

આ રમતમાં રમ્યે જ છૂટકો. આ રમત કેવળ બહારની પ્રકૃતિમાં જ નથી, જીવનમાંય તે રમત ચાલે છે. વસંતલીલા તારામાં રમાય છે માટે હે માનવ, તું તે રમી લે.

"તુમ ઘટ વસંત ખેલો સુજાન ।"

હે મન, આ સત્યને પ્રત્યક્ષભાવે અનુભવીને હોળીનું નૃત્યગીત, ચાચર કર. પ્રિયતમની સાથે મળીને તેના ચરણમાં ચિત્ત પરોવીને ચાચર રમ. સત્સંગતિ અને સદ્ભાવ સાથે આનંદમંગળ ગા.

"ચાચર ખેલો હો સમઝ,
મન ચાચર ખેલો ॥
ચાચર ખેલો મિલિ
ચિત ચરણ લગાઈ ।
સત સંગત સતભાવ મિલિ
સુખ મંગલ ગાઈ ॥"

પણ પ્રકૃતિની સાથે સામંજસ્ય રાખીને હોળી રમવી ભારે છે! મનુષ્ય તો પ્રકૃતિની માફક સરળ, સહજ નથી. એ તો છે ગંભીર, જટિલ! અંતહીન કલહોમાં, અગણિત સંશયોમાં તેનું મન સદા ઝોલાં ખાયાં કરે છે! "અહમ્" નામની રહેલી તેનામાં એક મહાન ઉપાધિ છે. માટે કેવી રીતે પ્રિયતમની સાથે હોળી રમીશ? આનંદસભામાં સંશયે મોટું વિઘ્ન નાખ્યું. મૃદંગ તો તિનતાલ વગાડે છે. તેમાં જુઓ, 'હું' 'હું'નો સૂર સઘળા સગીતને આચ્છન્ન કરી દે છે.

"કૈસે હોરી ખેલોં પિયા સંગ,
દુવિધા હાય મચાય રહી રે!
તીનોં તાલ મૃદંગ બજાવૈ,
મૈં મૈં રાગિણી છાય રહી રે ॥"

આ અહંકાર અને સંશયથી જ પ્રિયતમથી દૂર દૂર જતા રહ્યા છીએ. આટલા દિવસો સુધી આ દુઃખે મનમાં વેદના ઉત્પન્ન કરી નથી. હવે વસંતોત્સવના આગમનને સમયે મહાવેદનાની માફક તે વિચ્છેદ એકદમ જાગી ઊઠે છે. ફાગણ તો આવ્યો, હવે મને કોણ પ્રિયતમની સાથે મેળવશે?

"રૃતુ ફાલ્ગુણ નિયરાની, કૌન પિયાસે મિલાવૈ ॥"

જેણે વિશ્વનો તાત્ત્વિક સિદ્ધાન્ત જાણ્યો છે તે જાણે છે કે ઇહલોકમાં સમસ્ત વસંતોત્સવ છે. એ રહસ્યનો પ્રકાશ કરી શકાય નહિ. ઉત્સવમાં, નૃત્ય-ગીત-સંગીતમાં જો વિશ્વના તે વસંતોત્સવનો કાંઈ સ્વાદ મળે, કાંઈ પરિચય મળે, તો તો જીવન ધન્ય! તેના વિચ્છેદની લીલા માત્ર જ આ વસંતની રમતમાં વેદના અને આંતરિકતા ભરપૂર કરી દે છે. તેથી કબીર ગાય છેઃ નારી સાથે પ્રિયતમ એવી હોળી ખેલે છે! વાટ જોતાં જન્મારો ચાલ્યો ગયો, છતાં તે જણાયો નહિ; તેની રમત આ સંતાકૂકડીની લીલા છે!

જે દિવસે વસંતોત્સવની લીલાના રસથી ભરપૂર થઈને પ્રિયતમ આ વિચ્છેદ મટાડીને મારા ઘરમાં ઉત્સવ ખેલવા આવે તે દિન મારો ફાગણ, મારી હોળી આ સૌભાગ્ય જીવનમાં અનુભવીને જ કબીરે ગાયું છેઃ મારો સ્વામી આજે મારી સાથે વસંત રમવા આવ્યો છે. સખાની સાથેના મિલનના પરમ નૃત્યગીતમાં ( ચાચરમાં ) રાગની અસીમ વાણી વાગી ઊઠે છે.

"મેરે સાહેબ આયે આજ ખેલન ફાગરી।
ચાચર સરસ સખા સંગ ખેલે, અનહદ વાણી રાગરી ॥"

આજના મહોત્સવમાં પ્રિયતમે મારા ઉપર રંગ છાંટ્યો છે. તેના સૂરની ચોટ મારા મનમાં લાગી છે. મારું શરીર વીંધાઈ ગયુ છે.

"મોયૈ સૈંાઈ રંગ ડારા।
સૂરકી ચોટ લગી મેરે મનમેં, બિંધ ગયા તન સારા ॥"

તેના સૂરના આઘાતથી વિદ્ધ થયા છતા દુઃખનું કારણ નથી તે આઘાતથી જ જીવનમંદિરમાં ઉત્સવસંગીત થાય છે.

"શરીર મહલમેં બાજા બાજે, વાલમ ખેલે ફાગ।
સારા જગમેં હોત કુતૂહલ, ઝરે રાગ અનુરાગ ॥"

આ જીવનમાં જ સ્વામી હોળી ખેલે છે. તેમાં સરસ રાગિણીનુ ગાન સતત ચાલે છે, સરસ સૂર ત્યાં શોભે છે. આજે અતિ આનંદનો મહોત્સવ છે!

"કાયાનગર મઝાર, માંઈ ખેલૈ હોરી।
ગાવત રાગ સરસ સુર સોહૈ, અતિ આનંદ ભયોરી ॥"

જયન્તિલાલ મ. આચાર્ય

## (૩) વૈજ્ઞાનિક પરિભાષા

**હમણાં** કલકત્તા વિદ્યાપીઠે વૈજ્ઞાનિક પરિભાષા નક્કી કરવા અને જોઈતા પારિભાષિક શબ્દો નવા રચવા માટે એક સમિતિ નીમી છે. એવુ કહેવાય છે કે એ સમિતિ એકંદરે પચાસ હજાર શબ્દો નવા રચશે. આ નવા રચેલા વૈજ્ઞાનિક પારિભાષાના શબ્દો ભાષામાં બરાબર ચાલુ થશે કે કેમ એ તો અનુભવે જ જણાશે; પણ સામાન્ય રીતે એવું બને છે કે પહેલાં કોઈ શબ્દ ભાષામાં પ્રચલિત થાય અને ત્યાર પછી તેને કોશમાં સ્થાન મળે. આ પ્રક્રિયા ખૂબ લાંબી છે. એ રીતે જો વિજ્ઞાનની પરિભાષા નક્કી કરવી હોય તો વરસોનાં વરસો રાહ જોવી પડે.

પહેલાં શબ્દો નક્કી કરી નાખવા અને પછી તેને ભાષામાં રૂઢ બનાવવા એ રીત આથી ઊલટી જ છે. પણ એમાં એક ફાયદો છે. ઘણીવાર વિજ્ઞાન સંબંધે લખનાર માણસને યોગ્ય શબ્દો જડતા નથી. પછી તે ફાવે તો પરદેશી શબ્દોથી જ ચલાવી લે છે કે કોઈ સૂઝે તેવો નવો શબ્દ ઘડાડી દે છે. આજે આપણી દેશી ભાષાઓમાં પારિભાષિક શબ્દો અનેક જોવામાં આવે છે એનું કારણ એવા સર્વસ્વીકૃત પારિભાષિક શબ્દોનો કોશ નથી એ છે. આવો કોશ જો મળતો હોય તો તે કોશની પરિભાષા ઝટ પ્રચારમાં લાવી શકાય. જેમ જોડણીકોશે આપણી જોડણી સંબંધી અવ્યવસ્થા ખૂબ ઓછી કરી નાખી

છે તેમ આમાં પણ જરૂર બને. જો કે આપણે ત્યાં વિજ્ઞાનનો અભ્યાસ જ પરદેશી ભાષામાં અને ઘણીવાર પરદેશમાં જઈને કરવો પડે છે એટલે એ આપણા વિજ્ઞાનશાસ્ત્રીઓ પરદેશી પરિભાષાને જ ટેવાઈ જાય છે અને તેમને દેશી પરિભાષામાં બોલવું કે લખવું નથી ફાવતું. આનો એક ઉપાય એ થઇ શકે કે ગુજરાતીનો અભ્યાસ ઠેઠ એમ. એ. સુધી ફરજિયાત રાખવો.

આખા દેશની બધી ય પ્રાંતીય ભાષાઓના વિદ્વાનો ભેગા મળીને આવો પારિભાષિક કોશ તૈયાર કરે તો પછી પ્રાંત પ્રાંત વચ્ચે વૈજ્ઞાનિક વિષયો સંબંધી વિચારની આપલે ખૂબ સહેલાઈથી થઈ શકે અને એક પ્રાંતના સાહિત્યનો લાભ બીજા પ્રાંતનાં લોકો પણ ખૂબ ઓછી તકલીફે ઉઠાવી શકે.

આપણી સાહિત્ય પરિષદ પણ ટૂંક વખતમાં ભરાવાની છે, તે જો એ સંબંધે કંઈક વ્યવહારુ પગલાં ભરે તો ખૂબ આવકારયોગ્ય લેખાશે અને ગુજરાતની ભારે સેવા કરી ગણાશે.

નગીનદાસ પારેખ

## (૪) જાપાની કુસંસ્કાર

સભ્ય અસભ્ય દરેક દેશના લોકોમાં કેટલાક કુસંસ્કાર હોય છે. જાપાની લોકોનો એક વહેમ એ છે કે, ખ્રિસ્તી પંચાંગની ૧૯૩૨ની સાલ તથા જાપાની પંચાંગની ૨૫૯૨ની સાલ વિવિધ ઉપદ્રવ તથા વિપદાપદ માટે જવાબદાર છે. જાપાની ભાષામાં ૧૯૩૨ને 'છકુસાની' કહે છે. તેનો અર્થ 'યુદ્ધાભિમુખે' એવો થાય છે. જાપાની વર્ષ ૨૫૯૨ને 'છ ગો કુ ની' અર્થાત 'નરકાભિમુખ' કહે છે.

ચીન-જાપાન યુદ્ધ જાપાનીઓને નરકને રસ્તે લઈ જાય છે ખરું.

પ્રવાસી' : વૈશાખ ૧૩૩૯ ] શ્રી રામાનંદ ચટ્ટોપાધ્યાય

## (૫) જાપાની સાહિત્ય સૌથી સમૃદ્ધ

### ગયે વર્ષે માત્ર કેળવણી વિષયક ૨૭૦૦ પુસ્તકો પ્રગટ કર્યાં

જાપાની સાહિત્યનું રૂપાંતર કરનાર મી. ગ્લેન શોના અભિપ્રાય મુજબ જાપાન સાહિત્ય પ્રકાશનના કાર્યમાં જગતમાં સૌથી મોખરે છે. જાપાન પછી યુ. એસ. એસ. આર., પછી જર્મની, ફ્રાંસ, ઇંગ્લેન્ડ, પોલેન્ડ ને છેવટે યુનાઈટેડ સ્ટેટસ આવે છે. અમેરિકા કરતાં જાપાન દર વર્ષે બમણાં પુસ્તકો બહાર પાડે છે, જો કે અમેરિકાની પ્રકાશન ગણતરી અધૂરી ને પ્રમાણપુરઃસર લેખી શકાય તેમ નથી. જાપાનમાં તો દરેક પ્રકાશન ઉપર સરકાર કાબુ ધરાવે છે.

વર્તમાન પ્રણાલિકા રાષ્ટ્રીય સાહિત્ય તરફ વળેલી જણાય છે. જગતયુદ્ધ, ઇતિહાસ, સાહિત્ય કે ધર્મનાં પ્રકાશનોમાં આ વૃત્તિ સાફ દેખાઈ આવે છે. બૌદ્ધધર્મ પર હમણાં હમણાં સારી સંખ્યામાં પુસ્તકો બહાર પડ્યાં છે. ધાર્મિક પુનરુત્થાનને બદલે આ વલણ મુખ્યત્વે રાષ્ટ્રીય હિલચાલને આભારી છે.

ગયે વર્ષે ઘણાં પુસ્તકો બહાર પડ્યાં છે. તેમાંનાં ૨૭૦૦ કેળવણીવિષયક, ૨૫૦૦

સાહિત્યનાં, ૧૯૦૦ વિજ્ઞાનનાં, ૧૨૦૦ પાઠ્ય પુસ્તકો, ૧૦૦૦ ગૃહશિક્ષણનાં ને ૧૦૦૦ ધાર્મિક હતાં. જાપાનના અસંખ્ય લેખકોનો મોટો ભાગ ટોકિયોમાં રહે છે. છસોનાં નામ તો વાર્ષિક નોંધમાં આવે એવાં છે. ઘણાને પૂરતું મહેનતાણું પણ મળતું નથી.

લેખકોની સૌથી જાણીતી સંસ્થા 'તૈશુ બુન્જેલ' નામે વિખ્યાત છે. તે આમવર્ગ માટેનું ખાસ સાહિત્ય બહાર પાડે છે. રાષ્ટ્રીય ચળવળને પ્રતાપે આ સંસ્થા ખૂબ જ જાણીતી થવા પામી છે. યુવાન જાપાની સ્નાતકો આ સંસ્થા તરફ આકર્ષાયા છે જૂની જાપાની વાર્તાઓને તેઓ નવો ઓપ આપી પ્રગટ કરે છે. એમ કેટલાય યુવાનો પ્રકાશમાં આવી શક્યા છે.

બીજી સંસ્થાના લેખકો સારી પેઠે મહેનતાણું માગનારા છે. આમવર્ગ માટે તેઓ નથી લખતા. માત્ર સાચા સાહિત્યના જ તેઓ ઉપાસકો છે. એ લોકો પોતાની કલા ઉપર મદાર બાંધે છે. યેકોમીત્સુ રીવચી એ લોકોમાં જાણીતી વ્યક્તિ છે.

જાપાન વિજ્ઞાનમાં પણ સારો રસ ધરાવે છે. એ દિશાની ખાસ સંસ્થા વૈજ્ઞાનિક સત્યો ઉપર વસ્તુરચના કરે છે ને જીવન જોઈ વિચારી કથાઓ આલેખે છે.

અર્વાચીન શ્રેષ્ઠ જાપાની લેખક કીકુચી કવાન છે. 'યોમીઉરી શીમ્બન' સાહિત્યપારણું લેખાય છે. એ વર્તમાનપત્ર યુવાન લેખકોને ખાસ પોષતું આવ્યું છે. પરિણામે જાપાનને મહાન લેખકો પ્રાપ્ત થયા છે.

મી. શો છેલ્લાં સિત્તેર વર્ષની જાપાની સાહિત્ય પ્રવૃત્તિનો ઇતિહાસ આલેખે છે ને અર્વાચીન સરલ સાચું ને રાષ્ટ્રીય સાહિત્ય કેવી રીતે ઉદ્ભવ્યું તેનો અચ્છો ખ્યાલ આપે છે.

'બોમ્બે ક્રોનિકલ'માંથી ] રમણીકલાલ દલાલ

## (૬) ઇંગ્લેન્ડ હિંદ પર કેવી રીતે જીવે છે ?

**સમસ્ત** પ્રજા અને વ્યાપારી મંડળોએ ઉઠાવેલા પ્રચંડ પોકારો છતાં વીસ અબજ કરતાં વધારે સોનું સરકારી રાજરમતથી પરદેશ રવાના થયું છે તેનો સંતોષકારક ખુલાસો આપી શકાયો નથી. વિદેશી માલ ખરીદ કરવાની શક્તિ હિંદ જાળવી શક્યું છે એ વાત પોકળ છે. ખરી હકીકત આબાદ છુપાવવામાં આવી છે. એમની આર્થિક સમતુલા ને આંતરરાષ્ટ્રીય આંટ નભાવવાનો જ તેમાં ગર્ભિત હેતુ હતો.

બ્રિટીશ સરકારને તેમ કર્યા વિના છૂટકો જ ન હતો. વીસ કરોડ ડોલરનું સોનું એકલા અમેરિકા ને ફ્રાંસે સંઘરી રાખ્યું છે. એટલે જગતના બીજા દેશોમાં શું રહે તે સહેજે કલ્પી શકાય. ફ્રાંસ ને અમેરિકાનું સોનું જગતમાં ફરી ફરતું થાય એવો પણ સંભવ નથી કારણ કે તેમને ઝાઝી આયાત કરવી પડતી નથી. બન્ને પોતાની ચીજો વેચવા નીકળ્યા છે. વ્યાપારી પાસુ પોતાના લાભમાં રહે તે માટે બન્ને મથી રહ્યા છે. વળી બન્ને લેણદાર પ્રદેશો છે એટલે બહારના પ્રદેશોમાં સોનું વહી જવાને બદલે એ તો ઊલટું અંદર ધસી આવશે. વળી યુરોપની રાજકીય પરિસ્થિતિ ડામાડોળ હોવાથી ફ્રાંસ કે અમેરિકા કોઈ પણ યુરોપીય રાજ્યને લોન આપવા તૈયાર થવાનું નથી.

એટલે આ બે દેશોદ્વારા પોતાની સોનાની અનામત સુરક્ષિત કરવાની ઇંગ્લેન્ડને

બિલકુલ આશા નથી. છતાં આંતરરાષ્ટ્રીય વ્યવહાર ને આંતરિક નાણાંની યોજના ઘડતાં તેમને તેમ કર્યા વિના છૂટકો નહોતો. વળી બૅંક ઑફ ઇંગ્લેન્ડમાં સોનું અનામત ન હોય ત્યાં સુધી તેમની આર્થિક સ્થિતિ સલામત ગણાય નહિ. કારણ કે લડાઈ જાગે તો લડાયક સામગ્રી ને ખોરાકી માટે બીજું કાંઈ કામ લાગે નહિ. એટલે જ હિંદનું સોનું ખેંચવા હિંદી પ્રધાનને સૂચના થઈ. પરિણામે બૅંક ઑફ ઇંગ્લેન્ડને જોઈતાં સોનાના જથા કરતાં પણ વધારે સોનું ત્યાં પહોંચી જવા પામ્યું છે. હિંદના વ્યાપાર ઉદ્યોગોને પોષવાને બદલે હિંદનું રાષ્ટ્રધન આમ તણાઈ ગયું છે.

વળી ઇંગ્લેન્ડની ચલણી યોજના સોનાના ધોરણ ઉપર રચાયેલી નથી એટલે આંતરરાષ્ટ્રીય બજારમાં એમની આંટ હતી તેવી રહેવા પામી નથી. વળી દરેક દેશ લડાઇના વિચારો કરી તે માટે તૈયારી કરી રહ્યો છે ત્યારે ઇંગ્લેન્ડ સોનું સંચિત ન કરત તો મૂર્ખ લેખાત.

યુરોપના કેટલાક દેશોમાં પણ સોનાની ખોટ છે એ એક સદ્‌ભાગ્ય છે. તેથી જ નવું યુદ્ધ જાગતું અટકી પડયું છે. દરેક દેશ એક બીજાથી ગભરાય છે એટલે દરેકની સાચી પરિસ્થિતિનો ક્યાસ કરવા મથે છે. ઇંગ્લેન્ડની વાત જુદી છે. બીજું યુદ્ધ જ્યારે પણ થશે ત્યારે ઇંગ્લેન્ડ તો શરૂઆત નહિ જ કરે.

કાચા માલનો બજારભાવ ઘટવાથી હિંદી જનતાની ખરીદશક્તિ ઘટી જવા પામી છે. એટલે હિંદ વિદેશી માલ ખરીદી શકે તેમ નથી એ વાત જગજાહેર થઈ ચૂકી હતી. પરંતુ આ મુશ્કેલી સોનાની નિકાસથી તેમણે દૂર કરી કારણકે એ નીતિને પરિણામે હિંદીઓની ખરીદશક્તિ વધી. જો કે દેશને તો તેથી ગંભીર નુકસાન થયું છે પરંતુ બ્રિટીશ જનતાનો સંપૂર્ણ સ્વાર્થ સધાયો છે. હિંદે સોનું ન મોકલ્યું હોત તો એમનું અસ્તિત્વ જોખમાયા વિના રહેત નહિ

'પીપલ'માંથી ] રમણીકલાલ દલાલ

## (૭) ટપાલના દર વધાર્યાનું પરિણામ

સરકારે ટપાલના દર વધાર્યા તેથી કાર્ડ, કવરની ખપત બહુ ઘટી છે. લોકો આગળનાં કરતાં ઓછા કાગળપત્ર લખે છે. નીચેની હકીકત પરથી તે સમજી શકાશે.

| સાલ | વેચાયેલાં કવર | વેચાયેલાં પોસ્ટ કાર્ડ |
|---|---|---|
| ૧૯૩૦-૩૧ | ૯ કરોડ ૬૦ લાખ | ૩૬ કરોડ ૪૦ લાખ |
| ૧૯૩૧-૩૨ | ૩ કરોડ ૮૦ લાખ | ૩૫ કરોડ ૧૦ લાખ |
| ૧૯૩૨-૩૩ | ૩ કરોડ ૬૦ લાખ | ૨૮ કરોડ ૨૦ લાખ |

પુસ્તક પરના ટપાલના દરમાં વધારો, મનીઓર્ડરના કમિશનમાં વૃદ્ધિ, વેલ્યુપેબલ પ્રત્યેક પાર્સલ રજિસ્ટર કરવાના નિયમ તથા રજિસ્ટર કરવાના દરની વૃદ્ધિ થવાથી, લોકોને ટપાલ દ્વારા પુસ્તક ખરીદવું પહેલાંના કરતાં વધુ ખરચાળ બન્યું છે. તેથી આ નિરક્ષર દેશમાં શિક્ષણ અને જ્ઞાનપ્રસારના કામમાં મુશ્કેલી ઊભી થઈ છે. ભારતવર્ષ પરાધીન હોવાથી આ મુશ્કેલી ટકી રહે છે.

'પ્રવાસી'માંથી ] જેઠાલાલ ત્રિવેદી




ખોવાયેલા તારા:—અનુવાદક: ડીકુભાઈ રતનજી દેસાઈ. સોલ એજન્ટસ: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. દોઢ રૂપિયો.

યુરોપનાં જુદા જુદા દેશોના તેમજ બંગાળા અને મહારાષ્ટ્રના લેખકોની વાર્તાનો આ સંગ્રહ છે. એવડા મોટા સાહિત્યમાંથી આ સંગ્રહ થયો છે, કે તે તે દરેક સાહિત્યમાંની આ ઉત્તમ કે પહેલી પંક્તિની છે અથવા તે તે દેશના સાહિત્યની આ લાક્ષણિક વાનગી છે એમ કહેવું એ ઘણું મોટું સાહસ ગણાય. પણ બધી વાર્તાઓ જુદા જુદા દષ્ટિબિન્દુથી અને જુદા જુદા પ્રકારના વાચકોને રસિક લાગે એવી છે. આવી વાર્તાઓને જરૂર આપણા સાહિત્યમાં સ્થાન છે.

આ વાર્તાઓ એક બીજાથી અમને એટલી બધી ભિન્ન પ્રકારની લાગે છે કે તેમાંથી ઉત્તમ કઈ છે તે કહેવાનો પ્રયત્ન કરવામાં માત્ર કહેનારની અંગત પસંદગી અને રુચિ જાણવામાં આવે. આમાંની 'ભાંગેલી દિલરૂબા' 'પુલિન' કૂતરાંનો પટો' જેવી અમને લાગણીના અતિરેકની વાર્તા જણાય છે—જાણે કે લાગણીવાળો માણસ આ દુનિયાનાં અનેક બળોમાં પોતાની સંભાળ પોતાની મેળે, ન જ લઈ શકે, અને દુનિયાનાં સંઘર્ષણોમાં તેનો નાશ જ થાય એમ બતાવીએ ત્યારે જ સાચી લાગણી બતાવી કહેવાય! એવું માનસ આ વાર્તાના સર્જન નીચે રહેલુ છે અને એ માન્યતા અમને આ જગતનું એ વિષયનું આખું સત્ય બતાવતી નથી લાગતી. અમને એમાં એ સત્યની રોગિષ્ટ વિકૃતિ માલૂમ પડે છે અને એ બાબત અહીં સ્પષ્ટ રૂપે કહેવી અમે એટલા માટે ઉચિત ધારીએ છીએ કે આપણા ઘણા લેખકો જાણે પાત્રની લાગણી વ્યકત કરવાની આ એક જ રીતિ હોય એમ વાર્તાઓ લખે છે. તેથી વાર્તામાં મૃત્યુનો જોઈએ તે કરતાં ઘણો વધારે ઉપયોગ થાય છે. 'મરઘીનાં બચ્ચાંની વાત' અને 'સિદ્ધિ' સ્ત્રી પુરુષ ઉપર કામનું સામ્રાજ્ય બતાવે છે, પણ એમાંથી સ્પષ્ટ રીતે પહેલીમાં સ્ત્રીજાતિની વધારે કડકાઈથી મશ્કરી થયેલી છે. અલબત બન્ને વાર્તા લખનારા જુદા છે પણ આ માનસ પુરુષ લેખકોમાં રહેલું છે તે ધ્યાન દેવા જેવી વાત છે. 'બે બહેનપણીઓ' અને 'બુલબુલનું ગુલાબ' માનવોના કામની બેહૂદી બાજુ તિરસ્કારપૂર્વક બતાવે છે. 'ખોવાયેલા તારા' અને 'બુઠ્ઠો કરે તે સારું જ કરે' પ્રસન્ન લગ્નપ્રેમની વાર્તાઓ છે. 'માધુનો બાપ' સ્ત્રી અને પુરુષનાં કામસંબંધમાં પુરુષ સ્ત્રીને છેતરી કેવી કરુણ સ્થિતિમાં મૂકી દે છે, અને સમાજ સ્ત્રીને કેવો અન્યાય કરે છે તેની સુંદર વાર્તા છે. 'દેવદત્તની નાળિયેરી' અને 'મેના' સ્ત્રી પુરુષના પ્રેમની દૈવે કરેલી કરુણ દશાની વાર્તાઓ છે. 'સૈયદ' પશ્ચિમનાં, પરદેશ ઉપર રાજ્ય કરતાં સામ્રાજ્ય, પરતંત્ર પ્રજા તરફ કેવાં હત્યારાં છે તે બતાવે છે. 'ખુશબોદાર નામ' અદ્ભુત ચમત્કારથી માનવીની

મહત્તા બતાવે છે. 'જીવતી પ્રતિમા' આખું શરીર રોગથી અક્કડ થઈ ગયેલ પોતાના શરીરમાં જ યાવજ્જીવન કેદ પકડાઈ ગયેલ અને એ સ્થિતિમાં પણ વિષાદ, નિરાશા, દુઃખ વગેરે સર્વ ઉપર વિજય મેળવી સદા આનંદમાં રહેનાર એક છોકરીની વાર્તા છે. વેદાન્ત જેને આત્માનંદ કહે છે તેનું યોગિગમ્ય સ્વરૂપ ગમે તે હોય પણ વ્યવહારમાં તો આ કુમારિકાએ જ આત્માનંદ પ્રાપ્ત કર્યો છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી. 'જમરાજ અને વૈદરાજ' જમરાજને છેતરનાર પણ છેવટે જમરાજથી હારી જનાર એક હોશિયાર ઠગની રમૂજી વાર્તા છે. 'હીરાની કમાણી' દાક્તરોના દુરાગ્રહની મશ્કરીની એક સુંદર વાર્તા છે. 'નૂરમિયાં અને તેમનાં ઘડિયાળો' લોકોત્તર ચમત્કારવાળી અને વાંચવી ગમે તેવી વાર્તા છે પણ અમને તે અર્થ વિનાની જણાઈ છે. તેવી જ રીતે 'મોતનું ઝાડ' પણ એવા જ ચમત્કારવાળી છે. તેમાં કંઈક પ્રતીક અભિપ્રેત હોય એમ વહેમ પડે છે પણ પ્રતીક સ્પષ્ટ થતું જણાતું નથી.

આ વાર્તાઓ શુદ્ધ ભાષાન્તર નથી, પણ કર્તાએ તેને ગુજરાતી સ્વરૂપ આપેલું છે અને એમ કરવામાં રસને હાનિ ન થાય માટે થોડા ફેરફારો કરેલા છે. એક સિદ્ધાન્તતરીકે વાર્તામાં આવા ફેરફારો કરવાની અમે વિરુદ્ધ છીએ, અને ગમે તેવા કુશળ લેખકને હાથે આવા ફેરફારોમાં ક્યાંક પણ કચાશ રહી જ જાય એમ અમે માનીએ છીએ. જ્યાં વાર્તામાં વાર્તાની ભૂમિકા આછી વાસ્તવિકતાની હોય અને ઉપરનું ચણતર પણ ઝાંખી જ વાસ્તવિકતાનું હોય ત્યાં અનુવાદકના આવા ફેરફારોથી હાનિ થવાનો સંભવ નહિ જેવો જ: જેમકે આ સંગ્રહની પહેલી વાર્તા 'ખોવાએલા તારા'માં ભૂમિકા અને ચણતર બન્ને આછી વાસ્તવિકતાવાળાં છે. પણ એવી જ એક બીજી સુંદર વાર્તા લો: 'જીવતી પ્રતિમા.' આમાં ચણતર એટલું બધું વાસ્તવિકતાવાળું નથી. પણ મૂળ ભૂમિકા ઘન. વાસ્તવિકતાવાળી હોવાથી અનુવાદમાં ચિન્ત્ય સ્થાનો આવ્યા વિના રહ્યાં નથી. પ્રથમ તો, શિકારીને માટે વરસાદ આફતરૂપ થઈ પડે, એ વરસાદ એટલી બધી વાર આવે કે તેથી વોટરપ્રૂફ ટોપીઓ લેવી પડે અને તેમાંથી 'કોરો માછી અને ભીનો શિકારી' એમ કહેવત ઉત્પન્ન થાય એ રશિયામાં જ બને. આપણા દેશમાં અને ગુજરાતમાં અંગ્રેજ શિકારીઓ પણ કદી વોટરપ્રૂફ ટોપીઓ લઈ જતા નથી. અને શિકારનો અનુકૂળ વખત મુખ્યત્વે કોરી ઋતુઓ શિયાળો ઉનાળો, અને તેમાં પણ ઉનાળો જ છે. વળી આ રજપૂત શિકારીની માની નાની સરખી જાગીર નજીક છે તે પોતાને ખબર ન હોય એ વાર્તાના વાતાવરણવાળા ગુજરાતમાં ન બને. (કામરૂ દેશની વાર્તામાં બને પણ ત્યાં વાતાવરણ તદ્દન જુદું.) અને મધપૂડા રાખવા અને મધપૂડા સુધીની કેડી એ આપણા દેશમાં હજી બન્યું નથી. અને "શિયાળામાં જરા આકરું પડે ખરું કારણ કે તે વખતે અંધારું ખૂબ હોય છે" એ સ્થિતિ પણ રશિયામાં શક્ય છે—ગુજરાતમાં નહિ. સુરેખાનું પાત્ર એટલું આછી વાસ્તવિકતાવાળું—જો કે, તેથી અસત્ય એમ જરાપણ કહેવાનો આશય નથી—છે કે મૂળ પાત્રને બદલે સુરેખા રાખીએ તેમાં કશું જ ખોટું નથી.

આવી અસંગતતા સામાન્ય નજરે નાની દેખાય પણ રસાસ્વાદમાં તે બહુ વિઘ્નકર્તા નીવડે છે. એક રીતે એમ કહી શકાય કે કલાનું કામ વિશિષ્ટ રીતે આકાંક્ષા ઉત્પન્ન કરીને તેને વિશિષ્ટ રીતે તૃપ્ત કરવાનું છે. દરેક વાર્તાકાર એવી રીતે વાર્તા ઘડે છે કે તે પોતે ધાર્યું હોય તે જ જગાએ

આકાંક્ષા ઉત્પન્ન કરે અને પોતે ધાર્યું હોય તે જ રીતે તેને તૃપ્ત કરે. આવા અનુવાદોમાં મૂળ લેખકે ન ધાર્યું હોય એવી રીતે અને એવી જગાએ આકાંક્ષા ઉત્પન્ન થાય છે. જેમ કે વાર્તા ચાલતાં જરૂર થાય કે શિકારીને વળી વરસાદ આટલો બધો શા માટે નડે,—અલબત વાર્તાને ગુજરાતમાં મૂકી છે માટે,—તેને પોતાના મોસાળની ખબર કેમ ન હોય, વળી મધપૂડા સુધી જવાને કેડી શા માટે, સુરેખા શિયાળામાં અંધારાની શા માટે વાત કરે છે? વગેરે. અને મૂળ કલાકારને આ જગાએ જરાપણ આકાંક્ષા જાગૃત કરવાની ઉદ્દિષ્ટ ન હોય એટલે આ આકાંક્ષા પછી તૃપ્ત થયા વિનાની જ રહી જાય. અને આ બધાં રસાસ્વાદમાં વિઘ્નો છે.

છેલ્લી વાર્તા 'સાધુનો બાપ' પણ આપણા દેશમાં એ રીતે ન બને એવી વાત છે, અને શ્રીયુત કાલેલકરને પણ છેવટના ભાગમાં વધારે સંયમ ઇષ્ટ લાગ્યો તેનું કારણ પણ અમને વાર્તાનું દેશાન્તર થયું છે તે જ લાગે છે. મોપાસાંના દેશમાં—ફ્રાન્સમાં—બાળકના સાંભળતાં કે દેખતાં માબાપ પરસ્પર ચુંબન કરે તે અયુક્ત નથી ગણાતું.

આ જ બાબતને એક બીજી રીતે કહી શકાય. વાંચનાર પુખ્ત જ્ઞાનવાળો સંસ્કારી હોય તેને ઉપર જણાવ્યું છે તેમ વાંચવામાં અનુદિષ્ટ સ્થાને આકાંક્ષા થાય, પણ બિન-અનુભવી વાંચનાર, જે આવી વાર્તાઓ મારફત પોતાના દેશને સમજે છે તેને વાસ્તવિક દુનિયા સમજવામાં વ્યામોહ થાય છે. અંગ્રેજી કેળવણી લીધેલો માણસ આપણા દેશમાં પરદેશી જેવો લાગે છે, તે કશું સમજી શકતો નથી, એનું કારણ તેણે પોતાની દુનિયા અંગ્રેજી કલાકૃતિઓથી ઘડી હોય છે એ પણ છે. છેવટ એમ ન થાય તો તેને કલાની દુનિયા અને વ્યવહારની દુનિયા એ મેળ વિનાની લાગે. બન્નેના અનુભવો તેને પરસ્પર વિસંવાદી લાગે.

બધી વાર્તાઓ જોતાં એક વાત સ્પષ્ટ થાય છે. વાર્તાઓ પસંદ કરવામાં માત્ર રસનું ધોરણ રાખેલું છે, છતાં તેમાં મોટી સંખ્યા દાંપત્યસંબંધ વિશેની છે,—થોડી જ વાર્તા વિચિત્ર માનસની છે, એક બે પરતંત્ર દેશોની છે. એ એમ બતાવે છે કે શૃંગારને આદ્યરસ કહ્યો છે તે નિષ્કારણ નથી. પણ અહીં અમે શૃંગાર શબ્દ શૃંગારચેષ્ટાના અર્થમાં નહિ પણ વિશાલ અર્થમાં વાપરીએ છીએ તે વાંચનારની ધ્યાન બહાર નહિ રહ્યું હોય.

આ વાર્તાઓ સ્વાભાવિક રીતે રસથી વંચાશે એમ અમે માનીએ છીએ.

**પાતાળપ્રવેશ**:—મૂળ લેખકઃ જુલે વર્ન. સંક્ષિપ્ત કરનારઃ મૂળશંકર મોહનલાલ ભટ્ટ. પ્રકાશકઃ ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ, શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર. ભાવનગર. દસ આના.

આ ઉત્સાહી લેખકે જુલે વર્નની આ ત્રીજી કૃતિ ગુજરાતના કિશોર વાચકો માટે પ્રગટ કરી છે તેને અમે આવકાર આપીએ છીએ. જુલે વર્નનું બધું સાહિત્ય કિશોરોને પથ્ય ઉત્સાહપ્રેરક અને જ્ઞાનપ્રદ છે. તેની ભાષા પણ વાચકને અનુકૂળ પડે તેવી છેઃ સીધી, નિરાડંબરી અને વેગવાન.

આ જાતનાં વધારે પુસ્તકો શ્રી મૂળશંકર આપે એમ અમે ઇચ્છીએ છીએ.

**ગુલામ**:—લેખક : શ્યામજી વાઘજી ઠક્કુર; પ્રકાશક : કુંવરજી કેશવજી શાહ, ચીંચપોકલી, મુંબઈ. કિંમત રૂા. ૨-૦-૦.

પુસ્તકના આમુખમાં શ્રી ભાનુશંકર બી. વ્યાસે કર્તાને બોધ આપ્યો છે તેથી લેખકને

કૃષિશિક્ષણઃ—લેખક અને પ્રકાશકઃ સોમાભાઈ ગોકળભાઈ પટેલ. કિંમત ૦–૧૨–૦
દ્રાક્ષ અને તેનું વાવેતરઃ—લેખક અને પ્રકાશકઃ મગનલાલ ગર્જર સુરત. કિ. ૦–૧૦–૦
સુવેરઃ—કર્તા ઉપર પ્રમાણે કીં. ૦–૧–૦
આ ત્રણેય પુસ્તકો ખેતીમાં રસ લેનારે વાંચવા યોગ્ય છે.

રા.

દાવાનળઃ—લેખક અને પ્રકાશકઃ છેલશંકર દ. વ્યાસ, બી. એ., એલ. એલ. બી. કિં. રૂા. ૨–૮–૦.

૧૯૨૮–૨૯માં ' પ્રજામિત્ર–કેસરી 'માં કકડે કકડે છપાયેલી આ નવલકથા થોડાક ફેરફાર સાથે પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવામાં આવી છે. આજના અન્યાયપૂર્ણ સમાજજીવનમાં દાવાનળ પ્રકટાવવા માટે જે ભગીરથ પ્રયત્ન કરવાની અનિવાર્ય જરૂર છે તેનો ઉગમ અને વિકાસ બતાવવાનો આ નવલકથામાં પ્રયત્ન કર્યો છે. પરંતુ લેખક એમાં નિષ્ફળ ગયા છે એમ અમને લાગે છે. એક જુલમી, વ્યભિચારી દેશી રજવાડાના પારાવ જુલમોનો અંત લાવવા, ત્યાંના કેટલાક પ્રજાજનો છૂપી રીતે કાવત્રાંઓ કરે અથવા રાજાધિકારીઓ ઉપર વ્યક્તિગત વેર લેવા મથે—એવા પ્રકારની ઘટનાઓ જ આ વાર્તાનું મુખ્ય વસ્તુ બની ગઈ છે. સમસ્ત સામાજિક શાંતિ માટે અથવા રાજકીય સ્વતંત્રતા માટે તેનાં મૂળને સ્પર્શ કરી ક્રમશઃ વધતી જતી લોકજાગૃતિનો ચિતાર આપવાનો સ્વાભાવિક અને ઉદ્દામ માર્ગ લેખક ચૂકી ગયા છે. છતાં, અન્યાયપીડિત પ્રજાનાં દુઃખોનાં ઉત્તેજનભર્યાં વર્ણનો અને પ્રસંગોદ્વારા તથા કલા વગેરેને નામે ચાલતી દાંભિકતા ઉપર કરેલા સચોટ પ્રહારોદ્વારા, લેખકે વાચક સમક્ષ સાહિત્યમાં સામાન્ય રીતે દુર્લક્ષ પામેલી વાસ્તવિક પરિસ્થિતિ રજૂ કરવાનો પ્રશંસનીય પ્રયત્ન કર્યો છે.

ભો.

પ્રસ્થાનભેદ [શ્રીમન્મધુસૂદન સરસ્વતી રચિત]:—શોધન કરી ગુજરાતી ટીકા, ભાષાન્તર અને પ્રવેશક સહિત પુરસ્કર્તાઃ–પ્રહ્લાદ ચન્દ્રશેખર દિવાનજી એમ. એ, એલ. એલ. એમ. પ્રકાશક અને સોલ સેલિંગ એજન્ટઃ ધી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા. ૧૯૩૫. મૂલ્ય ૧૨ આના.

શ્રીમન્મધુસૂદન સરસ્વતી સંસ્કૃત સાહિત્યપ્રેમીઓમાં અદ્વૈતસિદ્ધિ અને ગીતાની ગૂઢાર્થ દીપિકા નામની ટીકાના લેખક તરીકે પ્રખ્યાત છે. પણ પ્રસ્તુત પ્રસ્થાનભેદ તો એક નાનો ગ્રન્થ છે એને સ્વતંત્ર ગ્રન્થ ગણવો કે નહિ એ પણ પ્રશ્ન છે. શ્રી પ્રહ્લાદ ચંદ્રશેખર દિવાનજીએ પ્રસ્થાનભેદના જ અમુક શબ્દોમાંથી એ ગ્રન્થ સ્વતંત્ર નથી પણ મહિમ્નઃ સ્તોત્ર નામથી પ્રસિદ્ધ શિવસ્તોત્રના સાતમા શ્લોકની ટીકામાંથીઃ—

त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमितिप्रभिन्ने प्रस्थाने એ શ્લોકભાગનો પ્રસ્થાનોનો ભેદ વિસ્તારથી દર્શાવતો ટીકાભાગ જુદો કાઢી લઈ તેના આરંભમાં अथ सर्वेषां शास्त्राणां भगवत्येव तात्पर्यं साक्षात् परंपरयावेति समासेन तेषां प्रस्थानभेदोऽत्रोद्दिश्यते। એટલું તથા અન્તે इतिप्रस्थानभेदः એટલું ઉમેરી આ ગ્રન્થને સ્વતંત્ર ગ્રન્થ બનાવ્યો છે. મહિમ્નઃ સ્તોત્રની ટીકા લખનાર મધુસૂદન સરસ્વતીએ જ આ ટીકાભાગને જુદો ગ્રન્થ બનાવ્યો છે કે કોઈ બીજાએ તે ચોક્કસ કહેવું મુશ્કેલ છે.

પ્રસ્થાન શબ્દના અનેક અર્થ થાય છે તેમાથી માર્ગ, પ્રણાલિકા કે દર્શન એ અર્થ અહીં બંધ બેસે છે અને આ દેશમા ધર્મ કે વિદ્યા જાણવાના જે આસ્તિક માર્ગો જૂના કાળમા મનાતા હતા અને જેનુ સૂચન મહિમ્ન સ્તોત્રના ત્રયી સાખ્ય વગેરે સાતમા શ્લોકમા કર્યું છે તેનું વિવરણ કરવુ એ આ ગ્રન્થનો વિષય છે જો કે મધુસૂદન સરસ્વતીએ પોતાના વિષયની વિશદતા ખાતર શૂન્યવાદ ક્ષણિકવાદ, વિજ્ઞાનવાદ વગેરે બૌદ્ધ પ્રસ્થાનો, દિગંબર જૈન પ્રસ્થાન અને દેહાત્મવાદી ચાર્વાક પ્રસ્થાન એટલા નાસ્તિક પ્રસ્થાનોનો પણ નામનિર્દેશ કર્યો છે પણ ત્રયી વગેરે આસ્તિક પ્રસ્થાનોનુ વિવરણ કરવુ એ જ એનું મુખ્ય લક્ષ્ય છે અને વેદ વેદાગો, પુરાણો, ન્યાયશાસ્ત્ર મીમાસાશાસ્ત્ર વગેરે દર્શનો, ધનુર્વેદ આયુર્વેદ વગેરે ઉપવેદો અને મનુસ્મૃતિ વગેરે ધર્મશાસ્ત્રો એ પ્રમાણે આપણા પ્રાચીન પ્રસ્થાનો અઢાર ગણાય છે પણ વેદોના નામ વેદ મંત્ર બ્રાહ્મણાત્મક હોઈને બ્રાહ્મણો એટલે શુ? વેદાગો કયા કયા છે? એના મુખ્ય ગ્રન્થો તેના કર્તાઓ કોણ કોણ ગણાય છે? તથા તેમા ક્યા વિષયની ચર્ચા છે વગેરે માહીતી ટૂંકમા પણ દરેક સંસ્કારી હિંદુને હોવી જોઈએ અને આ ટૂંકા ગ્રન્થમા એની સપ્રમાણ માહીતી મળે છે ૫૯ પાનામા મૂળ સંસ્કૃત ગ્રન્થ અને તેનુ ગુજરાતી ભાષાન્તર એટલો સમાવેશ થઈ ગયો છે એટલુ જ નહિ પણ મૂળના કથનને વધારે સ્પષ્ટ કરનારી તથા વિગતથી સમજાવનારી ભાષાન્તરકર્તાની ટિપ્પણીઓ પણ એમા જ આવી જાય છે મૂળ સંસ્કૃત ગ્રન્થ તો છાપેલા બાર પાનાનો છે

વળી પ્રસ્થાનભેદનું સ્વરૂપ પ્રથમ દષ્ટિએ જ સમજાઈ જાય માટે ગ ગ દિવાનજીએ પાચ શાખાઓના પાચ પરિશિષ્ટો આપ્યા છે પહેલા જ પરિશિષ્ટમા અષ્ટાદશ વિદ્યાઓનુ વંશવૃક્ષ છે, એ જોવાથી અઢાર વિદ્યાઓના વિસ્તારનો વાચનારને ખ્યાલ આવશે

આથી વધારે વિગતમા ગ્રન્થનુ અવલોકન કરવુ અગર એમાથી ઉતારો કરવો અને એમ કરવા કરતા વાચનારને એ ગ્રન્થ જ વાચી લેવાની ભલામણ કરવી એ મને સહેલુ લાગે છે

પણ આ ૫૯ પાનાના ગ્રન્થને પુસ્તકર્તાએ ૮૨ પાનાનો પ્રવેશક જોડયો છે અને તેમા પ્રસ્થાનભેદના કર્તા વિષે જે ચર્ચા કરી છે તેની નોધ લીધા વગર અવલોકન અપૂર્ણ ગણાય

આ ગ્રન્થના કર્તા તરીકે મધુસૂદન સરસ્વતીનુ નામ હસ્તપ્રતોમા મળે છે એ મધુસૂદન સરસ્વતી વિષે આ ગ્રન્થના પુસ્તકર્તાએ જે માહીતી એકઠી કરી છે તથા ચાળી છે તેનો સાર ટૂંકમા નીચે આપ્યો છે

મધુસૂદન નામના ૧૬ ગ્રન્થકર્તાઓ સંસ્કૃત સાહિત્યમા થઈ ગયા છે, પણ તેમાના એક જ મધુસૂદન સરસ્વતી છે બાકીના ૧૫ મધુસૂદન છે હવે મધુસૂદન સરસ્વતીના નામ ઉપર ઑફ્રેટના કૅટલોગસ કૅટલોગરમમા ૨૧ ગ્રન્થોના નામો મળે છે તેમાથી ત્રણ ખોટા બાદ જતા બાકીના અઢાર રહ્યા તેમાથી પણ (૧) સિદ્ધાન્ત બિન્દુ (૨) અદ્વૈતસિદ્ધિ, (૩) અદ્વૈતરત્ન રક્ષણ, (૪) વેદાન્ત કલ્પલતિકા, (૫) સક્ષેપક શારીરક સારસગ્રહ, (૬) ગૂઢાર્થ દીપિકા, (૭) ભગવદ્ભક્તિરસાયન, (૮) ભાગવત પ્રથમ શ્લોક વ્યાખ્યા, (૯) પ્રસ્થાનભેદ સહિત મહિમ્ન સ્તોત્ર અને (૧૦) ઈશ્વરપ્રતિપત્તિપ્રકાશ–એટલા ગ્રન્થો એક જ મધુસૂદન સરસ્વતીના રચેલા છે એમ શ્રી પ્ર ચ દિવાનજી આ ગ્રન્થોમા જે પરસ્પર ઉલ્લેખો મળે છે તે ઉપરથી માને છે આ ઉલ્લેખો એમણે પ્રવેશકના પૃ ૯–૧૦મા નોધ્યા છે

મને પોતાને આ ઉલ્લેખોનો પુરાવો પૂરતો નથી લાગતો. દા. ત. ગીતા ઉપરની ટીકામાં, તથા ભાગવત પ્રથમ શ્લોકની વ્યાખ્યામાં ભક્તિરસાયનનો ઉલ્લેખ છે અને ભક્તિરસાયનમાં વેદાન્ત કલ્પલતિકાનો તથા સિદ્ધાન્ત બિન્દુનો ઉલ્લેખ છે છતાં ગીતાના ૧૮–૬૬ શ્લોકની ટીકામાં શરણાગતિના જે ત્રણ પ્રકારો મધુસૂદન સરસ્વતીએ કહ્યા છે અને આનો વિસ્તાર ભક્તિરસાયનમાં છે એમ લખ્યું છે તે પ્રકારો કે એનો વિસ્તાર કશું જ ઉપલબ્ધ ભક્તિરસાયન ગ્રન્થમાં નથી. એટલે ગીતાની ટીકા લખનાર મધુસૂદન સરસ્વતીએ ભક્તિરસાયન નામનો ગ્રન્થ લખ્યો હશે પણ અત્યારે એ નામથી જે મળે છે તે એ નહિ. મતલબ કે ઉપરના દરેક ગ્રન્થો પણ એક જ કર્તાના હોવા વિષે શંકા છે અને બાકીના હરિલીલાની ટીકા વગેરે તો જુદા મધુસૂદન સરસ્વતીના છે એમ આ પ્રવેશકમાં જ સકારણ બતાવ્યું છે.

હવે ગીતાની ટીકા, અદ્વૈતસિદ્ધિ વગેરે ગ્રન્થોના કર્તા મધુસૂદન સરસ્વતીના જીવન વિષે જે થોડી માહીતી પુસ્તકર્તાએ બહારથી એકઠી કરી છે અને જેને તેઓ આપ્ત ગણે છે તે પ્રમાણે મધુસૂદન સરસ્વતી પૂર્વ બંગાળામાં ફરીદપુર જિલ્લાના કોટાલીપાડા નામના ગામમાં જન્મ્યા હતા. કલકત્તાની બેથ્યુન કૉલેજના અધ્યાપક શ્રી ચિંતાહરણ ચક્રવર્તી તથા વૈદિકવાદ મીમાંસાવાળા પં. હરિદાસ મધુસૂદન સરસ્વતીના પૂર્વાશ્રમના ભાયાતના વંશજ હોવાનો દાવો કરે છે. મધુસૂદન સરસ્વતીનો સમય શ્રી. પ્ર. ચં. દિવાનજીએ ઈ. સ. ૧૫૪૦થી ૧૬૪૭ સુધી માન્યો છે. અને પોતાની એ માન્યતાનાં કારણો પોતે ગા. ઓ. સી. માં સંપાદિત સિદ્ધાન્ત બિન્દુના ઉપોદ્‌ઘાતમાં આપ્યાં છે.

મધુસૂદન સરસ્વતીના પૂર્વાશ્રમના પૂર્વજો વગેરે વિષે બંગાળી દંતકથા કહે છે કે તેના આઠમા પૂર્વજનું નામ શ્રી રામમિશ્ર હતું. તેઓ મૂળ કનોજના રહેવાસી હતા પણ મુસલમાની હુમલાથી ભાગીને નદિયામાં જઈને રહ્યા. પછી એના પિતાનું નામ પુરંદરાચાર્ય અને એનું પોતાનું કમલનયન. આ કમલનયનને શ્રીનાથ, યાદવાનન્દ અને વાગીશચન્દ્ર નામના ત્રણ ભાઈઓ પણ હતા. આ કમલનયને વિશ્વેશ્વર સરસ્વતી પાસે સંન્યાસદીક્ષા લીધી અને માધવ સરસ્વતી પાસે વિદ્યાભ્યાસ કર્યો. પછી કાશીમાં જ વાસ કર્યો, અનેક શિષ્યો કર્યા, અનેક ગ્રન્થો લખ્યા, ખૂબ પ્રતિષ્ઠા મેળવી અને છેવટ હરદ્વારમાં ૧૦૭ વર્ષની ઉમ્મરે દેહત્યાગ કર્યો.

આ દંતકથામાં કેટલું સત્ય હશે એ કહેવું મુશ્કેલ છે પણ અદ્વૈતસિદ્ધિ વગેરે ગ્રન્થોમાં શ્રી વિશ્વેશ્વર સરસ્વતી અને માધવ સરસ્વતીનો ગુરુ તરીકે ઉલ્લેખ કર્યો છે ખરો. અને એમની આ જીવનકથા કરતાં વધારે મહત્ત્વની વાત એ છે કે આ ગ્રન્થકર્તા સમર્થ વિદ્વાન અને શાંકરવેદાંતી હોવા સાથે યોગ અને ભક્તિની મહત્તા સમજનારા હતા એટલું જ નહિ, પણ એમને સમન્વયનો એટલો પ્રેમ હતો કે એક તરફથી એમણે શાંકર વેદાંતના એકદેશી મતોનો સમન્વય કરવાનો પ્રયાસ કર્યો છે ( જુઓ સિદ્ધાન્તબિન્દુ ); ત્યારે બીજી તરફથી ગીતાની ટીકા દ્વારા અદ્વૈતવેદાંતવાદ સાથે યોગ અને ભક્તિનો સમન્વય સાધવાનો—ક્વચિત્ ભગવાન શંકરાચાર્યથી જુદો મત દર્શાવીને પણ—પ્રયાસ કર્યો છે.

જ્ઞાન, યોગ અને ભક્તિના સમન્વયને માનવજીવનનું ધ્યેય માનનારી આ પ્રતિભા વંદનીય છે.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

# રોજનીશી

તા. ૧૭-૬-૩૫ : હસ્તલિખિત 'નવજીવન'ના એક વખતના તંત્રી શ્રી. પંડિત બેચરદાસ દોશીને અમદાવાદ જિલ્લામાં પ્રવેશવાની મનાઈ હોવા છતાં તેઓ અમદાવાદમાં આવ્યા હોવાથી તેમની ધરપકડ, ને પછી તેમને તેમના વતનમાં મૂકી આવવા પોલિસને હુકમ; બારેજડી ખાતે ધી ગુજરાત પેપર મિલ્સની ઉદ્ઘાટનક્રિયા; ગુજરાતને ઈલાકાથી જુદો પાડવાની લડત ઉપાડવા માટે શ્રી. દાદૂભાઈ દેસાઈની પ્રચંડ ઘોષણા; મુંબઈ કોરપોરેશનના સોળ સભ્યોની રદ થયેલી ચૂંટણી.

તા. ૧૮-૬-૩૫ : નાનકીનની સરકારે જનરલ સુગમ્યે હલુસનને ડિસમીસ કર્યા તેમજ જાપાનની બીજી માગણીઓ સ્વીકારી તેથી જાપાનની લશ્કરી ટુકડીઓ જાપાન પાછી ફરી; અફઘાન રાષ્ટ્રીય પાર્લામેન્ટની પાંચમી બેઠક મળી; તેમાં દેશની આંતરિક સુલેહશાંતિ માટે છેલ્લામાં છેલ્લી ઢબના હથિયારોની ખરીદ કરવાનો ઠરાવ પસાર થયો વળી રાજા ઝહીરશાહે જાહેર કર્યું કે પરદેશી સરકારો સાથે અફઘાનિસ્તાન ખૂબ મિત્રાચારીભર્યા સંબંધો ધરાવે છે, જીનિવાની આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદમાં શ્રી. મુદલીઆરના સુધારા ઊડી ગયા; કામદાર નેતા શ્રી તૈયબ શેખની મુંબઈમાં ધરપકડ, ઈંગ્લાંડ અને જર્મની વચ્ચે નૌકાકરાર થયા.

તા. ૧૯-૬-૩૫ : રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુએ કવેટા ધરતીકંપને અંગે અખિલ હિંદ મધ્યસ્થ રાહત સમિતિની સ્થાપના કરી, અમેરિકામાં બેકારોની સંખ્યા ૩૫ લાખ જેટલી હોવાની તેમજ રાહત આપવા માટે ૪ અબજ ડોલરના ખર્ચવાળી જંગી યોજના પ્રેસિડન્ટ રૂઝવેલ્ટે જાહેર કરી.

તા. ૨૧-૬-૩૫ : અમદાવાદના શ્રીમતી કુસુમ વૈકુંઠરાય ઠાકોરે અમેરિકાની આયોવા (Iowa) યુનિવર્સિટીની બી એ ની પરીક્ષા ઘણા સારા માર્ક મેળવી માન સાથે પસાર કર્યાના અને તેમને આગળ અભ્યાસ માટે રૂ. ૬૦૦)ની સ્કોલરશિપ મળ્યાના સમાચાર પ્રસિદ્ધ થયા, મુંબઈ સરકારે મુંબઈના સુપ્રસિદ્ધ પત્ર 'ફ્રી પ્રેસે' મૂકેલી રૂ. ૨૦,૦૦૦ વીસ હજારની જામીનગીરી જપ્ત થયેલી જાહેર કરી.

તા. ૨૨-૬-૩૫ : કાચના ઉદ્યોગને લગતો ટેરિફ બોર્ડનો રિપોર્ટ પ્રસિદ્ધ થયો; અમદાવાદમાં પ્રથમ ગુજરાત મહાસભા સમાજવાદી પરિષદ શ્રી. નરેન્દ્રદેવના પ્રમુખપણા હેઠળ ભરાઈ; જબલપુરમાં સુપ્રસિદ્ધ રામકથા કહેનાર શ્રી. કાંતિકુમાર ભારતીય સામે રામકથા દરમ્યાન કહેવાતા રીતુરી કાર્યો બોલવા માટે કેસ ચાલ્યો અને રૂ. ૫૦૦)ના સારી ચાલચલગતના જામીન માગ્યા, જે ન આપ્યાથી એક વર્ષની સાદી કેદની સજા થઈ.

તા. ૨૩-૬-૩૫ : બૉન યુનિવર્સિટીના ધર્મશાસ્ત્રને લગતા પ્રોફેસર ડૉ. કાર્લ બાર્થને હિટલરને વફાદાર રહેવાના બીનશરતી સોગંદ લેવાની ના પાડવા માટે કેળવણીખાતામાંથી બરતરફ કરવામાં આવ્યા.

તા. ૨૪-૬-૩૫ : હેગ ખાતેની આંતરરાષ્ટ્રીય કોર્ટમાં સર તેજ બહાદૂર સપ્રૂની હિંદી સરપંચ પ્રતિનિધિ તરીકે નિમણૂંક કરી. આંતરરાષ્ટ્રીય વેપારીમંડળોની પરિસ ખાતે મળેલી પરિષદમાં હિંદી પ્રતિનિધિ મંડળના પ્રમુખ શ્રી. વાલચંદ હીરાચંદની હાકલ 'હિંદી ઉદ્યોગોની બ્રિટનને હાથે પાયમાલી થઈ રહી છે'; શ્રી. સરોજિની નાયડુના પુત્ર ડૉ. એમ. જયસૂર્યના જર્મન કુમારિકા સાથે સીકંદરાબાદમાં થયેલા લગ્ન; કલકત્તામાં બૌદ્ધ સમાજ રૌપ્ય મહોત્સવની યાદગીરીમાં સ્થપાયેલું નાલંદા વિદ્યાભવન ખુલ્લું મુકાયુ.

તા. ૨૫-૬-૩૫ : ૧૮૭૧ પછી કદી ન પડેલી એટલી સખત ગરમીનું મોજું બ્રિટનમાં અને આખા યુરોપમાં ફરી વળ્યાના સમાચાર મળ્યા, લંડનના કેન્ટરબરી કબ્રસ્તાનમાંથી 'બ્લેક પ્રિન્સ'ની અદ્‌ભુત શિલ્પકામ અને કારીગરીવાળી નીકળેલી સુવર્ણમૂર્તિ, અમેરિકા અને બીજા રાષ્ટ્રોના દેવા સામે જર્મનીએ મોરેટોરિયમ જાહેર કર્યું; ૫ કરોડની મૂડી ઉપરાંત સત્તાવાળાઓ તરફથી ૧ અબજ ડોલરના બોન્ડો બહાર

પાડવાની યોજનાવાળા અમેરિકન ખેડૂતોને મદદ કરવા માટે વોશિંગ્ટનમાં ખેડૂત ગૃહમંડળની સ્થાપના.

તા. ૨૬-૬-૩૫ : 'આગામી નવા બંધારણનો સામનો કરવામાં વિનીત પક્ષ સહકાર આપવા તૈયાર છે' એવી ઈન્ડિયન નેશનલ લિબરલ ફેડરેશનના પ્રમુખ પંડિત કુંઝરૂની મુંબઈમાં હાકલ; કાઠિયાવાડ હરિજન સેવકસંઘના આશ્રય હેઠળ હરિજનોનો નેત્રયજ્ઞ: ૬૦ હરિજનો દેખતા થયા; 'અમૃતબઝાર પત્રિકા'ના તંત્રી શ્રી. તુષારકાંતિ ઘોષનો છુટકારો. 'બોમ્બે સ્ટેન્ડર્ડ' નામના મુંબઈના એક પત્રની એક હજાર રૂપિયાની જામીનગીરી ક્વેટા સંબંધીના એક લેખ માટે મુંબઈ સરકારે જપ્ત કરી.

તા. ૨૭-૬-૩૫ : ધરતીકંપ અંગે સરકારી વલણની ટીકા કરવા માટે દિલ્હીના 'તાજ' દૈનિકની એક હજાર રૂપિયાની જામીનગીરી જપ્ત થઈ; નૌકાખાતા માટે અમેરિકાની સરકારે ૪૬ કરોડ ડૉલર ખર્ચવા મંજૂર કર્યું.

તા. ૨૯-૬-૩૫ : કલકત્તામાં સર આશુતોષ મુકરજી સ્મારક ઈન્સ્ટિટ્યૂટના નવા બંધાયેલા મકાનની ઉદ્ઘાટન ક્રિયા; મુંબઈમાં નાના નાના ઉદ્યોગોને રક્ષણ આપવાના હેતુથી "હિંદી ઉદ્યોગ સંસ્થા"ની સ્થાપના; ગોંડલ નરેશે ક્વેટા રાહત ફંડમાં એક લાખ રૂપિયા ભર્યાની બહાર આવેલી વિગત.

તા. ૩૦-૬-૩૫ : ઉપેન્દ્ર સિદ્ધાંત નામના એક બંગાળી વિદ્યાર્થીને રાજદ્રોહી સાહિત્ય રાખવા બદલ છ માસની સખત કેદની સજા; ગુરુદ્વારાની પાસેની જમીનના કબજા ભોગવટા વિશે મુસલમાનો અને શીખો વચ્ચે ઊભો થયેલો ઝઘડો: પરિણામે હજારો મુસ્લીમોએ ગુરુદ્વારા ઉપર કરેલો ધસારો; ઈ. સ. ૧૯૩૪-૩૫ના વર્ષમાં અમેરિકન સરકારને ૩॥ અબજ ડૉલરની ખોટ ગયાની બહાર આવેલી વિગત; જલંધર નજીક ભૂકંપના આંચકા.

તા. ૧-૭-૩૫ : ગોબ્સનનું ચોંકાવનારું નિવેદન: 'જર્મની રાષ્ટ્રસંઘમાં દાખલ નહિ થાય.' પંડિત જવાહરલાલનું ૧૫ રતલ વજન ઘટી ગયાના બહાર આવેલા સમાચાર.

તા. ૨-૭-૩૫ : ઇ. સ. ૧૯૩૪ની સાલનો રણજીતરામ સુવર્ણચંદ્રક શ્રી. ધૂમકેતુ ( શ્રી. ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી )ને અર્પણ કરવાનો ગુજરાત સાહિત્ય સભાનો ઠરાવ; આ વર્ષે ૮૫ રાજદ્વારીઓએ કલકત્તા યુનિવર્સિટીની બી. એ. ની પરીક્ષા પસાર કર્યાની વિગત બહાર આવી; લંડનની એક સભામાં લૉઈડ જ્યૉર્જનું પ્રવચન: 'જગતની અશાંતિનું મૂળ આર્થિક મુશ્કેલીઓ છે.'

તા. ૩-૭-૩૫ : સોવિયેટ રશિયાના સરમુખત્યાર સ્ટેલીનનું ખૂન કરવાનું રચાયેલું કાવતરું: તેને અંગે ચેનુકીડ્ઝે નામના એક આગેવાન બોલ્શેવિકની ધરપકડ અને સાઈબીરિયા ખાતે દેશનિકાલની સજા; મશહૂર સાહિત્યકાર કિપ્લીંગના પ્રથમ ગ્રંથની લેખમાળાઓ જેમાં પ્રસિદ્ધ થઈ હતી તે સને ૧૮૮૫-૯૦ના 'પાયોનિયર'ના અંકો ૧૯૫ પાઉન્ડની કિંમતે વેચાયાની બહાર આવેલી વિગત; ઇટાલિયન સરકારે ક્વેટા ધરતીકંપને અંગેના રાહત ફંડમાં એક હજાર પાઉન્ડ ભર્યા.

તા. ૪-૭-૩૫ : વડોદરા રાજ્યના કામરેજ ગામની નજીકની ખાડીમાંથી મુસલમાની સમયના કેટલાક જૂના ઉર્દૂ લિપિના સિક્કા મળી આવ્યાની ખબર બહાર પડી; માર્કેટિંગ બિલ પરની ચર્ચા દરમ્યાન કેનિયાની ધારાસભામાંથી હિંદી સભ્યોએ વોક-આઉટ કર્યો.

તા. ૫-૭-૩૫ : રશિયાની સોવિયેટ સરકારે નવાં ૧૬ વિમાનો બાંધવાનો નિર્ધાર કર્યો.

તા. ૬-૭-૩૫ : 'ઇટલિ કદીએ લડતમાં પાછી પાની નહિ કરે' એવી મુસોલિનીની બ્લેક શર્ટો સમક્ષ ગર્જના; અલાહાબાદના જિલ્લા મેજિસ્ટ્રેટે નેશનલ બેંકમાં પડેલી અખિલ હિંદ કોંગ્રેસ સમિતિની એક નાની રકમ આપવાની મનાઈ કરતો હુકમ કર્યો.

તા. ૭-૭-૩૫ : રૂમાનિયાની બગડતી જતી આર્થિક પરિસ્થિતિને પરિણામે દક્ષિણ રૂમાનિયાના ૬૦,૦૦૦ સાઠ હજાર જેટલા મુસ્લીમો તુર્કીમાં હિજરત કરી જશે એવા મળેલા સમાચાર.

તા. ૮-૭-૩૫ : યુરોપની બેકારી વિશે સર તેજ બહાદુર સપ્રુએ મુંબઈમાં આપેલો ખ્યાલ: "ફ્રાંસ

અને ઇટાલિ સિવાય અર્ધ બેકારીની મૂંઝવણ છે; અને બેકારી નિવારવા માટે સરકારનો સહકાર જરૂરી છે." લાહોરમાં કર્ફ્યુ ઑર્ડરનો અમલ; કોચીનના બંદરને દુનિયામાં મોટામાં મોટું બંદર બનાવવાની યોજના વિચારાઈ રહી છે એવા સમાચાર બહાર આવ્યા; બનારસમાં હિંદી શિલ્પશાસ્ત્ર અનુસાર એક મોટું, લગભગ ૨૫૦ ફૂટ ઊંચું, શિવમંદિર પંડિત માલવિયાજીની હિંદુ યુનિવર્સિટીના ચોગાનમાં લગભગ ૨૦ લાખ રૂપિયાના ખર્ચે બંધાવવાની યોજના વિચારાઈ રહી છે એવા બહાર પડેલા સમાચાર.

તા. ૯-૭-૩૫ : સોવિયેટ રશિયાના મૂળ સંસ્થાપક લેનિનની પત્ની મેડમ ક્રપસ્કાયાની ધરપકડ થયાના બહાર પડેલા સમાચાર; રાષ્ટ્રપતિ રાજેન્દ્ર બાબુએ 'સમાચાર' (બિહાર) ના પ્રતિનિધિને મુલાકાત દરમ્યાન જણાવ્યું કે 'દિનો દિન પર દિન સખ્ત થનારી દમનનીતિનો સામનો કરવા તૈયાર રહેવું જોઈએ."

તા. ૧૦-૭-૩૫ : યાંગસેયાંગ નદીની (ચીન) ખીણમાં ભયંકર રેલ' પરિણામે ૨૦૦૦ માણસનાં મરણ અને ૧૦ લાખ માણસો ભયમાં, ગામનાં ગામો તણાઇ ગયાં; આવતા સપ્ટેમ્બર માસની રાષ્ટ્રસંઘની બેઠકમાં હિંદના પ્રતિનિધિ તરીકે નાo આગાખાન, સર ડેવીસ બે, રાય બહાદુર એસ. એમ. બપના, અને વધારાના ડેલિગેટ તરીકે ઓનરેબલ વિજયકુમાર બસુ નીમાયાની સરકારી યાદી બહાર પડી; જાપાનના નૌકાખર્ચમાં ૩૦ ટકા વધારાની માગણી રજૂ કરતો ખરડો પ્રધાનમંડળ આગળ રજૂ થયો.

તા. ૧૧-૭-૩૫ : ટોકીઓ (જાપાન)ની નૈઋત્ય બાજુએ સો માઇલ દૂર આવેલા હીરુઓકા પ્રાંતમાં ધરતીકંપના આંચકા લાગ્યા હતા; બંગાળના ગવર્નરનું પોલીસ પરેડ વખતે પ્રવચનઃ 'બંગાળામાં દમનનીતિ ચાલુ રાખવાની જરૂર છે. બળવાખોરોને દાબી દેવા જ જોઈએ.' અમદાવાદમાં ભદ્ર પાસે 'ધી અમદાવાદ સ્કૂલ ઑફ આર્કિટેક્ટ' નામની શિલ્પશાળા રા. બ. ચીમનલાલ દલપતરામ કવિના હસ્તે ખુલ્લી મુકાઈ.

તા. ૧૨-૭-૩૫ : ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક અને સુરત જિલ્લાના એક કાર્યકર્તા ભાઇ ઝીણાભાઈ સોમાભાઈ પટેલનું અવસાન; મહાન જ્વાળામુખી પહાડ વિસુવિયસનું શિખર ઊડી ગયું.

તા. ૧૪-૭-૩૫ : હિંદી સમાજવાદી પક્ષના મંત્રી મિ. મસાણી પાસેથી તેઓ લંડન પહોંચ્યા પછી પાસપોર્ટ લઇ લેવામાં આવ્યો અને તેમને ફરમાવવામાં આવ્યું કે બ્રિટન સિવાય બીજા યુરોપીય દેશોમાં તમે જઈ શકશો નહિ! સુલેહશાંતિ માટેની વિશ્વપરિષદની 'ઈનિશિયેટીવ કમિટી'માં કામ કરવા માટે કવિવર ટાગોર, મહાત્મા ગાંધી, શ્રીમતી સરોજિની નાયડુ અને શ્રી રામાનંદ ચેટરજીએ સંમતિ આપી છે એવા સમાચાર બહાર આવ્યા.

તા. ૧૫-૭-૩૫ : દત્તક બિલનો પ્રખર વિરોધ થવાના પરિણામે શ્રી. દેશાઇએ તે બિલ મુંબઇ પ્રાંતની ધારાસભામાં રજૂ જ ન કર્યું; સિંધને છૂટું પાડવાને લગતી પ્રાથમિક તૈયારીઓ નક્કી કરવા માટે નીમાએલા ખાસ અમલદાર કરાચી ગયા; લંડનમાં વ્યાપારી સંબંધો દૃઢ કરવાના હેતુથી સિલોન ઑફિસ ખુલ્લી મૂકાઈ.

---

## લેખક-પ્રકાશકોને વિનંતિ

ઇ. સ. ૧૯૩૫ના વર્ષમાં પ્રગટ થયેલ ગુજરાતી સાહિત્યની સમીક્ષાનું કામ, ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ તરફથી, આ વખતે શ્રી. નવલરામ જગન્નાથ ત્રિવેદીને સોંપવામાં આવ્યું છે. તો આથી પુસ્તક પ્રકાશન મંદિરોને, બીજા પ્રકાશકોને તેમજ લેખકોને ખાસ વિનતિ છે કે તેઓએ પોતાનાં પ્રકાશનો (ઈ. સ. ૧૯૩૫માં પ્રસિદ્ધ કરેલા) સમીક્ષા માટે નીચેના શિરનામે મોકલી આપવાં.

**શ્રી. નવલરામ જગન્નાથ ત્રિવેદી**

શેઠ લાલભાઈ ત્રિકમલાલની ચાલ

એલિસબ્રિજ : **અમદાવાદ.**

# અનુક્રમણિકા

પુ. ૨૦ આષાઢ : ૧૯૯૧ અંક ૩



※

## સુધારો

| | | ખોટું | ખરું |
|---|---|---|---|
| પા. ૨૦૭ | લીટી ૩ (નીચેથી) | કંચનિયા | કાંચનિયા |
| | | ઓ | એ |
| ,, ૨૧૧ | લીટી ૬ ,, | સાંભળીને | સંભાળીને |
| ૨૧૨ | લીટી ૨ (નીચેથી) | ઓ | યે |


લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૬॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક: રણછોડજી કેસુરભાઇ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે: ખમાસા ચોકી: અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ., આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૨૧-૭-૧૯૩૫

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૨૦ શ્રાવણ · ૧૯૯૧ અંક ૪

# જીવતી પ્રતિક્રિયા

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

(૧)

પ્રકૃતિને ઓળખીને પ્રકૃતિ ઉપર વિજય મેળવવો એ મનુષ્યનો ધર્મ છે. માણસને માટે પ્રકૃતિ છે જ નહિ. પ્રકૃતિમાં પોતાની શક્તિ ઉમેરીને એ કાં તો સંસ્કૃતિ તરફ જાય અથવા એનું આખું જીવન વિકૃત થઈ જાય. એને માટે પ્રકૃતિ નથી. સંસ્કૃતિ અને વિકૃતિ વચ્ચે ઝોલાં ખાવાં એ જ મનુષ્યજીવનના ભાગ્યમાં છે.

(૨)

આઘાત અને પ્રત્યાઘાત, ક્રિયા અને પ્રતિક્રિયા એ આ વિશ્વમાં સર્વત્ર દેખાય છે. એનો નિયમ ઓળખી એ બન્નેને પોતાને અનુકૂળ કરી લેવા, પોતાના તાબામાં રાખવા, એ મનુષ્યને જ સૂઝે. એકાદ દડો આપણે દીવાલ ઉપર કે જમીન ઉપર અફાળીએ તો એ સામો ઊલટો ઊછળે છે. દડો ફેંકવો એ ક્રિયા થઈ, ઊલટો ઊછળે છે એ એની પ્રતિક્રિયા. પહાડની ખીણમાં અથવા એકાદ મોટી મસ્જિદમાં આપણે બોલીએ એટલે એનો પડઘો પડે છે. એ પડઘો પણ પ્રતિક્રિયા જ છે. દડાની બાબતમાં તેમજ અવાજની બાબતમાં પ્રતિક્રિયા સ્પષ્ટ દેખાય છે. આપણે જો દીવાલને મુક્કો મારીએ તો દીવાલ પણ આપણને સામો મારે જ છે. તેથી જ હાથને વાગે છે. પણ એ પ્રતિક્રિયા દેખાતી નથી, ફક્ત જણાય છે.

આ પ્રતિક્રિયા જડ તેમજ ચેતન બન્નેમાં દેખાય છે. ચેતનની પ્રતિક્રિયામાં માત્ર કંઈક વિશેષતા હોય છે. જડમાં પણ વસ્તુના ગુણધર્મ પ્રમાણે પ્રતિક્રિયામાં ફેર તો હોય જ છે. લોઢાનો લખોટો જમીન ઉપર અફાળીએ તો એ ઊછળે ખરો, પણ એના આકારમાં કાયમનો ફેરફાર થઈ જાય છે. એ જ લખોટો સંગેમર્મરનો હોય અથવા હાથીદાંતનો હોય તો એની પ્રતિક્રિયા જુદી, અને એ જ લખોટો જો માટીનો હોય તો એની પ્રતિક્રિયા ઊછળીને નથી થતી, પણ એ તો ભાંગીને એનો ભૂકો થઈ જાય છે. માણસનું પણ એમ જ છે. જુલમગાર જુલમ કરે તો તેજસ્વી માણસ પ્રતિક્રિયામાં એ જુલમની સામે થાય છે, અને તેમ કરતાં આવી પડતાં બધાં કષ્ટો સહન કરે છે; જ્યારે પામર માણસ હાર ખાઈને શરણ જાય છે, અને સ્વત્વને ભોગે દુઃખ અને કષ્ટમાંથી મુક્તિ મેળવે છે. પ્રજાની કસોટી પણ એ જ રીતે થાય છે. પ્રજા જુલમમાંથી કાયમની મુક્તિ મેળવવા માગે છે કે તાત્કાલિક દુઃખ અને કષ્ટમાંથી કામચલાઉ મુક્તિ મેળવવા માગે છે એના ઉપર જ પ્રજાની આબરૂ નિર્ભર હોય છે. સંકટ, આપત્તિ, ભૂખમરો અને મોત સાથે જે પ્રજાએ દોસ્તી બાંધી, એનો ડર છોડી એને વધાવી લેવાનું નક્કી કર્યું, તે પ્રજા ન માગે તો યે એને સ્વતંત્રતા મળવાની જ અને જુલમગાર એની આગળ ભોંઠા પડવાના.

આપણને શરીરમાં ક્યાંક વાગે એટલે તરત એ જગ્યા લાલચોળ થઈ જાય છે. એ શાથી થાય છે? શરીર એ અસંખ્ય સૂક્ષ્મ કોશો (cell)નો બનેલો સમાજ છે. જ્યાં વાગ્યું હોય ત્યાં કેટલાક કોશો ચગદાઈ જાય છે, મરી જાય છે. એનું સમારકામ કરવા માટે અસંખ્ય કોશો ત્યાં આવી પહોંચવા જોઈએ. તેટલા માટે વધારેનું લોહી ત્યાં દોડતું આવે છે જેથી ત્યાંની ચામડી લાલચોળ દેખાય છે. સમારકામ વધારે હોય તો ત્યાં લોહી પણ વધારે આવે છે અને બધી રચનામાં થોડા વખતને માટે મહત્ત્વનો ફેરફાર કરવો પડે છે. એને જ આપણે સોજો કહીએ છીએ. ક્રિયા સામે પ્રતિક્રિયા થવી એ જીવતા શરીરનું લક્ષણ છે. શરીરનું જ્યારે મડદું થઈ જાય છે ત્યારે પ્રતિક્રિયા જૂજ જ હોય છે. સમાજમાં એકના દુઃખે જ્યારે બધા દુઃખી થાય છે અને એકની મદદે અનેક દોડી આવે છે, ત્યારે એ સમાજ જીવતો છે એમ કહેવાય છે. એકતાનું આ ક્રિયાત્મક ભાન જે સમાજમાં નથી જણાતું, માણસ એકબીજા પ્રત્યે જ્યારે બેપરવા હોય છે, અને સંકુચિત સ્વાર્થમાં જ વ્યક્તિઓ ગુંચવાઈ રહે છે, ત્યારે એ સમાજ મરી ગયો જાણવો. એટલે એમાં ફક્ત પથ્થર જેવી જડતા નથી આવતી; પણ એ સડવા જ માંડે છે, એ ગંધાઈ ઊઠે છે. મનુષ્યજીવનમાં નરી પ્રકૃતિને સ્થાન નથી; કાં તો સંસ્કૃતિ હોય, નહિ તો વિકૃતિ.

( ૩ )

ક્રિયા સાથે પ્રતિક્રિયા રહેલી જ છે. પણ તે પ્રતિક્રિયા બે જાતની હોય છે: ઇષ્ટ અને અનિષ્ટ. એ આપણે જોયું. વાગે ત્યાં સોજો આવે અને ઝટ એ ભાગ સાજો થાય એ ઇષ્ટ પ્રતિક્રિયા છે. અને જરાક વાગ્યું ત્યાં શરીર સડવા જ માંડ્યું એ અનિષ્ટ પ્રતિક્રિયા છે. શરીરની પ્રાણશક્તિ જ્યારે સાવ ક્ષીણ થયેલી હોય છે ત્યારે શરીરમાં બીજી પ્રતિક્રિયા દેખા દે છે. મરણિયા થઈને જુલમની સામે થવું એ ઇષ્ટ પ્રતિક્રિયા છે, અને જાનવહાલા

થઈને જુલમગારને શરણે જવું એ અનિષ્ટ પ્રતિક્રિયા છે. કોઈ માણસ આપણને ગાળ દે ત્યારે એના જેટલા જ હલકા થઈને એની સામે ગાળ કાઢવી, એ અનિષ્ટ પ્રતિક્રિયા છે. આપણા ગૌરવને છાજે એવી રીતે ગાળ દેનારનો ઇલાજ કરવો એ ઇષ્ટ પ્રતિક્રિયા છે.

આપણા જીવનમાં પ્રતિક્રિયા તો હોવી જ જોઈએ. પણ તે આપણા જીવનધર્મને અનુસરીને. મુખ્ય પ્રતિક્રિયા ન જ થાય, એ જડતાનું લક્ષણ છે. પરોપકાર, ઉદારતા, વીરતા, ન્યાયપ્રિયતા વગેરે વસ્તુઓ જોઈને એને લાયક જો આપણામાં પ્રતિક્રિયા ન થાય તો આપણને ગુલામી અને હીનતા સદી ગઈ છે એમ જ કહેવાય. અન્યાય, તુમાખી, કૃતઘ્નતા, બેપરવાઈ અને ઘાતકતા સામે જો તેજસ્વી પ્રતિક્રિયા ન થાય તો યે આપણે મરી ગયેલી માટી છીએ એમ જ જાણવું.

( ૪ )

સારી કે નરસી જે કંઈ પ્રતિક્રિયા આપણામાં થાય છે તેના ઉપર આપણો કાબૂ હોવો જોઈએ. અતિ પરિશ્રમ કરવો પડે ત્યારે ખૂબ થાક ચડે છે, ઊંઘ આવે છે, ઉત્સાહ રહેતો નથી, મન અપ્રસન્ન થાય છે અને કામનો વિરામ અને આરામ કરવાનું મન થાય છે. આવી પ્રતિક્રિયા સ્વાભાવિક છે, અપરિહાર્ય છે, અને તે અનિષ્ટ છે એમ પણ નથી. છતાં તે કાબૂમાં હોવી જ જોઈએ. કોકોક વખતે પ્રસંગો જ એવા આવે છે કે શરીર કબૂલ કરે કે ન કરે, અમુક પરિશ્રમ ઉઠાવ્યા વગર છૂટકો જ નથી હોતો. માંદાઓની માવજતમાં આઠઆઠ દિવસ સુધી ઉજાગરા કર્યા પછી પણ કોકોક વાર આરામ લેવાની સગવડ નથી મળતી. મુસાફરીમાં સવારથી સાંજ સુધી ચાલીને લોથપોથ થયા પછી પણ કશો આરામ લીધા વગર ઉદરસ્થ નારાયણની પૂજા કરવા માટે અગ્નિનારાયણને સળગાવવો પડે છે. શરીર સાવ થાકી ગયું હોય તોપણ જ્યારે કામ કરવું જ પડે છે ત્યારે કઈ શક્તિને જોરે આપણે કામ કરીએ છીએ?

એ શક્તિ છે આપણી વીર્યશક્તિ, આપણી સંકલ્પશક્તિ, આપણી આત્મિક શક્તિ. એ શક્તિને જોરે માણસને હાથે સામાન્ય પ્રસંગે ન થાય એવાં કામો કટોકટીને પ્રસંગે કેટલીક વ્યક્તિઓ કરી જાય છે અસાધારણ વીરતાના અથવા તિતિક્ષાના દાખલાઓ આપણે ઇતિહાસમાં વાંચીએ છીએ તે એ શક્તિને બળે જ શક્ય થયા છે. અશોકવનમાં સીતા પાસે એ શક્તિ હતી. વગડામાં રાણા પ્રતાપ અને તેના સાથીઓ એ જ શક્તિનું અમૃત પીને હિંદુત્વની ટેક જાળવતા હતા. એ જ શક્તિને જોરે સ્પાર્ટાના મૂઠીભર ખેડુતો ઝરસીસની જબરદસ્ત સલ્તનત સામે ઝૂઝ્યા અને અમર થયા. અને એ શક્તિદ્વારા જ પાવન ખીણમાં વીર બાજી દેશપાંડે સંખ્યાબંધ ગોળીઓ ખાધા પછી પણ લડતો જ રહ્યો અને મહારાષ્ટ્રના સ્વાતંત્ર્યરૂપ શ્રી શિવાજી મહારાજને બચાવી શક્યો.

યુદ્ધમાં એકાદ મહત્ત્વનો કિલ્લો કબજે કરવા સામસામી ફોજો જાય છે ત્યારે જે ફોજ શરીરસહજ થાકને અવગણીને દિવસરાત ચાલી શકે તેને જ એ કિલ્લો મળી શકવાનો, અને કિલ્લો હાથ આવ્યા પછી શું એ સેનાને નરમ પથારીઓ સૂવાને મળવાની હતી?

થાકયા થાકયા જીવલેણ યુદ્ધ માટે તૈયારી કરવાની હોય છે. આવી લડાઈમાં જીત કોની હોય છે? જે થાકને અવગણી શકે, જેનામાં તિતિક્ષા વધારે હોય, જેનામાં ખડતલપણું હોય, ટૂંકામાં જેનું સંકલ્પબળ અને વીર્યબળ વધારે હોય તેજ સેના જીતી જવાની. અને શું ઇતિહાસમાં એવા દાખલાઓ નથી કે જ્યારે ખાઈપીને તાજા થવાને બદલે ઉપવાસ કરનારી અને આખી રાત ઈશ્વરનું ભજન કરનારી ફોજ જ બીજે દિવસે મૂઠભેડમાં વિજયી થઈ છે? જૂની કહેવત છેઃ 'અન્નમાં પ્રાણ અને પ્રાણમાં પરાક્રમ.' પણ અદ્‌ભુત પરાક્રમ—અતિમાનુષી શક્તિ—અન્નમાંથી નથી પેદા થતી, પણ શ્રદ્ધા અને સંકલ્પમાંથી જ પેદા થાય છે. એ ઈશ્વરનિષ્ઠામાંથી જ આવે છે. એ શક્તિ રાવણના ક્રવ્યાદ સૈનિકોમાં નહોતી, પણ શ્રી રામચંદ્રજીના ભક્તિનિષ્ઠ વન્યાહારી વાંદરાઓમાં હતી.

જ્યાં સુધી આત્મા અને તેની શક્તિ સુપ્ત છે, ત્યાં સુધી જ જડ સૃષ્ટિના આઘાત-પ્રત્યાઘાતના નિયમનું સામ્રાજ્ય ટકેલું હોય છે. આત્મિક શક્તિ એકવાર જાગ્રત થઈ એટલે જીવનનો આખો સવાલ જ એક જુદી સ્વતંત્ર ભૂમિકા ઉપર પહોંચે છે. ત્યાં જડ સૃષ્ટિના સ્થૂલ નિયમો અસર કરી શકતા નથી. આજનો જમાનો એ શક્તિ વિષે મોટે ભાગે નાસ્તિક છે. એ આત્મશક્તિ કેળવવાનું શાસ્ત્ર ખેડવાનું પણ આજના જમાનાએ છોડી દીધું છે. ભૌતિક શક્તિ અને બુદ્ધિને નામે ઓળખાતી માનસિક શક્તિના ખેડાણમાં મનુષ્ય-સમાજ એટલો બધો રચ્યોપચ્યો રહે છે કે હૃદયવાસી ભૂતનાથ અને મનોનાથની શક્તિનું એને સ્મરણ પણ રહ્યું નથી. અને ડાહ્યા ગણાતા માણસો તો એમ જ માની બેઠા છે કે આ ભૌતિક શક્તિ અને બૌદ્ધિક શક્તિના ચરમ વિકાસ કર્યા પહેલાં આત્મિક શક્તિ કેળવાય જ નહિ. આજના જમાનાની એ ભારે ભૂલ છે. આત્મિક શક્તિ આટલી પરતંત્ર નથી. એનું સ્વતંત્ર ખેડાણ થઈ શકે છે. અને સ્વતંત્ર પણ એ પોતાનો ચમત્કાર બતાવી શકે છે. એ આત્મિક શક્તિ ખીલ્યા પછી જો ભૌતિક શક્તિ અને બૌદ્ધિક શક્તિની વિશિષ્ટ કાર્ય માટે જરૂર જણાય, તો આત્મવાન્ માણસને તેમ કરતાં મુશ્કેલી નથી પડતી. કેમકે તમામ શક્તિઓનો ઊગમ જ આત્મશક્તિ છે. એની અલ્પ માત્ર માત્રાથી જ બાકી શક્તિઓનું ઉપજીવન થાય છે.

# જીવન * ચક્ર

ધૂમકેતુ

આવતી કાલ કોની એ વિષે એક ગભીર ફરિયાદ થઈ છે વૃદ્ધો કહે છે અમારી છે કારણ કે અમારામા અનુભવ છે જુવાનો કહે છે અમારી છે કારણ કે અમે જૂનવાણી રૂપમાત્રથી દૂર છીએ ખરી રીતે આવતી કાલ વૃદ્ધોની નથી કારણ કે તે પહેલા—આવતી કાલ એટલે ચોવીસ કલાક એવો અર્થ તો નથી જ—તે મરણશરણ થયા હશે જુવાનોની પણ નથી કારણ કે તે વૃદ્ધ થયા હશે આવતી કાલ ખરી રીતે તો આજના બાળકોની છે

*

હવે આ વિષયને જરાક વધારે બારીકીથી તપાસીએ વૃદ્ધો અને જુવાનો સહવીર્ય કરે એ જાણે કે જુવાનોને ગમતુ નથી કારણ કે વખત છે ને વૃદ્ધો અનુભવ—કે જે તેઓ ઠોકર ખાઈને મેળવવા માગે છે—તેની માના આપી બેમે તો? વળી ખરા જુવાન—એટલે જે લોકો ક્રાન્તિ, હરકોઈ હિસાબે ને જોખમે ક્રાન્તિ—જરૂર હોય ત્યા પણ ક્રાન્તિ, ન હોય ત્યા પણ ક્રાન્તિ—કરવા માગે છે તેમને એક ડર લાગે છે કે વખત છે ને કાઈ પણ જૂનવાણી રહી જશે તો?—એટલે એ લોકો જૂની કોઈ પણ વસ્તુનો ઉપયોગ, સદુપયોગ કે દુરુપયોગ, કાંઈ જોવા જ માગતા નથી એ તો એમનો નાશ જ કરવા માગે છે આર્થિક અસમાનતા સઘળા દુ ખનુ મૂળ છે એ વાત સમજી શકાય તેવી છે એ અસમાનતા દૂર ન થાય ત્યા સુધી સાચો ફેરફાર શક્ય નથી એ પણ સમજી શકાય તેવુ છે પણ આર્થિક અસમાનતા જૂનવાણી રૂપમાથી જ જન્મ લે છે, અને નવુ રૂપ એને ફાવતુ નથી એ સમજી શકાય તેવુ નથી મદિરમા મહત હરિજનને અસમાન ગણે એ જૂનવાણી રૂપ ભયકર છે એ સમજાયુ, પણ તંત્રી ને પટાવાળા વચ્ચે આર્થિક ભેદ રહ્યો એ નવુ રૂપ સમજાયુ નહિ આવુ નવુ રૂપ પણ જુવાનોના ક્રાન્તિ શબ્દમા ક્યારે આવશે?—કે પછી ક્રાન્તિ શબ્દ જૂનવાણી નૈયાયિકોના ઘટાધાર પાત્રાધારની માફક ઘણા કલાકની ચર્ચાચર્ચી સહન કરી શકે તેવો છે માટે જ વાપરવાનો છે?

*

હવે ખરી વાત એવી છે કે ક્રાન્તિ શબ્દના સાચા અર્થની આ જુવાનોને ખબર નથી ક્રાન્તિ શબ્દ આપણે એ માટે વાપરવાનો છે કે જેમા માત્ર 'ફેરફાર' ન હોય, પણ હેતુપૂર્વકનો ફેરફાર હોય ગામડાનો મુખી કે પટેલિયો નાત ઉપર જુલમ કરતો એવો જ જુલમ જો વર્તમાનપત્રવાળો પોતાની જમાતમા કરે, તો બીજો જુલમ વર્તમાનપત્રવાળાનો છે માટે શ્રેષ્ઠ ઠરતો નથી કે એ છુપાવી શકાય છે માટે સુધારા નથી એટલે કોઈ પણ તંત્ર—પછી ભલેને એમા કીડી પણ સચાર ન કરી શકે એટલુ કડક હોય—પણ છેવટ તો એનો

આધાર વ્યક્તિગત સંસ્કાર પર જ રહ્યો છે. આ સંસ્કાર એ જૂનવાણી શબ્દ નથી. સંસ્કાર એટલે સામાની પરિસ્થિતિ સમજી જવાની વધારેમાં વધારે આવડત. આ આવડત જ કાંઈક પણ ઉપયોગી કામ કરી શકે. અને એવી આવડત—અથવા સંસ્કાર નવું અથવા જૂનું જે રૂપ આપે તેમાંથી સ્વીકારવામાં વાંધો ન હોય. એવું એક જ ઉદાહરણ: આજનો જુવાન વ્યક્તિગત સ્વતંત્રતામાં માને છે. એને માબાપની ડખલગીરી પોતાના કામમાં પસંદ નથી. હવે આ ભાવના ખરેખરા ક્રાન્તિકારની છે—જો એ જુવાન માબાપની પાઈએ પાઈ ફેંકી દઈ પોતાનું નવજીવન શરૂ કરે તો; એ ભાવના હરામખોર એકલપેટાની છે—જો એ માબાપ સામે કેસ માંડી પૈસા પડાવી લઈ, સિનેમાનાં થોડાંક નટનટીઓ વિષે ચબરાકીથી વાતો કરતો થઈ જાય તો. એ વાત તદ્દન સાચી છે કે જુવાની વયમાં નથી, ભાવનામાં છે. પરંતુ આ વાત પણ એટલી જ સાચી છે કે ભાવનાની સ્પષ્ટતા દલીલોથી નહિ, વ્યક્તિગત પરિવર્તનશીલ આચરણથી જ થઈ શકે. 'ઓ માઈ લોર્ડ, આ તો દૂધપાક છે'—એમ વાતો કરતા જાય, દૂધપાક ખાતા જાય, ને હિંદની ગરીબી વિષે આંકડા ટાંકતા જાય, એવા તો સેંકડો દંભી જુવાનો ભેગા થાય તેથી રાષ્ટ્રનું તણખલું પણ ન હાલે—એના કરતાં કોઈને નુકસાન કર્યા વિના ચંદ્રચંદ્રી પર કાવ્ય લખનારો કાંઈ ખોટો નથી.

*

અહિંસા શબ્દનો જ્યારે અતિશય વપરાશ થવા માંડ્યો ત્યારે જ એ અનિવાર્ય હતું કે એના સ્વરૂપ વિષે કાંઈક પણ સ્પષ્ટ વિધાન કરવું જ પડશે. એવું વિધાન થયું પણ ખરું. ગીતામાં આતતાયીને હણવામાં પાપ નથી—એમ કહ્યું છે, એના કરતાં હિંસા અહિંસા વિષે કોઈને કાંઈ પણ વધારે કહેવાપણું છે જ નહિ. સત્ય શબ્દ પણ અહિંસા જેવો જ ભ્રમ ઉત્પન્ન કરનારો છે. એના વિષે પણ એવું વિધાન કરવું જ પડશે. મારા ઘરમાં પૈસા છે. ચોર આવ્યા. પૈસા માગ્યા—હવે જેણે સત્યને માર્ગે જવું હોય એનો ધર્મ શો?

ચોરને છેતરવામાં અસત્ય છે, હણવામાં હિંસા છે: સમર્પણમાં જ સત્ય અને અહિંસા રહ્યાં છે. એ સમર્પણ બે પ્રકારનાં માણસો કરે: ખરા શૂરવીરો, ક્ષમાશસ્ત્ર ધારીને—ખરા બાયલાઓ, નિર્બળતાથી અનિચ્છાએ. પણ એક ત્રીજો માર્ગ છે, અને તે જ વધારે યોગ્ય છે: ચોરને છેતરવાનો અથવા હણવાનો. આ ત્રીજો માનુષી ધર્મ છે. અને ગૃહસ્થ તરીકે એ પણ કર્તવ્યરૂપે હોવાથી, એમાં શુદ્ધ અહિંસા ભલે ન હોય પણ હિંસા તો નથી, નથી ને નથી. એમાં યુધિષ્ઠિરસત્ય ન હોય, તોપણ અસત્ય નથી. લોકોત્તર પુરુષોએ લોકકલ્યાણના માર્ગમાં હમેશાં મધ્યમમાર્ગ ગ્રહણ કરવાનો હોય છે. અહિંસા અને સત્યના પણ અતિરેકમાંથી જે જન્મે છે તે પ્રજાને નિર્વીર્યતામાં આત્મસમર્પણ રહ્યું છે એવું શીખવે છે—આ વસ્તુસ્થિતિ મોડીમોડી પણ ટોલ્સ્ટોય પંથના અનુયાયીઓને સમજાઈ એ ઘણું યોગ્ય થયું.

*

'તમે ચંદ્રચંદ્રીનાં કાવ્ય શું લખો છો? ભંગડીનાં કાવ્યો લખો.' આ જમાનામાં કવિઓએ શું લખવું એના નિયમો કરનારાની સંખ્યા ધીમેધીમે વધતી જાય છે. રાષ્ટ્ર-

પ્રવૃત્તિમાં પડેલા લોકનાયકો તો સાહિત્ય અને સાહિત્યકારનો ઉપહાસ કરવામાં એક પ્રકારનો તુચ્છ આનંદ લેતા થયા છે અને ઉમરડા વિષે ન જાણવું ને કાલિદાસ વિષે જાણવું એ જાણે પાપ હોય એમ વાતો થાય છે કેવળ આત્મપ્રોત્સાહન જ એ જેમના કાર્યક્ષેત્રનું બીજ છે, એવા શુદ્ધ સાહિત્યકારોને તો આ 'પ્રોપેગેન્ડી' ભાવરો લેશ પણ હલાવી શકવાના નથી, પણ આપણી પ્રજાની સાચી અસ્મિતા ને સંસ્કારિતામાં હજી કેટકેટલી ઊણપો છે એ જોવા માટેની આ પારાશીશી નવા માર્ગદર્શનનું કામ કરે છે સાહિત્યકારોએ પ્રજાની રગેરગ પકડીને હજારો માણસોને વાચતા કેમ કરવા" એ પહેલો કાયદો ઊકલવાનો રહ્યો જ્યાં સુધી પ્રજા વાચતી ન થાય ત્યાં સુધી કોઈ પણ પ્રકારનું સાહિત્ય લખેલું કે પ્રગટ કરેલું પોતાનું કામ સફળ રીતે કરે છે એમ કહેવાય નહિ," એટલે અનેક દૃષ્ટિબિંદુઓથી અનેક વિષયો લઈને, અનેક શૈલીની લઢણ પકડીને સાહિત્યકારોના એક મહાન સંઘે પ્રયત્નમાંથી 'વાચવાનું આળસ' કાઢી નાખવું પડશે સાહિત્યકારો આમ કર્યા વિના ઘરઘરના પ્રદીપરૂપ બની શકે નહિ. લેખકોનો મોટો ભાગ ચર્ચાચર્ચી ને ભાષણખોરી છોડીને વિષયોના સ્પષ્ટ નિરૂપણ સાથે, થોડાક સારા પ્રકાશકોની મદદથી, ઘેરઘેર હરેક પ્રકારનું સંસ્કારી વાચન પૂરું પાડવાનું કામ ઉપાડે—સંભવિત છે કે વખતે અતિશય ચીકણા વિવેચકને એમાં કલાક્ષતિ જેવું લાગશે, છતાં પ્રજામાં એક મહાન બળ રૂપે રહેવાની સાહિત્યકારોને સદિચ્છા હોય તો આ એક જ માર્ગ છે પ્રજાની ઇચ્છા ઘડવાનું કામ હાથમાં લીધા વિના સાચું સામર્થ્ય સાહિત્યકારોમાં આવી શકે નહિ, અને ત્યાં સુધી ચંદ્રી વિષે કવિતા ન લખવી ને ધતૂરા વિષે લખવી એમ હરકોઈ લેભાગુ ભાષણખોર કહ્યા જ કરશે

*

'પૃથ્વી' છંદ વિષે મોડો મોડો પણ સાવધાનીનો સૂર નીકળવા માંડ્યો એ એની લોકપ્રિયતા સિદ્ધ કરે છે પૃથ્વીછંદનું કલેવર ઘણા સમર્થ વિચારોનું વહન બની શકવાની તાકાત ધરાવે છે કદાચ સઘળા છંદોમાં એનું જુદું જ વ્યક્તિત્વ છે એમ કહીએ તો ખોટું નથી શાન, તેજસ્વી વાણી, એ છંદ જેટલી બીજામાં નહિ શોભે એક અનુષ્ટુપ સિવાય બીજો કોઈ એની બરાબરીમાં ઊભે તેમ નથી શાંત, એકાંત, મેઘરાત્રિના બીજાંકુરોને જાગૃત કરનાર જીવનજલબિંદુ જેવી શક્તિ પૃથ્વીમાં છે, પણ કવિની ડોલનશૈલીને જેમ ખોટા અનુયાયીઓએ શબ્દાલંકાર જેવી કરી મૂકી—અને એનો વિનિપાત કરાવ્યો, તેમ 'પૃથ્વી'ને પણ સઘળા વિચારના—એના તેજછાયા જોયા વિના—વહનરૂપે વાપરવાનું શરૂ થયાથી એની સામે સાવધાનીનો સૂર સંભળાયો છે પોતાની વ્યક્તિગત જરૂરિયાત માટે છંદની પસંદગી એ સારા સંગીતજ્ઞની વીણાપસંદગી જેવી નાજુક વસ્તુ છે સૌ 'પૃથ્વી' લખે છે માટે લાવ હું પણ 'પૃથ્વી' લખું—એવા અનુકરણમંથનમાંથી સાચું સત્ત્વ નીકળવાનો સંભવ ઓછો છે આ ભયસ્થાન પ્રત્યે લખનાર કવિજનોનું ધ્યાન ખેંચાય તો સારું

*

નવજીવનની રચનામાં પ્રશસ્તિઓનો ખાતર જેવો ઉપયોગ છે આકાશ અને પૃથ્વીની

વચ્ચે અધ્ધર જેમ કાંઈ લટકી શકતું નથી, તેમ ભૂતકાળ ન હોય તેવી પ્રજાને ભવિષ્ય હોતું નથી. એ ભૂતકાળનો ઉપયોગ છે—પ્રણાલિકાઓનો નાશ—સમજણવિનાનો નાશ—પ્રજાનો પાયો ખોદી, કોઈ પણ જાતની ઇમારતને અશક્ય બનાવે છે. પ્રણાલિકાભંગ પ્રોત્સાહન માટે ને નવજીવનના સંચાર માટે આવશ્યક છે. એ ભંગ થવાથી, પ્રજા પ્રણાલિકામાં રહેલું સાચું રહસ્ય સમજવા ઉત્સુક બને છે, વર્તમાન પરિસ્થિતિમાં એનો દુરુપયોગ કે નિરુપયોગ જોઈ શકે છે—ને પછી એ 'ખાતર' માંથી નવા બીજ માટે ભૂમિકા તૈયાર કરે છે. જેવી રીતે આગળ કૂદવા માટે બે ડગલાં પાછળ હઠવું જરૂરી હોય છે, તેમ વર્તમાન પરિસ્થિતિમાં, પ્રણાલિકાને ચોક્કસ સ્થાન પર મૂકવા માટે—એના જર્જરિત દેહનો ભંગ કરવા માટે—એની ભૂતરચના જેવી આવશ્યક હોય છે. એમ ન કરતાં જે પ્રજા પોતાની પ્રણાલિકાને, પોતાના ભૂતકાળને, પોતાનાં શેષ સંસ્મરણોને ભૂલી જવામાં જ ગૌરવ લેતી થઈ જાય છે, તે પોતનું સ્વત્વ વહેલેમોડે ગુમાવી બેસે છે, અને તેનો વિકાસ કાંઈ પણ ક્રમ-વિનાનો, ઢંગધડાવિનાનો, થીગડાં લગાડ્યા જેવો થઈ જાય છે. અંગ્રેજોએ પહેલવહેલી અસર કરી ત્યારે જુવાન શિખાઉ 'રાષ્ટ્રોદ્ધારકો'એ 'સ્વત્વ'નું નામનિશાન ન રહે એમાં જ વિજય જોયો હતો—એ પદાર્થપાઠ હરકોઈ ફેરફાર વખતે યાદ રાખવા જેવો છે ખરો.

*

ક્રાન્તિ એ કાંઈ કેરોસીનની પેઠે બજારમાંથી મેળવવાની વસ્તુ નથી. એકાદ બે ત્રણ દસકા તો એનાં બીજ રોપવામાં જ ચાલ્યા જાય છે. ક્રાન્તિનો જ વિજય હો, અને વ્યક્તિઓ તો એમાં ભલે નામશેષ હો, એવી મનોદશામાંથી જ ક્રાન્તિનાં બીજાંકુર ફૂટે છે. જે જુવાનિયાઓ સમર્પણમાં માને છે, પોતાના 'મિશન'માં શ્રદ્ધા ધરાવે છે, એમનો સ્પષ્ટ ધર્મ છે, કે કેવળ નામશેષ રહેવા માટે જ હજારો સામાન્ય જનમાં સામાન્ય દુઃખ વહેંચવા ભળી જવું, એવી ધીરજભરેલી શ્રદ્ધા જ કોઈ પણ ક્રાન્તિને જન્માવી શકે.

ક્રાન્તિ નરપુંગવો જન્માવે છે. સાધારણ માણસો તો વીજળીના આંચકા અનુભવતા હોય તેમ એના વિચાર ઝીલે છે. ભલેને બુદ્ધિના અખાડાઓ ગમે તે કહે, કોઈ પણ જાતનું પરિવર્તન—પછી ફ્રેંચ રેવોલ્યુશન હોય કે રશિયન રેવોલ્યુશન હોય—હમેશાં મિશનને વરેલા સાચી ઊર્મિ ધરાવનારાઓના 'જનૂની શબ્દો'માંથી જન્મે છે. એ શબ્દો જનૂની હોય છે—એમને કોઈ 'બનાવવાની' ખાતર જનૂની બનાવવું નથી. જે અંતરમાંથી એ આવે છે, એ અંતરની અગ્નિ એમાં ભારોભાર ભરી હોય છે. 'મને તમે શિલ્પી થવાના ક્લાસમાં દાખલ ન કરો કાં?—ત્યારે તો મારે કડિયાના મજૂર બનીને શિલ્પી બનવું રહ્યું'—એમ બોલનારો સત્તર વર્ષનો 'હિટલર' જ હજારોને હલાવી શકે એવો અગ્નિ વરસાવી શકે. બીજા તો અગ્નિને બદલે 'આર્ગ્યુમેન્ટ'—અને તે પણ પોતે સમજે તેવી જ ફેંકે.

ક્રાન્તિ શબ્દનો સાચો અર્થ એ હોઈ શકે કે એ મનુષ્યને મુક્ત થવાનું સાધન દર્શાવે. ધર્મમાં, સમાજમાં, આર્થિક સંક્રામણમાં—મનુષ્ય જ્યાં જ્યાં કેવળ પોતાના 'સ્વત્વ'ના અજ્ઞાનથી બંધનમાં રહ્યો છે, ત્યાંથી એ મુક્તિ કેમ મેળવે એ સંદેશો ક્રાન્તિકારનો હોઈ શકે. એમાં વર્ગવિગ્રહ હોય. પણ વર્ગના વિગ્રહની ખાતર જ વર્ગવિગ્રહને નોતરવાનો ન

હોય. એમાં સમાધાનનો, માનભરની સુધિનો, કે 'તોડફોડ' ન હોય એવો નિયમ ન હોઈ શકે. જ્યાં સુધી વર્ગ બરાબર તૈયાર થયો નથી, ત્યાં સુધીની ક્રાન્તિકારોની રચના જુદી જ હોય, એમાં 'આઇડિયોલોજી' માટે દિવસોના દિવસો ગાળવાના ન હોય. 'Majorities can never replace men.'

*

અત્યારની જીવનઅથડામણમાં ધીમેધીમે મધ્યમવર્ગ વિનાશને પંથે વળી રહ્યો છે. એનો શારીરિક હ્રાસ, એની ખોટી મોટાઈ, એની વ્યર્થ સ્પર્ધા, એની મગજમારી, એની અશાંતિ, એની ખોટી રહેણીકરણી—એ સઘળું એમ બતાવે છે કે એકાદ 'જનરેશન'માં જ એ વર્ગ હતો નહતો થઈ જશે. સમાજના દેહને એ વર્ગને લીધે એક જાતનું સમતોલન મળ્યું છે. બુદ્ધિ અને હૃદયના ઘણા ગુણોનો વિકાસ એ વર્ગમાં સ્વાભાવિક છે. એ વર્ગના વિનાશ સાથે સમાજમાંથી વિવિધતા ચાલી જશે. એ વર્ગમાંથી પ્રયત્ને આગળ વધવાની મહત્ત્વાકાંક્ષા સેવનારા નીકળે છે. એમાંથી શિલ્પીઓ અને સંગીતજ્ઞો, કલાકારો અને વેપારીઓ, વગેરે સમાજને વિવિધ રીતે શણગારનાર માણસો મળે છે. મધ્યમવર્ગના વિનાશ સાથે સમાજની સંસ્કૃતિનો વિનાશ અનિવાર્ય છે. એ વિનાશપથમાંથી મધ્યમવર્ગે બચવું હોય તો એણે જેમ બને તેમ વધુ ને વધુ રહેણીકરણીમાં સુધરવું પડશે. 'ફેશન-' માત્રને સ્પર્ધાની ખાતર ગ્રહણ કરવાની અશક્તિ ટાળવી પડશે. જીવનની સાચી જરૂરિયાતોનો નવેસરથી અભ્યાસ કરવો પડશે. એમ નહિ થાય તો પન્નાલાલ ટૅરેસનો કે ગીરગામ બૅક રોડ પરનો અઢીસોપાંચસો કમાનારો વકીલ કે કારકુન આજથી ત્રીસ વર્ષ પછી નહિ હોય!

# અભિસાર કિંવા સૌંદર્યપરાજય

'ભાનુ'

સ્પર્શે છે ચૈત્રની ચારુ ચંદ્રિકા મુગ્ધ હાસથી,
નિર્વિકાર ઊભા તોયે હિમાદ્રિ સ્વસ્થ ભાવથી.

મહાકિની—વિશદવારિ વહે સુમંદ,
વાતો હતો સુભગ વાયુ વહી સુગંધ,
ગાતી હતી અમરગાન અદૃશ્ય શ્યામા,
સોલ્લાસ કોણ વિચરે મનમોહના આ?

તરે છે વ્યોમમાં જેમ ચંદ્રની શુભ્ર ચંદ્રિકા,
સરે છે ભોમમાં તેમ પ્રેમની અભિસારિકા.

પ્હેર્યું હતું વિધુવિભાવરણું દુકૂલ,
ધાર્યું હતું કુમુદ વેણીમહીં પ્રફુલ્લ,
સોહી રહી સુમનમંડિત ગૌર અંગે,
ચાલી રહી પ્રણયતન્મયતા ઉમંગે.

ઊભે છે માર્ગને રોકી ફણી ફેણ હલાવતો,
રાગએકાગ્રતા પેખી બાજુમાં તે સરી જતો.

હૃદયની અભિલાષ ફળે નહીં,
મનુજને નવ અન્ય સૂઝે કંઈ;
રસભરી નિજસૃષ્ટિ રચી ઉરે,
રસિકતા રસલક્ષ્ય ભણી સરે.

ઇષ્ટની પ્રાપ્તિને અર્થે હોંસમાં જનતા ધસે,
ઇષ્ટની પ્રાપ્તિ તો શાને સર્વને ના થતી હશે!

ઉમળકે લળતી લતિકા સમી,
લૉલટમાં સરતી સરિતા સમી,
ઊછરતા કવિની કવિતા સમી,
અભિસરે રમણી રસબ્હાવરી.

એવામાં ચાલતી તન્વી માર્ગમાં અટકી પડી,
એવું ત્યાં શું દીઠું કે તે મીટ માંડી ઊભી રહી!

ચંપાકુંજે સ્ફટિકમણિના રમ્ય વિશ્રામસ્થાને
બેઠેલો કો રસિક નિરખે ચંદ્રને એકધ્યાને,
એવે તેનો અધર ફરકે વૈખરી નિર્ઝરે છેઃ
"નેનો તે એ શશિયર જ્યાં ઊર્મિ કાં ઊછળે છે?"

"લ્હેરમાં હેરતો શાને ઉલ્લસિત બને શશી?
ભાળી શું સ્વર્ગની શોભા અપ્સરામણિ ઉર્વશી?"

મધુર રવ તહીં તો હાસ્યના ઉદ્ભવે છે,
રસિક ચકિત ભાવે હાસ્યમાર્ગ જુવે છે;
નવ નિરખી કશુયે પ્રેક્ષતો ચન્દ્રને ત્યાં,
મૃદુ કર રમણીના આવરે ચક્ષુ તેના.

ઓચિન્તા સ્પર્શથી ચોંકી વેગથી તે ઊભો થયો,
અંગુલીપાશ તન્વીનો ચક્ષુથી વછૂટી ગયો.

પાછો ફરે તરત અર્જુન ઉર્વશીને
જોતાં બને લલિત વિસ્મયમાં વિલીન;
વિચ્છેદી મૌન વદતી રમણી હસીને,
"શાને બને કવિ હવાં રસવાચ્યહીન?"

નર્મવાક્યે બની સ્વસ્થ પ્રણમી પાર્થ ઉચ્ચરેઃ
"દિવ્યનાદર્શને વાચ કવિની મૌનમાં ડૂબે."

"કૃતાર્થ કીધાં મુજ લોચનિયાં
અર્પી તમે દર્શન પાવનિયાં,
પધારી કીધાં શુભ આગણિયાં,
હું પુત્ર આજ્ઞા ચહું આપની મા."

"આવી છું ઇન્દ્રઆજ્ઞાથી," વદે પાર્થાનુરાગિણી,
"જુવો ના જનનીભાવે, સ્વીકારો પ્રેમકાંક્ષિણી.

"કિરણ તેજતણાં સમ અપ્સરા,
ઝરણ વારિતણાં સમ અપ્સરા,
શ્વસન વાયુતણાં સમ અપ્સરા,
સ્વપન શૂન્યતણાં સમ અપ્સરા.

"પૃથ્વીનાં પોયણાં જેવી અમે નિર્દોષ અપ્સરા,
પ્રકૃતિરમણા જેવી અમે નિર્બંધ અપ્સરા.

"જગતનીતિનિયામક ધોરણો
નવ જુવે અમ જીવનઝંખના,
સકળ વિશ્વવિધાયક સર્જને
ન નિરપેક્ષ કંઈ પણ કલ્પના.

"મનુષ્યો સ્વર્ગને પામે માણવા ફલ પુણ્યનાં,
ભોગવે સ્વર્ગના ભોગો, લહો કાં પાપભાવના?

"થતું હતું નર્તન આપ માનમાં,
નિહાળતું કોણ મને અજાનમાં?
પ્રશંસતું કોણ મને સ્વગાનમાં?
ભૂલી ગયા પૌરુષના ગુમાનમાં?"

'શચિ આ પૌરવો કેરાં માતા મારા જ્યોતસવે,
તે ભાવે મેં વિલોકિયાં આપને, અન્યથા ન મેં.

'સૌંદર્યને દિવ્ય વિભૂતિરૂપે
નિર્લેપ પ્રેક્ષે અથવા પ્રશંસે,
તેમાં ભલે અન્ય વિકાર કલ્પે,
દિવ્યાંગના શું શુચિતા ન જોશે!

'માતા છો પૌરવોનાં ને પ્રેયસી ઇન્દ્રનાં તમે;
કુંતી, માદ્રી, શચી જેવાં ઉર્વશી પૂજ્ય છો મને.

'કરી શકું તૃપ્ત ન આપ કામના,
શુચિસ્મિતે! પૌરુષનું ગુમાન ના,
વિકાર ના માતની સાથ સંભવે,
કરો ક્ષમા:' અર્જુન એમ ઉચ્ચરે.

પાર્થના વેણથી કોપી કામિની અભિશાપ દે;
શાપના ભાવિને જોતી યામિની મુદિતા વધે.

# સાહિત્યકાર

**વૈકુંઠ ચુનીલાલ**

કાશીડોશીને એક જ લગની હતી. આખો દિવસ તે કિશોરના વિચારમાં જ મગ્ન રહેતી. કિશોરના જીવનમાં અને તેના હિતમાં જ કાશીડોશીનો આનંદ હતો. કિશોર કાશીનું જીવનકેન્દ્ર હતો.

શ્રીપતરાય અને કાશીનો સંબંધ લાંબો વખત સુધી નસંતાન રહ્યો. કાશી સત્તાવીસેક વર્ષની થઈ ત્યારે પ્રભુની કૃપા ઊતરી. કિશોરના જન્મદિવસે શ્રીપતરાય અને કાશીએ અનહદ આનંદ અનુભવ્યો.

પરન્તુ એ આનંદનું તરંગ હૃદય સુધી પહોંચે તે પહેલાં તો કાશીના હૃદયની મૃદુ દીવાલો તૂટી પડી. શ્રીપતરાય બે દિવસની ટૂંકી માંદગી પછી જગતનો ત્યાગ કરી ગયા. કાશી પર આભ તૂટી પડ્યુ. કિશોરના જન્મના આનંદને શ્રીપતરાયના મૃત્યુનાં આંસુએ ધોઈ નાંખ્યો.

શ્રીપતરાય જતાં કાશીને ચોતરફથી મુશ્કેલી નડી. આર્થિક આફતો કાશીના સુકાઈ ગયેલા હૈયાને નીચવી નાંખતી હતી. પણ જે શ્રદ્ધાથી ખલાસી ધ્રુવના તારલા સામે જુએ અને મુસાફર જેમ આથમતા સૂર્ય તરફ નજર ફેંકે તેમ આ કાશીએ આશાની એક જ મૂર્તિના ઘડતર માટે દિનરાત તપશ્ચર્યા આદરી.

કિશોર બાળક હતો ત્યારથી જ ઉપજાવેલી વાતો કહી કાશીને મુગ્ધ કરી દેતો. તેની તલવાર જેવી તીક્ષ્ણ વિચારશક્તિ જોઈ કાશી આનંદઘેલી થતી અને ઓવારણાં લેતી. બાર-તેર વર્ષનો થયો ત્યારે કિશોર અઠંગ વાચક બની ગયો. દરરોજ એક ચોપડી વાંચી કાઢવી એ કિશોરને મન સહેલ હતું. સમયના પ્રવાહે આ વિખરાયેલી માટીમાંથી આકાર બનાવ્યો. કિશોરની કલ્પનાશક્તિ વધારે ખીલી. તેણે વિચાર અને વાચનને શબ્દમાં ઉતારવા પ્રયાસ શરૂ કર્યો.

શાળામાં કિશોરની કારકિર્દી નિરાશાજનક હતી. જે બુદ્ધિ અને કલ્પના તે સાહિત્યમાં દાખવતો તે બધું શાળામાં જતાં અલોપ થઈ જતું. શાળામાં કિશોર ઠોઠ નિશાળિયો ગણાતો. અંગ્રેજી પહેલીમાં તે નાપાસ પણ થયો.

પણ આ બધાં સાથે કિશોર મહત્ત્વાકાંક્ષાને ઓળે હંમેશ ઝૂલતો. શાળામાં એના જ નામનો એક શ્રીમંત છોકરો હતો. તેને મોટરમાં આવતો, જતો અને ફરતો જોઈ કિશોર કલ્પનાને રથે આરૂઢ થતો. શહેરનો કામગરુ વાહનવ્યવહાર પણ કિશોરને રથમાંથી ઉતારી ન શકતો અને કિશોર ઘેર જઈ કાશીને કહેતો: "મા, હું કિશોરની માફક મોટરમાં ક્યારે ફરીશ !"

"ભાઈ, એ દિ' પણ આવશે."

અભ્યાસમાં કિશોરની નિષ્ફળતા જોઈ કાશીને ખૂબ લાગ્યું. તેના અભણ મનને પણ

હંમેશ એમ જ લાગતું કે શાળામાં નપાસ થનાર વિદ્યાર્થી જીવનવિગ્રહમાં કદી સફળ ન થવાનો. વાર્તા અને નિબંધ બાજુએ મૂકી અભ્યાસ તરફ વધારે લક્ષ આપવા કાશીએ કિશોરને વિનવ્યો, ધમકાવ્યો અને માર્યો પણ ખરો.

પણ સમયનો વહેળો કાશીડોશી ધારે એથી જુદી જ દિશામાં કિશોરને ઘસડી રહ્યો હતો. દિવસ જતાં કિશોરનો વાર્તાલેખનનો શોખ વધુ ને વધુ ઉગ્ર બનતો જતો હતો, અને વિદ્યાદેવી તેની દૃષ્ટિએ નીચી પડતી જતી હતી.

કાશીને તો એમ જ લાગ્યું કે કિશોરનું જીવન વેડફાઈ જાય છે. તેણે કિશોરને કલેક્ટર, બૅરિસ્ટર, વકીલ કે ડૉક્ટર થતો કલ્પ્યો હતો. કિશોરને પણ સંપત્તિવાન થવું ગમતું હતું—પરંતુ તે અસાધ્ય સરસ્વતીની ખુશામત કરીને નહિ.

શાળામાંથી એક ત્રૈમાસિક પ્રકટ થતું હતું. તેમાં તંત્રીપદ માટેની હરીફાઈમાં બંને કિશોરે ઉમેદવારી કરી. પરંતુ ધનસંપત્તિ આગળ ગરીબ કિશોરને કોણ સ્વીકારે ?

કિશોરે શાળાના ત્રૈમાસિકમાં લેખ આપ્યા પણ તંત્રી એને આગળ આવવા દે એવો નહોતો. એની સંપત્તિ અને વૈભવ સાથે તે અસૂયાથી દૂર રહ્યો નહોતો. નિરાશ્રિત કિશોર શાળાના જીવનથી કંટાળ્યો હતો. તંત્રીના અન્યાયથી કિશોર ત્રાસી ગયો હતો. અંગ્રેજી પાંચમીમાં તે નાપાસ થયો, એટલે તે દિશામાં પણ તે નિષ્ફળ નીવડ્યો હતો. કિશોરના અભ્યાસ પાછળ વધુ ખર્ચ કરવો કાશીને બિનજરૂરી લાગ્યો. કિશોરે પણ વિનાસંકોચે વિદ્યાર્થીજીવનને લાંબા નમસ્કાર કર્યા.

હવે કાશીડોશી જીવવા ખાતર જ જીવતી હતી. તેના મનોરથો ભાંગી પડ્યા હતા. તેને જીવનમાં રસ નહોતો. કિશોરે અભ્યાસ છોડ્યો એટલે તેની આશાનો છેલ્લો તારલો ખરી પડ્યો. આજીવિકા અર્થે કિશોર એક શેઠિયાને ત્યાં પરચૂરણ કામ કરવા રહ્યો. વીસ રૂપિયાની ટૂંક આમદાનીમાં માદીકરો એક નાની ઓરડીમાં રહેતાં.

અભ્યાસ છોડ્યો પણ કિશોરનો વાચનનો જુવાળ શમ્યો ન હતો શેરીને નાકે એક પુસ્તકાલય હતું. તેમાંની બધી જ ચોપડી તે વાંચી રહેવા આવ્યો હતો. નવલકથા, જીવન-વૃત્તાંત, નિબંધ કે કવિતા ગમે તે હોય તે કિશોર ઉત્સાહથી વાંચતો. વાચન દરમિયાન ઉદ્ભવેલી કલ્પનાને તે રાતની શાંતિમાં શબ્દમાં ઉતારવા મથતો ત્યારે કાશીડોશી ખિજવાતી અને કહેતી: "નકામા કાગળ શું કામ બગાડે છે ? તેલ પણ હવે તો મોંઘું થયું છે."

"બા, મારી વાર્તા છપાશે ત્યારે તું કેટલી રાજી થશે ?"

"તારી વાર્તા છાપવા કોણ નવરું બેઠું છે?" કાશી મોં મચકોડી કહેતી, અને કિશોર સહેજ હસી ખડિયામાં કલમ બોળવા માંડતો.

તે વીસ વર્ષનો થયો ત્યારે તેના લખાણમાં વિદ્વત્તા અને પક્વતા આવવા માંડ્યાં. કાશીને તે ઘણી વાતો સંભળાવતો. તેના શબ્દો સાંભળી, તેની રચના જોઈ, કાશી ખુશ થતી પણ 'કિશોર ભણ્યો નહિ' એ વિચાર પુનઃ યાદ આવતો અને કાશીથી બોલાઈ જતું: "સીધું ભણવાનું મૂકી આ ધતિંગ માંડ્યાં !"

પણ કિશોર માતાના ક્રોધથી કદી ગુસ્સે થતો નહિ, તે તો હસીને કાશીના ખોળામાં માથું મૂકી દેતો અને કહેતો: "કિશોરની વાર્તા છપાશે ત્યારે કેવાં ગલગલિયાં થશે!"

અને કાશીનો હાથ વાત્સલ્યથી કિશોરના કપાળ પર ફરી જતો

卐

આનંદ વ્યક્ત કરવાના પ્રકાર જુદા હોય છે કિશોર જ્યારે ખૂબ આનંદમાં આવી જતો ત્યારે બહારથી આવીને ટોપીને જમીન પર અફાળતો

એક રાત્રે કિશોરે ધડાક કરી બારણું ઉઘાડી દિવાનાની માફક અંદર જઈ બની શકે એટલા જોરથી ટોપી અફાળી પુત્રરત્નની આ ટેવથી કાશી અજાણી નહોતી તેથી તે ઘડી બળતી મૂકી કિશોર પાસે આવી

"કેમ શું થયું, ભાઈ?"

"'દર્પણ'ના તંત્રી પાસે ગયો હતો એમને મારી વાર્તા બહુ ગમી"

'હેં!" કાશીએ સાનંદાશ્ચર્યથી કહ્યું

"એમના ડિસેમ્બરના અંકમાં મારી 'વાત્સલ્યની વેદી' પ્રસિદ્ધ થશે"

કાશી એટલી બધી ચકિત થઈ ગઈ કે તેને સવાલ પૂછવાની પણ બુદ્ધિ ન રહી પણ કિશોર તો કોઈને પણ આખી વાત સવિસ્તર કહેવા તલપી રહ્યા હતો જો તેનું ચાલતે તો તંત્રીની ઓફિસની બહાર ઊભેલા પટાવાળાને સઘળી વાત કહી દેતે

"મારી પાસે બીજી વાર્તાઓ પણ માગી છે"

કાશી તો બેબાકળી બની સાંભળી રહી

"દરેક વાર્તાના પાંચ રૂપિયા આપવાનું કહ્યું છે"

"બહુ સારું થયું, ભાઈ, તારી ફતેહ છે મને લાગતું હતું કે મારો કિશુ નામ કાઢશે"

"હવે જ કે! પહેલાં તો કહેતી હતી કે બાપનું નામ બોળ્યું!'

કાશી હસીને જોઈ રહી અને પુનઃ રસોઈના કામે લાગી કિશોરના મનમાં તો હજી એના એ જ વિચાર ઘૂમતા હતા તંત્રીની નાની સરખી ઓરડી તેમાં જમણી બાજુની ખુરશી, તંત્રીનો ભાવભર્યો સત્કાર, પ્રોત્સાહન આપતું તેમનું હસતું મો, એ બધું કિશોરના સ્મરણપટ પર ઘૂમ્યા જ કરતું હતું

"કિશુ, કપડાં નથી બદલવાં?"

"કાઢું મા"

卐

'દર્પણ' એ સાહિત્યનું શિષ્ટ માસિક હતું એ સમયના સાહિત્યપ્રવાહનું સાચું પ્રતિબિંબ—દર્પણ હતું

ડિસેમ્બરની પહેલી તારીખ થઈ કિશોર તેનો અંક જોવાને એકપગે તૈયાર થઈ રહ્યો હતો કદાચ અંક વહેલો બહાર પડે એ મૂર્ખ આશાએ કિશોરે નવેમ્બરની પચ્ચીસમીથી જ વાચનાલયમાં તપાસ શરૂ કરી હતી પહેલી ડિસેમ્બરે કિશોર શ્રદ્ધાથી વાચનાલય તરફ ગયો 'દર્પણ' અસામાન્ય નિયમિતતાથી બહાર પડતું હતું, પરંતુ કિશોરને નસીબે તે જ અંક મોડો બહાર પડ્યો. ત્રીજી તારીખે અંક આવ્યો અંક પર વાચનાલયનો સિક્કો પડે તે પહેલાં તેનાં પાનાં ઉથલાવનાર કિશોર પહેલો હતો નામ અને કલમને મુદ્રણમાં ચડેલાં જોઈ કિશોરની છાતી ગજગજ ફૂલતી હતી

વાર્તાની શરૂઆતમાં તંત્રીની ટૂંકે નોંધ હતી:

"સાહિત્યની ધર્મશાળામાં આ નવા યુવાન મુસાફરને અમે સત્કારીએ છીએ. 'પીપલ્સ સ્કૂલ'ના આ વિદ્યાર્થીની કૃતિને પ્રસિદ્ધ કરતાં અમને આનંદ થાય છે. આશા છે કે આ યુવાન સર્જકની કૃતિઓથી આપણું સાહિત્ય સમૃદ્ધ બનશે."

એ દિવસ પછી ડિસેમ્બરનો અંક કિશોરને ભેટ મળ્યો. એ દિવસે પણ કિશોર આનંદને હિંડોળે ચડ્યો. તે વાર્તા કિશોરે કાશીને બેત્રણ વખત વાંચી સંભળાવી. એ રાતે કાશી ઊંઘી ગઈ ત્યારે આત્મસંતોષનું સ્મિત તેના મોં પર રમતું હતું.

બીજી કોઈ અનુપમ કૃતિ ગૂંથવામાં કિશોર દિનરાત મશગૂલ રહેતો. તેની ખ્યાતિએ તેની મહત્ત્વાકાંક્ષાને પાનો ચડાવ્યો હતો. સમર્થ સાહિત્યસેવક થવાનાં સ્વપ્નાં તે દરરોજ સેવતો હતો.

એક સવારે 'દર્પણ'ના પટાવાળાએ કિશોરનું જર્જરિત બારણું ઠોક્યું.

"સાહેબ આપને બોલાવે છે."

પુત્રને આટલા માનથી સંબોધાતો જોઈ કાશીને ગર્વ ઊપજ્યો.

"કહે કે થોડી વારમાં આવે છે."

પટાવાળો સલામ ભરી ચાલ્યો ગયો.

થોડી વારે કપડાં પહેરી કિશોર 'દર્પણ'ના તંત્રી પાસે ગયો.

"અભિનંદન, મારાં અભિનંદન," હાથ લંબાવી કિશોરને સત્કારતાં તંત્રીમહાશયે કહ્યું: "તમારી વાર્તા સર્વત્ર માનીતી થઈ પડી છે." કિશોરનું અંતર આનંદથી રૂંધાઈ ગયું. તેનાથી બોલાયું નહિ.

"મારી હાલની યોજના એવી છે કે જાન્યુઆરીના અંકમાં તમારી વાર્તા લેવી નહિ."

કિશોર વિસ્મિત થયો.

"એથી તમારી લોકપ્રિયતા વધશે. લોકો તમારી વાર્તા માટે માગણી કરશે અને એમ કરતાં તમારી લોકપ્રિયતાનું માપ નીકળશે."

"મને વાંધો નથી."

"તમારી બીજી એક વાર્તા સગવડે મોકલજો."

"ઠીક."

"તમારી વાર્તાની પ્રશંસા કરતા થોડા કાગળો..." તંત્રીએ ટેબલ પર પડેલા કાગળોમાંથી ત્રણેક કાઢી કિશોરના હાથમાં મૂક્યા. કિશોરે તે યંત્રવત્ હાથમાં લીધા.

પહેલો કાગળ વાંચતાં જ કિશોરની આંખ ફાટી ગઈ.

"'દર્પણ'ના ડિસેમ્બરના અંકમાં 'વાત્સલ્યની વેદી' નામક નવલિકા આજકાલ લખાતી થોકબંધ નવલિકા કરતાં જુદી જ અને આનંદપ્રદ ભાત પાડે છે. આપણા શહેરના એક લક્ષ્મીનંદનના પુત્રને સાહિત્યસરિતામાં સ્નાન કરતા જોઈ અભિનંદન આપ્યા વિના રહેવાતું નથી."

"કેમ વિચારગ્રસ્ત થયા?" તંત્રીએ કિશોરને પૂછ્યું.

"આમાં ગેરસમજૂત છે," પેલો કાગળ બતાવતાં કિશોરે કહ્યું.

"આ વાત મારા ધ્યાનમાં આવી હતી," કાગળ પર નજર નાંખતાં તંત્રીએ કહ્યું:

"પણ મને લાગે છે કે એ ગેરમમજૂત ચાલુ રાખવામા જ લાભ છે "

"પરન્તુ મને અન્યાય થાય છે "

"એમા અન્યાય જેવુ કશુ જ નથી વધુમા શ્રીમતનું મર્જન પ્રજાના માનસ પર જુદી જ અસર કરે છે એટલે સાહિત્યના હિત ખાતર અન્યાય ભૂલી જાઓ .."

કિશોરે મૌન સેવ્યુ

"અરે હા, એક અગત્યની વાત તો ભૂલી જાઉં છુ," તંત્રીશ્રી માથું ખંજવાળતા બોલ્યા, ' તમને પ્રોત્સાહન આપવા મને બહુ તીવ્ર ઇચ્છા છે પણ તેમ કરતા તમને કે મને ગેરફાયદો ન થાય તે માટે આપણે એક 'કોન્ટ્રેક્ટ' કરીએ "

"કોન્ટ્રેક્ટ?" કિશોર વિચારમા પડ્યો

"હા, સૌથી પહેલા એક વર્ષ માટે આજથી એક વર્ષ સુધી તમારે તમારો કોઈ પણ લેખ બીજા કોઈ વર્તમાનપત્ર કે સામયિકમા આપવો નહિ તેના બદલામા હું તમને દર મહિને દશ રૂપિયા આપીશ કેમ ઠીક છે ને!'

કિશોરને શુ કહેવુ તે સૂઝ્યુ નહિ

"હાલતુરત મને વાધો નથી "

"કાયદેસરનું લખત પછી થઈ રહેશે '

કિશોરે તંત્રીમહાશયની રજા લીધી

卐

નવુ અદ્ભુત સર્જન કરવા કિશોર હૃદય વલોવી નાખતો હતો એ માટે અનુરૂપ વસ્તુનું શોધન કરતા મધરાત થતી પણ કિશોરને નિદ્રાનું એક ઝોકુ પણ ન આવતુ

બીજા સામયિકોમા પણ કિશોરની નવલિકાની મુક્તકંઠે પ્રશંસા થઈ અનેક સ્થળે વાર્તા વાર્તાનું કારણ બની કોઈ તેનુ પાત્રાલેખન અદ્વિતીય લેખતા, કોઈ તેની શૈલી સરળ છતા ગૌરવવતી ગણાવતા, કોઈ તેની વસ્તુસંકલનાની વાસ્તવિકતાને કીર્તિનો કળશ ચડાવતા આ કીર્તિ એવી વિદ્યુતને વેગે આવી કે ક્વચિત્ કિશોર પોતે જ અદેહમા પડી જતો, કે "શુ આ લખાણ મારે માટે છે?"

પૈસાની પરવા કર્યા વિના કિશોર આ બધા સામયિકો ખરીદી લાવતો અને કાશીના પગ આગળ ઢગનો વાળતો પાડોશીઓ પાસે જઈ કાશી આ બધુ વચાવતી ત્યારે તેનુ હૈયુ વાત્સલ્યથી છલકાતુ

એક સવારે ટપાલીએ કિશોરનું બારણું ઠોક્યુ

"કિશોર શ્રીપતરાય અહીં?"

"હા "

ટપાલીનું આગમન એ કાશીના જીવનવ્યવસાયમા કોઈ અનેરી વસ્તુ હતી શ્રીપતરાયના મૃત્યુ પછી ટપાલીને કદીયે કાશીનું ઘર ગોધવુ પડ્યુ નહોતું વીસ વર્ષ પછી બારણામા ઊભેલા ખાખી કપડામા સજ્જ થયેલા ટપાલીને જોઈ કાશીએ રોમાચ અનુભવ્યો કિશોર પણ કાગળ ફોડવા અધીરો બન્યો

"કોનો છે?" વાંચતાં આવડતું નહોતું છતાં કાશીએ કુતૂહલથી ડોકિયું કર્યું.

કિશોરે ખૂબ કાળજીથી કવર ફોડ્યું. કવર તેમજ કાગળ સુંદર રંગના અને સોનેરી ધારવાળા હતા.

સ્ત્રીના અક્ષર જોઈ તેને ઝણઝણાટી થઈ.

**ભાઈશ્રી કિશોરપ્રસાદ,**

તમને કાગળ લખવા ભાગ્યશાળી થાઉં છું એ 'દર્પણ'ના વિદ્વાન તંત્રીને આભારી છે. એમણે મને તમારું સરનામું આપ્યું ન હોત તો હું તમને કદીયે પત્ર લખી શકત કે કેમ તે પ્રશ્ન છે.

તમારી 'વાત્સલ્યની વેદી' મેં 'દર્પણ'ના ડિસેમ્બરના અંકમાં વાંચી ત્યારથી તમને અભિનંદન આપવા મારું હૃદય એકપગે થઈ રહ્યું હતું. કોઈ મહાન કવીશ્વરને પણ શરમાવે એવું સુંદર અને અપ્રતિમ સર્જન કરવા માટે મારા અંતરનાં ઊંડાં અભિનંદન પાઠવું છું. ગુણપૂજાથી પ્રેરાઈને જ તમારા જેવા અજાણ્યા સર્જકને પત્ર લખવા પ્રેરાઈ છું.

નવલિકામાં પહેલેથી છેલ્લે સુધી સુંદર વસ્તુવિકાસ સાધ્યો છે. વાર્તાનું દરેકેદરેક વાક્ય એક નાનકડા કાવ્ય જેવું છે. પાત્રો તો સાચેસાચ બોલતાં જ લાગે છે. વાસ્તવિકતા અંગેઅંગમાં તરવરે છે. તમારી વાર્તા મારી નમાલી પ્રશસ્તિ કરતાં અનેકગણી મહાન છે.

ફરીથી, તમારા દિવ્ય સર્જન માટે મારા અંતરનાં અભિનંદન સ્વીકારજો. સાહિત્યક્ષેત્રમાં અપાર ખ્યાતિ મેળવો એમ ઇચ્છું છું.

લિ૦
તમારી અજાણ પ્રશંસક
અંજલિ

પત્ર વાંચતાં કિશોરનું મોં મલકાયું.

"મા, કોઈ એક પૈસાદાર યુવતીનો કાગળ છે. મારી વાર્તાનાં વખાણ કરે છે."

"ભાઈ, તું નશીબવાન છે."

卐

ડિસેમ્બર માસ લગભગ પૂરો થઈ જવા આવ્યો. કિશોરની બીજી વાર્તા તૈયાર થઈ ગઈ. સાહિત્યમાં જે સ્થાન અચાનક મળ્યું હતું તે પોતે ગુમાવી ન બેસે તે માટે કિશોરે વાર્તાનું પાંચછ વખત પુનર્વાચન કર્યું. છેવટે તે વાર્તા તંત્રી પર રવાના કરી.

પહેલી નવલિકા કરતાં આ નવલિકાથી તેઓ વધુ પ્રસન્ન થયા.

"કિશોરપ્રસાદ, ગુર્જરગિરાનું ગૌરવ તમે જરૂર વધારશો."

સમય વીત્યો અને 'દર્પણ'નો ફેબ્રુઆરીનો અંક કિશોરની વાર્તા સાથે પ્રસિદ્ધ થયો. બીજી વાર્તાએ પહેલી કરતાંયે પ્રબળ પ્રશંસાનાદ ફેલાવ્યો.

એક સવારે અંજલિના કાગળે કિશોરને ચમકાવ્યો.

શ્રી૰ કિશોર,

અદ્‌ભુત, અદ્‌ભુત.

વાસતીનું પાત્ર સર્જીને તમે તમારી ' મૃગજળ 'ની વાર્તાને અમર પંક્તિમાં મૂકી દીધી છે. સુદેહનું પાત્ર કંઈક જુદો જ જીવનમંત્ર સૂચવે છે. પણ વાસંતીની અગ્નિધારાના પ્રભાવમાં સુદેહનું પાત્ર ઝાંખુ પડી જાય છે. તે છતાંય વાસતીનું એક જ પાત્ર તમને ચિરંજીવ ખ્યાતિ આપવા બસ છે.

હું પણ સાહિત્યમાં રસ લઉં છું. અંગ્રેજી અને ગુજરાતી અક્ષરસેવકોનાં સર્જનો વાંચતાં મને અત્યંત આનંદ થાય છે. એ મહાન કૃતિઓ વાંચતાં જન્મ પામેલા વિચારવમળને શબ્દમાં ઉતારવા મેં પ્રયાસ કર્યો છે. પણ એ મારાં લખાણો હજી પ્રાથમિક સ્થિતિમાં છે. હજી મારે સાચી દિશાનું અજવાળુ શોધવાનું છે સાહિત્યના દુર્ગમ માર્ગમાં દિશાશોધન મુશ્કેલ છે. તમે મારા માર્ગદર્શક નહિ થાઓ ? સાહિત્યની હું ભૂખી છું. સાહિત્યસેવા કરવાની મને ઊંડી હોંસ છે. મારા જીવનભરના સ્વપ્નનું પ્રતિપાદન કરવામાં મને મદદ નહિ કરો ? તમારા સાન્નિધ્યથી મારા ઉત્સાહને વેગ મળશે.

તમે મને મદદ કરશો એ માટે મને શકા નથી. તમે ઠરાવો તે સમયે હું તમારે ઘેર લેખ લઈ આવીશ. અથવા જો તમને વાંધો ન હોય તો તમે મારે ઘેર આવો તો ?

મને નિરાશ ન કરશો. પત્ર લખજો.

લિ૰
અંજલિ

કિશોર વિચારમાં પડયો. અંજલિ જેવી ધનિક યુવતી તેના લેખકજીવનની આટલી કદર કરી આવું સ્થાન આપશે એમ ધારેલુ નહોતું. માતાને તે આખો પત્ર વાંચી સંભળાવ્યો. તે સાંભળી કાશીની આંખમાં નવું તેજ ચમકયું.

" કિશોર, તારા ગ્રહ લાભદાયી છે."

"કેમ એવું કહે છે, મા !"

" કારણકે તારા વિવાહ થવાના છે."

" મારા ?"

" હા."

"કોની સાથે ?"

" અંજલિ સાથે," કાશીડોશીએ ગંભીરતાથી કહ્યું; અને પછી મસ્તીભર્યું હાસ્ય ઓરડીમાં પાથરી દીધું: " હું તો પહેલા કાગળ વખતેજ..."

અર્ધેથી અટકાવીને કિશોરે કાશીનો ઉત્સાહ તોડી પાડયો: " મા, એવું ગાંડા જેવું ન બોલીએ."

માતાની કલ્પનાનો વિચાર કરતો કિશોર નિષ્ક્રિય ઊભો રહ્યો. કિશુની વહુ લાવવાના ઉત્સાહમાં સઘડી પર મૂકેલી દાળ પણ કાશી ભૂલી ગઈ.

જમતાં જમતાં કાશીએ કહ્યું:

"ભાઈ, એને ક્યારે બોલાવશે?" કાશીએ માની લીધું હતું કે અંજલિને જ આવવા કિશોર લખશે.

"બા, હું જ ત્યાં જઈશ."

"દીકરા, મને એનું મોં તો જોવા દે."

"બા, એવું બોલવું ઠીક નથી."

"એવું શું બોલ્યો, ભાઈ! એનાં તો કંકુનાં પગલાં."

એ દિવસે વાત ત્યાંથી અટકી. માતાને પૂછ્યા વિના કિશોરે અંજલિને પત્ર લખી દીધોઃ

કુમારી અંજલિ,

તમારા બન્ને પત્રો માટે આભાર.

મારી નવલિકાઓનાં તમે જે વખાણ કર્યાં છે તે વાંચતાં હું પોતે પણ સંદેહમાં પડી જાઉં છું કે આ પ્રશંસા મને નિર્દેશીને કરી છે કે બીજા કોઈને. તમારા પત્રો મારી વાર્તા તરફનો તમારો સદ્‌ભાવ સૂચવે છે. તમારા અને તમારા જેવા બીજા પ્રશંસકોના પ્રોત્સાહનથી જ હું લખી શકું છું, અને તેથી મારી નવલિકાઓના જન્મમાં તમારા જેવાનો હિસ્સો નાનોસૂનો નથી.

બીજી તમે જણાવેલી બાબતમાં તમને મદદ કરતાં મને હર્ષ થાય છે. સાહિત્ય-પ્રદેશમાં પ્રવેશ કરી સેવા કરવાના તમારા ઉન્નત વિચારમાં ઉપયોગી થવા માટે હું મારી જાતને ધન્ય માનું છું. સાહિત્ય એ કંઈ મુખત્યારીનો પ્રદેશ નથી. એ તો સાર્વજનિક પ્રદેશ છે. ગુર્જરગિરાનો વિકાસ સાધવા ઇચ્છતાં પ્રત્યેક સ્ત્રીપુરુષને તેમાં પ્રવેશવાનો હક્ક છે. તમને કોઈ પણ રીતે મદદરૂપ થવા હું હંમેશ તત્પર રહીશ.

આવતે રવિવારે બપોરે ત્રણ વાગ્યે તમારે બંગલે આવીશ. ધારું છું કે આ ગોઠવણ તમને સુગમ પડશે.

લિ૦

કિશોર

卐

કાશીએ દોડાવેલા કલ્પનાના ઘોડાને અથવા તો તેણે સેવેલા આશાવાદને કંઈ સ્થાન નથી એવા નિશ્ચય પર કિશોર આવ્યો. રવિવારની બપોરનો સમય થયો. કિશોરે સાદાં કપડાં પહેર્યાં. સાદાઈમાં તેણે સ્વચ્છતાનો જરા પણ ધ્વંસ ન કર્યો. શ્રીમંતને ત્યાં એક અક્ષરસેવક તરીકે જવાનું હતું એટલે કપડાં વધારે સફાઈથી પહેર્યાં હતાં. ગરીબાઈને તે દૂષણ ગણતો નહોતો પણ નિર્ધનતાને લીધે જ માનભંગ ન થાય તે માટે હંમેશ સાવચેત રહેતો.

અંજલિએ લખેલે સ્થળે પહોંચ્યો ત્યારે ત્રણ વાગવાને પાંચ મિનિટની વાર હતી. થોડીવાર રસ્તા પર થોભી તે અંદર ગયો. એક ગોરી, આકર્ષક અને વાંકડિયા વાળવાળી યુવતી નીચે ઊભી હતી.

"તમે જ કિશોરપ્રસાદ?" કિશોર પાસે દોડી આવી તેણે પૂછ્યું. કિશોર અંજલિને ઓળખી ગયો. તેણે શિર નમાવ્યું.

'ઉપર જઈશું?" અંજલિ સસ્મિત બોલી. તેના મુખ પર સદાય સ્મિત ફરકતું.

કિશોરે વગરબોલ્યે અન્જલિની પાછળ જવા માડ્યુ જતા જતા અન્જલિએ એના પિતાનો, માતાનો અને ભાઈનો ખડ બતાવ્યો અને છેવટે એક ચળકતા બારણાની પિત્તળની મૂઠ ફેરવતા કહ્યુ

"આ મારો રૂમ"

ઓરડાનુ સાજ, તેની ગોઠવણુ અને બીજુ બધુ સુશોભન જોઈ કિશોર મુગ્ધ થયો એક ખુરશી પર બેસી તેણે ઓરડામા નજર ફેરવી

"અહીં બેસોને," એક સોફા બતાવતા અન્જલિએ કહ્યુ કિશોર સોફા પર બેઠો અન્જલિ પણ પાસે જ બેઠી કિશોર સકોચાયો અને સહેજ ખસ્યો

"તમે શુ લેશો? ચા કે કોફી?"

"મહેમાનગીરીની કઈ જરૂર નથી," કિશોરે થોડુ સ્વાસ્થ્ય મેળવ્યુ

"શરમાવાની જરૂર નથી," અન્જલિએ આખ નચાવી કહ્યુ "મને મિત્ર નહિ ગણો?"

અન્જલિના અણચિંતવ્યા સવાલથી કિશોર ગભરાઈ ગયો

"હું ચા લઈશ," વાત ઉડાવતા તેણે કહ્યું

અન્જલિએ બટન દબાવ્યુ નોકર આવ્યો, તેને ચા લાવવા હુકમ કર્યો

"તમારા લેખ બતાવશો?" કિશોરે મુખ્ય વાત કાઢી અન્જલિના વૈભવ અને સૌંદર્યના તેજમા તેને આખે ઝાખપ આવતી હતી

અન્જલિ ઊઠી અને એક ટેબલના ખાનામાથી કાગળોનો થોકડો લઈ આવી

"આ મારા લેખો," અન્જલિએ સાડીનો છેડો મંઠારતા શરમાઈને કહ્યુ, "તમારા જેવી મારી વાર્તાઓ નથી મશ્કરી ન કરતા"

"એમા મશ્કરી શા માટે કરુ?" કિશોરે સ્વત્વ મેળવવા માડ્યુ હતું "પહેલેથી જ સારા લેખ લખનારો લેખક જન્મ્યો નથી"

થોડીવારે ચા આવી ચા પીતા અન્જલિએ ચર્ચા ઉપાડી "આપણુ સાહિત્ય આગ્લ સાહિત્ય જેટલુ સમૃદ્ધ નથી એ માટે તમે શેને કારણરૂપ ગણો છો?"

"એ વાત સહજ સમજાય એવી છે યુરપના લેખકો દર વર્ષે બેત્રણ પુસ્તક બહાર પાડે છે, જ્યારે આપણે ત્યા સારા લેખકોનુ દર વર્ષ એક પુસ્તક ભાગ્યે જ પ્રસિદ્ધ થાય છે"

"આપણા લેખકોમા એટલી સર્જનશક્તિ ઓછી, એમ જ ને!"

"ના, એમ પણ નથી આપણા લેખકોને એટલો અવકાશ નથી યુરપઅમેરિકામા સાહિત્ય જ લેખકનું પોષણ કરે છે"

"આપણે ત્યા એવુ ન બને?"

"નહિ જ, કારણકે આપણો દેશ ગરીબ છે પુસ્તકો ખરીદવાની આપણી શક્તિ નથી. બીજા દેશોમા ગમે તેવા ખરાબ પુસ્તકની પણ પાચદસ હજાર નકલો ખપે છે, જ્યારે આપણે ત્યા સર્વોત્તમ પુસ્તકની પણ બેત્રણ હજારથી વધારે પ્રત ખપતી નથી"

કિશોરે અન્જલિની વાર્તાઓ પર નજર ફેરવવા માડી કિશોરની ટીકા સાભળવા અન્જલિને ઉત્કંઠા થઈ

"હું મારે ઘેર જ લઈ જઈશ ત્યા સારી રીતે વાચી શકાશે તમને વાધો નથી ને?"

"વાંધો શા માટે હોય?" અંજલિએ કહ્યું, "એએક વાર્તા હજી અધૂરી છે. અને બીજી બે મારા એક મિત્ર પાસે છે; તે પછી આપીશ."

"બહુ સારું."

"તમારો પ્રામાણિક મત આપજો. મને રાજી કરવાની જરૂર નથી."

જવાબ આપ્યા વિના જ કિશોર ઊઠ્યો. અંજલિ તેને વળાવવા નીચે સુધી ગઈ.

"તમારી ટીકા ક્યારે આપશો?"

"બને એટલી જલદી."

"ઉપકાર."

"હું જઈશ."

"હા... આ..." નવી વાત યાદ આવી હોય એમ અંજલિએ કહ્યું: "તમે અપ્ટન સીંકલેરની 'ઓઇલ' વાંચી છે?"

"ના."

"હું લઈ આવું. બહુ સરસ છે. જરૂર વાંચજો."

અંજલિ ઉપર દોડી ગઈ. ચોપડી લઈ નીચે આવી અને ચોપડી કિશોરના હાથમાં મૂકી 'આવજો' કહી દરવાજો બંધ કરી દીધો.

卐

ઘેર પહોંચ્યો ત્યારે કાશી વાટ જોતી ઊભી હતી.

"કેમ, મારી વાત સાચી પડી ને! મેં મારાં વર્ષ પાણીમાં નથી નાંખ્યાં," કિશોર બોલે તે પહેલાં જ કાશી બોલી ઊઠી.

"મા, તારી બધી વાત ખોટી. મને તો લેખ જોવા જ બોલાવ્યો હતો."

કાશી નિરાશ થઈ કામે વળગી.

રાત્રે કામથી પરવાર્યા પછી કાશી કિશોર પાસે બેઠી. તેની એક મોટી લાલ ચોપડી હાથમાં લીધી અને તેનાં પાનાં ફેરવવા માંડ્યાં. નિરક્ષર હતી છતાં ચોપડીનાં પાનાં ફેરવવામાં કાશીને અનેરો આનંદ થતો હતો.

કાશી એકદમ અટકી પડી.

"આ કોની છબી?"

"કઈ?" કિશોર પણ વિચારમાં પડ્યો. તેણે છબી જોઈ; "અંજલિની છબી છે. એની ચોપડી લાવ્યો તેમાં ભૂલથી રહી ગઈ હશે."

"કિશુ, મારા શબ્દો ખોટા નહિ પડે, જોજે."

"મા, એ બધા તારા.."

કાશી ત્યાંથી ચાલી ગઈ.

卐

માર્ચ માસ શરૂ થયો. 'દર્પણ'નો અંક પ્રસિદ્ધ થયો. કિશોરની 'ઉરનાં આંદોલન' વાર્તા પ્રસિદ્ધ થઈ. સાહિત્યજગત મુગ્ધમને એ વાર્તા વાંચી રહ્યું. કિશોરે કીર્તિના એકથી બીજા પગથિયે કૂચ કરી. સૌએ કિશોરને સૌથી આશાસ્પદ લેખક તરીકે એકઅવાજે વધાવી લીધો.

એક રવિવારે અંજલિનો પત્ર આવ્યો.

સ્નેહી શ્રી કિશોરપ્રસાદ,

મારી ઊર્મિધારા હું રોકી શકતી નથી. મારા પ્રશંસાના ઝરણાને અટકાવી શકતી નથી. તમારી 'ઉરનાં આંદોલન'ની વાર્તા આગલી બધીય કૃતિઓને ટપાવી ગઈ છે. એ વાર્તા વાંચતાં મારા અંતરની સાહિત્યજ્વાલાને નવો વાયુ મળ્યો છે. મારાં અભિનંદન

મારા બીજા ચારપાંચ લેખ હવે તૈયાર થઈ ગયા છે. જે દિવસે તમને આ કાગળ મળશે તે જ રવિવારે સાંજે પાચેકને શુમારે હું તમારે ત્યાં આવીશ. પહેલેથી લખી ન શકી તે માટે દિલગીર છું.

મળશું ત્યારે વધુ.

લિ૦

અંજલિ

પત્ર વાંચી શૂન્યમનસ્ક જેવો કિશોર ઊભો રહી ગયો. અંજલિ પોતાને ઘેર આવે એ તેને રુચ્યું નહિ. ગરીબાઈનું કમળ તેને બીડેલું જ રાખવું હતું. કાશીને તે પત્ર વાંચી સંભળાવ્યો. કાશી તો રાજીરાજી થઈ ગઈ.

એ દિવસ ઉત્સવનો ચયો.

કાશીએ નાનકડી ઓરડી સાફ કરવા માંડી. એક ઊંચો બાજઠ જેનો એક પાયો ભાંગી ગયો હતો તેને ભીંત સાથે ટેકાવી ટેબલ તરીકે મૂકવામાં આવ્યો. એક જૂના લૂગડાનો ટુકડો ઓઢીને કાશીએ તેના પર મૂક્યો. એક ખૂણામાં પડેલાં તળાઈ ગોદડાંને રજાઈ ઢાંકી કાશીએ અલંકૃત કર્યાં. દૂખતા હાથે કાશીએ એકેએક વાસણ માંજીને ચકચકતું બનાવ્યું.

ઘરનો સાજ ગોઠવાઈ ગયા પછી કિશોર કંઈક વાંચવા—વાંચતો બેઠો, પણ કાશી સ્વસ્થ રહી શકી નહિ. સાડા ચાર વાગ્યા પછી તો તેને 'વહુ'ના ભણકારા વાગવા માંડ્યા. તે વારવાર ઘરબહાર ડોકિયું કરવા ઊઠીને જઈ આવતી. કિશોરે સમજાવ્યું કે એ તો મોટરમાં વખતસર જ આવશે, એમાં વારેવારે જોવું શું, ત્યારે વહુ આગળ દીકરાનું ક્યાંક માન ઓછું થઈ જાય એવી બીકે તેણે ઊઠવાનું બંધ કર્યું. પણ તેથી તેનું મન વધારેવધારે અધીરું થયું. તેનું આખું મન તેના કાનમાં આવીને બેઠું અને તે બહારના પંખી ઊડવાના અવાજો પણ સાંભળવા લાગી.

પાંચમાં થોડી મિનિટો રહી ને કિશોરના ઘર પાસેની એક શ્રીમતની હવેલી પાસે મોટરનું ભૂંગળુ સંભળાયું. કાશીથી રહેવાયું નહિ ને તેણે કિશોરને કહ્યું: "કિશોર, જા તો!" કિશોરે કહ્યું: "એ જ હશે તો એની મેળે આવશે." પણ એટલામાં તો "સાક્ષરશ્રી કિશોરલાલનું ઘર ક્યાં?" એટલા શબ્દો માદીકરાને કાને પડ્યા. માને લાગ્યું કે શોધતી આવેલી લક્ષ્મી ક્યાંક ઘર ભૂલીને બીજે જતી ન રહે એટલે એણે કિશોરને સામે જવા વીનવ્યો. કિશોરે અવાજ પારખ્યો અને તેને લાગ્યું કે મને મળવા આવેલને શોધાશોધ કરવી પડે તે સારું નહિ. તે સામે ગયો. તે અંજલિ જ પેલી પડોશની હવેલી આગળ કિશોરનું ઘર પૂછતી હતી. કિશોરને જોઈ તેણે કહ્યું: "અહો, મિ. કિશોર, તમે એ બાજુ ગયા હતા!" કિશોરે કહ્યું: "જી, ના, એ જ મારું ઘરને. આ સામે દેખાય તે!"

અંજલિએ એ નીચું, પડવા સારું ઊભું રહેલું, વાંકીચૂંકી રેખાવાળી દીવાલાનું, નળિયાં આડાંઅવળાં થઈ ગયેલું ઘર દૂરથી જોયું. તેના મોં પર એક ફિક્કાશનું મોજું આવી ગયું. પણ પોતાના ભાવો ઘડીમાં સંતાડવાની અને ખોટું હસવાની જે ટેવ પૈસાદારો નાનપણથી અજાણતાં શીખી ગયાં હોય છે તે ટેવથી તેણે એકદમ સ્વસ્થતા મેળવી કહ્યું: "હું કહેવા જ આવી હતી, કે આજે મારે બીજે જવાનું ઓચિંતું આમન્ત્રણ હોવાથી આવી નહિ શકું. લો, સાહેબજી! દત્તુ! નદી તરફ લે." અને જેમ ઈશ્વરના એક સંકલ્પ માત્રથી જગત ફરી જાય છે તેમ એ આખી મોટર ઘડીમાં ફરી ત્યાંથી ચાલી ગઈ!

કિશોર બધું સમજી સ્વસ્થ થઈ પાછો ઘેર આવ્યો, ને પોતાની ખુરશી પર એક ચોપડી લઈ બેઠો. કાશી તેના મોં પરથી પૂરું સમજી નહિ, પણ થોડો વખત જવા દઈ બોલી: "કેમ કિશોર, મારી વાત તદ્દન ખોટી નીકળી?"

"ના, બા, તદ્દન સાચી નીકળી!"

"ત્યારે તેં ના કેમ પાડી?"

"ના બા, મારે ના પાડવી પડી જ નથી!"

---

## લખું? નવ લખાય—

રમણ ન. વકીલ

(પૃથ્વી)

વિચાર શતધા કરું પણ ન કલ્પના આવતી,
ગૂંચો મન વિષે થતા મનનશ્રેણિ તૂટી જતી.
રચ્યા નવ રચાય છન્દ ઉરવેગવાણી વિના,
ગૂંથ્યા કદી જ ના ગુંથાય, ઉરભાવ હોયે ઊણા.

કદીક રચના કરું રસવિવેક ઊવેખતાં
થતાં નહિ જ કાવ્ય તે શબ્દનાં પરન્તુ બીબાં.
સખી! કવિતમાં વણો હૃદયશોકઆનંદ ના—
સજ્યું નવ સજ્યું સમાન ઉભયે. ગુમાવ્યું કશું?

નથી લગીર કામના કલમ ઝાલવાની થતી,
સુષુપ્ત ઉર રાખવા, શ્રમ ઉતારવા ઝંખના
દિવા-સ્વપ્ન માણવા, સમય સ્થાન ભૂલી જવા:
કહે ન અધિકાર શું શ્રમિત ચિત્તને આટલા?"

લખું? નવ લખાય કાવ્ય, લખી તો પછી શું કરું?
કહું? નવ કથાય ભાવ, અમથો કહે શે લવું?

# વ્યાજમીમાંસા

કિશોરલાલ ઘ. મશરૂવાળા

## (૧)

### વ્યાજ કે તાળુંખોલામણી ?

ગયા અંકનું 'સોનાપૂલ'નું રૂપક વાચકોને યાદ હશે. તેમાં છેવટે આપણા આર્થિક વ્યવહારોમાં જે વ્યાજની પદ્ધતિ છે, તેનો એક મહત્ત્વનો અંશ કેવળ 'તાળુંખોલામણી'નો લાગો છે, અને તે સોનાચાંદી કે એવા જ પ્રકારનાં નાણાંદ્વારા લેવડદેવડ કરવાના રિવાજના પરિણામે ઉત્પન્ન થયેલો છે એમ સૂચિત કર્યું છે.

આપણા આર્થિક વ્યવહારોમાં વ્યાજ કેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે તેનો આપણને પૂરતો ખ્યાલ નથી. આથી ઉપરના સૂચનમાં અતિશયોક્તિ લાગવાનો સંભવ છે.

'સોનાપૂલ'ના રૂપકમાં મેં એક દાખલો એવો લીધો છે કે નીરુ અને ખીરુમાં જુદી-જુદી જાતનો કપાસ ઉપજતો હોવાથી, અને કપાસથી માંડી તેનું પહેરવા યોગ્ય સીવેલું વસ્ત્ર બનતાં સુધીમાં જે વિવિધ ક્રિયાઓ કરવી પડે તે બધી જુદાજુદા ધંધાદારીઓદ્વારા થતી હોવાથી, દરેક ક્રિયા વખતે 'સોનાપૂલ'નો લાગો આપવો પડતો. રૂપકમાં આ દાખલો બહુ સારી રીતે હું ગોઠવી શક્યો નથી. આથી, નિત્યવ્યવહારનું ચિત્ર આમાંથી સારી રીતે ઊઠેલું ન જણાય એવો સંભવ છે. આથી રૂપકની ભાષા મૂકી દઈ નિત્યવ્યવહારનો એક દાખલો લઈ આ વિષયને સ્પષ્ટ કરવા પ્રયત્ન કરું છું.

ધારો કે એક માણસ પુસ્તકપ્રકાશનનો ધંધો કરવા માગે છે. ધારી લો કે એના જેવા માણસ અને ધંધા માટે પાંચ ટકાને વ્યાજે પૈસા મળી શકે છે. એ બે હજાર રૂપિયા રોકી ધંધો શરૂ કરે છે. એનું પોતાનું છાપખાનું નથી. એનું પોતાની માલિકીનું ઘર કે વખાર નથી.* આથી એ એક નાનકડી પાંચ રૂપિયાના ભાડાની ઓરડી કાર્યાલય માટે અને પંદર રૂપિયાના ભાડાની વખાર પુસ્તકો ભરવા માટે રાખે છે. પછી એ બેચાર પુસ્તકો છપાવે છે, અને તેનાં બિલ ચૂકવે છે.

એ એનું અંદાજપત્ર આ રીતે ગોઠવશે :

| | | |
|---|---|---|
| રૂ. ૨૦૦૦ નું પાંચ ટકા લેખે વ્યાજ ... ... ... ... | રૂ. | ૧૦૦ |
| કાર્યાલયભાડું માસિક રૂ. ૫ લેખે ... ... ... ... | રૂ. | ૬૦ |
| વખારભાડું માસિક રૂ. ૧૫ લેખે ... ... ... ... | રૂ. | ૧૮૦ |
| સ્ટેશનરી, ઇત્યાદિ ... ... ... ... ... | રૂ. | ૧૨૦ |

* પોતાની માલિકીનાં હોય તોયે વ્યવહારમાં ફરક પડતો નથી. કારણ હિસાબની ગણતરીમાં પોતાનાં મકાનનો ધંધા માટે ઉપયોગ કરવામાં આવે તો તેનું ભાડું ગણવાનો રિવાજ છે જ.

| | |
|---|---|
| ટપાલ ઇત્યાદિ ... ... ... ... ... | રૂ. ૨૪૦ |
| પોતાનો પગાર માસિક રૂ. ૩૦ લેખે ... ... ... ... | રૂ. ૩૬૦ |
| ચાર પુસ્તકો છપાવવાનું પ્રેસબિલ ... ... ... ... | રૂ. ૮૦૦ |
| | રૂ. ૧૮૬૦ |
| હાથ પર રાખવા ... ... ... ... ... | રૂ. ૧૪૦ |
| | રૂ. ૨૦૦૦ |

આમાં વીમો, નોકર વગેરેનાં ખર્ચ ગણ્યા નથી. માની લઈએ કે એવાં ખર્ચો એણે તરતમાં કર્યા નથી.

આમાં પહેલી દૃષ્ટિએ એમ લાગે કે એને બે હજાર રૂપિયા પર સો રૂપિયા વ્યાજ આપવું પડે છે એટલી જ વ્યાજની રકમ છે. પણ વધારે વીગતમાં ઊતરીને જોશું તો એમ નથી.

એને કાર્યાલય અને વખારનું મળી રૂ. ૨૦નું ભાડું શું કામ ભરવું પડે છે? ઓછું કેમ નહિ? એ મકાનોના ધણીએ વીસ રૂપિયા ભાડું કેવી રીતે ઠરાવ્યું? આ માટે એનો ચોપડો જોશું તો એ પણ મકાન પાછળ થનારા દુરસ્તી, મ્યુનિસિપાલિટી વગેરેનાં ખર્ચો આપવા પૂરતું જ ભાડું લેતો નથી, પણ એમાં રોકાયેલી મૂડીનું પણ વ્યાજ ગણે છે અને એ રકમ પણ ભાડામાં મૂકવામાં આવે છે. એટલે કે મકાનભાડાનો કેટલોક અંશ તેના ધણીએ રોકેલી મૂડીનું વ્યાજ છે.

એ જ રીતે એ સ્ટેશનરી મંગાવે છે. એ કાગળ, પેનસિલ, શાહી અને બીજાં જે જે સાધનો વાપરે છે, તે બધાંની કિંમત ઠરાવવામાં પણ તે તે વસ્તુઓના બનાવનારાઓએ પોતે રોકેલી મૂડી પરનું વ્યાજ ગણેલું હોવાનું જ.

એ પોતાનો ત્રીસ રૂપિયા પગાર ગણે છે, તેમાં એની ઓરડીનું ત્રણ રૂપિયા ભાડું તો હશે જ. એ ઘરધણી પણ એ ત્રણ રૂપિયામાં પોતાની મૂડીનું વ્યાજ વસૂલ કરે છે.

એનું સૌથી મોટું બિલ છાપખાનાનું. છાપખાનાના માલિકે પણ મૂડી રોકી છે. તેના પર એ પોતાનું વ્યાજ તો ગણે છે જ, પણ એ ઉપરાંત એ મૂડી રોકીને કાંઈ ઘરમાં જ પ્રેસ, શાહી, કાગળ, બીબાં, ચોકડાં, ઘોડા, બીબાં મૂકવાનાં ઘર અને બીજી પચાસ પ્રકારની કાપવા, બાંધવા, સાંધવા વગેરેની મશીનરી અને નાનાંમોટાં સાધનો બનાવતો નથી, પણ એ બધું વેચાતું આણે છે. વેચાતું આણે છે એટલે કે સોનાપૂલને માર્ગે આણે છે. એ બધી વસ્તુઓની કિંમતોમાં વ્યાજ નામની વસ્તુ ગણાયેલી જ છે.

આ રીતે જોશું તો કેવળ કાગળ પર લખેલા શબ્દોને વેચીને પોતાનો ધંધો ચલાવનાર પ્રકાશક પોતાની ચોપડીઓને અંગે વપરાયેલી એકેએક નાની કે મોટી ચીજ પર કાંઈક ને કાંઈક વ્યાજ ચૂકવે છે, ત્યારે શબ્દોથી ભરેલા કાગળોનો એક થોકડો તૈયાર કરે છે.

આમ એકેએક ધંધાને વિષે કહી શકાય. સાવ અભણ ગામડિયાઓના વ્યવહારોને બાદ કરીએ તો સુધરેલા અને શિક્ષિત સમાજમાં એક પણ આર્થિક લેવડદેવડનો વ્યવહાર એવો નથી કે જેમાં વ્યાજનો કાંઈક અંશ ચુકવાતો ન હોય.

અને, છતાં, આ બધા ધંધાઓમાં, જેના પર વ્યાજ ચૂકવવામાં આવે છે તે સિક્કાઓ શું કામગીરી કરી બતાવે છે વારુ? પ્રકાશકે છાપેલી ચોપડીઓમાં—સોનેરી શાહીથી ન છાપી હોય તો—સોનાનો એક પણ કણ વપરાતો નથી. તેમ નથી મુદ્રણાલયમાં વપરાતાં

યંત્રો અને બીજાં સાધનોમાં એનું દર્શન થતું. જો બધા ધંધાદારીઓ બેંક મારફતે જ વ્યવહાર કરતા હોય, અને એક જ બેંક હોય તો એક પણ સિક્કો એક જગ્યાએથી બીજી જગ્યાએ ખસેડવાની જરૂર ન પડે. બેંકનો કારકુન એક પાના પરથી બીજા પાના પર, અને બીજાથી ત્રીજા પર એમ હવાલા નાંખ્યા કરે, અને ડાબી બાજુની રકમો જમણી બાજુએ અને જમણી બાજુની ડાબી બાજુએ લખે, એટલે સિક્કાઓએ પોતાની કામગીરી બજાવી એમ માની લેવાય. પણ એ પ્રત્યેક ખાતાંફેરવણી અથવા હવાલા નાંખવાથી વ્યાજ નામની એક આવક નીપજે. બાળપણમાં પ્રો. નથુ મંછાચંદનો એક ખેલ જોયેલો. તેણે એક ટોપી હલાવી તેમાંથી રૂપિયાના ઢગલા કાઢી બતાવેલા. પ્રેક્ષકો બધા આશ્ચર્યચકિત થયા. પણ એ રૂપિયાએ એમને વધારે સમૃદ્ધ કરેલા કે ટંકશાળ પર અધીન રહેવું ન પડે એવા સ્વતંત્ર કરેલા એમ સાંભળવામાં આવ્યું નથી. એ કેવળ હાથચાલાકી હતી એમ તે નિખાલસપણે કબૂલ કરતા:

પણ સિક્કાઓનો જાદુ જુદા પ્રકારનો છે. કેવળ એના નામનો ઉપયોગ કરી વ્યવહાર કરવાથી પણ એક ઠીક આવક ઉત્પન્ન થઈ શકે છે. એ રીતે ઘડપણના દિવસો નિરાંતે ગાળવાની કે બાળકોને મહેનત કર્યા વિના આનંદમાં રહેવાની સગવડ થઈ શકે છે.

આ વ્યાજ શું કામ મળી શકે છે તે બતાવવા સિલ્વિયો જેસેલ નામના અર્થશાસ્ત્રીએ એક સંવાદ કલ્પ્યો છે, તેનો અનુવાદ નીચે આપું છું.

## (૨)

## બીજો રૉબિન્સન ક્રુઝો

રૉબિન્સન ક્રુઝોની વાત આપણે સૌએ સાંભળી છે. આ સંવાદનું એક પાત્ર બીજો રૉબિન્સન ક્રુઝો છે એમ સમજો. એ એક નિર્જન બેટમાં જઈ પડ્યો છે. ત્યાં એણે જાત-મહેનત કરી એક ઘર બાંધ્યું છે અને ખેતરો ખેડ્યાં છે. આરોગ્યની દૃષ્ટિએ એણે પોતાનું ઘર એક ટેકરીના દખણાદા ઢાળ પર બાંધ્યું છે, જ્યારે ખેતરો ઉતરાદા ફળદ્રુપ ઢાળ પર આવેલાં છે. આથી એને હંમેશાં પોતાનો પાક પહાડ પર ચડાવી બીજી બાજુ લઈ આવવો પડે છે. આ મહેનત બચાવવા એણે ટેકરીફરતી એક નહેર ખોદી કાઢવાની યોજના વિચારી છે. આ કામ ત્રણ વર્ષ સુધી સતત ચાલશે એવી એની ગણતરી હતી. એ દરમ્યાન બીજું કશું કામ કરી ન શકાય. આથી ત્રણ વર્ષનો અન્નવસ્ત્રનો સંગ્રહ કરી રાખવો જોઈએ એમ એણે મનથી નક્કી કર્યું.

એણે કેટલાંક પ્રાણીઓનો શિકાર કરી તેના માંસને મીઠામાં આથ્યું; એક ઊંડો ખાડો ખોદી તેમાં ઘઉં ભર્યા, અને મોઢું માટીથી સંભાળપૂર્વક ઢાંકી દીધું. કપડાં માટે બારેક ચામડાં કેળવી એક પેટીમાં સજ્જડ બંધ કરી દીધાં અને જીવાત ન લાગે તે માટે તેની આસપાસ ગંધાતી ડુક્કરના શરીરની ગાંઠો મૂકી દીધી. ટૂંકામાં, એણે પુષ્કળ ભંડાર ભરી લીધો, અને એની સમજ મુજબની દીર્ઘદૃષ્ટિ અને ડહાપણ વાપર્યાં.

આટલી 'મૂડી' પૂરતી થશે કે કેમ તેનો છેલ્લી વાર વિચાર કરતો એ એક દિવસ બેઠો હતો, એટલામાં એક અજાણ્યો મનુષ્ય આવી ચડતાં તે ચમક્યો. એના જેવો જ વહાણના નાશથી આપત્તિમાં પડેલો તે કોઈ પરદેશી જણાતો હતો.

પરસ્પર સલામવ્યવહાર થયા પછી, તે પરદેશી બોલ્યો:

"કુઝો, મારું વહાણુ તો દરિયાને તળિયે બેઠું છે. પણ આ તારો બેટ મને ગમી ગયો છે, અને હું તો અહીં જ વસી જવા વિચાર કરું છું. હું એકાદ જમીનને ખેડમાં આણી ખેતી કરી શકું, ત્યાં સુધી તું મને તારા કોઠારમાંથી મદદ ન કરે?"

આ માગણીથી પોતાના સંગ્રહનો બીજો ઉપયોગ થઈ શકે કે કેમ એ પર કુઝોના વિચારો દોડ્યા. એણે વિચાર્યું ત્રણ વર્ષની અટલો સંગ્રહ પડેલો છે. આ માણસ ગરજુ છે. અને વ્યાજે મૂડી ધીરી શકાય, તો હવે પછીના દિવસો એ નિરાંતે ગુજારી શકે. એણે ઝટ જવાબ દીધોઃ "ભલે."

"તો તો બહુ જ સારું," પરદેશી બોલ્યો. "પણ મારે તને એક વાત આગળથી કહી દેવી જોઈએ. હું કંઈ વ્યાજબાજ આપવાનો નથી. એ કરતાં તો હું શિકાર કરી કે માછલાં પકડી જીવવાનું પસંદ કરીશ. કારણ મારા ધર્મમાં વ્યાજ આપવાલેવાની મનાઈ છે."

રૉ—વાહ! બહુ મજાનો ધર્મ શોધ્યો! પણ જો તું મને વ્યાજ ન આપે તો હું તને મારી મૂડી આપવા શું કામ ઇચ્છા કરું તે જરા સમજાવીશ?

પરદેશી—એમાં તું નવું શું કરશે, દોસ્ત? બરાબર સમજે તો કેવળ તારી સ્વાર્થવૃત્તિથી જ તું મને એ આપવા તૈયાર થશે. તું એ મને ધીરે તેમાં જ તને વધારે લાભ થવાનો છે.

રૉ—એ જ તો તારે સાબિત કરવાનું છે. વગરવ્યાજે ધીરવામાં મારો કશો સ્વાર્થ સરે એમ હું તો જોતો નથી.

પરદેશી—એ તો તને આંકડા માંડીને બતાવી શકું, અને જો તું મારી વાત બરાબર સમજે તો તારી મૂડી તું મને વગરવ્યાજે વાપરવા દે એટલું જ નહિ, પણ સામો મારો આભાર માને. જો, સૌથી પહેલાં મને કપડાંની જરૂર છે, મારા શરીર પર એક પણ કપડું નથી તે તું જુએ છે. તારી પાસે વધારે કપડાં છે?

રૉ—જો, પેલી પેટીમાં કૂમળાં કેળવેલાં ચામડાં ભરી રાખ્યાં છે.

પરદેશી—દોસ્ત કુઝો, મેં તો તને વધારે બુદ્ધિમાન માન્યો હતો. જરા કલ્પના કર કે ત્રણ વર્ષ સુધી ઉધઈના પ્રિય ખોરાકને પેટીમાં રાખી પોતાને સુરક્ષિત માનનારો માણસ કેવો ધારવો! ચામડું સારું રાખવા માટે વારંવાર તેને હવામાં નાંખી ચરબીથી નરમ કરવું જોઈએ, નહિ તો તે કઠણ અને બરડ થઈ જાય એ નથી જાણતો કે?

રૉ—એ વાત સાચી, પણ બીજો માર્ગ નહોતો. પેલા ખુલ્લા પટારામાં મૂકું તો તેમાં ઉધઈ ઉપરાંત ઉંદર પણ ખાઈ નાંખે.

પરદેશી—નહિ તોયે ઉંદર તો એમાં જવાના જ છે. જો ને એના દાંત તો અત્યારથી જ ત્યાં દેખાય છે.

રૉ—છે જ તો સત્યાનાશિયાં! એમની સામે હું નિરુપાય છું.

પરદેશી—શું? ઉંદર સામે માનવી નિરુપાય! હું તને ઉંદર અને ઉધઈ, ચોર અને સુકામણી, ભેજ અને ઊન્ડ બધા સામે ઉપાય બતાવું છું. જો, એમ કર. મારે એની જરૂર છે. તું મને એક, બે કે ત્રણ વર્ષ સુધી એ ધીરજે; અને તેના બદલામાં જ્યારે તને જોઈએ ત્યારે હું તને નવું ચામડું આપવા બંધાઉં છું. જેટલાં ચામડાં તું મને આપશે, તેટલાં હું તને નવાં અને સારાં માગશે ત્યારે આપીશ. પેલી ઢુક્કરની ગંડાથી ગંધાય નહિ એવાં—એ લાભમાં. બોલ, કબૂલ છે?

શે—હા, ભાઈ. એ સોદો તો કબૂલ છે. આ ચામડાંની બાબતમાં મારે કબૂલ કરવું જોઈએ કે વગરવ્યાજે ધીરવામાં યે મારો લાભ જ છે.

પરદેશી—ત્યારે હવે તારો ઘઉંનો ભંડાર બતાવ. મારે વાવવાને તેમજ ખાવાને ઘઉં તો જોઈશે જ.

શે—એ પેલા 'પેવ'માં* દાટયા છે.

પરદેશી—શું ત્રણ વર્ષ સુધી એ દાટેલા રહેશે? એ અંદર સડશે નહિ, અને એમાં ધનેરાં નહિ પડે?

શે—એનો મેં વિચાર કર્યો, અને એકલે હાથે લઈ શકાય એટલા ઉપાય લીધા. હવે તો જે થશે તે ખરું.

પરદેશી—જરા નીચુ વળીને તો જો. અહીં જો આ એક ઇયળ માટીમાં ધીમેધીમે કતરી રહી છે. અહીં જો માટીમાં ભેજનુ ધાબું જણાય છે. આ ઘઉં તો તડકામાં નાંખવા જેવા હમણાંથી જ થયા છે.

શે—અલ્યા, આ મૂડી તો મને હુબાડી દેશે! આવાં સેંકડો વિનાશક બળોથી એને સુરક્ષિત રાખવાનો શો ઉપાય?

પરદેશી—અમારા દેશમાં કેમ કરે છે તે કહું. અમે એક હવાઅજવાળાવાળો સૂકો કોઠો બાંધી તેમાં ફરસબંધ જમીન પર એનો પાલો કરીએ છીએ. લાકડાના પાવડાઓ વતી દર ત્રણ અઠવાડિયે ઘઉંને ફેરવીએ છીએ. કોઠારમાં થોડી બિલાડીઓ પાળીએ છીએ, ઉંદરિયાં મૂકીએ છીએ અને આગનો વીમો ઉતરાવી રાખીએ છીએ. આ રીતે અમે ઘસારો દશ ટકા પર લાવી મૂકીએ છીએ. છતાં, એટલો ઘસારો તો ખમે જ.

શે—પણ એની મહેનત અને ખર્ચ?

પરદેશી—એ જ તો હું કહું છું! તારાથી મહેનત અને ખર્ચ કરી શકાય એમ નથી. તો તારે બીજો માર્ગ લેવો જોઈએ. મને તારા ઘઉં ધીર, અને હું તેના બદલામાં શેરેશેર નવા તાજા ઘઉં મારા પાકમાંથી તોળી આપીશ. તારે કોઠાર બાંધવાનો નહિ, ઘઉંની સંભાળ રાખવાની નહિ, બિલાડીઓ પાળવાની નહિ, ઘટ સહન કરવાની નહિ; કહવું, કાળા પડેલા, સડેલા માટીના ઢગલાને બદલે નવા, તાજા, મીઠા ઘઉં લઈ લેવાના.

શે—બહુ આનંદપૂર્વક તારી માગણી હું કબૂલ રાખું છું.

પરદેશી—એટલે તું મને વગરવ્યાજે ઘઉં ધીરવા તૈયાર છે એમ માની લઉં ને?

શે—હા, ભાઈ, હા. વગરવ્યાજે અને આભાર માનીને.

પરદેશી—પણ મારે બધા ઘઉંની જરૂર નથી. હું તો થોડા જ લઈ શકુ એમ છું.

શે—ધાર કે હું તને બધા ઘઉં આપું, અને દશ મણે નવ જ મણ નવા ઘઉં લેવા કબૂલ થાઉં તો?

પરદેશી—મારાથી એમ કરી શકાય જ નહિ. કારણ, એ તો મેં વ્યાજ ખાધું કહેવાય. એ સીધું વ્યાજ નથી એ સાચું; ઊંધું વ્યાજ છે. એ દેણદારને મળતું વ્યાજ છે. એથી દેણદાર

---

* ખાડો કરીને અનાજ ભરી રાખવાની રીત કેટલાક પ્રાન્તોમાં છે. મરાઠીમાં એને પેવ કહે છે. એને માટેનો ગૂજરાતી શબ્દ મારા જાણવામાં નથી.

મૂડીદાર બને છે, અને મારો ધર્મ કોઈ પણ રીતે વ્યાજ ખાવાની મનાઈ કરે છે; એટલે એવું વ્યાજ પણ મારાથી ન લેવાય. પણ, હું તારી પાસે બીજી દરખાસ્ત મૂકું છું. મને તારા ઘઉંની સંભાળ સોંપ. હું એને માટે કોઠાર બાંધવો, એને તડકે નાંખવા વગેરે કરીશ. તેના બદલામાં તારે મને દર વર્ષે દસ મણે બે મણ ઘઉં મહેનતાણા તરીકે આપવા.

રૉ—ઠીક છે, મને કંઈ એમાં હરકત નથી. તને વ્યાજરૂપે વળતર મળે કે મજૂરીરૂપે મળે એ વિષે હું તટસ્થ છું. ત્યારે મારે તને દસ મણ ઘઉં આપવા, અને તારે મને દર વર્ષે આઠ મણ તેમાંથી આપવા એ આપણી બોલી થઈ?

પરદેશી—હા. પણ મારે તો બીજી વસ્તુઓ પણ જોઈએ છે: હળ, ગાડું, ઓજારો વગેરે. એ પણ તું મને વગરવ્યાજે આપીશ કે? તારી ચીજો જેવી હોય તેવી ને તેવી મારે તને પાછી આપવી એટલી જ શરત. નવા પાવડાને બદલે નવો પાવડો, નવા હળને, સાટે નવું હળ.

રૉ—અલબત, કબૂલ છું. જે કાંઈ મારી પાસે ભંડાર ભર્યો છે, તે ભંડાર નથી પણ જંજાળ છે. થોડા દિવસ પર જ નદીમાં પૂર આવ્યું, અને મારા કોઠામાં પાણી ચડયું. આ કોઠો કાદવ અને કાંપથી ભરાઈ ગયો. પછી વાવાઝોડું આવ્યું, તેમાં છાપરું ઊડી ગયું અને વરસાદથી બધી ચીજો ભિંજાઈ ગઈ. હવે ઉનાળો છે, એટલે રોજ વંટોળિયા આવે છે, અને ધૂળ ને રેતીથી ઓરડા ભરાઈ જાય છે. કાટ, કહોવાટ, ભાંગફોડ, સુકવણ, અજવાળું, અંધારું, કીડી, ઉધઈ વગેરે અનેક આપત્તિઓની એક પછી એક ઝડી ચાલે છે. આ મુલકમાં ચોર અને લૂંટારુ નથી એટલું એક આપણું સદ્‌ભાગ્ય સમજવાનું છે. આથી, મને જરૂર પડે ત્યારે સારા સ્વરૂપમાં પાછી આપવાની શરતે તું આ બધી ચીજો ઉછીની લેવા તૈયાર થાય છે તે માટે હું પોતાને ભાગ્યશાળી સમજું છું.

પરદેશી—એટલે કે તારો માલ વગરવ્યાજે ધીરવામાં તને લાભ જ છે એ તું હવે જોઈ શકે છે ને?

રૉ—દેખાય તો એવું છે. પણ, ત્યારે, મને હવે એ શંકા ઊઠે છે કે તો પછી દેશમાં આવો માલ ભરનારાઓને વ્યાજ કેમ મળે છે?

પરદેશી—એનું કારણ નાણું છે, જેની મારફતે બધી લેવડદેવડ થાય છે.

રૉ—શું? નાણાંને લીધે વ્યાજ ઉપજે છે? એ તો શક્ય જ નથી. નાણું અને વ્યાજ વિષે માર્ક્સે બહુ સારી રીતે સમજાવ્યું છે, તે સાંભળ. એ કહે છે, કે "શ્રમ એ વ્યાજ (વધારાના મૂલ્ય)નું મૂળ છે. વ્યાજ, જેને લીધે નાણું એ મૂડી કહેવાય છે, તે સ્વયં નાણાંમાંથી ન મળી શકે. નાણું એ કેવળ લેવડદેવડનું સાધન હોવાથી, એનો ઉપયોગ કેવળ ખરીદેલા માલની કિંમત ચુકવવા પૂરતો જ હોય છે. એ નાણાંના રૂપરંગમાં લેવડદેવડ દરમ્યાન કાંઈ ફેરફાર થતો જ નથી, એટલે એની કિંમત પણ વધી શકે નહિ. આથી વધારાનું મૂલ્ય (વ્યાજ) એ ખરીદેલા માલમાંથી જ ઉપજે છે. એ માલને જ ફરી વધારે કિંમતથી વેચાય છે. એ માલની કિંમતમાં જે ફેરફાર થાય છે તે ખરીદની વખતે કે વેચતી વખતે જ થઈ શકે, કારણ, તે વખતે તો સરખેસરખી વસ્તુઓનો બદલો થાય છે.[1]

---

[1] હું સમજું છું ત્યાં સુધી માર્ક્સ એમ કહેવા માગે છે કે એક શેર રૂના ચાર આના આપીએ, તેમાં ખરીદનાર કે વેચનાર કોઈને વ્યાજ મળતું નથી. એમાં તો ચાર

એટલે, એક જ અનુમાન નીકળે છે કે માલને ખરીદ્યા પછી અને ફરી વેચવા પહેલાં એનો જે ઉપયોગ કરવામાં આવે છે તેને લીધે કિંમતમાં ફેરફાર થાય છે" (માર્ક્સ, કેપિટલ, પ્ર. ૬).

પરદેશી—તને આ બેટમાં વસ્યે કેટલાં વર્ષ થયાં ?

રૉ—ત્રીસ વર્ષ.

પરદેશી—મને એવું લાગ્યું જ હતું. તેથી જ હજુ તું માર્ક્સના મૂલ્ય વિષેના મતમાં જ પડી રહ્યો છે. ભલા ભાઈ, એનો મત તો ક્યારનો યે ખોટો ઠરી ચૂક્યો છે. હવે એનો કોઈ અનુયાયી રહ્યો નથી.

રૉ—હેં! તું શું એમ કહેવા માગે છે કે માર્ક્સનો વ્યાજનો મત ખોટો સિદ્ધ થયો છે? એનો કોઈ બીજો અનુયાયી ન રહ્યો હોય તો હું એક હજુ રહ્યો છું એમ જાન.

પરદેશી—ઠીક. ત્યારે કેવળ બોલવામાં નહિ પણ આચારમાં યે એને ઉતારજે. ચાલ, આ મારી સાથેના વ્યવહારમાં જ. આપણે અત્યાર સુધી જે કબૂલાતો કરી તે હું રદ કરવા તૈયાર છું, અને આપણે ફરીથી વાત શરૂ કરીએ. જેને શુદ્ધમાં શુદ્ધ 'મૂડી' કહી શકાય તે તારી પાસે છે. તારો બધો માલ એવા પ્રકારનો છે કે એના વિના જીવન ચાલી જ ન શકે, અને તું એનો માલિક છે. માલનો સ્વભાવ અને સ્થાન બને તને અનુકૂળ છે. હવે તને મારી સામે મૂડીદારને નાતે વ્યવહાર કરવા પડકાર કરું છું. જેવી નિરાધાર દશામાં હું તારી સામે ઊભો છું તેટલો નિરાધારપણે જગતમાં કોઈ મજૂર મૂડીદાર સામે ઊભો થયો નહિ હોય. મૂડીનો માલિક અને મૂડીનો ગરજુ બે વચ્ચે કેવો સંબંધ હોય તેને રજૂ કરનાર આના કરતાં વધારે સારું દૃષ્ટાંત નહિ મળે. હવે તું મારી પાસેથી વ્યાજ કઢાવવા તારાથી થાય તે રીતો અજમાવી લે. આપણે ફરીથી વાતો માંડીએ.

રૉ—ના, ભાઈ, ના. હું શરણે આવું છું. ઉંદર, ઊધઈ, ધનેરાં, કાટ, કહોવાટ, ઘટ, વરસાદ, વટોળિયા એ બધાંએ મળી મૂડીવાળા તરીકે મારા સાંધા ઢીલા કરી નાંખ્યા છે. પણ, ત્યારે મને સમજાવ કે વ્યાજ વિષે તારો શો ખુલાસો છે?

પરદેશી—બહુ સીધો ખુલાસો છે. તું મારી પાસે વ્યાજ કઢાવી શકતો નથી, કારણ કે આ બેટ ઉપર નાણાંપદ્ધતિ નથી. તે જો અહીં હોત તો મારા જેવા આપત્તિમાં પડેલા પૈસાના ગરજુ મુસાફરને જે વસ્તુઓ તું મને આજે વગરવ્યાજે આપવા તૈયાર થયો છે તે ખરીદીને જ લેવી પડત. એ માટે મારે કોઈ નાણાં ધીરનાર સરાફ પાસે જવું પડત. હવે તારે પણ રોજ શ્રમ કરવો ન પડે અને ગુજરાન ચાલ્યાં કરે એવી વ્યવસ્થા જોઈએ છે. નાણાં ધીરનાર સરાફને પણ એવો જ ધંધો જોઈતો હોય છે. પણ તારા કરતાં સરાફને એક વિશેષ સગવડ છે. એને એની મૂડી સાચવવા ઉંદર, ઊધઈ, ધનેરાં, ઘસારો, ઘટ, વંટોળિયા, વાવાઝોડાં, રેલ વગેરેની ચિંતા તારા જેટલી કરવી પડતી નથી. આથી જે ગરજુપણું તારે બતાવવું પડ્યું અને જે બેગરજુપણું હું બતાવી શકું છું. તે તું નાણાં ધીરનારો હોત તો ઊલટાં બનત. માલના માલિકોને જે નુકસાનો વેઠવાં પડે છે, (—અરે, જો, જો, પેલો કૂતરો તારું—ના, હવે તો મારું—

---

આનાની સામે ચાર આના બરાબર મળ્યા. પણ હું એને ખરીદીને કેટલોક વખત સંઘરી રાખી ફરી વેચવા કાઢું, ત્યારે જે વધારાની કિંમત ઊપજે છે તે વ્યાજ છે. એ વધારાની કિંમત ઊપજવાનું કારણ ૨ પર મેં લીધેલી સંગ્રહની કે બીજી મહેનત છે.

એક ચામડું લઈને નાઠો !) તે નુકસાનો ધનના માલિકોને વેઠવાં પડતાં નથી. નાણાંવાળાને એની ચિંતા ન હોવાથી જે દલીલોથી હું તારા લોભને તોડી શક્યો તે દલીલો ત્યાં ચાલી શકત નહિ. વ્યાજ આપવાની મારી નાખુશી જોતાં જ તેં ' જા, ભાઈ, જા, ચાલતો થા, ' એમ કહી તારો ચામડાંનો પટારો બંધ કરવા માંડ્યો નહિ. તારી મૂડી જ એવા પ્રકારની છે કે તારે મારી જોડે સોદો કરવા રકઝક કરવી જ જોઈએ. પણ સરાફને એમ નથી હોતું. એણે તો મારી વાત સાંભળીને જ લાગલું તિજોરીનું ઢાંકણું ધડાક દઈ બંધ કર્યું હોત અને તાળું લગાડવા માંડ્યું હોત. છતાં, તું જુએ છે કે મારે નકામી જ ગરજ બતાવવી પડત. મારે પૈસાની કાંઈ જરૂર તો છે જ નહિ. મારે તો ઘઉં, ચામડાં, હળ, કોદાળી વગેરેની ગરજ છે. એ બધી ચીજો તું મને વગરવ્યાજે આપી શકે છે એટલું જ નહિ, પણ સામો મારો આભાર માને છે. પણ એ મેળવવા જો મારે નાણું જોઈએ તો તે ઉપર મારે વ્યાજ આપ્યે જ છૂટકો થાય.

રૉ—ત્યારે શું વ્યાજનું કારણ નાણું છે, અને માર્ક્સનો મત ખોટો છે ?'

પરદેશી—અર્થાત્, માર્ક્સની ભૂલ છે. એણે નાણાનું મહત્ત્વ પૂરું વિચાર્યું જ નહિ. આથી, નાણું એ આપણા સમાજશરીરના જ્ઞાનતંતુઓનું સ્થાન લઈ બેઠું છે, એ વાત એના લક્ષમાં જ આવી નહિ. આથી જ બીજા મહત્ત્વના વિષયો ઉપર પણ એ ખોટી વિચારસરણી પર ચડી ગયો. એણે તેમજ એના શિષ્યોએ નાણાંના મૂળ સ્વરૂપને પોતાની શોધના ક્ષેત્રમાંથી જ બાતલ રાખ્યું. ચળકતા ચકતાઓના જાદૂ તળે એ પણ સપડાયેલો ન હોત તો એ એમ તો કહેત જ નહિ, કે "સોનુંરૂપું એ સ્વભાવે નાણું નથી, પણ નાણું એ સ્વભાવે સોનુંરૂપું જ છે; કારણ જે કામો એની દ્વારા થાય છે તેને અનુરૂપ સોનાચાંદીમાં ખાસિયતો છે."

રૉ—વ્યવહારમાં તો માર્ક્સનો મત ખોટો પડે છે એ મારી અને તારી વચ્ચેના સોદા પરથી માલૂમ પડે છે. માર્ક્સના મત પ્રમાણે નાણું એ કેવળ આપલેનું સાધન છે. પણ હકીકતમાં એ ' કેવળ ખરીદેલી વસ્તુની કિંમત ચૂકવવી ' તે કરતાં વધારે ભાગ ભજવે છે. જો કરજ લેનાર વ્યાજ આપવા ના પાડે તો ધીરનાર એને હાંકી કાઢી પોતાની તિજોરી વાસી દઈ શકે છે, અને તેથી, માલ રાખવાવાળાના પ્રમાણમાં, એને કશી ચિંતા કે ખટપટ કરવાં પડતાં નથી—અને આ હકીકત જ વ્યાજના મૂળમાં રહેલી છે.

પરદેશી—સુંદર, સુઘડ, ઘણો જ મોટી દલીલો છે. આર્થિક વ્યવહારમાં ગાળેલા એક કલાકે સંપત્તિશાસ્ત્રનાં વર્ષોના અભ્યાસ કરતાં તને વધારે શીખવી દીધું છે !

## નોંધ

'સુવર્ણની માયા' પ્રસિદ્ધ કર્યા પછી સિલ્વિયો જેસેલ (Silvis Gessel)[1]નું *The*

---

૧. આ લેખક વિષે જર્મનીનો એક સંપત્તિશાસ્ત્રી અને સંપાદક ડૉ. અર્નેસ્ટ હુન્કેલ કહે છે : "જેસેલ એ સંપત્તિશાસ્ત્રનો કેવળ પંડિત નથી. અખૂટ મહેનત કરી સેંકડો પુસ્તકો, નોંધો અને પુસ્તકોની યાદીઓ એકઠી કરવી, તથા આંકડાઓના કોઠા પર કોઠા ખડકવા, અને તેમાંથી સંપત્તિશાસ્ત્રના એકાદ ગૌણ વિષય પર અજવાળું નાંખવું એ જાતનો એ વિદ્વાન્ નથી. નામાંકિત સંપત્તિશાસ્ત્રીઓના મોટા ભાગ કરતાં બે બાબતોમાં એની વિશેષતા છે : પહેલી, એને વેપારી, આયાત કરનાર એજંટ, જમીનદાર અને ખેડૂત તરીકે લાંબો અંગત અનુભવ છે; અને બીજી, સંપત્તિશાસ્ત્રના મૂળ સિદ્ધાન્તોમાં ડૂબકી મારી મુખ્ય જડને પકડવાની

[અનુસંધાન માટે જુઓ પૃ. ૩૭૭]

# ડોલરના ફૂલને

'સ્વપ્નસ્થ'

તને ચાહ્યું છે મેં શિશુહૃદય કેરાં સ્મિતમહીં:  
ઉનાળાની સાંજે નિતનિત લવાતું ઘરમહીં  
અને પાણિયારે તુજ મૃદુ પડાને પરહરું,  
સવારે તારા એ વિવશ વપુને દેવચરણે  
ધરાવે બા, હોંશે પછી પ્રભુપ્રસાદી સમજતા  
ધરું હું કંઠે એ તુજ મધુર માળા-સ્વરૂપને.

યુવાનીમાં જ્યારે  
ઉનાળાની લાંબી-ક્ષણુ સમ-રજાઓ મલપતી  
પધારે ત્યારે આ ઘર તરફ મારા પગ વળે·  
અને ત્યાં પત્નીની હૃદયસુખ વાંછા છિપવવા  
લવાતું સાંજે હું નિતનિત તને, હોંશ ઉરની  
ધરી વેણી ગૂંથુ મુજ પ્રિયતમાના અલકમાં,  
તુફાનોમાં પાછાં, મનભર છલે જે રજનીમાં,  
વિખાતાં વેણી તું અલકલટથી ભિન્ન બનતું,  
પથારીમાં મૂંગું વિવશ ચિમળાતું, અમ ઉરે  
તમા ના કૈં તેની, દિલભર અમે મસ્ત રહિયે,  
અમારા આનંદો તવ સુરભિથેને મઘમઘે;

છતાં  
વિચારી દે વ્હાલાં ! તુજ હૃદયની એ વિષમતા !  
હવે વૃદ્ધાવસ્થાઃ હૃદય ધરતીનાં રજકણે  
મળી જાવા ઝંખે, નહિ જ ગમતું કૈં નયનને,

ઉનાળામાં પાછી :  
ત્યજાતી પર્ણોથી તરુવરતણી શીતળ ઘટા,  
ઝળઝળ બળે અંતર દિશા,  
તહીં તારી પેલી સુરભિ વિહરે ઉષ્ણ અનિલે,  
પરંતુ આશાઓ રહી ન ઉર સત્કાર કરવા

અને...  
હવે કો' સાંજે કાં તવ હૃદયની ઇચ્છિત પળે  
ઢળેલાં ગાત્રે કાં મુજ જીવનનાં શેષ સ્મરણે  
બધી ઢોળી દેજે તુજ હૃદય કેરી સુરભિને.

# અર્થશાસ્ત્રપ્રવેશિકા

[ લેખમાળા ]

નરહરિ દ્વા. પરીખ

## પ્રકરણ ૩જું

### સંપત્તિની વ્યાખ્યા

હવે આપણે સંપત્તિની વ્યાખ્યા બાંધવાનો પ્રયત્ન કરીશું.

હવા, પાણી, સૂર્યનો તાપ એ માણસના જીવન માટે બહુ જરૂરની વસ્તુઓ છે, અને તેથી એક રીતે તો એ એક અમૂલ્ય સંપત્તિ ગણાય. પણ તે મેળવવા માટે માણસને શ્રમ કરવો પડતો નથી, જેને જોઈએ તેને પૂરતા પ્રમાણમાં તે મળી રહે છે. આવી વસ્તુઓને વિનાશ્રમે મળતી અથવા સર્વસુલભ સંપત્તિ (free goods) એવું નામ આપવામાં આવ્યું છે. આવી વસ્તુઓ ઉપર સાધારણ રીતે માલકી ધરાવી શકાતી નથી, અને કદાચ ધરાવી શકાય તોપણ તે ધરાવવાની કોઈ બહુ દરકાર કરતું નથી. વળી આવી વસ્તુઓની ખરીદી અને વેચાણ એટલે કે અદલોબદલો કે વિનિમય પણ ચાલતો નથી. તેથી ઊલટું, જે વસ્તુઓ જોઈતા પ્રમાણમાં તથા આપણને જ્યાં તેનો ખપ હોય ત્યાં મેળવવા માટે શ્રમ કરવો પડતો હોય તે વસ્તુઓને શ્રમપ્રાપ્ય સંપત્તિ (economic goods) કહેવાય છે. આવી વસ્તુઓ ઉપર માલકીહક ધરાવવા લોકો કાળજી રાખે છે. આવી વસ્તુઓનો વિનિમય થાય છે.

અહીં એક વસ્તુ ધ્યાનમાં રાખવાની છે કે અમુક સ્થળે જે વસ્તુ સર્વસુલભ (free) હોય તે બીજે સ્થળે શ્રમપ્રાપ્ય (economic) હોઈ શકે. નદીકિનારે રેતી સર્વસુલભ છે, પણ મકાન બાંધવા માટે પાયામાં પૂરવા કે ચૂનામાં ભેળવવા રેતી જોઈતી હોય તો તે નદીએથી વહી લાવવી પડે છે એટલે શ્રમપ્રાપ્ય થાય છે અને તેની કિંમત આપવી પડે છે. તદ્દન આછી વસ્તીવાળા પ્રદેશમાં જંગલમાંનું લાકડું મફત મળે, પણ શહેરમાં તે લાવતાં મહેનત પડે અને કાઠીની ભારીના પૈસા આપવા પડે. હવા જેવી ચીજ પણ કોઈ કોઈવાર શ્રમપ્રાપ્ય (economic) થાય છે. ખુલ્લા મેદાનમાં હવા સર્વસુલભ (free) છે, પણ સભાગૃહમાં ઘણાં માણસો એકઠાં થયાં હોય ત્યાં હવા માટે પંખા મૂકવા પડે એટલે તેની પાછળ શ્રમ ખર્ચવો પડે છે અને તેથી તેની કિંમત ગણાય છે. તેવું જ પાણીનું છે. નદીને કિનારે પાણી મફત મળે, પણ આપણે ઘેર પાણીનું એક બેડું લાવવાના અમુક પૈસા આપવા પડે. એટલે એનું એ પાણી નદીકિનારે સર્વસુલભ (free) કહેવાય, જ્યારે આપણે ઘેર શ્રમપ્રાપ્ય (economic) કહેવાય.

વિનાશ્રમે મળતી વસ્તુ પણ જો મર્યાદિત પ્રમાણમાં મળતી હોય એટલે કે સર્વસુલભ

ન હોય તો તે શ્રમપ્રાપ્ય સંપત્તિ ગણાય છે ઉદાહરણાર્થે, નર્મદા નદીના પટમા રેલ ઊતરી ગયા પછી જે કાંપવાળી જમીન રહે છે તે મર્યાદિત હોય છે તે જમીન ખેડવા માટે લેનાર ઘણા ઉમેદવારો હોય છે તેથી તેની ઉપર સરકાર પોતાની માલકી રાખે છે અને તેની દર વર્ષે ભારે કિંમત ઉપજાવે છે એ જ પ્રમાણે જંગલમાના લાકડા, સમુદ્રના પાણીમાથી થતુ મીઠુ, એ ચીજો એવી છે કે તેને માટે કોઈને શ્રમ કરવો પડતો નથી, છતા સરકારે કાયદાથી તેનો ઇજારો રાખેલો હોય છે તેથી તે દુર્લભ થાય છે અને તેને માટે પૈસા ખર્ચવા પડે છે, આથી આવી વસ્તુઓ પણ શ્રમપ્રાપ્ય સંપત્તિ ગણાય છે

વળી ઉલ્કા એટલે કે ખરતા તારાના પથ્થર, એ જ્યારે પડે ત્યારે વિનાશ્રમે પ્રાપ્ત થાય છે પરતુ તે ક્વચિત જ પડે છે અને વૈજ્ઞાનિક સશોધન માટે તે બહુ ઉપયોગી ગણાય છે તેથી તેની કિંમત બહુ ભારે ઉપજે છે એ રીતે તે શ્રમપ્રાપ્ય વસ્તુમા ગણાય

પરતુ સામાન્ય રીતે તો વસ્તુ શ્રમપ્રાપ્ય ત્યારે કહેવાય જ્યારે તેને ઉપભોગયોગ્ય કરવા માટે કાઈ ને કાઈ શ્રમ ખર્ચવો પડે

આપણા અત્યારના શહેરોમા પાણીની મોટી ટાકીઓ હોય છે તેમા પાણી એકઠુ કરી, મોટામોટા નળોદ્વારા, આખા શહેરમા ઘેરઘેર પાણી પૂરુ પાડવામા આવે છે બાળકોને એમ લાગે કે આપણે નળ ખોલીએ કે તરત આપણને મફત પાણી મળે છે પણ આ પાણી મફત નથી હોતુ મ્યુનિસિપાલિટીને તે માટે પાણી લેનારે દર વર્ષે અમુક કરના રૂપમા પાણીના પૈસા આપવા પડે છે એટલે આ પાણી પણ શ્રમપ્રાપ્ય સંપત્તિ કહેવાય

પણ રસ્તા ઉપર એક નળ હોય ત્યાથી પાણી પીનારા, અથવા જાહેર બાગમા ફરવા જઈ બાગનો ઉપભોગ કરનાર, અથવા નદી ઉપર બાધેલા પુલ ઉપરથી પસાર થનાર બધાને કાઈ કર ભરવાનો નથી હોતો તેમને તો આ વસ્તુઓ મફત મળે છે એમ કહેવાય છતા આને આપણે વિનાશ્રમે મળતી સર્વસુલભ વસ્તુઓમા નહિ ગણી શકીએ કારણ કે તો તે માટે શ્રમ કરવો જ પડયો છે, એટલે એ અર્થમા તે શ્રમપ્રાપ્ય જ છે પણ તેનો ઉપભોગ હરકોઈ માણસ કરી શકે છે, તેને માટે કાઈ પણ શ્રમ ન કરનાર અથવા કાઈ પણ કિંમત ન આપનાર પણ તેનો ઉપભોગ કરી શકે છે આવી વસ્તુઓને સાર્વજનિક (public) સંપત્તિ એવુ નામ અપાય

કઈ કઈ વસ્તુઓ સાર્વજનિક રાખવી, તે પૂરી પાડવા કોણે ખર્ચ કરવુ, તે ખર્ચ કેવી રીતે મેળવી લેવુ જો તે લોકો ઉપર કર નાખીને મેળવી લેવાનું હોય તો તેનો ઉપભોગ કરનાર દરેક ઉપર કર નાખવો કે તેની નજીકના પ્રદેશમા રહેતા લોકો ઉપર કે તેમાનાય અમુક વર્ગ ઉપર કર નાખવો, આવાઆવા પ્રશ્નોનો વિચાર સંપત્તિશાસ્ત્રમા આવે છે ખરો પણ સંપત્તિશાસ્ત્રમા મોટે ભાગે તો શ્રમપ્રાપ્ય સંપત્તિનો જ વિચાર કરવામા આવે છે

સર્વસુલભ સંપત્તિનો વિચાર સંપત્તિશાસ્ત્રમા ઓછો કરવાનો આવે છે પરતુ તે બાબતમા યે એટલુ તો ધ્યાનમા રાખવાનું છે જ કે કોઈ પણ પ્રદેશમા જેમ વિનાશ્રમે મળતી અથવા સર્વસુલભ વસ્તુઓનુ પ્રમાણ વધારે તેમ તે પ્રદેશ વધારે સંપત્તિમાન ગણાય અને ત્યાંનો સમાજ વધારે ધનવાન હોવો જોઈએ છતા જે સમાજને વિનાશ્રમે

મળની વસ્તુઓ મુબલક મળે છે તે સમાજ વધારે જાહોજલાલીમાં હોય છે, એમ હંમેશાં બનતું નથી. કુદરતે બક્ષેલી સંપત્તિની દૃષ્ટિએ આપણો દેશ બહુ ધનવાન ગણાય. આપણે ત્યાં ખેતીઉપયોગી પુષ્કળ જમીન છે, જેમાંથી વિવિધ વસ્તુઓ મળે એવાં વિશાળ જંગલો છે, જાતજાતની ખાણો છે, સુંદર નદીઓ છે, જેમાંથી વીજળી જેવી ભૌતિક શક્તિ ઉત્પન્ન કરી શકાય એવા પાણીના મોટામોટા ધોધ છે. આ બધાં માટે આપણે કશો શ્રમ કરવો પડેલો નથી, કુદરતે મોકળે હાથે આ સંપત્તિ આપણને બક્ષી છે, છતાં આપણો દેશ આજે દુનિયાના બહુ ગરીબ દેશોમાંનો એક છે. એનું કારણ આપણી રાજકીય પરાધીનતા ઉપરાંત આપણું પોતાનું આળસ, અજ્ઞાન વગેરે પણ છે જ. અને રાજકીય પરાધીનતા પણ આપણી નબળાઈને લીધે જ આવી છે ને? કુદરતી સાધનસંપત્તિની સાથે માનવબુદ્ધિ તથા માનવ-શ્રમનો યોગ થાય ત્યારે જ ઉપભોગયોગ્ય સંપત્તિ આપણને મળે છે.

આટલી ચર્ચા ઉપરથી આપણે સંપત્તિનાં નીચે પ્રમાણે લક્ષણો બાંધી શકીએ:

૧ **ઉપયોગિતા:** માણસને ઉપયોગી થવાની એટલે કે તેની જરૂરિયાત સીધી કે આડકતરી રીતે પૂરી પાડવાની એ વસ્તુમાં શક્તિ હોવી જોઈએ.

૨ **શ્રમપ્રાપ્યતા:** એટલે કે તે મેળવતાં માણસને કાંઈ શ્રમ પડે એમ હોય. વિના-મૂલ્યે મળે એવી વસ્તુ હોય તોપણ તે એટલી મર્યાદિત પ્રમાણમાં હોય કે સર્વસુલભ ન થઈ શકે.

૩ **અધીનતા:** એટલે કે માણસ તેના ઉપર માલકી ધારણ કરી શકે એમ હોય. વાદળમાં ઘણી વીજળી ઉત્પન્ન થાય છે અને પવન સુસવતો હોય ત્યારે એની શક્તિ ઘણી હોય છે, પરંતુ તે માણસ પોતાને અધીન કરી ખપમાં આણે ત્યારે જ તે સંપત્તિ થઈ શકે છે.

૪ **વિનિમયયોગ્યતા:** સંપત્તિમાં ગણાવા માટે વસ્તુ એવી હોવી જોઈએ કે જેનો વિનિમય થઈ શકે. એટલે કે એ આપીને એના બદલામાં બીજી વસ્તુ લઈ શકાય એમ હોય. માણસનામાં તંદુરસ્તી હોય તેથી તે વધારે કામ કરી શકે અને વધારે સંપત્તિ ઉત્પન્ન કરી શકે પણ તંદુરસ્તીને આ શાસ્ત્રમાં સંપત્તિ ગણવામાં નથી આવી, કારણ તેનો વિનિમય થઈ શકતો નથી. તે જ પ્રમાણે માણસની બીજી શક્તિઓ—ગાવાની, નાચવાની, અથવા બીજી આવડનો—સુથારી કામની, લુહારી કામની, એ સંપત્તિ નથી ગણાતી, કારણ માણસથી જુદી પાડી તેનો વિનિમય થઈ શકતો નથી. જોકે આ માણસો સમાજને જે સેવા આપે તે તો સંપત્તિ છે જ. ગાનારા અને નાચનારા ભેગા થઈ, જલસો કરી, પ્રેક્ષકો અને શ્રોતાઓના ચિત્તનું રંજન કરે તો તેમની એ સેવા—પેલો જલસો, એ સંપત્તિ કહેવાય. સુથાર મેજ ઘડે અથવા લુહાર લોઢું ટીપે એ સેવા સંપત્તિ કહેવાય. પણ સુથાર કે લુહારની આવડત સંપત્તિ ન કહેવાય. આ ભેદ સહેજ સૂક્ષ્મ છે પણ ધ્યાનમાં રાખવા જેવો છે. કારણ સંપત્તિ છેવટે માણસને માટે છે, માણસ જાતે સંપત્તિ નથી. માણસને ગુલામ બનાવવામાં આવે ત્યારે તેની બધી શક્તિઓ અને આવડતો સંપત્તિ થઈ શકે છે; પણ તે બીજા માણસની, ગુલામ માણસની નહિ. આ લક્ષણને વિનિમયયોગ્યતાને બદલે મનુષ્યથી પૃથક્ત્વ એટલે કે જે માણસથી જુદું પાડી શકાય એવું હોય તે, એવું નામ પણ આપી શકાય.

એટલે કે જે પદાર્થમા માણસની જરૂરિયાત અથવા વાસના તૃપ્ત કરવાની શક્તિ હોય, જે શ્રમપ્રાપ્ય હોય અને ઓછાવધતા પ્રમાણમા દુર્લભ હોય અને જે કોઈની પણ માલકીનો બની શકે તેવો હોય અને જે મનુષ્યથી પૃથક્ થઈ શકે તેમ હોય અથવા જેમા વિનિમયયોગ્યતા હોય તે સપત્તિ ગણાય

બીજા શબ્દોમા મૂકીએ તો પોતાની જરૂરિયાતો પૂરી પાડવાને માટે પ્રત્યક્ષ રીતે કે પરોક્ષ રીતે માણસને જે જે વસ્તુઓ આવશ્યક છે અને જે માટે માણસને શ્રમ કરવો પડે છે તે સપત્તિ

## પ્રકરણ ૪ થું

### અર્થ અને અનર્થ

ગયા પ્રકરણમા આપણે સંપત્તિની વ્યાખ્યા બાધવાનો પ્રયત્ન કર્યો અને તેના મુખ્ય મુખ્ય લક્ષણો જોઈ ગયા સપત્તિનુ પહેલુ લક્ષણ ઉપયોગિતાનુ ગણાવ્યુ છે એ વિષે જરા ઊડા ઊતરીને વિચાર કરવાની જરૂર છે દારૂનો દાખલો લઈએ જે માણસને દારૂ પીવાની ટેવ પડી હોય તે એ વસ્તુ પોતાને ઉપયોગી માને છે, અને પૈસા આપીને ખરીદ કરે છે આધુનિક અર્થશાસ્ત્રીઓ કહે છે કે દારૂની ગણના પણ સપત્તિ અથવા અર્થમા થવી જોઈએ, કારણ તેનામા માણસને ઉપયોગી થવાની, માણસની વાસના તૃપ્ત કરવાની શક્તિ રહેલી છે દારૂ પીવાની માણસની વાસના સારી છે કે નરસી, જે માણસ એ વસ્તુ પોતાને ઉપયોગી માને છે તે ખરી રીતે માને છે કે ખોટી રીતે તેનો વિચાર કરવાનું કામ અર્થશાસ્ત્રનું નથી એ કામ તો ધર્મશાસ્ત્રનું છે। પણ આવી રીતે અર્થશાસ્ત્રને ધર્મ અથવા નીતિથી જુદુ પાડીને અર્થશાસ્ત્રીઓએ મોટો અનર્થ ઊભો કર્યો છે દારૂ કે અફીણ જેવી કેફી વસ્તુઓના વેપારમાથી ખૂબ ધન પ્રાપ્ત કરી શકાય એ ખરુ, પણ એ વસ્તુઓથી તથા એના વેપારથી માણસજાતનુ શુભ સધાતુ નથી ઊલટુ, એ વસ્તુઓ માણસજાતને દુ ખી કરવામા કારણભૂત થાય છે અર્થશાસ્ત્રનુ લક્ષ્ય તો માણસજાતનું સુખ સાધવુ એ જ હોઈ શકે સપત્તિ અથવા અર્થ એ તો એ સુખ સાધવાનુ માત્ર સાધન છે જે સાધન એ સુખ ન સાધી શકે તે અર્થ નહિ પણ અનર્થ, સંપત્તિ નહિ પણ વિપત્તિ ગણાવુ જોઈએ

વળી એકની એક વસ્તુ તેના ઉપયોગ અનુસાર અર્થ કે અનર્થ, સંપત્તિ કે વિપત્તિ બને છે દારૂ પીને માણસ ગાડો બને ત્યારે એ અનર્થકારી છે પણ એ જ દારૂ જેને શરીરે વા આવ્યો હોય તેના વાવાળા ભાગ ઉપર ચોળવામા આવે ત્યારે અર્થકારી બને છે. એટલે ઉપયોગિતાનું તત્ત્વ એ વસ્તુના ગુણદોષ ઉપરાત માણસની તેનો ઉપયોગ કરવાની રીત તથા શક્તિ અને આવડતમા રહેલુ છે

કોઈ દેશમા ખૂબ વસ્તુઓ નીપજતી હોય તેથી કાઈ એ દેશ અર્થવાન અથવા સુખી નથી થઈ શકતો સમાજનું હિત સધાય તેવી રીતે એ વસ્તુઓને વાપરતા ત્યાના લોકોને આવડે છે કે કેમ તે ઉપરથી એ દેશ સાચા અર્થમા ધનવાન છે કે કેમ તેનું માપ નીકળે સપત્તિનો સાચો અર્થ સમજવા માટે 'તમારી પાસે શુ છે?' એટલો જ નહિ પણ 'તમે એનો શો ઉપયોગ કરો છો?' એ પ્રશ્ન પણ આપણે પૂછવો જોઈએ. ગમે તેટલી ગુણકારી

અને શુભદાયી વસ્તુ પણ તે ડાહ્યા અને સમજદાર માણસના હાથમાં હોય તો જ સંપત્તિ થઈ શકે છે, એટલે કે વ્યક્તિ તથા સમાજનું હિત સાધી શકે છે. દૂધની ઉપયોગિતા વિષે બેમત નથી. પણ જ્યાં માનવબાળકોને દૂધ વિના ટળવળવું પડતું હોય ત્યાં કોઈ શ્રીમંત માણસ પોતાનાં કુરકુરિયાંને સારી પેઠે દૂધ પાઈ દેતો હોય, અથવા લોકો ભૂખે મરતા હોય ત્યારે એના રસોડામાં ખોરાકનો સારી પેઠે બગાડ થતો હોય, ત્યાં દૂધ તથા ખોરાક સંપત્તિ તરીકે સમાજના ઉપયોગમાં નથી આવતાં. તેનો યોગ્ય ઉપયોગ નથી થતો એટલે તે સંપત્તિ જ મટી જાય છે. લોખંડનો ઉપયોગ હળનું ચવડું બનાવવામાં પણ થાય અને પ્રાણ લે એવાં હથિયારો બનાવવામાં પણ થાય. વળી એ જ જીવલેણ હથિયારનો ઉપયોગ એક માણસ હિંસ્ર પશુ અથવા લૂંટારા સામે આત્મરક્ષણ અર્થે કરે અને બીજો માણસ કોઈ નિર્દોષ માણસનું ખૂન કરવામાં કરે. આમ એક જ વસ્તુ તેના ઉપયોગ પરત્વે સંપત્તિ કે વિપત્તિ બને છે.

આજે દુનિયાનાં મોટાંમોટાં રાષ્ટ્રો લડાઈનાં સાધનો પાછળ કરોડો રૂપિયા ખર્ચે છે. દેશમાં સુવ્યવસ્થા રાખવાને જોઈએ તે કરતાં બહુ મોટાં લશ્કરો અને સાધનસરંજામ દરેક રાષ્ટ્ર રાખે છે. સૌને એવી બીક પેઠી છે કે બીજું રાષ્ટ્ર પોતા કરતાં જબરું થઈ જશે અને પોતાની ઉપર હુમલો કરશે. જે રાષ્ટ્રો વેપારને નામે અન્યાય અને જુલમ કરી બીજા દેશોનું ધન લૂંટી રહ્યાં છે તેમને આવી બીક વધારેમાં વધારે છે. એટલે તેમને પોતાની લશ્કરી તૈયારી ખૂબ રાખવી પડે છે. મોટાં સામ્રાજ્યો જમાવી બેઠેલાં જૂનાં રાષ્ટ્રોની માફક પોતાનું સામ્રાજ્ય જમાવવાની ઉમેદવારીવાળાં રાષ્ટ્રો પોતાનું બળ વધારવા મોટાં લશ્કરો રાખે છે અને સાધનસરંજામ વધારતાં જાય છે. આ બધાં લશ્કરી સાધન-સરંજામ કહેવાય તો સંપત્તિ, પણ એ દુનિયાને મહાવિપત્તિરૂપ છે. જે સાધનો અને મહેનતમજૂરીનો ઉપયોગ લોકોની સુખાકારી અર્થે થઈ શક્યો હોત તેનો ઉપયોગ સમાજોપયોગી કશું કામ નહિ કરનારા એવા લશ્કરના માણસોને પોષવામાં તથા સાધન-સરંજામ સંઘરી રાખવામાં થાય છે. તેને લીધે માનવપ્રગતિનો કાંટો પાછો ઠેલાય છે.

આધુનિક અર્થશાસ્ત્ર પોતે જેને સંપત્તિ માની બેઠું છે તે વધારે પ્રમાણમાં કેમ ઉત્પન્ન થાય તેનો જ વિચાર મુખ્યત્વે કરે છે. વળી એ સંપત્તિના મૂલ્યની આંકણી માનવસુખના નહિ પણ નાણાંના ગજથી કરે છે. પોતાના માલનાં નાણાં કેટલાં ઉપજશે તેનો વિચાર જ ઉત્પાદકના મનમાં પ્રધાન રહે છે. એ વસ્તુ લોકોને ઉપયોગી કેટલી થશે, લોકોનું એ કેટલું સુખ સાધી શકશે, એ વસ્તુ તરફ ઉત્પાદકની જેમ અર્થશાસ્ત્રીઓનું પણ દુર્લક્ષ રહે છે: વસ્તુ તૈયાર કરતાં કેટલું ખર્ચ થશે તેની આંકણી પણ નાણાંના ગજથી જ કરવામાં આવે છે. તે ઉત્પન્ન કરતાં મજૂરોને કેટલું કષ્ટ પડે છે, તેમનાં શરીર કેટલાં ઘસાઈ જાય છે, તેમની આવરદા કેટલી ઓછી થાય છે, તેમની બુદ્ધિ કેટલી કુંઠિત થઈ જાય છે, તેમનાં જીવન કેટલાં નીરસ અને નિઃસત્ત્વ થઈ જાય છે તેનો વિચાર કોઈ કરતું નથી. માણસ બજારમાં કપડું લેવા જાય ત્યારે એ કપડું કેમ વાર મળે છે એનો જ તે વિચાર કરશે, પણ જો તે મિલનું કપડું હોય તો પીંજણખાતામાં કામ કરતા મજૂરનાં ફેફસાંમાં કેટલી કીટી ગઈ અને તેથી તે ક્ષયરોગનો ભોગ થઈ પડ્યો, તાણાખાતામાં મજૂરને કેટલું તણાઈ મરવું પડ્યું કે સાળખાતામાં કેટલું વણાઈ જવું પડ્યું તેનો વિચાર તેને ભાગ્યે જ આવશે.

કોઈ નવી શોધની બાબતમાં અથવા તો નવું સાહસ ઉપાડવાની બાબતમાં પણ તેની યોજનાનો વિચાર કરતી વખતે માનવજીવન ઉપર એટલે માણસના સુખ અને પ્રગતિ ઉપર તેની શી અસર થશે તેનો વિચાર કરવાની કોઈની ફરજ નથી ગણાતી તેમાંથી નાણાં શી રીતે વધારે મળશે તેનો જ વિચાર સૌ કરવા બેસી જાય છે

અર્થશાસ્ત્રનો સાચો ઉદ્દેશ તો સંપત્તિને સસ્તી અને માણસને મોંઘો બનાવવાનો છે તેને બદલે આજે અવળો જ ક્રમ ચાલી રહ્યો છે માણસ બિચારો સસ્તો થઈ ગયો છે, અને સંપત્તિ મોંઘી થઈ છે કોઈક શ્રીમંત સુંદરીને પોતાની ટોપીમાં ખોસવા માટે કે ગળે વીંટાળવા માટે સુંવાળાં પીંછાં કે મુલાયમ રુવાંટીવાળાં ચામડાં જોઈએ તેના મોંમાગ્યા દામ આપવા તે તૈયાર થાય છે અને તેથી લોભાઈને કેટલાય શિકારીઓ પોતાના જાન જોખમમાં નાખે છે એવી જ કોઈ સુંદરીના કંઠ કે હાથના શણગાર માટે કેટલાયે મરજીવા મોતી કાઢવા જીવને જોખમે દરિયામાં ડૂબકીઓ મારે છે અને આવી તો કેટલીયે ભોગવિલાસની ચીજો ભોગવવામાં તથા બનાવવામાં લોકો પોતાનાં શરીર ઘસી નાખે છે

સમાજના સુખનો આધાર જેવી રીતે સંપત્તિના વાજબી અને સાચા ઉપયોગ ઉપર છે, તેવી જ રીતે સંપત્તિની ન્યાયપુરઃસર વહેંચણી ઉપર પણ છે ખેતરમાં પાકેલા કપાસમાંથી કાપડ તૈયાર થઈને વાપરનારના હાથમાં જાય ત્યાં સુધીમાં અનેક ક્રિયાઓ જુદાજુદા માણસો કરે છે આ બધાને પોતપોતાના મહેનતાણાનો યોગ્ય બદલો મળવો જોઈએ પણ તે નથી મળતો તેથી અમુક માણસો ઓછું કામ કરવા છતાં ખૂબ શ્રીમંત અને બીજા માણસો તનતોડ મજૂરી કરવા છતાં બહુ ગરીબ જોવામાં આવે છે કોઈ દેશના કુલ ધનનો સરવાળો ઘણો મોટો હોવા છતાં જો ધનનો મોટો ભાગ દેશના થોડા શ્રીમંતોના જ કબજામાં હોય અને વસ્તીનો મોટો ભાગ ગરીબ સ્થિતિમાં હોય તો એ દેશ સંપત્તિમાન ન ગણાવો જોઈએ

એટલે જ્યાં સુધી આખી અર્થવ્યવસ્થા કેવળ સંપત્તિના ઉત્પાદન અને નાણાં ઉપર રાખીને ગોઠવાય છે પણ માનવસુખનો વિચાર તેમાં થતો નથી ત્યાં સુધી દુનિયામાં સુખ શાન્તિ સ્થપાવી અશક્ય છે કારખાનામાં કામના કલાક, મજૂરીના દર, મજૂરોના રહેવાના ઘોલકાં, જમીનના આકરા ગણોત નાણાં ધીરનારાની વ્યાજખોરી, ખેડૂતોની ખરાબી અને દુનિયાભરમાં વ્યાપી રહેલી ભયંકર બેકારી—આવાઆવા અનેક આર્થિક પ્રશ્નોનો ઉકેલ લાવવામાં પ્રચલિત અર્થશાસ્ત્ર આજે અસમર્થ નીવડયું છે તેનું મુખ્ય કારણ એ જ છે કે તેની નજર માણસ ઉપર નહિ પણ પૈસા ઉપર છે આ બધી વસ્તુઓની વીગતવાર ચર્ચા આગળનાં પ્રકરણોમાં આવશે

ચાલુ]

# પૂછશો ના—

મુરલી ઠાકુર

પ્રભાતને મંગલ પ્હોર નિત્યે
ફોરન્ત પુષ્પો વિમળાં સદાયે,
અનેકરંગી મધુરાં બ્હેકે;
આવી ઉષા સર્વની સાથ ખેલે.

"ન આભને આંગણ ખેલવાનું"
એવું વિચારી ઝરણાં મધુરાં
નીચે વહે શું ગિરિવાસ છોડી,
મીઠાં ભર્યાં વારિ ઉરે વહાવી!

કૈં કૈં સ્થળે વાસ કરી કરીને
મૂગાં વહી, માનવને કરાવી
એ વારિનાં નિર્મળ પાન મોંઘાં
પોતે મહાસાગરમાં શમાતાં.

એવા ઝરા પાસ જરા હું બેસું,
મીઠાં જરા વારિ લઈ વિમાસું:
"શા શા હશે કોડ ઉરે ભર્યા જે
મૂંગાં વહે આ જલ આમ રાને!"

શું પૂછતાં એ કદીં વાત કહેશે!
શું યે હશે ના કદીં એ કળાયે!
પુષ્પો પણે જોઉં લચી નમીને
મૂંગાં ખરે આમ વિનમ્ર ભાવે.

સખા સખી બન્ધુ સુખી ભલે હો!
મને જ બાપુ કદીં યે તમે કૈં
હવે ફરીથી જરીં પૂછશો ના.
ઉકેલ શાના? વળી વાત કેવી!
દુઃખો સુખો શાં ક્ષણ જીવવાં ત્યાં?

સહી, સહી જ્યાં બળી ભસ્મ થાવું.
પુષ્પો પણે જેમ ખરી પડે છે
હું યે કદીં એમ ખરી જઈશ
આ વિશ્વમાંથી અણજાણ દેશે

ક્યાંયે ક્યા દેશવિદેશ ઘૂમી,
એકાદ બિન્દુજલ જેમ ડૂબી
આ કાલના સાગરમા શમીશ.

શાને પછી વાત કહી નકામી
વૃથા સદા ડંખ ઉરે તમારે
જાઉં મૂકી, ભઈ ? ન તેથી હાવા
હૈયે ભરી વાત કેદી જ પૂછશો.

અનેક તત્ત્વો પ્રકૃતિ તણાં જ્યાં
ઊગી શમે, ના કે કાંઈ કહેતા,
એવા હું યે વેદન એમ સહેતો,
શમુ. રહું ના કદી કો સ્મૃતિમા.

ચાંદો ઊગે, સૂર્ય શમી જતો રહે,
અનેક તારા નભમા રમી રહે,
પાછાં બધાએ નભમાં શમી રહે,
મૂગાં હમેશા ન કદી કંઈ કહે

ભાવે ભર્યા એ સહુ આવતા ને
ના તોય કોઈ ઉરવાત બોલે,
ભાવિ ઘડ્યાં તેમ મહી, શમે છે
એવો હું યે ક્યાંય ફરી શમીશ.
માટે ફરીથી કહું, પૂછશો ના

હૈયાતણી વેદનવાત કહેવા.
ના પૂછશો ભાઈ જરી હવેથી
ના પૂછશો બ્હેન કદી હવેથી,
શમે સહુ એમ શમી જવા દો.

હૈયે પડી વાત ભલે પડી ત્યાં
ખાલી થતાં કારમી કો વળી ત્યાં
બીજી રખે વાત ફરી દમે ક્યાં !
એનાં ફરી વીતક શેં વહોરવા !

ત્રિકાલદ્રષ્ટા મુનિઓ મહર્ષિઓ
ચડ પ્રતાપી રણશૂર વીરો
આ કાલના ઘોઘમદી તણાઈ
બુદ્બુદ શા ક્યાંય ગયા ભુલાઈ;
તો ક્યાં હું ? ને ક્યાં મુજ વેદનાઓ !

# કેળવણીના ઉદ્દેશો

અનુ: ભોગીલાલ ગાંધી

૨

ત્રીજો ગુણ આપણે સંવેદનાક્ષમતાનો નોંધી ગયા છીએ. એ એક રીતે જોતાં, કેવળ હિંમતને શુદ્ધ કરે છે. જે માણસ ભય જોઈ શકતો જ નથી, તેનામાં હિંમતભર્યું વર્તન બહુ સહજ જોવામાં આવશે. પરંતુ આવી હિંમત ઘણીવાર મૂર્ખતા હોવાનો સંભવ છે. પૂરેપૂરું જ્ઞાન હોય અને બને તેટલી તેની વધુ સમજણ હોય તે પછી જે હિંમત જોવામાં આવે તેનું જ મહત્ત્વ છે. આ જ્ઞાન બે સ્વરૂપમાં માણસને મળે છે.

જો તદ્દન શાસ્ત્રીય વ્યાખ્યા દોરવી હોય તો એમ કહી શકાય, કે જે વ્યક્તિમાં ઘણાં ઉદ્દીપનો લાગણી જગાડતાં હોય તે વ્યક્તિ લાગણીની બાબતમાં સંવેદનાક્ષમ કહી શકાય. પણ આ વિશાળ અર્થમાં આ ગુણ કંઈ સારો જ છે એમ ન કહેવાય. સંવેદનાક્ષમતા સારી તો ત્યારે જ કહેવાય કે જ્યારે એને લીધે નીપજતા લાગણીના પ્રત્યાઘાતો કોઈ ને કોઈ રીતે પણ યોગ્ય હોય. કેવળ ઉગ્રતા બસ નથી. જે ગુણને લીધે અનેક વસ્તુઓ અને યોગ્ય વસ્તુઓ મન ઉપર આનંદદાયી અથવા એથી ઊલટી અસર કરી શકે છે તે ગુણની વાત કરું છું. પણ યોગ્ય વસ્તુઓ જ શી છે?—તે પહેલાં સમજીએ. બાળક પાંચ મહિનાનું થાય ત્યાં સુધી તો એને ખોરાક તથા હૂંફમાંથી મળતા કેવળ ઇન્દ્રિયના સુખનો જ અનુભવ હોય છે, પણ ત્યારપછી તે સામાજિક લોકસ્તુતિમાંથી સુખ મેળવવા માંડે છે—આને હું પહેલું પગથિયું ગણું છું. નાના બાળક સુદ્ધાંને વખાણ ગમે છે અને ઠપકાને તે ધિક્કારે છે. એને લીધે તો બાળક આનંદી વર્તન રાખતું થાય છે. આ દૃષ્ટિએ ખરેખર એ બહુ કીમતી છે. લોભવૃત્તિને સંયમિત કરવામાં પણ આ એક સુંદર સાધન છે. આપણે વખાણ કરવામાં જરા વધારે વિવેક વાપરીએ તો એ હજી વધુ કીમતી નીવડે. પણ જ્યાં લગી વધારેમાં વધારે લોકોનાં ખૂન (યુદ્ધોમાં) કરનારાઓને 'વીર' ગણી તેમની પ્રશંસા કરવામાં આવે છે, ત્યાં લગી કેવળ લોકપ્રશંસાની આશાએ લોકો સારું જીવન ગાળે એ સંભવિત નથી લાગતું.

ઇષ્ટ સંવેદનાક્ષમતાના વિકાસમાં સમભાવ એ બીજું પગથિયું છે. એક તો, કેવળ શારીરિક સમભાવ છે. જેમકે—તદ્દન નાનું બાળક તેના ભાઈ કે બહેનને રડતાં જોઈ રડવા માંડે છે. હું ધારું છું, કે વધુ વિકાસને માટે આ એક પાયારૂપ છે. બે પ્રકારનો વિકાસ જરૂરી છે. એક તો, જે વ્યક્તિ આફતમાં હોય એની સાથે આપણો ખાસ સ્નેહ-સંબંધ ન હોય છતાં પણ તેને માટે સમભાવ થાય તે. અને બીજું, આપણી નજર સમક્ષ ન હોય છતાં કોઈક આફતમાં છે એટલું માત્ર સાંભળીએ જ તે ઉપરથી લાગણી થાય તે. બીજા પ્રકારના વિકાસનો ઘણો આધાર બુદ્ધિ ઉપર છે. એથી જ કોઈ એક સુંદર નવલ-

કથામાં તેનાં સંકટગ્રસ્ત પાત્રોનું વિવિધ અને મર્મસ્પર્શી આલેખન વાંચતાં આપણું હૃદય સમભાવથી ઊભરાઈ જાય એવું બને છે, અથવા એને લીધે કોઈ માણસનું હૈયું માત્ર આંકડાઓ વાંચીને જ હેલમલી ઊઠે એમ પણ બને છે. આ અમૂર્ત (abstract) સમભાવ જેટલો મહત્ત્વનો છે તેટલો જ વિરલ પણ છે.

પોતાનું કોઈ એક સ્નેહી કૅન્સરથી પીડાતું હોય ત્યારે તો સૌ કોઈનું હૃદય વલોવાઈ જાય છે. ઇસ્પિતાલમાં અજાણ્યા દરદીઓનાં દુઃખ જોઈને પણ ઘણાં હાલી ઊઠે છે. છતાં એ જ લોકો છાપામાં વાંચે કે કૅન્સરથી નીપજતું મૃત્યુપ્રમાણ અમુક છે ત્યારે એમનું રૂવાંડું પણ ભાગ્યે જ ફરકે છે—અથવા રખેને પોતે અથવા પોતાનું કોઈક નિકટનું સ્વજન એમાં ઝપટાઈ જાય એ ભયને કારણે જ ક્ષણભર આર્દ્ર બની જાય છે. યુદ્ધ વિષે પણ એમ જ છે. જ્યારે પોતાના છોકરા કે ભાઈનાં અંગ કપાઈ જાય ત્યારે એમનાં રૂવાંડાં ઊભાં થઈ જાય છે. પરંતુ લાખો માણસો કપાઈ જાય છે ત્યારે તેમને લાખોગણી ભયંકરતા લાગતી નથી. ઊલટું એમ બને છે કે કોઈ માણસ વ્યક્તિ સાથેના સંબંધમાં માયાળુ હોવા છતાં, યુદ્ધને ઉત્તેજન મળે તેવા ધંધાદ્વારા અથવા 'પછાત' દેશોમાં બાળકો ઉપર થતા અત્યાચારોદ્વારા પોતાની કમાણી સાધી લેવા તે ચૂકતી નથી. આ બતાવે છે કે કેવળ અમૂર્ત ઉદ્દીપનોદ્વારા સમભાવ ઉત્પન્ન થતો નથી. જો આનો કોઈ ઉપાય જડી જાય તો આજની દુનિયાના મોટા ભાગના અનિષ્ટોનો અંત આવે. વિજ્ઞાને દૂરદૂરના લોકોનાં જીવન ઉપર અસર કરવાની શક્તિ ખૂબ જ વધારી મૂકી છે, પણ એમના પરત્વે આપણો સમભાવ વધાર્યો નથી. ધારો કે તમે શાંગહાઈની એક રૂની પેઢીના શૅરહોલ્ડર છો. પૈસા રોકવામાં તમારી દૃષ્ટિ માત્ર નાણાં-વિષયક જ છે. શાંગહાઈ કે રૂ વિષે તમને બીજો કશો રસ નથી. માત્ર તમને તમારા વ્યાજની પડી છે. આમ છતાં ઊંડો વિચાર કરશો તો તમને સમજાશે કે શાંગહાઈના એ ઉદ્યોગના કારખાનામાં નિર્દોષ લોકોની થઈ રહેલી કતલના તમે ભાગીદાર છો. અને જો એ અકુદરતી તથા ભયંકર હાડમજૂરીમાં નાનાં બાળકોને પિસાઈ મરવાની ફરજ પડે છે તે બંધ થાય તો તમારું વ્યાજ અદૃશ્ય થઈ જાય. આમ છતાં તમે હાલી ઊઠતા નથી કારણ કે તમે બાળકોને પિસાતાં જોયાં નથી, અને અમૂર્ત ઉદ્દીપનની તમને અસર થતી નથી. મોટા પાયા ઉપરના ઉદ્યોગો ઘાતકી હોય છે તથા આધીન પ્રજા પરના જુલમો શા માટે સહી લેવામાં આવે છે તેનું એક મૂળ કારણ તો આ દર્શાવ્યું તે છે. જો કેળવણીમાં અમૂર્ત ઉદ્દીપનોદ્વારા સંવેદનાક્ષમતા જન્માવવાનું બની શકે તો પછી આવી સ્થિતિ એક ઘડી પણ ટકી શકે ખરી ?

હવે આપણે જ્ઞાનવિષયક સંવેદનાક્ષમતા તથા કલાવિષય સંવેદનાક્ષમતાને લગતા પ્રશ્નોની ચર્ચા ન કરતાં શરૂઆતમાં ગણાવેલા ચોથા ગુણ—બુદ્ધિ—વિષે વિવેચન કરીશું.

પરંપરાગત નીતિમાં મોટામાં મોટો દોષ એ છે કે એણે બુદ્ધિની બહુ જ હલકી કિંમત આંકી છે. ગ્રીક લોકોએ આ ભૂલ કરી નહોતી. પણ પાદરીઓએ લોકોના મનમાં એમ ઠસાવી દીધું કે પુણ્ય સિવાય બીજા કશાની કશી કિંમત નથી. અને પુણ્ય એટલે ? જે જે કાર્યોને મનસ્વી રીતે 'પાપ' ગણી કાઢ્યાં હતાં તે બધાં કાર્યો ન કરવાં તે ! જ્યાં લગી આવું વલણ કાયમ રહે ત્યાં લગી લોકોને ગળે એ વાત

ઊતરવાની જ નથી કે માણસ યંત્રની માફક પરંપરાગત રીતે પુણ્ય કરે એના કરતાં બુદ્ધિ વધારે લાભદાયી છે. જ્યારે હું બુદ્ધિ શબ્દ વાપરું છું ત્યારે તેમાં જ્ઞાનનો તથા જ્ઞાનગ્રહણ કરવાની શક્તિનો—બંનેનો સમાવેશ કરું છું. ખરી રીતે બંનેનો ગાઢ સંબંધ છે. પ્રૌઢ વયના અભણ માણસોને આરોગ્ય અને ખોરાક વિષે વિજ્ઞાન શું કહે છે તે સમજાવવું મુશ્કેલ છે. તેઓ તે માની શકતા જ નથી. ઊલટો, માણસ જેમજેમ ભણતો જાય છે તેમતેમ વધારે ભણવું એને માટે સરળ બને છે. અજ્ઞાન માણસોની દૃષ્ટિ જડ થઈ ગઈ હોય છે. જે બાબતમાં શંકાશીલ થવું જોઈએ ત્યાં ભોળપણ બતાવે છે, અને જેમાં નવી વાત સ્વીકારી લેવા જેવું હોય તેમાં તેઓ શંકા કર્યા કરે છે. 'બુદ્ધિ' એટલે 'પ્રાપ્ત કરેલું જ્ઞાન' નહિ, 'જ્ઞાન પ્રાપ્ત કરવાની આવડ' છે. સાચું છે, કે આ આવડત પિયાનો વગાડનાર કે નટની આવડતની માફક અભ્યાસ વિના નથી આવતી. અલબત્ત, ઢગલાબંધ માહિતી આપવી એ કંઈ બહુ મોટી વાત નથી. એમાં બુદ્ધિ જરા પણ ન કેળવાય એમ પણ બની શકે. ઘણીવાર એવું થાય છે જ. પણ એનાથી ઊલટું—માહિતી આપ્યા વિના, જ્ઞાન પ્રાપ્ત કરાવ્યા વિના, બુદ્ધિ કેળવવી અશક્ય છે એમ હું માનું છું. અને આપણી જટિલ અર્વાચીન દુનિયાનું જીવન ટકાવવું હોય તો બુદ્ધિ વિના આરો નથી. એ નહિ હોય તો પ્રગતિની કશી આશા નથી. એટલે બુદ્ધિની ખિલવણીને હું કેળવણીનો એક મુખ્ય હેતુ ગણું છું. આ વસ્તુ બહુ સામાન્ય લાગશે પણ એમ નથી. સાચી મનાતી આવેલી માન્યતાઓ બાળકોના મગજમાં ઘુસાડવાની ઇચ્છા કેળવણીકારોમાં એટલી બધી હોય છે કે બુદ્ધિની સ્વતંત્ર ખિલવણી પ્રત્યે તેઓ તદ્દન ઉદાસીન રહે છે. વધારે સ્પષ્ટતા ખાતર 'બુદ્ધિ'ના સ્વરૂપનો જરા વધારે ખ્યાલ આપવો જરૂરી છે. તે ઉપરથી કેવા પ્રકારની ટેવો મનને પડવી જોઈએ તે જણાશે. એટલે હું કેવળ જ્ઞાન પ્રાપ્ત કરવાની આવડતની જ ચર્ચા કરીશ, જ્ઞાનના ભંડોળની નહિ.

બૌદ્ધિક જીવનનો સ્વાભાવિક પાયો જિજ્ઞાસા છે. પ્રાણીઓમાં એનું પ્રાથમિક સ્વરૂપ દેખાય છે. બુદ્ધિ માટે તો ચપલ જિજ્ઞાસાવૃત્તિની જરૂર હોય છે. પણ તે અમુક પ્રકારની જ હોવી જોઈએ. અંધારું થયા પછી ગામડિયાઓ બારીમાંથી છાનામાના ડોકિયાં કરે છે એમાં ય એક પ્રકારની જિજ્ઞાસા તો છે. પણ તે બહુ ઊંચા પ્રકારની નથી. ઘણા માણસોમાં ગામ-ગપાટાનો જે શોખ જોવામાં આવે છે તેની પાછળ જ્ઞાન પ્રત્યેનો પ્રેમ નહિ પણ દ્વેષવૃત્તિ હોય છે. જ્યારે સાચી જિજ્ઞાસાવૃત્તિ તો જ્ઞાન પ્રત્યેના સાચા પ્રેમમાંથી જાગે છે. આ વૃત્તિ તેના સાધારણ શુદ્ધ સ્વરૂપમાં જોવી હોય તો એક બિલાડીને તદ્દન અજાણ્યા ઓરડામાં લાવો અને પછી જુઓ કે ખૂણેખૂણો અને બધું રાચરચીલું સૂંઘતી સૂંઘતી તે કેવી ફરે છે! જ્યારે એક બાળક આગળ, દરરોજ બંધ રાખવામાં આવતું કબાટ એક દિવસ તેને જોવા માટે ઉઘાડવામાં આવે ત્યારે કેટલા આવેગપૂર્ણ રસથી એ તેનું નિરીક્ષણ કરી રહે છે! પ્રાણીઓ, યંત્રો, વાવાઝોડા, અને બધા પ્રકારનાં શારીરિક કામો જોઈને બાળકોની જિજ્ઞાસા ઝાલી નથી રહેતી, એની જ્ઞાનશોધક વૃત્તિ આગળ મોટેરાઓને પણ માથું નીચું ઘાલવું પડે છે. જેમ-જેમ ઉંમર વધતી જાય છે તેમતેમ આ વૃત્તિ નબળી પડતી જાય છે. અને આખરે તો અપરિચિત વસ્તુ પ્રત્યે ઘૃણા જ થવા માંડે છે, તે એટલે સુધી કે એની વધુ પરિચય કરવાની જરાય ઇચ્છા રહેતી નથી. આ વખતે લોકો બરાડે છે: "દેશનું સત્યાનાશ વળવા બેઠું છે.

અને અમે નાનાં હતા એ વખતના જેવું કશું રહ્યું નથી.'' પણ ખરું જોતાં બધી વસ્તુ નાનપણમાં હતી તેવી ને તેવી હોય છે—જો કંઈ બદલાઈ ગયું હોય, તો તે માત્ર, એ લોકોની જિજ્ઞાસાવૃત્તિ જ! અને જિજ્ઞાસાવૃત્તિ મરી જવાની સાથે જ બુદ્ધિ પણ કામ કરતી અટકી જાય છે.

બાળપણ વીત્યા બાદ જિજ્ઞાસાની પ્રબળતા અને વિશાળતા ઘટે છે. છતાં ઘણા વખત સુધી એની જાતમાં સુધારો થતો રહે છે એમ બને છે. અમુક હકીકતો સંબંધીની જિજ્ઞાસા કરતાં સામાન્ય વિધાનો વિષેની જિજ્ઞાસામાં ઊંચા પ્રકારની બુદ્ધિ રહેલી હોય છે. સામાન્ય રીતે એમ કહી શકાય છે, કે વિધાનો જેમજેમ ઊંચી કક્ષાનાં તેમતેમ બુદ્ધિનું પ્રમાણ સવિશેષ—જોકે આ નિયમને અપવાદ નથી એમ માનવાની જરૂર નથી. સ્વાર્થને કારણે જે જિજ્ઞાસા થઈ હોય છે તેના કરતાં જ્યાં અંગત લાભાલાભ જેવું કશું નથી હોતું તે બાબતની જિજ્ઞાસા ઉચ્ચ કક્ષાની ગણી શકાય. અજાણ્યા ઓરડામાં લઈ જવામાં આવેલી બિલાડી શાસ્ત્રીય શોધકની જેમ તદ્દન નિઃસ્વાર્થ વૃત્તિથી અહીંતહીં ભટકે છે, એમ ન કહેવાય. કદાચ ઉંદરની શોધમાં પણ એ કેમ ન હોય? ગમે તેમ, જ્યારે જિજ્ઞાસાવૃત્તિ અને સ્વાર્થનો સંબંધ સીધો અને દેખીતો નથી હોતો પરંતુ થોડી બુદ્ધિ વાપરીએ તો જ માલમ પડે એવો હોય છે ત્યારે તે જિજ્ઞાસાવૃત્તિ ઉત્તમ પ્રકારની કહી શકાય.

જો જિજ્ઞાસા પરિણામદાયી નીવડે એમ આપણે ઇચ્છતા હોઈએ તો એને જ્ઞાન મેળવવાની એક રીત ગણવી જોઈએ. એ ઉપરાંત, નિરીક્ષણની ટેવ, જ્ઞાનની શક્યતા વિષે ખાતરી, ધીરજ અને ઉદ્યોગ તો જોઈએ જ. જિજ્ઞાસાવૃત્તિની મૂળ મૂડી હોય અને બુદ્ધિને યોગ્ય કેળવણી મળી હોય તો આ વસ્તુ આપમેળે વિકાસ પામશે. પરંતુ આપણું બૌદ્ધિક જીવન આપણી પ્રવૃત્તિનો એક ભાગ માત્ર છે તેને લીધે, અને આપણી જિજ્ઞાસાવૃત્તિ નિરંતર બીજા આવેગોની સાથે અથડામણમાં આવ્યા કરતી હોવાને કારણે કેટલાક બૌદ્ધિક સદ્‌ગુણોની આપણને જરૂર પડે છે, જેવું કે—મનનું મોકળાપણું. આપણી ટેવો અને ઇચ્છાઓ નવા સત્યમાં પ્રવેશ કરતાં આપણને અટકાવે છે. સંખ્યાબંધ વર્ષોથી આપણે જે દૃઢતાપૂર્વક માનતા આવ્યા હોઈએ તેનો અને આપણી આત્મગૌરવની અથવા એવી બીજી મૂળભૂત વૃત્તિને પોષે એવી વસ્તુનો ઇનકાર કરવો આપણને અતિશય મુશ્કેલ લાગે છે. માટે જ, કેળવણી જે કેટલાક ગુણો ઉત્પન્ન કરવા માગે છે તેમાં મનનું મોકળાપણું એક મુખ્ય ગણાવો જોઈએ. આજે આવું બહુ જ ઓછું થાય છે.

બૌદ્ધિક પ્રમાણિકતા અને શારીરિક શૌર્ય માટે હિંમત અનિવાર્ય છે. આપણે માનવા ઇચ્છીએ તેનાં કરતાં વાસ્તવિક જગત વધારે ગૂઢ છે. જિંદગીના પહેલા દિવસથી જ આપણે અનિશ્ચિત અનુમાનો બાંધવા માંડીએ છીએ અને બાહ્ય પ્રકૃતિના નિયમો સાથે આપણી માનસિક ટેવોને ગૂંચવી નાખીએ છીએ. બધા પ્રકારની બૌદ્ધિક વ્યવસ્થાઓ—ક્રિશ્ચિયાનિટી, સમાજવાદ, સ્વદેશાભિમાન—તૈયાર જ છે. 'ગુલામી'ના બદલામાં 'સલામતી' આપનારાં અનાથ બાળકોનાં આશ્રિતગૃહો જ જાણે ન હોય! સ્વતંત્ર માનસિક જીવન રૂઢિના ખીમામાં ઢાળી દીધેલા જીવન જેટલું હૂંફાળું, સગવડિયું અને મળતાવડું ન હોઈ શકે. નિશ્ચિત સિદ્ધાન્તોની ગરમી બહાર કકડતી ઠંડીમાં વંટોળનું તોફાન ચાલી રહ્યું હોય તે વખતે ઘરમાં તાપવાની સગડીમાંના દેવતા જેવી હૂંફાળી છે.

હવે આપણે એક વધારે અઘરા સવાલ ઉપર આવીએ છીએ: વ્યક્તિનું શુભ જીવન ટોળાંજીવનથી કેટલે અંશે મુક્ત હોવું જોઈએ? આપણે જેને આપણા તરીકે ગણતા હોઈએ તે—આપણું કુટુંબ, પડોશીઓ, સાથીઓ, આપણી રાજકીય મંડળી, આપણો પોતાનો દેશ—સૌ સાથે સારો સંબંધ જાળવવાની આપણને સ્વાભાવિક ઇચ્છા હોય છે. આ તદ્દન સ્વાભાવિક છે કેમકે સહકાર વિના જીવનનો આનંદ શી રીતે અનુભવી શકાય? પણ સવાલ તો એ છે કે ટોળાંનો સહકાર મેળવવાની ઇચ્છાને આપણે બિલકુલ સંમતિ આપવી ઇષ્ટ છે કે કેળવણીદ્વારા તેને શિથિલ કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ? મને ચોક્કસ લાગે છે, કે કોઈ પણ એક પક્ષ તરફ ઢળી પડ્યા વિના બંનેનું યોગ્ય પ્રમાણ શોધી કાઢવામાં જ ખરો જવાબ રહેલો છે. એટલે બીજાને ખુશ કરવાની અને તેમનો સહકાર લેવાની ઇચ્છા પ્રબળ છતાં મિત હોવી જોઈએ. અમુક મહત્ત્વના સંજોગો વખતે તેના ઉપર બીજી ઇચ્છાઓ પ્રવર્તી શકે એમ હોવું જ જોઈએ. બાકી એનો બિલકુલ ઇનકાર કરીએ તો આપણે તદ્દન હેવાન બની જઈએ, કુટુંબથી માંડીને બધાં સામાજિક મંડળોનું અસ્તિત્વ જ અશક્ય બની જાય. જો નાનાં બાળકો તેમનાં માબાપના સારા અભિપ્રાય માટે જરાય ઉત્સુક ન રહે તો, તેમની કેળવણી અતિશય મુશ્કેલ બની જાય. આવેશોમાં પણ જે ચેપીપણું છે તેનો સદુપયોગ થઈ શકે—જો વધારે ડાહ્યા માણસોનો ચેપ ઊતરતા લોકોને લાગતો હોય તો. પરંતુ એકાએક આવી પડતા ભય અને ક્રોધની બાબતમાં એથી ઊલટું જ પરિણામ આવે છે. આમ આવેશ ગ્રહણ કરવાની શક્તિનો પ્રશ્ન બિલકુલ સરળ નથી. કેવળ બૌદ્ધિક બાબતોમાં પણ મુદ્દો સ્પષ્ટ નથી. છતાં, સાધારણ માણસો જો જાતે વિચાર કરતા થાય તો તેમના અભિપ્રાયો આજે છે તે કરતાં બહુ ઓછા અક્કલવગરના રહે. સામાન્ય માણસોમાં 'પ્રમાણ' ઉપર આધાર રાખવાની વૃત્તિ આવે તો વિજ્ઞાનમાં તો તે બહુ જ ઉપકારક છે.

માણસે સ્વતંત્ર રીતે નિર્ણયો કરતા થવું જોઈએ એનો અર્થ એ નથી કે માણસે શાસ્ત્રીય જ્ઞાનમાં નિષ્ણાતોના અભિપ્રાયો ગણકારવા નહિ. પણ ઘણી વાતમાં માણસ પોતાની સ્વતંત્ર બુદ્ધિથી નિર્ણય કરે તો વધારે સારું પરિણામ આવે એમ હોય છે છતાં ટોળાંવૃત્તિથી જ જીવનના ઘણા પ્રસંગો એ ઉકેલે છે. જે બાબતમાં આપણે બરાબર જ્ઞાન ધરાવતા હોઈએ તેને વિષેનો આપણો અભિપ્રાય લોકપ્રિય થાય એવો ન હોય છતાં અગત્યનો હોય તો આપણે તે વ્યક્ત કરવાની હિંમત કેળવી લેવી જોઈએ. આ વિશાળ નિયમને વ્યવહારમાં લાગુ પાડતાં મુશ્કેલી પણ આવે. પણ આપણે આ પ્રકરણમાં જે ગુણોની ચર્ચા કરી ગયા તે ગુણો ધરાવતા સમાજમાં આ વસ્તુ એટલી મુશ્કેલ નહિ રહે. પછી તે સમાજમાં સાધુ પુરુષ ઉપર જુલમ નહિ ગુજરતો હોય, એટલે સારા માણસને શિંગડાં ઊંચાં કરવાના પ્રસંગો જ નહિ આવે, એટલે તેનામાં મિથ્યા અહમ્ પેદા નહિ થાય. સાધુતા તેને સહજ થઈ ગઈ હશે, અને એમાંથી જ તેને સુખ મળી રહેતું હશે. એનો પાડોશી એનો ધિક્કાર નહિ કરતો હોય કારણ કે એનાથી ડરવાનું કારણ એને નહિ હોય. જે લોકો પાયો નાંખનારા હોય છે તેમને લોકો ધિક્કારે છે, કેમકે તેઓ ત્રાસ ફેલાવનારા દેખાય છે. પરંતુ જેમનામાં સાચી હિંમત છે તેમનામાં કદી ત્રાસ વર્તાવવાની વૃત્તિ હોઈ શકે જ નહિ. જે માણસો ભયભીત હોય છે તેઓ જ કુ ક્લુક્સ ક્લેન અથવા ફેસીસ્ટી જેવી ત્રાસ ફેલાવનારી મંડળીઓના સભ્યો હોઈ શકે. બહાદુર લોકોની દુનિયામાં આવી જુલમી સંસ્થાઓ ટકી શકે નહિ, અને એથી જ શુભજીવન જીવવા

ખાતર સહજ વૃત્તિઓ સામે જે ઝઘડો કરવો પડે છે તે ખૂબ ઓછો થઈ જશે. તો જ સારો સમાજ ઉત્પન્ન થાય અને ટકે. અને ત્યારે જ હિંમતનો ઉપયોગ કરવાના પ્રસંગો જ ઓછા થતા જશે.

કેળવણીના પ્રતાપે જે સમાજનાં સ્ત્રીપુરુષોમાં જીવનશક્તિ, હિંમત, સંવેદનાક્ષમતા અને બુદ્ધિ—આ ચારે સદ્ગુણો વધારેમાં વધારે વિકસેલા હશે તે સમાજ આજ લગીના કોઈ પણ સમાજ કરતાં અતિશય જુદો હશે. બહુ જ થોડા માણસો દુઃખી હશે. આજે દુઃખનાં મોટાં કારણો રોગ, ગરીબી, અને અસંતોષકારક દાંપત્યજીવન છે. આ બધું બહુ જ ઓછું જોવામાં આવશે. સુંદર સ્વાસ્થ્ય તો સર્વવ્યાપક હશે અને 'ઘડપણ' પણ ખૂબ મોટી ઉંમરે આવતું હશે. ઔદ્યોગિક ક્રાન્તિ પછીની ગરીબીનું કારણ સમૂહગત જડતા જ છે. સંવેદનાક્ષમતાને લીધે લોકોમાં તે દૂર કરવાની ઇચ્છા જાગશે. બુદ્ધિ તેમને માર્ગ બતાવશે અને હિંમત તેમને તે માર્ગ ગ્રહણ કરવા પ્રેરશે. આજના મોટા ભાગના લોકોનું દાંપત્યજીવન થોડાવત્તા પ્રમાણમાં અસંતોષી છે. આનું કારણ કેટલેક અંશે ખરાબ કેળવણી અને કેટલેક અંશે સત્તાવાળાઓની તથા રૂઢિની સતામણી છે. એક આખા જમાનાની સ્ત્રીઓમાંથી યોનિવિષયક અકારણ ભય ભૂંસી નાખવામાં આવે તો એનો અંત આવી જાય. આજે તો સ્ત્રીઓને શીલવતી બનાવવા માટે 'ભય' એ જ એક માર્ગ છે એમ મનાવવામાં આવે છે. અને એથી એમને શરીરથી બાયલાં થતાં ઇરાદાપૂર્વક શીખવવામાં આવે છે. જે સ્ત્રીની પ્રેમવૃત્તિ ચિમળાઈ ગઈ છે તે પોતાના પતિને ક્રૂર અને પાખંડી બનવામાં ઉત્તેજન આપે છે, અને તેનાં બાળકોની સહજવૃત્તિઓ વક્ર બને છે. એક જમાનાની બધી એ બધી સ્ત્રીઓ બસ નિર્ભય બની જાય, તો એવાં જ નિર્ભય બાળકોનો નવો જમાનો પેદા કરી તેઓ આખી દુનિયાને પલટાવી નાખે! પછી એ નવી પ્રજામાં આજની વિવિધ પ્રકારની વિકૃતિ તો ક્યાંથી જ જોવામાં આવે! સરળ, નિષ્કપટ, ઉદાર, પ્રેમળ અને સ્વતંત્ર નૂતન પ્રજા શું ન કરી શકે? એમનો ઉત્સાહ ક્રૂરતા અને પીડાને તો ક્યાંય ભસ્મ કરી નાંખે! આજે આપણે એદી, બાયલા, પથ્થરહૃદયના અને બેવકૂફ ન હોત તો આ બધું સહન કરવાનું ન હોત. કેળવણીએ જ આપણને આ દુર્ગુણો આપેલા છે અને કેળવણી જ આપણને એના વિરોધી સદ્ગુણો આપી શકે. કેળવણી એ નવી દુનિયાની ચાવી છે.*

---

* બર્ટ્રાંડ રસલકૃત 'ઑન એડ્યુકેશન'નું બીજું પ્રકરણ. આ લેખના પહેલા હપ્તા માટે જુઓ 'પ્રસ્થાન' પુસ્તક ૨૦, અંક ૧, પૃષ્ઠ ૧૫.

# દર બહરે ઈશ્ક

પતીલ

:: ગઝલ ::

૧ પડી બેહોશ છે પ્યારી
મ્હારી દિલબરી નીચે ?
પડેલી છે ઊભી અથવા સિતમગરની છરી નીચે ?

૨ નથી તું ખોલતી તારી
હયાથી—બંધ—આ—આંખો
દબાતી આરસી જેવી તપેલી અસ્તરી નીચે !

૩ જતાં ક્યાં આપણે ચાલ્યાં
મૂકી ગર્દન ઉપર ગર્દન ?
ઊંચે છે રાત અંધારી—સફર સાહસભરી નીચે !

૪ ઉછાળા મારતાં મોજાં
ભયાનક જ્યાંય આફતનાં
તણાતાં ત્યાંય આપણુ બે રહી સોદાગરી નીચે.

૫ અરે બેદાદ ઓ ફિત્ની !
થતી ઝીરો ઝબર મારી,
ખલાસી ક્યાં હશે તારો, ગઈ જો પાધરી નીચે ?

૬ રહી છે ના ખબર મુજને—
કહું શું, હાય ! હું તુજને !
થતી મારી ખતા આ, કે ખતા આ તાહરી નીચે ?

૭ કરીશું યત્ન બચવાને,
મદદ એકેકની લઈને;
ભૂલી જઈને કર્યાં પાપો બૂરી શુરમાગરી નીચે !

૮ મૂક્યા વિશ્વાસ છે હાવે
પતીલે સર્વ તારામાં,
જમાના ક્રૂર કિસ્મતની કસોટી આકરી નીચે !

# ક્વેટા ચિત્રકલા પ્રદર્શન

'તપસ્વી'

ક્વેટાના ધરતીકંપના ફાળા માટે મુંબઈમાં એક ચિત્રોનું પ્રદર્શન આઠ દિવસ ખુલ્લું રહ્યું. તેમાં માત્ર મુંબઈના ચિત્રકારોનાં જ ચિત્રો હતાં. પણ મુંબઈ પણ પશ્ચિમ હિંદનાં ચિત્રોનું એક કેન્દ્ર છે, અને તેમાં મોટો ભાગ ગુજરાતી ચિત્રકારોનો હતો એ રીતે તે ખાસ ધ્યાનને પાત્ર બને છે.

આ પ્રદર્શનદ્વારા ક્વેટાને તો જાણે યથાશક્તિ સહાય પહોંચશે જ. પરંતુ મુંબઈની જનતાને પણ એથી કલાનો રસ ચાખવા મળ્યો. આ પ્રદર્શનની ખાસ વિશિષ્ટતા તો એ હતી કે કલામાં—ચિત્રોમાં રસ લેતા કરવા માટે પ્રદર્શિત ચિત્રોની માહિતી આપવામાં આવતી, પ્રવચનો પણ થતાં. એટલે સામાજિક કળાકેળવણીની પ્રવૃત્તિનાં પણ શ્રીગણેશ મંડાયાં.

પ્રદર્શનમાં ઉલ્લેખનીય ચિત્રોમાં શ્રી. અહિવાસીનું 'નામકરણ' એમની પીંછીનું રત્ન સમાન છે. મથુરાનું વાતાવરણ અને સામાજિક રીતભાત, પહેરવેશ, માનવી સ્વાભાવિક ટેવોનું વિશાળ અવલોકન બારીક નજરે જોનારને જરૂર મળે. તેનું પણ તેથી જુદી જ પદ્ધતિએ ચીતરાયેલું 'મન્મથ', બુદ્ધ ભગવાનની હિંદમાં પુનઃપ્રતિષ્ઠા કરાવવાનો આદેશ દેવા કલાકારે 'પુનઃપ્રતિષ્ઠા'નું ચિત્ર સર્જ્યું છે. પૂજારિણીનું અંગડોલન અને વસ્ત્રોની સ્વાભાવિકતા જોઈને, બંગાળી ઢબનાં પાટિયાં જેવાં વસ્ત્રો જોઈ કંટાળેલી આંખ અહીં વિરામ અનુભવે છે. 'સંત હરિદાસ' જોતાં હૃદયમાં શાંતિનો સચાર થતો ભાસે છે. સંગીતની અદ્‌ભુત અમર સાથે આ ચિત્રની અસર સરખાવતાં જરાય અતિશયોક્તિ નથી થતી. શ્રી. શુક્લનાં 'જ્ઞાત–અજ્ઞાત–યૌવના', 'પ્રભાત થઈ!' અને 'પ્રવાસીઓ' એમને યુવાન કલાકારોમાં મોખરે મૂકનારાં ચિત્રો છે. 'પ્રભાત થઈ!'નું આલેખન શુદ્ધ હિંદી ઢબે થયેલું છે. શુદ્ધ હિંદી વાતાવરણની મનોહર સુવાસ, હિંદી રાચરચીલું વગેરે સારા સ્વરૂપે રજૂ કરી ભુલાતી હિંદી કારીગરીનો શ્રી. શુક્લે પ્રચાર કર્યો છે.

ચિત્ર જોઈને હાસ્યની છોળો ઉછાળવી હોય તો કુમારી આલુબહેન મુકાદમનાં ચિત્રોમાં 'મદારી' એક નમૂનો છે. તેવું જ શ્રી. કાન્તિલાલ શેઠનું 'રજળુ છોકરાં' (ટ્રુઅન્ટ્સ) છે. બન્ને ચિત્રો કલાકારની ચકોર અને જાગૃત દૃષ્ટિનાં પરિણામ હોય એમ લાગે છે. 'મદારી'માં રિસાયેલી વાંદરીને વરરાજા વાંદરો મનાવવા જાય છે, એ અતિશય સ્વાભાવિક લાગે છે; ચિત્રની રચનામાં પણ એ ચિત્ર પરિપૂર્ણ છે, અને તદ્દન મૌલિક કૃતિ છે. એમાં પદ્ધતિઓના નામનું ધતિંગ નથી.

'રજળુ છોકરાં'માં શાળાજીવનના પ્રસંગનું ચિત્રામણ થયું છે. છોકરાઓ શાળામાં ન જતાં કોઈ પુલની ઓથે બેસી બીડીઓ ફૂંકતાં નજરે પડે છે. પુસ્તકો અને દફતરપાટી

એક બાજુ અસ્તવ્યસ્ત પડ્યાં છે. કેટલું આનંદજનક છતાં સમાજનું ધ્યાન ખેંચનારું ચિત્ર છે! પોતાની પ્રજા કયે પંથે વળે છે તેનું એ ભાન કરાવનારું છે.

સ્વ. કલાકાર શ્રી. જમુ સંપતની મૂળ પ્રતો જોવાની તક પણ આ પ્રદર્શનમાં મળી. એમનું 'ભેટ' નામનું ચિત્ર વિચારોના મંથન પછી ઉપજેલું લાગે છે. કલમમાં બળ હતું તેટલું આ ચિત્રમાં ઠાલવવા શ્રી. સંપતે પ્રયત્ન કર્યો હોય એમ ભાસે છે. સ્ત્રી પોતાના પતિને પોતાનું પ્રથમ બાળક અર્પણ કરે છે. આટલી જ સાદી આ ચિત્રની વીગત છે પરંતુ એ તદ્દન મૌલિક છે. રોજના જીવનને જોઈને તેમાંથી ચિત્રો ઉપજાવનારાં આંખ અને જાગૃત મન જોઈએ ને? એમનાં બીજાં ઉલ્લેખનીય ચિત્રો 'ઉજાણી', 'વિપ્રલબ્ધા', 'વિરહી યક્ષ' વગેરે આજન્મ કલાકાર શ્રી. સંપતના સુંદર નમૂના છે.

શ્રી માર્કંડ ભટ્ટનું 'અજન્ટાનો કલાકાર', 'વાસંતિકા' અને 'શુદ્ધ ભિખ્ખુ', શ્રી. વાઈ. ડી. મરચન્ટનું 'મંથન', સૌ. કુમુબહેન દાલાસનાં 'ઉમા–મહેશ', 'નરસિંહ મહેતો હરિજનવાસમાં' અને 'દેવદાસી', શ્રી. ઘોપેશ્વરકરનું 'નવવધૂ'. સૌ. નૂરબાનુબાઈ દેવજીનાં 'વર્ષામાં' અને 'કૃષિકાર કુટુંબ', શ્રી. નરેન્દ્ર મહેતાનું 'કેશાલિયત', શ્રી. વિનાયક પેડ્યાનું 'ગોપબાલ', શ્રી. ધીરજલાલ શાહનું 'કૃષ્ણસુદામા', શ્રી. કનુ સુબેદારનું 'નવવધૂનો શૃંગાર', શ્રી. રામરતનદાસનું 'ભેંવડી રાજા', શ્રી. સૈયદ મહમદ ગનીનું 'પ્રવાસીઓ', કુમારી ગુલાબ રોડેનું 'વાસકસજ્જા', કુમારી નિર્મળા મોતીવાળાનું 'રાજવીસ્નાન', શ્રી. બી. પી. ત્રિવેદીનું 'રોજની પ્રવૃત્તિ', શ્રી. સંપતનું 'દૂખતી આંખ', અને શ્રી. ભાનુ સ્માર્તનું 'ઘોડો ઘોડો રમત', એ કલાકારોના વિવિધ રીતે જીવનને નિરખવાના પરિણામરૂપે છે. દરેકની વિવિધ શૈલી, મનોહર અને સંગીતમય ગોઠવણી અને રંગઆલેખન એ એમનાં ચિત્રોની ખાસ ખૂબી છે. પ્રત્યેક કલાકારનું પોતાનું વ્યક્તિત્વ તેમાં પ્રદર્શિત થાય છે. કોઈ પણ શાળાની છાપ લીધા વગરનાં તે લાગે છે.

પ્રકૃતિચિત્રોમાં શ્રી. અહિવાસીનું 'અજન્ટાને પંથે', શ્રી. ફરનાન્ડીઝનું 'મહાર કેનાલ (કાશ્મીર)', શ્રી. શુક્લનાં 'ચંડોળા તળાવ' અને 'સાંધ્ય પ્રકાશ', શ્રી. જયંત ઠાકરનાં 'ગરીબોના પ્રાસાદ', શ્રી. બાબુભાઈ ભટ્ટનાં 'ગ્રામ્ય જીવન' અને 'ગોદાવરી', એ ઉલ્લેખનીય પ્રકૃતિચિત્રો છે. શ્રી. રાણે અને જયંત ઠાકરની વેગવાળી શૈલી અને શ્રી. અહિવાસી તથા શ્રી. ફરનાન્ડીઝની ધીર ગંભીર શૈલીનાં પ્રકૃતિચિત્રો પ્રેક્ષકને પ્રકૃતિની સમીપમાં લઈ જનારાં છે. કુમારી યમુના ચૌધરીનાં 'આર્ટ સ્કેચ' અને 'દ્વારપાલ' ઉલ્લેખનીય છે. શ્રી. પંચોળીનાં ચિત્રોમાં અતિશય ચીવટમાં જતાં સાદાઈની મોજ ચાલી જાય છે. શ્રી. મોરાર સંપતનાં નાયિકાનાં દશ્યો સુંદર છે, પણ એ પણ અતિ કામ કરી નાખવાની વૃત્તિને લીધે જરા મોળાં બને છે. પરંતુ ભવિષ્યમાં ઉચ્ચ કલાકાર બનવાની ઝાંખી બન્ને જરૂર આપી રહ્યા છે.

મારી દેસાઈના નમૂનાઓ આપણી વર્તમાન શિલ્પકલાની પ્રગતિના સૂચક છે. ટૂંકમાં, પશ્ચિમ હિંદની કલાની ઝાંખી મને આ પ્રદર્શનદ્વારા થઈ. અનેક ઊંચ કોટિના નમૂનાઓ હોવા છતાં હજી આપણે પંથ બહુ જ લાંબો છે, એમ તો જણાયા વિના ન જ રહ્યું. હજી આપણા કલાકારમાં પરાધીન મનોવૃત્તિ અને વિષયશોધનમાં વિચાર ને અવલોકન વગેરેની ખામી ચોખ્ખી તરી આવે છે. અનેક ચિત્રોમાં રેખાની નબળાઈ અને માનવપ્રમાણમાં અપૂર્ણતા ટંકશાળગરનાં લાગ્યા વગર નથી રહેતું. પણ મારે અન્ય ચિત્રકાર ભાઈઓનો આ પ્રદર્શન અંગે અપાયેલો સાથ ભૂલવો ન જોઈએ.

હિંદી કલા એટલે એવી વ્યાખ્યા કરવાની જરૂર નથી જ કે પ્રકૃતિનાં પ્રમાણો અને સૌંદર્યનો નાશ. કલાકારમાનસમાંથી ગળાઈને કુદરતી સૌંદર્ય કાગળ પર આલેખાય ત્યારે તે ઊંચે લઈ જનારું બને, અપાર્થિવ—દિવ્ય બને. અજંટાને નામે છબરડો વાળ્યો છે; હિંદી કલાની આદર્શ પ્રતિમાને કોઈ સમજ્યું નથી, અને ફૅશનમાં ખપવા દરેક કલાકાર બની બેસે છે. હિંદી કલાની માનહાનિ કરે એવાં ચિત્રો આ પ્રદર્શનમાં બહુ જ ઓછાં હતાં એ આનંદજનક બીના હતી. પ્રતિવર્ષ આવાં ઊંચી કોટિનાં વધુ પ્રદર્શનો ભરાય, અને તેથી આમવર્ગ કલા અને કલાકારની વધુ અને વધુ સમીપ આવતો જાય, ત્યારે જ કલાની નવવસંત આવે. કલાકાર સમાજનાં સુખદુઃખમાં ખભેખભા મેળવી ઊભો રહેશે જ.

બંગાળી કલાના બે સ્વાભાવિક દોષો, હિંદી રંગોની ઝમક જે જાપાનીસ અનુકરણથી બંગાળી ચિત્રોમાં ઓછાં બની ગયેલ છે, તેનાથી આ પ્રદર્શનનાં ચિત્રો સ્વતંત્ર છે, એ આનંદજનક છે, તેટલું જ આહ્લાદાયક છે. તેમાં ગુજરાતના કલાકારોનાં ચિત્રો ગુજરાતને રજૂ કરવા બંગાળનાં ઝૂંપડાં, બંગાળી પોશાક, વગેરેને બદલે શુદ્ધ ગુર્જર સંસ્કારની જ સહાય લેવાઈ છે. એમ ગુજરાતમાં નૂતન શુદ્ધ કલાપ્રવાહ વહેતો થયો છે. ગુજરાતી કલાકાર ગુજરાતને પ્રથમ ઓળખવા પ્રયત્નશીલ થયો છે, તેની સાબિતી મળે છે. એ પ્રવાહ અત્યારે મુંબઈની કલાશાળામાં વધુ વેગથી વહે છે. કારણ કે પ્રદર્શનમાં બધાં જ ચિત્રો આર્ટ સ્કૂલના જ કલાભિખ્ખુઓનાં હતાં.

આ પ્રદર્શન ભરી કલાકારોએ સમાજને કહી દીધું છે કે કલાકારને જેવો નકામો માનવી તમે ધારો છો, અવ્યવહારુ સમજો છો તેવો તે નથી. સદાજાગૃત માનસથી જ કલાકાર સામાજિક પ્રવૃત્તિ ઉપર ચોકી કરી રહ્યો છે, અને સદા કરશે જ.



તૃણેતૃણ મહીં ભરેલ વનભૂમિની ધારણા,
છૂપી ઉદધિબિંદુમાં અખિલ સિન્ધુની યોજના;
રહી સ્ફુલ્લિંગમાં અખિલ દેહની ચેતના,
પળેપળ વિરાજતી સકળ કાળની ભાવના.

જયંતીલાલ આચાર્ય

[ સ્રગ્ધરા ]

પોઢી'તી સૃષ્ટિ જ્યારે સભર નિંદરમાં છાતી સાથે બઝાડી
જંગી મોટા પહાડો, વનસપતિ અને જંગલો ગાઢ ઝાડી,
નાનાં મોટાં પશુઓ, અણુઅણુ સરખાં જીવ ને જંતુ સર્વે
ત્યારે કોણે જગાડી શિશુરતજનનીઆંખડી આમ ગર્વે ?
તો યે સ્હેજે ન કંપે, સ્મિતભર નયને આવકારે અનન્ય,
માડી ગોદે ઝુલાવે અધિક જતનથી, બોલતી: "ધન્ય, ધન્ય !
જન્મ્યો મારે ઉછંગે, મુજ હૃદયતણી વાંછનાઓ પુરાવા;
સૈકાંઓની ભૂંખીના, વિકલનયનના સર્વ તું પૂર લ્હાવા." —૮

ને એ નાના મનુષ્યે વનવન ભટકી ક્રૂર ને હિંસ્ર પ્રાણી
સામે દ્વંદ્વે ઝૂઝીને કુદરતરિપુના ઉગ્ર ઉદ્દંડ સામે
બથ્થંબથ્થા લડીને મનુજજીવનને જેમતેમે ટકાવ્યું.
—રે, કૈં હજ્જાર વર્ષો જીવનટકવવામાં જ ગાળ્યાં—ગુમાવ્યાં ! —૧૨

કિન્તુ એનાર્થી ત્રાસી, ઝબકી જઈ ઊઠી કોક શુભ્ર પ્રભાતે
એના એ માનવીએ રિપુદળ દળીને—પથ્થરો કાળમીંઢ
તોડી, ફોડી કરાડો, ગિરિકુહર અને ઉચ્ચ ઉત્તુંગ શૃંગ—
લુખ્ખા સુક્કા રણે યે ભરભર જલના ધોધના ધોધ વાળ્યા,
પૃથ્વીનું પેટ તોડી ઢગઢગ ભરીને ધાન્યના ગંજ ખડ્કયા;
હાથે હાથે હથોડે કરવત થકી સૌ ટીપતાં કાપતાં, ત્યાં
જંગી યંત્રો જમાવ્યાં, અરધક્ષણ· મહીં વર્ષનાં દીધ ભાથાં;
વિદ્યુત, વાયુ, જળોના, વિવિધ પ્રકૃતિના નાથ સુધ્ધાં ય નાથ્યા;
વર્ષા, ઠંડી, ઉનાળો—ત્રિવિધ ઋતુ તણા ભેદ સર્વે ઉથામ્યા. —૨૧

આશ્ચર્યે મુગ્ધ સૃષ્ટિ પુલકિત વદને—દુઃખદારિદ્ર્યત્રાતા
આવ્યો માની—હુલાસે, દિશદશ ગજવે ભવ્ય આનંદગાથા. —૨૩

'દુઃખીનો દેવ' આવ્યો ? અબુધ ગરજુનો 'પ્રાણ' 'માલેક' આવ્યો !
યંત્રે યંત્રે હજારો ક્ષુધિત જનતણો ભવ્ય મેળો જમાવ્યો.

ઊંડે ખંડે ખૂણે યે પળપળ બઢતાં દુઃખ, દુર્ભિક્ષ, રોગ!
મ્હોલાતો, ધાન્ય, વસ્ત્રો, સભરભર જ્યાં નિત્ય આક્રંદ, શોક!
ભૂખ્યાં નાગાં શરીરે અવિરત ઊભીને રાત દા'ડો મજૂરી
કીધી તો યે ન ખાવા? ધરમ, પ્રભુ અને આતમા વેચતાં યે
મૂકી ખાવા ન રે'વા? નિતનિત જીવવાં મોત માથે, સદાયે
'દુઃખીના દેવ' કેરા ચરણરજ મહીં પેટ સાટે ગુલામી! —૩૧

ત્રાસી ઊઠી કૃપાળુ સહૃદય જનની, આંખડી આંસુવાળી,
પોતાના લાડકાનું—પ્રિયતમ શિશુનું ધૂર્ત ધિંગાણું ભાળી;
સૌનાં કલ્યાણ અર્થે અવિરત મથતી માડી ઝંખે કિનારો,
ઝંઝાવાતો વટાવી કળણવમળથી કોક ઉદ્ધારનારો! —૩૫

ને ત્યાં કોણે ઉઠાળી બદન પર ઢળી કેશવાળી સુંવાળી?
કોણે અંગારવંતી જગતપલટતી દૃષ્ટિ ફેંકી પ્રતાપી?
જોયું ન્હોતું જગે જે, અનુભવઇતિહાસે લખ્યું ના હજીયે,
ઊગ્યું ન્હોતું કદી યે વિકસિત હૃદયે આર્ષદ્રષ્ટા કવિને
એવું કોણે ઉચાર્યું અભિનવ સ્વરૂપે સત્ય ઉદ્દામ ક્રાન્ત?
"જેવાં જેવાં બળોનો—બહિર પ્રકૃતિનો—થાય આઘાત, સામે
પ્રત્યાઘાતે ય તેવાં મનુજ ધરમ ને સંસ્કૃતિ નીતિસૂત્ર—
તેવાં તેવાં ઘડાતાં; નહિ જ કંઈ બને અંતરેચ્છાથી માત્ર.
સૃષ્ટિની આદિથી જે સબળ વરગના સ્વલ્પ સ્વાર્થાંધ મંત્રે
ઉત્પત્તિ સાધનોને નિજવશ લઈને, માનવી માનવીના
સંબંધો ગૂંગળાવ્યા, ભસમ કરી જશે સંસ્કૃતિને હવે એ." —૪૬

ને એ સૂત્રો સજી લૈ, વરગવરગના ભેદ સર્વે ઉથાપી,
વ્યક્તિ વ્યક્તિ તણી મિલ્કત, નિજપરની માલિકીને હરાવી,
ન્યાયી હક્કો બધાંના, સુખહિત સરખાં, શુદ્ધ સ્વાતંત્ર્ય સ્થાપી,
જૂના જૂના ચીલેથી જગત જતું હતું ત્યાંથી એકેસપાટે
ટીપી ભારે હથોડે નવલ જગતનાં રૂપ ને ઘાટ દૈને
કોણે આ વિશ્વને બસ્ અમર કરી દીધું સર્જીને ભવ્ય નવ્યે? —૫૨

કોણે?—રૂસે પ્રતાપી ભગીરથ જતને, ક્રાન્તદર્શી દગોથી,
ઝંઝાવાતો ઉથાપી, સમય સમયનો વજ્ર શો લેપ કાપી!! —૫૪

# બંગડી

પ્રિયવદન બક્ષી

દુઃખિયાના હાથમાં આજે થોડાક પૈસા આવ્યા હતા. વાવેતરનો વખત આવી લાગ્યો હોવાથી કપાસિયાની ખાસ જરૂર હતી. ઘરમાં તેલ પણ નહોતું. ચોખાની કોઠી પણ ખાલી થઈ ગઈ હતી.

શહેરમાં ગયેલા દુઃખિયાને વધુપડતી વાર લાગી તેનો વિચાર કરતી ધની બારણાની નજદીક બેઠી હતી. સામા ઘરમાંથી બહાર નીકળતી રેવા તરફ નજર જતાં તેણે બૂમ મારી: 'રેવા, શું કરે છે? આવ તો ખરી!'

'શું કરે? આજે તો ભેંસતુંયે કામ ગયું!' નિસાસો નાખતી રેવા ધની તરફ આવતાં આવતાં બોલી.

'કેમ, ભેંસને શું થયું? વેચી દીધી કે શું?'

'શું કરે ત્યારે બહેન!' ધનીની સાથે જગ્યા લેતાં પરસેવો લૂછતી રેવા બોલી: 'આપી દીધી મગનશેઠને. શું કરે બહેન! વ્યાજના ડુંગર ચડાવવા તે કરતાં જ... ત્યારે. તમારા ભાઈ કહે કે વરસ ફળશે તો બીજી એ ભેંસો દેખીશું.'

'પણ તું તો કહેતી કે જીવ જતાંયે ચાંદરીને જવા નહિ દઉં.'

'નસીબમાં હોય તે એમ થાય. ચાંદરીને સાચવવા જાઉં તો ઘર જાય, બહેન! તારા ધણીએ શો વિચાર કર્યો?'

'શું કરે? પૈસા તો દેખાતા જ નથી. આ આજે પાંચ રૂપિયા હાથમાં આવ્યા કે મેં મોકલ્યા હાટમાં, કે પહેલાં તો કપાસિયા. એ એક આધાર. હવે આ સાલ તો કૈં ઊતરે તો ઠીક, નહિ તો...'

'નહિ તો પૃથ્વીમા માગ આપે બહેન! મારો તો જીવ ચાંદરી સાથે ગયો છે. બિચારી ગઈ ત્યારે તો ડોળા વકાશીને થોભી ગઈ. કરશનિયાએ દોરડું ખેંચ્યું ને એની આંખોમાંથી ટપકાં પડી ગયાં. બહેન, આ વખતે જરા પૈસો દેખાય કે મારી ભેંસને પાછી ખીલે લાવું. મને તો હજી જાણે મારી ચાંદરી...'

'પણ ચાંદરી તો ખરી ભેંસ, બહુ લાયક.'

'લાયકની શી વાત! મને તો હજી એ અહીં છે એમ લાગ્યા કરે છે. પેલો કરશનિયો એને કૈં પંપાળવાનો છે? પંપાળ્યા વિના એ દૂધ નથી મેલતી. મને તો લાગે છે કે નખ્ખોદિયો એને મારશે. બેચાર દહાડા દોહવા જવા વિચાર થાય છે, કેમ જાઉં ને?'

'હા, એ તો ઢોર નામનાં માણસ કરતાંયે...' શ્વાસ ખાવા થોભી હોય તેમ ધની જરા થોભી. કૈં વિચારમાં પડી જતી દેખાઈ, ને 'એ કોણ? અરે નખ્ખોદ જાયરે તારું...' વાકયમાં ઓચિંતો પલટો આવ્યો. તે તરત ખડી થઈ ઘરમાં દોડી. અંદર થાળીનો ખડખડાટ થવા માંડ્યો હતો.

'હત તને વાઢ પડે રે નખ્ખોદિયા'ની ગાળાવલિ સાંભળતી રેવાએ કપાળ પરનો પરસેવો લૂછી નાખ્યો.

ધની બબડતી બબડતી ઘરમાંથી પાછી ફરી, 'પેલું કૂતરું અભાગિયું. પાછળનું બારણું જરા ભાંગી ગયું છે એટલે એને અંદર આવવાનો રસ્તો થઈ ગયો.'

'તે બારણું ઠીક કરાવી લ્યોને! એવું આળસ તે કૈં ઠીક કહેવાય?'

'આ તમારા ભાઈને રોજ કહું છું પણ કહે છે કે કરાવીશ કરાવીશ, ને કરાવનાં તો વરસ વીતશે. એક લાકડું જડવાનું કામ, તેમાં હરિયો સુથાર કહે કે ચાર આના લઉં, ને કૂતરું માથું મારીને બારણું ઉઘાડી નાખે છે. હમણાં મારા બે રોટલા બગાડ્યા, ને દાળ ઢોળી નાખી.'

'તુંયે બાઈ ત્યારે મારા જેવી છે તે!' રેવાનું મોં જરા મલક્યું. થોડીવારે ચિંતાની ગૂંથાતી રેખાઓ તેના મોં પરથી ઊડી ગઈ: 'તુંયે ત્યારે બારણું ભાંગલું છે તો ખાવાનું પેટીમાં કયમ નથી મૂકતી?'

'ના, આજે બારણા પાછળ પાટિયું ગોઠવ્યું હતું. કોણ જાણે કયે વખતે પાટિયું પડી ગયું, તે ખબર ન પડી! ને એ કાળિયાનેયે તું ઓછો ધારે છે? પરમેશ્વરે એને તો માણસ ઘડતાં ઘડતાં કૂતરો ઘડી નાખ્યો.'

બે પડોશણોના આ વાર્તાલાપમાં વિક્ષેપ પડ્યો. રેવાનો છોકરો નિશાળેથી આવ્યો. તેણે સામેથી જ 'મા' કહીને બૂમ પાડી. ઝટપટ ઊઠી રેવા ઘર તરફ ગઈ. રસ્તામાં જ તેને તેનો છોકરો બાઝી પડ્યો, 'મા ભૂખ લાગી છે.'

'ચાલ ઘરમાં ચાલ,' કરતી રેવાએ બાળકને ઘર તરફ દોર્યો.

'મા, શું આલીશ? તીખા પૌંઆ ખાવા છે.'

કશોયે જવાબ દીધા વિના રેવા તેને ઘરમાં ખેંચી ગઈ.

ધનીનું ચિત્ત આ બનાવથી ક્ષુબ્ધ થઈ ગયું. હજી દુખિયાએ માગતાવાળાને પૈસા ભરી દીધા નહોતા. વાણિયાનું વ્યાજ તેને માથેયે ચડતું હતું. પરતુ તેની પાસે તો વેચવા પૂરતી ભેંસ પણ નહોતી. પૈસાની સવડને અભાવે એના છોકરા તિભાને પરણાવવાનું મુલતવી રાખવું પડ્યું હતું. ઘરમાં એકેય સારું લૂગડું પણ નહોતું ને પડોશમાં લગ્ન હતું. આજે પૈસા આવ્યા ત્યારે તેમાંથી એણે એક લૂગડું લાવવાનું દુ:ખિયાને કહ્યું હતું.

આર્થિક સંકટના વિચારો કરતી ધનીને તિભાના આગમને જગાડી. તિભો પણ નિશાળેથી જ આવ્યો. આજે તેનું મોં આનંદથી મલકમલક થઈ રહ્યું હતું. ધનીની આંખે તે છાનું ન રહ્યું, છતાં તે પૂછી ન શકી. સાંસારિક ખળભળાટમાં વાત્સલ્યજન્ય જિજ્ઞાસા પ્રગટ ન થઈ શકી.

'મા, મને ચોથીમાંથી પાંચમીમાં લીધો. આજે શહેરના હેડમાસ્તરસાહેબ આવ્યા હતા. એમણે મને થોડાક સવાલો પૂછ્યા, ને નરભેરામ માસ્તરને કહ્યું કે આ છોકરો નપાસ કેમ થયો? મેં તરત વચ્ચે કહી દીધું, કે "સાહેબ, હું પરીક્ષાને દહાડે માંદો હતો." નરભેરામ માસ્તરે પણ હા કહી, ને હેડમાસ્તરસાહેબે મને પાંચમીમાં ચડાવવાનો 'ઑર્ડર' કરી દીધો.'

તિભો પોતાને માટે થયેલા હેડમાસ્તરસાહેબના ઑર્ડરની વાત ઘરમાં પેસતાં પેસતાં એકશ્વાસે બોલી ચૂક્યો ત્યારે શાંત પડ્યો. બોલતાં બોલતાં તેણે વચ્ચે કહી દેવાની વાત

વખતે છાતી પણ ઠોકી લીધી, ને 'ઑર્ડર'નો ઉચ્ચાર કરતી વખતે હાથને તરછોડી પણ બતાવ્યો. માનું હૃદય પુત્રની સ્નેહકથા જાણી હર્ષોન્માદિત થયું. ઘડીવાર માટે આર્થિક સંકટનાં વિચારવાદળ અદૃશ્ય થઈ ગયાં.

'મા, હવે મારે નવી ચોપડીઓ લાવવાની. પાંચમી ચોપડી લાવવાની, ને ભરતખંડનો ઇતિહાસ; એક ડ્રૉઇંગબુક, ત્રણ નોટ, એક ગણિતની, એક ઇતિહાસની, ને એક પરચૂરણ. ડ્રૉઇંગ માટે પીંછી પણ લાવવાની.'

માના મોં પર આછો સરખો ફેર થયો, પણ તે પુત્રે ન જોયો. મોં પરની પ્રફુલ્લતા ન સંતાય તેના પ્રયત્ન કરવામાં ઘની પડી. પુત્રે મા તરફ જોયા વિના ચલાવ્યે જ રાખ્યું.

'મારા ક્લાસના એક છોકરા પાસે પાંચમી ચોપડી છે. તે અર્ધી કિંમતે આપવા કહે છે. લેવી હોય તો કહે છે કે કાલે પૈસા લાવજે. મા, ઇતિહાસ તો નવો લાવવો પડશે.'

પુત્ર મા તરફ તાકીને જોઈ રહ્યો. માના મોંમાંથી શા બોલ નીકળે છે તેની તે રાહ જોવા લાગ્યો.

'લઈ આપીશ. તારા બાપુ આવે એટલે હું કહીશ. ઇતિહાસ પણ લઈ આપશે. નોટો પણ લાવીશું.'

બાળકને માથે હાથ ફેરવતી મા ઘરમાં પ્રવેશી, પુત્ર પણ સાથે જ અનુસર્યો. બંને મૂક રહ્યાં. તિભાએ પોતાની ચોપડીઓને સામેના ભંડારિયા પર ગોઠવી દીધી.

'ઘરમાં કોઈ છે કે?' કરતો એક પડોશી અંદર પેઠો; 'કેમ, દુઃખિયો નથી કે? ક્યાં ગયો?'

'શહેરમાં. કેમ?'

'અરે! મારે આ બે આનાની જરૂર પડી છે. આ શિવલાની માએ પેલા પાસે ચોળી કરાવવાને એક કકડો લીધો.'

'મારી પાસે તો નથી. તિભાના બાપુ આવે તો...'

'લ્યો, આ આવ્યો,' કહેતા પડોશીએ મોં મલકાવ્યું: 'દુઃખિયા, બે આના લાવ ને! મારે કામ પડ્યું છે.'

'મારી પાસે...જોઉં, જોઉં,' દુઃખિયાએ ગજવામાં હાથ ઘાલી થોડાક પૈસા કાઢ્યા; 'લે, લે. બે આના જ છે.'

બે આના હાથમાં પડતાં જ પડોશી આવ્યો હતો તેટલી ઝંપે ચાલતો થયો. ધનીના મોં પર જરા ગુસ્સાની, જરા આશ્ચર્યની રેખાઓ પ્રસરી ગઈ.

'આટલા બધા પૈસા આપ્યા હતા તે ક્યાં નાખ્યા? ટેવ પડી તે જવાની નહિ તે નહિ. લોકો ભેંસો વેચીને દેવાં પૂરે, ત્યારે...'

'પણ છે શું? ચિડાય છે શાની?'

'મેં આપ્યા હતા તે બધા પૈસા ક્યાં ગયા? બહુબહુ તો સવાચારનો ખરચ હશે. બહુ તો સાડાચાર. તો બે આના જ બાકી કેમ? પીવા ગયા...?'

'હજી તને વિશ્વાસ નથી? હું હવે પીઉં છું?' દુઃખિયાએ ગુનેગારના જેમ પ્રશ્ન કર્યો.

'ત્યારે પૈસા ક્યાં નાખ્યા?'

'આ જરા વહોરત કરી,' દુઃખિયાએ પોટલું નીચે મૂકી ગાંઠ છોડી. કપાસિયા ચોમેર ખસી વેરાયા. તેના પર ગોઠવેલું ઘડીબંધ લૂગડું બાજુ પર સરી ગયું. ઝટ લઈ એક કાગળનું પડીકું દુઃખિયાએ ઊંચકી ધની તરફ ધર્યું.

'શું છે?'

'જો ને!'

ધનીએ પડીકું ખોલ્યું. જોયું તો ચમકારા મારતી રંગબેરંગી કાચની ચાર બંગડીઓ તેમાં હતી. ધનીની આંખો પહોળી થઈ ગઈ. મોં પર આશ્ચર્યની છાયા ફરી વળી.

'આ ક્યમ લાવ્યા? શું દીધું?'

'બાર આના,' હસતાં હસતાં દુઃખિયાએ જવાબ દીધો. તેની આંખોમાં અજબ યૌવન ચમકી રહ્યું હતું.

'બાપરે! આવા ધંધા કરવાનું કોણે કહ્યું? અહીં પૈસાની તાણ પડે ને તમે આવા ચસકા...!'

દુઃખિયો શાન્ત ઊભો રહ્યો. ધનીએ ચલાવ્યે રાખ્યું, 'આનું શું કામ હતું તે આ લાવ્યા? આ છોકરાને...'

'છોકરાને શું? ચાર દહાડા પછી સગાને ત્યાં લગન ને જાન આવશે. પેલુ રાતું ગવન, ને આ ચાર બંગડીઓ...'

'કપાળ મારું.'

બંગડીઓના પડીકાને હાથમાં લઈ ધની જોડેના ઓરડામાં ગઈ. પેટી ઉઘાડી અંદર મૂકતા પહેલાં પડીકું ખોલી બંગડીઓ ફરી જોઈ લીધી. તેમાંયે સંતોષ ન થતાં તેમને જરા જરા કાંડે અડકાડી લીધી. તેનું આ વખતે મલકાતું અનુભવપ્રૌઢ મોં બહાર ઊભેલો દુઃખિયો કલ્પનાને આધારે જોતો પોતાની બરછટ મૂછોમાં હસતો હતો.

# શાનું સ્મારક?

જેઠાલાલ ત્રિવેદી

"દામ્પત્યના કાવ્યની મૂર્તિ જાણે,
આ તાજ ઊભો જમનાકિનારે;"
વદી કવિ ને જન જાય વારી,
વિલાસ કેરી પણ એ ખુમારી.
એ આરસે કાવ્ય કર્યું અજોડ
સૂણે મૂગું દર્શક કેંક કોડ?
અશ્રુ હજારો મઝદૂર કેરાં
એ તાજના પથ્થરમાં દટાયલાં.
એ આંસુડાં પથ્થરપથ્થરે શું
મૂગાં હવેથી ઊકળી ઊઠીને,
કારુણ્યનું ગાન ગેબી વહાવે,
એથી યતા દર્શક મુગ્ધ શું હશે?
પ્રેમાશ્રુ સમ્રાટનાં એ પડેલાં
હશે હજારો પીડિતાશ્રુ ભેળાં,
પોતા તણા અશ્રુનું મૂલ્ય જોતા
શાહે ન જોયાં કયમ લેશ એને?

"પ્રેમાશ્રુ શાહનાં મોધાં, તણો છે તાજ સ્મારક;"
બોલીને વ્યર્થ એવું કાં, પીડિતાશ્રુ ઉવેખવાં?

નથી સ્નેહાશ્રુ કે પીડિતજન અશ્રું થકી વધુ
બીજું કાંઈ તાજે—જડ સ્ફટિક તો દંભ જ નર્યો.
ભિખારી જે આંસુ નિજ પ્રિયતમાના શબ પરે,
વહાવે તેથી કાં અધિક ગણવાં શાહ–નૃપનાં?

# જૈન જ્યોતિર્ગણિત

હરિહર ભટ્ટ

[ ચાલુ, ગતાંક પૃ. ૨૬૨ થી ]

### (૩) સ્થલનિર્ણય

'કાલલોકપ્રકાશ'માં વર્ષને જુદેજુદે સમયે સૂર્યની મધ્યાહ્ન છાયાનું માપ આપ્યું છે તે ઉપરથી તેની રચનાના સ્થળ ઉપર પ્રકાશ પડે છે. સર્ગ ૨૮ ને છેવટે શ્લો. ૧૦૮૫-૮૭માં કહ્યું છે કે પદાર્થની છાયા મધ્યાહ્નને ઉત્તરાયણે પદાર્થના જેવડી અને દક્ષિણાયને ૦ હોય છે. ઈ. પૂ. ૫૫૦માં સૂર્યની પરમક્રાંતિ ૨૩ાા અંશ હતી તેને સરળતા ખાતર ૨૪ અંશ માનીએ તો ઉત્તરાયણે છાયા ૦ થવા માટે અક્ષાંશ ૨૪ જોઈએ અને દક્ષિણાયને પદાર્થની છાયા પદાર્થના જેવડી થવા માટે અક્ષાંશ ૪૫-૨૪=૨૧ જોઈએ. આમ જૈનપદ્ધતિની રચનાનું સ્થળ ૨૧ થી ૨૪ અક્ષાંશમાં હોવું જોઈએ.

પણ શ્લો. ૯૯૩-૯૯૫માં કહ્યું છે કે મધ્યાહ્ન છાયા ઉત્તરાયણે પદાર્થના જેવડી અને દક્ષિણાયને પદાર્થ કરતાં બમણી થાય છે. હવે એવું એક સ્થળ નથી કે જ્યાં આ સંભવિત હોય. દક્ષિણાયને પદાર્થની છાયા પદાર્થ જેવડી થવાને અક્ષાંશ ઉત્તર ૬૯ અથવા દક્ષિણ ૨૧ હોવા જોઈએ. અને ઉત્તરાયણે પદાર્થની છાયા પદાર્થ કરતાં બમણી થવા માટે અક્ષાંશ ઉત્તર ૨૯ અથવા દક્ષિણ ૮૭ હોવા જોઈએ. આમ આ બધુ અસંભવિત છે.

આ મુશ્કેલીમાંથી હું નીચેનો માર્ગ સૂચવું છું. અહીં છાયા નીચે જણાવ્યા પ્રમાણે ગણવાની છે. માણસની છાયાની કુલ લંબાઈ માણસના માથાથી શરૂ થઈ તેના પગ સુધી જઈ ત્યાંથી માથાના પડછાયા સુધી ગણવાની છે. એટલે જેને આપણે છાયા ગણીએ છીએ તેમાં પદાર્થની લંબાઈ ઉમેરતાં જે આવે તેને જો 'છાયા' ગણવામાં આવે તો જ ઉપલા શ્લોકોનો અર્થ બેસે. આમ ઉત્તરાયણે છાયા પદાર્થ જેવડી થાય ત્યારે તેને પદાર્થ કરતાં બમણી ગણવામાં આવી છે. તે પદાર્થની ટોચથી શરૂ થઈ, પદાર્થ જેવડી છાયા પદાર્થના તળિયા સુધીમાં સમાઈ અને બાકીની પદાર્થ જેવડી છાયા બહાર વધી. આ જ રીતે દક્ષિણાયને છાયા ૦ થાય ત્યારે તેને પદાર્થ જેવડી ગણવામાં આવી છે. તે પદાર્થની ટોચથી શરૂ થઈ, પદાર્થના તળિયા સુધીમાં સમાઈ ગઈ અને બાકી કંઈ વધી નહિ. આમ ગણીએ તો જ આ શ્લોકોનો અર્થ બેસે છે. બીજો કોઈ માર્ગ મને જણાતો નથી.

મહાવીરની જીવનચર્યાનો પ્રદેશ મગધ (બિહાર) હતો તેનો ઘણોખરો ભાગ ૨૧ થી ૨૪ અક્ષાંશની મર્યાદામાં આવી જાય છે; થોડો ૨૬ અક્ષાંશ સુધી જાય છે. આમ જૈનપદ્ધતિનાં સ્થળ અને કાળ બંનેની બાબતમાં ગણિતનો પુરાવો મહાવીરના કર્તૃત્વને અનુકૂળ છે.

### (૪) જૈનપદ્ધતિ અને વેદાંગ જ્યોતિષ

જૈનપદ્ધતિ વેદાંગજ્યોતિષને બહુ જ મળતી છે. ૫ વર્ષનો યુગ, તેના ૧૮૩૦ દિવસ, ૬૨ ચાંદ્રમાસ, ૬૭ નાક્ષત્રમાસ એ બધું બંનેમાં સરખું છે. સૂર્ય અને ચંદ્રની ગતિ બંનેમાં

એકસરખી લીધી છે. પણ વેદાંગના માસ અમાન્ત છે, અને જૈનપદ્ધતિના પૌર્ણિમાન્ત છે. વેદાંગનો યુગ માઘ સુદી ૧, ઉત્તરાયણ અને સૂર્ય તથા ચંદ્રના ધનિષ્ઠા નક્ષત્રથી શરૂ થાય છે, ત્યારે જૈનપદ્ધતિનો યુગ પૌર્ણિમાન્ત શ્રાવણ (અમાંત અષાઢ) વદી ૧, દક્ષિણાયન અને ચંદ્રના અભિજિત્ નક્ષત્રથી શરૂ થાય છે. આ બે વચ્ચે ૯ દિવસનો ફેર છે અને તે વેદાંગકાળથી જૈનપદ્ધતિકાળ સુધીમાં થયેલી અયનગતિની બરોબર છે તે ઉપર કહ્યું છે. અયનગતિનો સિદ્ધાંત બંનેને અજ્ઞાત છે અને તેથી અયન હંમેશાં અમુક નક્ષત્રે સ્થિર માનેલ છે, પણ મહાવીરને પ્રત્યક્ષ અનુભવથી જણાયું કે ઉત્તરાયણ ધનિષ્ઠામાં આવતું નથી પણ અભિજિત્‌માં આવે છે તેથી તેણે અભિજિત્‌થી ઉત્તરાયણની વ્યવસ્થા કરી.

બીજો ફરક તે નક્ષત્ર વિભાગોનો છે. વેદાંગના વિભાગો એકસરખા ૨૭ અને જૈનપદ્ધતિના નાનામોટા ૨૮ છે.

જૈનપદ્ધતિમાં વધારાનું નક્ષત્ર અભિજિત્ છે. સરખા વિભાગોથી બધાં નક્ષત્રોના તારાનો મેળ તેમના વિભાગો સાથે મળતો નથી એ કારણે વિભાગો નાનામોટા કર્યા છે.

વાર બંનેમાં નથી. કરણો ઋગ્વેદાંગ અને યજુર્વેદાંગમાં નથી; અથર્વવેદાંગમાં અને જૈનપદ્ધતિમાં છે. વાર અને કરણોની શરૂઆત ઈ. પૂ. ૧૦૦૦ થી ઈ. પૂ. ૪૦૦ માં દીક્ષિત માને છે.

વેદાંગમાં દિનમાન આપ્યું છે આ ઉપરથી વેદાંગના અક્ષાંશ ૩૫ આવે છે. આર્યોએ કાશ્મીરમાં વેદાંગ રચેલું હોવું જોઈએ. જૈનપદ્ધતિમાં દિનમાનને બદલે મધ્યાહ્નની છાયા બંને અયનકાળની આપી છે. આ ઉપરથી અક્ષાંશ ૨૧ થી ૨૪ આવે છે તે ઉપર બતાવ્યું છે.

સૂર્યચંદ્ર સિવાયના ગ્રહોનું ગણિત બંનેમાં નથી અને સૂર્યચંદ્રનું ગણિત બંનેમાં એકસરખું છે અને તે અત્યંત સ્થૂલ છે એ અમે ઉપર બતાવ્યું છે.

### (૫) જૈનપદ્ધતિ અને ગર્ગ

ગર્ગે (ઈ. પૂ. ૯૦૦ થી ૭૦૦) વેદાંગ જ્યોતિષની પછી અને જૈનપદ્ધતિની પૂર્વે નક્ષત્રોના અસમાન વિભાગ કર્યા હતા, પણ તે ૨૭ હતા. જૈનપદ્ધતિના ૨૮ છે. વધારેનો વિભાગ અભિજિત્‌નો છે. નક્ષત્રચક્રના ૨૭ સરખા ભાગ કરવાથી ૧ ભાગ ૧૩ અંશ ૨૦ કલાનો આવે છે. આનું અર્ધું ૬ અંશ ૪૦ કલા અને દોઢું ૨૦ અંશ છે. આ લેખને આરંભે જૈનપદ્ધતિનાં મધ્યમ, અર્ધા અને દોઢાં નક્ષત્રો આપ્યાં છે તે ગર્ગનાં જ છે. પણ બંનેના માપમાં થોડો ફેર છે. જૈનપદ્ધતિમાં ચંદ્રની ૧ દિ.ની ગતિ જેવડું મધ્યમ નક્ષત્ર રાખ્યું છે, કારણ કે ચંદ્ર ૧૮૩૦ દિ. માં ૩૬૬૦×૬૭ 'ભાગ' જાય છે તેથી ૧ દિ. માં ૧૩૪ ભાગ જાય. ૩૬૬૦ ભાગ=૩૬૦ અંશ તેથી ૧૩૪ ભાગ=૧૩ અંશ ૧૧ કલા લગભગ. આમ જૈન વિભાગો ગર્ગના વિભાગ કરતાં નાના છે, તેમ હોવાથી ૨૭ નક્ષત્રોમાં કુલ જેટલો ફેર પડે તેટલાનું ૨૮ મું અભિજિત્ બનાવ્યું છે. આમ કરવાનું કારણ ગણિતની સરળતા છે, કારણ કે (અભિજિત્‌ને લીધે) શ્રવણ સિવાયનાં બધાં નક્ષત્રોના આરંભ બરાબર ૦ાા, ૧ કે ૧ાા દિવસને અંતરે આવ્યાં કરે છે. આવી જ ૨૮ નક્ષત્રની પદ્ધતિ બ્રહ્મગુપ્તે અને ભાસ્કરાચાર્યે પણ આપી છે બ્રહ્મગુપ્ત અને ભાસ્કર પણ ચંદ્રની મધ્યમ દિનગતિની બરોબર મધ્યમ નક્ષત્ર રાખે છે, પણ આ દિનગતિ વધારે સૂક્ષ્મ છે એટલો જ ફરક છે. તેથી મહાવીરે અસમાન વિભાગપદ્ધતિ ગર્ગની લીધા છતાં તેમાં ઉપર બતાવેલો ફેરફાર કર્યો. આ ફેરફાર કરવાનું એક બીજું

પણ કારણ છે ગર્ગના સમયમા ઉત્તરાયણ ધનિષ્ઠામા આવતુ બંધ થયુ હતું ગર્ગને કે મહાવીરને અયનગતિનુ જ્ઞાન નહોતુ આથી આમ શાથી બને છે તે બાબતમા ગર્ગને ચિંતા થઈ આ ચિંતા તેણે નીચેના શબ્દોમા બતાવી છે

यदा निवर्ततेऽप्राप्त श्रविष्ठामुत्तरायणे ।
आश्लेषा दक्षिणेऽप्राप्तस्तदा विद्यान्महद् भयम् ॥

આ 'મોટા ભય'નુ કારણ તેણે એવુ કલ્પ્યુ કે આકાશના નક્ષત્રો સમાન અંતરે નહિ હોવાથી અને વિભાગાત્મક નક્ષત્રો સમાન હોવાથી ઉત્તરાયણ ધનિષ્ઠામા આવતુ નથી. તેણે પોતાના અસમાન વિભાગો એવી રીતે પાડ્યા હોવા જોઈએ કે તેના ધનિષ્ઠા વિભાગને આરભે તેના સમયનું ઉત્તરાયણ બરાબર આવી જાય પણ ગર્ગના સમય પછી પણ અયન તો પાછળ હઠ્યા જ કર્યું અને મહાવીરના સમયમા તે ગર્ગના પણ ધનિષ્ઠાવિભાગારંભે ન રહ્યુ અને હવે કોઈ પણ રીતે અસમાન વિભાગો કરતા છતા ઉત્તરાયણે ધનિષ્ઠા વિભાગનો આરભ લાવી શકાશે નહિ એમ તેને લાગવાથી તેણે ધનિષ્ઠાને છોડીને ઉત્તરાયણે અભિજિત્ વિભાગનો આરભ કર્યો

## (૬) પ્રકીર્ણ

ભારતીય જ્યોતિ શાસ્ત્રની એક અણઉકેલી ગૂચ એ છે કે વેદાગકાળ (ઇ પૂ. ૧૪૦૦–૧૧૦૦)થી જૂના સિદ્ધાન્તોના કાળ (ઇ પૂ ૧૦૦ થી ૦) સુધીમા એટલે લગભગ ૧૦૦૦ વર્ષમા થયેલી પ્રગતિનુ કઈ ચિહ્ન આપણને મળતુ નથી વેદાગનુ ગણિત (જે જૈનપદ્ધતિનુ પણ છે) એટલુ સ્થૂળ છે કે તે ૨૫–૫૦ વર્ષ કરતા વધારે ન જ ચાલે એ અમે ઉપર બતાવ્યુ છે તો પછી વેદાગ પછી તરત તેના સુધારાનું ગણિત આપણને મળવુ જોઈએ તે મળતું નથી આ બાબતમા માત્ર એક જ સાધન આપણને મળ્યુ છે અને તે ઇ પૂ ચોથી સદીનું કૌટિલ્યનુ 'અર્થશાસ્ત્ર' આમા ક્ષય માસ છે તે વેદાગમા આવતી સૂર્યગણિતની ભૂલને સુધારવા માટે છે એમ 'કાલલોકપ્રકાશ'ની ઉપોદ્‌ઘાતમા શ્રી હીરાલાલભાઈ કહે છે એ વાત માની લઈએ તોપણ ચદ્રનુ શુ? તિથિઓમા ફેર આવે તેનુ શુ? નક્ષત્રોમા ફેર આવે તેનુ શુ? અને આવુ ૧૦૦૦ વર્ષ ચાલ્યુ અને કોઈએ તેનો ઉપાય કર્યો નહિ? આનો જવાબ, અમારા મતે, એ જ હોઈ શકે કે આ હજાર વર્ષ દરમ્યાન થયેલા સુધારાના પુસ્તકો નષ્ટ થયા છે

પણ જૂના સિદ્ધાન્તોના કાળ (ઇ પૂ ૧૦૦ થી ૦)થી જ્યોતિ શાસ્ત્રમા થયેલા ક્રમશ વિકાસનો બરાબર ઇતિહાસ આપણને મળે છે ઇ સ પૂર્વે ૧૪૦૦ કે ૧૧૦૦ મા લખેલા બનાવેલા વેદાગ જ્યોતિષથી માંડીને ઇ સ ૧૯૩૪ મા છપાયેલા છેલ્લા પુસ્તક સુધી ભારતીય જ્યોતિ શાસ્ત્રમા થયેલા ક્રમશ વિકાસની સળગ સાકળ આપણને મળે છે, તેમા વચલા ૧૦૦૦ વર્ષનો ઇતિહાસ જ અંધારામા છે વધારે આશ્ચર્યની વાત તો એ છે કે આ ૧૦૦૦ વર્ષને અંતે થયેલી પ્રગતિ જૂના સિદ્ધાંતોમા સ્પષ્ટ જણાઈ આવે છે તે જોતા વેદાગકાળથી મહાવીરના સમય સુધીમા એટલે ઓછામા ઓછા ૬૦૦ વર્ષમા તો ઠીક પ્રગતિ થઈ હોવી જોઈએ, પણ તેના કઈ ચિહ્ન જૈનપદ્ધતિમા માલૂમ પડતા નથી મહાવીરે અયનો બરાબર આપ્યા છે, નક્ષત્રોનો અને તેમના વિભાગોનો મેળ બરાબર બેસાડ્યો છે, પદાર્થોની છાયા સારી માપી છે, પણ બસ આટલું જ. સૂર્યચદ્રની ગતિ એ જ વેદાગકાળની

એકસરખી લીધી છે. પણ વેદાંગના માસ અમાન્ત છે, અને જૈનપદ્ધતિના પૌર્ણિમાન્ત છે. વેદાંગનો યુગ માઘ સુદી ૧, ઉત્તરાયણ અને સૂર્ય તથા ચંદ્રના ધનિષ્ઠા નક્ષત્રથી શરૂ થાય છે, ત્યારે જૈનપદ્ધતિનો યુગ પૌર્ણિમાન્ત શ્રાવણ (અમાંત :અષાઢ) વદી ૧, દક્ષિણાયન અને ચંદ્રના અભિજિત્ નક્ષત્રથી શરૂ થાય છે. આ બે વચ્ચે ૯ દિવસનો ફેર છે અને તે વેદાંગકાળથી જૈનપદ્ધતિકાળ સુધીમાં થયેલી અયનગતિની બરોબર છે તે ઉપર કહ્યું છે. અયનગતિનો સિદ્ધાંત બંનેને અજ્ઞાત છે અને તેથી અયન હંમેશાં અમુક નક્ષત્રે સ્થિર માનેલ છે, પણ મહાવીરને પ્રત્યક્ષ અનુભવથી જણાયું કે ઉત્તરાયણ ધનિષ્ઠામાં આવતું નથી પણ અભિજિત્‌માં આવે છે તેથી તેણે અભિજિત્‌થી ઉત્તરાયણની વ્યવસ્થા કરી.

બીજો ફરક તે નક્ષત્ર વિભાગોનો છે. વેદાંગના વિભાગો એકસરખા ૨૭ અને જૈનપદ્ધતિના નાનામોટા ૨૮ છે.

જૈનપદ્ધતિમાં વધારાનું નક્ષત્ર અભિજિત્ છે. સરખા વિભાગોથી બધાં નક્ષત્રોના તારાનો મેળ તેમના વિભાગો સાથે મળતો નથી એ કારણે વિભાગો નાનામોટા કર્યા છે.

વાર બંનેમાં નથી. કરણો ઋગ્વેદાંગ અને યજુર્વેદાંગમાં નથી; અથર્વવેદાંગમાં અને જૈનપદ્ધતિમાં છે. વાર અને કરણોની શરૂઆત ઈ. પૂ. ૧૦૦૦ થી ઈ. પૂ. ૪૦૦'માં દીક્ષિત માને છે.

વેદાંગમાં દિનમાન આપ્યું છે આ ઉપરથી વેદાંગના અક્ષાંશ ૩૫ આવે છે. આર્યોએ કાશ્મીરમાં વેદાંગ રચેલું હોવું જોઈએ. જૈનપદ્ધતિમાં દિનમાનને બદલે મધ્યાહ્નની છાયા બંને અયનકાળની આપી છે. આ ઉપરથી અક્ષાંશ ૨૧ થી ૨૪ આવે છે તે ઉપર બતાવ્યું છે.

સૂર્યચંદ્ર સિવાયના ગ્રહોનું ગણિત બંનેમાં નથી અને સૂર્યચંદ્રનું ગણિત બંનેમાં એકસરખું છે અને તે અત્યંત સ્થૂલ છે એ અમે ઉપર બતાવ્યું છે.

### (૫) જૈનપદ્ધતિ અને ગર્ગ

ગર્ગે (ઈ. પૂ. ૯૦૦ થી ૭૦૦) વેદાંગ જ્યોતિષની પછી અને જૈનપદ્ધતિની પૂર્વે નક્ષત્રોના અસમાન વિભાગ કર્યા હતા, પણ તે ૨૭ હતા. જૈનપદ્ધતિના ૨૮ છે. વધારેનો વિભાગ અભિજિત્‌નો છે. નક્ષત્રચક્રના ૨૭ સરખા ભાગ કરવાથી ૧ ભાગ ૧૩ અંશ ૨૦ કલાનો આવે છે. આનું અર્ધું ૬ અંશ ૪૦ કલા અને દોઢું ૨૦ અંશ છે. આ લેખને આરંભે જૈનપદ્ધતિનાં મધ્યમ, અર્ધા અને દોઢાં નક્ષત્રો આપ્યાં છે તે ગર્ગનાં જ છે. પણ બંનેનાં માપમાં થોડો ફેર છે. જૈનપદ્ધતિમાં ચંદ્રની ૧ દિ.ની ગતિ જેવડું મધ્યમ નક્ષત્ર રાખ્યું છે, કારણ કે ચંદ્ર ૧૮૩૦ દિ. માં ૩૬૬૦×૬૭ 'ભાગ' જાય છે તેથી ૧ દિ. માં ૧૩૪ ભાગ જાય. ૩૬૬૦ ભાગ=૩૬૦ અંશ તેથી ૧૩૪ ભાગ=૧૩ અંશ ૧૧ કલા લગભગ'. આમ જૈન વિભાગો ગર્ગના વિભાગ કરતાં નાના છે, તેમ હોવાથી ૨૭ નક્ષત્રોમાં કુલ જેટલો ફેર પડે તેટલાનું ૨૮ મું અભિજિત્ બનાવ્યું છે. આમ કરવાનું કારણ ગણિતની સરળતા છે, કારણ કે (અભિજિત્‌ને લીધે) શ્રવણ સિવાયનાં બધાં નક્ષત્રોના આરંભ બરાબર ૦॥, ૧ કે ૧॥ દિવસને અંતરે આવ્યાં કરે છે. આવી જ ૨૮ નક્ષત્રની પદ્ધતિ બ્રહ્મગુપ્તે અને ભાસ્કરાચાર્યે પણ આપી છે બ્રહ્મગુપ્ત અને ભાસ્કર પણ ચંદ્રની મધ્યમ દિનગતિની બરાબર મધ્યમ નક્ષત્ર રાખે છે, પણ આ દિનગતિ વધારે સૂક્ષ્મ છે એટલો જ ફરક છે. તેથી મહાવીરે અસમાન વિભાગ-પદ્ધતિ ગર્ગની લીધા છતાં તેમાં ઉપર બતાવેલો ફેરફાર કર્યો. આ ફેરફાર કરવાનું એક બીજું

| | | |
|---|---|---|
| ,, | ૯૦૦ થી ૭૦૦ | ગર્ગ. અસમાન નક્ષત્રવિભાગ. |
| ,, | ૫૦૦ | અથર્વવેદાંગ જ્યોતિષ. |
| ,, | ૫૦૦ | મેષાદિ રાશિ ગ્રીસમાંથી આવી. |
| | | ( મહાભારતમાં નથી ). |
| ,, | ૧૦૦ થી ૦ | જૂના સિદ્ધાન્તોનો કાળ ( પંચસિદ્ધાન્તોક્ત ). |
| ઈ. સ. | ૪૭૬ | પ્રથમ આર્યભટ્ટ. |
| ,, | ૫૦૦ થી ૮૦૦ | અયનચલનનું જ્ઞાન થયું. |
| ,, | ૫૦૦ | નવા સિદ્ધાન્તો ( સૂર્યસિદ્ધાન્તાદિ )નો કાળ. |
| ,, | ૫૦૫ | વરાહ મિહિર. |
| ,, | ૫૯૮ | બ્રહ્મગુપ્ત. |
| ,, | ૯૫૦ | દ્વિતીય આર્યભટ્ટ. |
| ,, | ૧૧૧૪ | ભાસ્કરાચાર્યનો જન્મ |
| ,, | ૧૧૫૦ | ભાસ્કરાચાર્યે સિદ્ધાન્તશિરોમણિ લખ્યો. |
| ,, | ૧૪૦૦ | મકરંદ. |
| ,, | ૧૫૦૦ | કેશવ દૈવજ્ઞ ( ગણેશ દૈવજ્ઞનો પિતા ). |
| ,, | ૧૫૨૦ | ગણેશ દૈવજ્ઞ ( ગ્રહલાઘવનો કર્તા ) |
| ,, | ૧૫૪૩ | કોપર્નિકસ. |
| ,, | ૧૫૬૪ થી ૧૬૪૨ | ગેલિલિયો. |
| ,, | ૧૬૧૦ | ગેલિલિયોએ દુરબીન શોધ્યું. |
| ,, | ૧૬૩૦ | કેપ્લરનું મૃત્યુ. |
| ,, | ૧૬૮૭ | ન્યૂટને ગુરુત્વાકર્ષણનો નિયમ શોધી કાઢ્યો. |
| ,, | ૧૭૩૧ | જયસિંહે સિદ્ધાન્તસમ્રાટ્ રચ્યો. |

# પ્રતીક્ષા

જયન્તીલાલ આચાર્ય

'શતાબ્દી ચાર વીતીને, પ્રભુ આવ્યા નહિ હજી,'
કરીને ક્રંદનો નિત્યે, નિશિકીર્તન થાય છે.

*

બંગાળની રસિક ભૂમિ ભિંજાવનારા,
ભક્તિરસાયણ નવી પરખાવનારા;
ઊગ્યા નવદ્વિપમહીં જનનિંદહારી,
ચૈતન્ય નામ ધરીને નવપ્રાણધારી.

છાંટચો સુધારસ જનોમહીં તે અનેરો,
ફાલ્યો બધે નગર કાનન પાક ઘેરો;
લીલા નવી જગત જોઈ થયું સચેત,
'આવ્યા મહાપ્રભુ,' વદી ઊછળ્યું સ્વહેત.

વર્ષો વીત્યાં; ઘણા શિષ્યો ચાલ્યા લઈ મહાપ્રભુ,
યાત્રાના પથમાં નાનું ગામ આવ્યું નિહાળતા.

ખબર પ્હોંચી ગઈ જન સર્વને,
ઉમટીયું સહુ કો પ્રભુદર્શને;
ધૂળ ઊડી ઘણની નભમાં તહીં,
સૂરજ અસ્ત થયો, નિરખે નહીં.

દૂરથી સંભળાયો ત્યાં કોલાહલ અને ધ્વનિ,
ધૂનની ઝડીઓ વાગી, કર્ણને કરતી ધૂની.

'આવ્યા મહાપ્રભુ' કહી સહુ કો ત્વરામાં,
દેખે નહી પણ કંઈ જન એ દશામાં;
ટોળામહીં થકી મહાજન પાંચ આવે,
ભેટ્યા મહાપ્રભુ તણા પરિવાર ભાવે.
ને ત્યાં હવે રજનીનો અધિકાર જામે,
ઓળા પડે જનતણા પ્રથમે જ પામે;
ભક્તિતણો ભજનસંગમ ઝીલવાને,
આવે તહીં નજીકના જન સૌ મળીને.

'પ્રભુ, છે દીનની ઇચ્છા,' બોલતા પાંચ અગ્રણી,
'કરો આ ગ્રામ્યભૂમિમાં, પાદપુનિત પર્વણી.'
'ભક્તો માફ કરો આજે, જવું છે દોડધામથી;'
સુણીને પ્રભુની વાણી, બન્યા સૌ હાવભાવથી.
પુનઃ બોલ્યા પ્રભુ, 'ભક્તો, ભક્તદિલ લીધાં કળી,
નિશ્ચે પાછો ફરું ત્યારે, રાત એકજ ગાળવી.'

જનસમૂહ બન્યો બહુ બાવરો,
'નહિ, પ્રભુ નહિ! પાપ મહુ હરો!'
કરણ ક્રંદન ને કલપાન્તમાં,
પ્રભુ ગયા; રહી શુદ્ધ ન કોઇમાં.

એ કોલને સતત જાગ્રત રાખવાને,
ગામે કીધો નિયમ સર્વ જણે મળીને;
પ્રત્યેક પલ્લીમહીં કીર્તન રાત સારી
ચાલ્યા કરેઃ પ્રભુ કઇ ક્ષણના ભિખારી?

# શીતળા ટાંકવાની પદ્ધતિ

અને

તેની ક્રમિક ઉન્નતિ અને વિકાસ

આચાર્ય પ્રફુલ્લચંદ્ર રાય
શ્રી સત્યપ્રસાદ ચૌધુરી
ડી. એસ. સી.

પેશ્ચ્યોરને દૃઢ વિશ્વાસ હતો કે જુદાજુદા રોગ જુદાજુદા પ્રકારનાં જંતુઓને લીધે થાય છે. શી રીતે આ સૂક્ષ્મ ( એટલે કે સૂક્ષ્મદર્શક યંત્રદ્વારા જોઈ શકાય એવા ) છતાં અપાર પરાક્રમશાળી શત્રુના હાથમાંથી બચી શકાય એનો જ તેઓ હમેશાં વિચાર કર્યા કરતા. એ અરસામાં ફ્રાંસ દેશમાં ભયંકર કૉલેરાને લીધે સંખ્યાબંધ મરઘાંનાં બચ્ચાં મરી જતાં હતાં. પેશ્ચ્યોરે પહેલાં તો એ બચ્ચાંઓના કૉલેરાનાં જંતુઓની પ્રકૃતિનો નિર્ણય કરવામાં મન પરોવ્યું. કૉલેરા થયો હોય એવાં બચ્ચાંનાં લોહીમાં સૂક્ષ્મદર્શક યંત્ર વડે કેટલાંક જંતુઓ નજરે પડ્યાં હતાં ખરાં, પણ પેશ્ચ્યોરની રેશમના કીડા વિષેની શોધ બહાર પડ્યા પહેલાં તે જંતુઓની ખરી પ્રકૃતિનો નિર્ણય થઈ શક્યો નહોતો.

રેશમના કીડાના શરીર પરનાં જંતુઓ સંબંધે શોધ કરતી વખતે પેશ્ચ્યોરે સૂક્ષ્મદર્શક યંત્રની ઉપયોગિતા બતાવી હતી. સૂક્ષ્મદર્શક યંત્રદ્વારા શોધ કરવામાં પેશ્ચ્યોર પહેલો હતો એવું કંઈ નહોતું. તેમના પહેલાં ગેરા મેનાવલે ( Gurerin–Menneville ) રોગમાં સપડાયેલા રેશમના કીડાના શરીરમાં સૂક્ષ્મકણો જોયા હતા. એ સિવાય લ્યબર્ટ ( Lebert) અને ફ્રે ( Frey )એ રોગગ્રસ્ત મચ્છરના લોહીમાં અને જુદીજુદી જાતનાં ઈંડાંમાં ઉપર કહ્યાં તેવાં સૂક્ષ્મ કણોનું અસ્તિત્વ સિદ્ધ કર્યું હતું.

જેઓએ જંતુઓની પ્રકૃતિ સંબંધે પ્રયોગશાળામાં શોધ કરી છે તેઓ જાણે છે કે શોધખોળનું કામ સતત થવું જરૂરી છે. રસાયણશાસ્ત્રીઓને ફુરસદનો વખત પોતાના શોધખોળના કામમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે ખૂબ મદદકર્તા થઈ પડે છે. કારણ કે તેઓ બધો વખત એકચિત્તે શોધખોળના કામમાં વાપરી શકે છે. એ ઉપરાંત રજાનો સમય રસાયણશાસ્ત્રીઓને એક નવી જ રીતે પરોક્ષ ભાવે મદદ કરે છે. ઘણી વખતે પ્રયોગને અંતે મળેલા પ્રવાહી પદાર્થના કઠણ દાણા પણ બંધાતા વાર લાગે છે. લાંબી રજા પછી રસાયણશાસ્ત્રી પાછો આવીને પોતાની લાંબા વખતની મહેનતને પરિણામે મળેલા દાણાનો આકાર જોઈને આનંદથી પ્રફુલ્લ બને છે અને નવા ઉત્સાહથી કામ કરી શકે છે. પણ જંતુતત્ત્વશાસ્ત્રીઓને ( Bacteriologist ) આવા રજાના દિવસો અગવડરૂપ થઈ પડે છે. કારણ કે તેમણે મહિનાઓના સતત પરિશ્રમથી જે જંતુઓ કૃત્રિમ ઉપાયે ઉછેર્યાં હોય તે રજા દરમ્યાન તેમના આળસુ સહકારીની બેકાળજીને લીધે મરવા જેવાં અને નબળાં પડી ગયાં હોય એવું પણ બનવાનો સંભવ રહે. સંભવ છે કે એવાં જ કોઈ કારણને લીધે ઇ. સ. ૧૮૭૯માં લાંબી રજા પછી પેશ્ચ્યોરે પ્રયોગશાળામાં આવીને જોયું તો રજા પહેલાં મરઘાંનાં બચ્ચાંના કૉલેરાનાં જે જંતુઓ સંબંધે તેઓ પ્રયોગ કરતા હતા તે બધાં મરવા

પડચાં હતાં. તેમણે કુતૂહલને લીધે તે નબળાં પડેલાં જંતુઓ કેટલાંક પશુપંખીઓનાં શરીરમાં દાખલ કર્યાં. પેસ્ચ્યોરને આશા હતી કે જંતુઓ નબળાં પડી ગયાં છે તોપણ પશુપંખીઓને રોગ તો લાગુ પડશે જ. પણ પંખીઓને ખાસાં લહેરથી તાજાંમાજાં પોતપોતાનાં પાંજરાંમાં ફરતાં જોઈ તેમને ભારે નવાઈ લાગી. તેમણે ફરીથી કેટલાંક તીવ્ર જંતુઓ મેળવી એ પ્રાણીઓનાં શરીરમાં દાખલ કર્યાં. એમણે વિચાર કર્યો કે જોઈએ તો ખરા કે શું થાય છે? પણ આ તીવ્ર જંતુઓ દાખલ કર્યા છતાં પ્રાણીઓને કંઈ જ ખરાબ અસર થઈ નહિ ત્યારે તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તીક્ષ્ણબુદ્ધિ પેસ્ચ્યોર સમજી ગયા કે પહેલાં પ્રાણીઓનાં શરીરમાં નબળાં જંતુઓ (attenuated virus or vaccin) દાખલ કર્યાં હતાં એટલે જ પાછળનાં તીવ્ર જંતુઓને તેઓ બરદાસ્ત કરી શકયાં. પેસ્ચ્યોરે આ બનાવની વૈજ્ઞાનિક વ્યાખ્યાઓ આ પ્રમાણે કરી, કે નબળાં પડેલાં જંતુ શરીરમાં દાખલ કરવાને પરિણામે પેલાં પ્રાણીઓનાં શરીરમાં કેટલાંક વિરુદ્ધ શક્તિવાળાં જંતુઓ ઉત્પન્ન થાય છે, અને એ જંતુઓ ભવિષ્યમાં એ રોગનાં કોઈ પણ તીવ્ર જંતુ શરીરમાં દાખલ થાય તો તેનો નાશ કરી શરીરને નીરોગી રાખે છે. પણ જૂનો ઇતિહાસ જોઈએ તો આપણને માલમ પડશે કે પેસ્ચ્યોરના જન્મ પહેલાં ઘણાં વરસથી લગભગ બધા જ દેશોમાં શીતળાના રોગથી બચવા માટે શીતળા ટકાવવાની પ્રથા ચાલુ હતી. આપણા દેશના પ્રાચીન ગ્રંથોમાં એવું જોવામાં આવે છે કે હજારો વર્ષ પહેલાં ભારતવર્ષમાં શીતળાના રોગનાં બીજ માણુસના શરીરમાં દાખલ કરી કૃત્રિમ રીતે શીતળા રોગ ઉત્પન્ન કરવામાં આવતો અને એ રીતે તેને જીવનપર્યન્ત માટે એ વ્યાધિમાંથી મુક્ત કરવામાં આવતો. હિંદી સરકારના આરોગ્યખાતાના મોટા અધિકારી એસ. પી. જેમ્સે શીતળા સંબંધે ખૂબ શોધખોળ કરી તે રોગ અને તેના ઉપાય સંબંધે એક પુસ્તક તૈયાર કર્યું છે. તેમણે પોતાના '*Smallpox and Vaccination in British India*' પુસ્તકમાં જણાવ્યું છે કે પ્રાચીન કાળથી બંગાળમાં શીતળાના ઉપાય તરીકે શીતળા ટાંકવાની પ્રથા ચાલુ હતી. કેટલાક લોકો ધાર્મિક સંસ્કારને લીધે ટકાવતા નહોતા એ ખરું, પણ સામાન્ય રીતે લોકોમાં શીતળા ટકાવવાનો રિવાજ ખૂબ પ્રચલિત હતો. એ જ લેખકે લખ્યું છે કે ઈ. સ. ૧૮૯૦માં દર આઠ કે દસ કુટુંબો માટે એક એક ટાંકનાર હતો; તે તે સમયની દેશી રીતે લોકોના શરીરમાં જંતુઓ દાખલ કરીને શીતળા ટાંકતો હતો. તે વરસે એકલા કલકત્તા શહેરમાં જ ૬૮ ટાંકનારાઓનાં નામઠામ મળ્યાં છે. હિસાબ કરીએ તો માલમ પડે કે તે વખતે સેંકડે ૮૧ માણસો શીતળાના ઉપાય તરીકે શીતળા ટંકાવતા હતા.

અઢારમી સદીમાં બંગાળમાં શીતળા ટકાવવાની જે પદ્ધતિ ચાલુ હતી તેનું ટૂંક વર્ણન રસપ્રદ થઈ પડશે. હોલવેલે ( Holewell ) ઈ. સ. ૧૭૬૭ માં લખેલા નિબંધમાંથી એ લેવામાં આવ્યું છે.

તે વખતે કેટલાક બ્રાહ્મણોનો ધંધો જ શીતળા ટાંકવાનો હતો. ત્રણચાર જણ ભેગા થઈને શીતળા ટાંકવા નીકળતા અને પોતાનો ફરવાનો વખત અને સ્થાનો એવી રીતે ગોઠવતા કે શીતળા શરૂ થાય તેના થોડાં અઠવાડિયાં પહેલાં તે તે સ્થાને પહોંચી જવાય. બંગાળમાં તે લોકો સાધારણ રીતે ફેબ્રુઆરી માસની શરૂઆતથી જ શીતળા ટાંકવાનું શરૂ કરી દેતા. બંગાળના રહેવાસીઓ સમજી જતા કે આ લોકો કયારે આવે છે, એટલે એક

મહિનો પહેલાંથી જ તેઓ મચ્છી, ઘી, દૂધ વગેરે ખાવાનું બંધ કરી દેતા; કારણ કે એ બધા નિયમો પાળ્યા વિના શીતળા ટંકાવી શકાતા નહિ. જ્યારે શીતળા ટાંકનાર બ્રાહ્મણો આવીને ઘેરઘેર શીતળા ટાંકવાનું શરૂ કરી દેતા ત્યારે કોઈ પણ માણસને શીતળા ટાંકવા પહેલાં પૂછતા કે તેણે ઉપલી પરહેજી પાળી છે કે નહિ. તે બાબત તેઓ ખાસ તપાસ કરતા. બાળકોને શીતળા ટાંકવા પહેલાં તેમને કેટલા શીતળા ટાંકવા તે વિષે તેમનાં માબાપોની સલાહ લેતા. શીતળા ટંકાવનાર માણસની ઇચ્છા પ્રમાણે શરીરના ગમે તે ભાગ ઉપર શીતળા ટાંકવામાં આવતા એ ખરું, પણ ઘણે ભાગે ટાંકનારના અભિપ્રાય મુજબ સામાન્ય રીતે પુરુષને કોણીથી કાંડા સુધીમાં ગમે ત્યાં અને સ્ત્રીઓને ગરદનની ઉપરના ભાગમાં ગમે તે ઠેકાણે શીતળા ટાંકવામાં આવતા. શીતળા ટાંકવાની જગ્યાએ કાપ મૂકવા પહેલાં ટાંકનાર હાથમાં એક ચોખ્ખો સૂકો કપડાનો ટુકડો લઈને આઠદસ મિનિટ સુધી ખૂબ ઘસતો અને ત્યારપછી એક નાના ઓજાર વડે રૂપિયા જેટલી જગ્યામાં અનેકવાર ખૂબ સામાન્ય ઘા કરીને એક ટીપું લોહી કાઢતો. પછી તે પોતાની કમરે બાંધેલી એક કપડાની થેલીમાંથી રૂની દડી બહાર કાઢતો. એ રૂની દડીમાં ગાયના શીતળાનાં બીજ રાખી મૂકવામાં આવતાં. એ દડીને ટાંકનાર ખૂબ જતનપૂર્વક બેત્રણ ટીપાં નદીનાં પાણીમાં પલાળીને ઉઝરડેલા ભાગ ઉપર ચોંટાડી દેતો. પછી પાટો બાંધી દેવામાં આવતો. છ કલાક પછી એ પાટો કાઢી નાખવામાં આવતો અને રૂની થેપલી પોતાની મેળે સુકાઈને પડી ન જાય ત્યાં સુધી ત્યાં ને ત્યાં જ રહેવા દેવામાં આવતી. આ રૂની દડીઓમાં એક વરસ પહેલાં જે માણસોને શીતળા થયા હોય તેમના રોગની રસી રાખવામાં આવતી. તે જમાનામાં ટાંકનારાઓ કદી પણ તાજી અથવા કુદરતી શીતળાની રસી વડે શીતળા ટાંકતા નહિ.

જે દિવસે શીતળા ટાંકવામાં આવતા તે દિવસે સવારે અને સાંજે રોગીને ઊભો રાખીને તેના માથા પર ચાર ડોલ ઠંડું પાણી રેડવામાં આવતું. જ્યાં સુધી રોગીને ખૂબ તાવ ન આવે ત્યાં સુધી ત્રણચાર દિવસ આ પ્રમાણે કરવાનો હુકમ હતો—ત્યારપછી બેત્રણ દિવસ તેને ઠંડા પાણીએ નવડાવવાનું બંધ કરવામાં આવતું, અને એટલા વખતમાં રોગીના શરીરમાં શીતળાના દાણા બરાબર ખીલી ઊઠતા. પછી તાવમાં જ દરદીને ઠંડા પાણીએ નવડાવવાનું ફરી શરૂ થતું અને દાણા સુકાઈને દાળ ખરી પડે ત્યાં સુધી તે ચાલુ રહેતું. દાણા બરાબર સુકાય તે પહેલાં જ તેને ખોતરીને ઉખેડી નાખવાનું ટાંકનાર કહી મૂકતા. દરદીને ખુલ્લી હવામાં બેસવાની અને હરવાફરવાની રજા આપવામાં આવતી, અને ઘરમાં ગોંધાઈ રહેવાની તદ્દન મના કરવામાં આવતી. રોગમાંથી મુક્ત થયા પછી દેવદેવીને પૂજા કરી સંતોષવાની પ્રથા હતી. ટાંકનાર પોતાના મહેનતાણા તરીકે માત્ર એકાદ કોડી લઇ ને જ સંતોષ માનતો.

આ ઉપરાંત શીતળા ટાંકયા હોય તે ઘરનાં માણસો બીજે ઘેર ન જાય અને બીજા ઘરનાં માણસો તે ઘેર ન જાય એની રાતદિવસ ખૂબ સાવચેતી રાખવામાં આવતી. કોઈ જો આ નિયમનો ભંગ કરતું તો તેને તરત જ નાહીને કપડાં બદલી નાખવાં પડતાં. એ એકવીસ દિવસ દરમ્યાન હજામ સુદ્ધાં તે ઘેર જતો નહિ. આટલી બધી સાવચેતી છતાં રસીથી રોગ વધે નહિ એટલા માટે ટાંકનારાઓએ એવો નિયમ રાખ્યો હતો કે જે ગામમાં મોટા ભાગનાં માણસો શીતળા ન ટંકાવે ત્યાં કોઈને જ ટાંકવા નહિ. ગર્ભવતી સ્ત્રીને અને બીજાં જે માણસો કોઈ પણ કારણે શીતળા ટંકાવી શકે એમ ન હોય તેમને એકવીસ

દિવસ માટે ગામમાંથી બહાર મૂકવામાં આવતા શીતળા ટકાવનાર તદ્દન સારો ન થાય ત્યાં સુધી તળાવમાં—પુકુરમાં—સ્નાન કરી શકતો નહોતો

હોલવેલે કબૂલ કર્યું છે કે ઈ સ ૧૭૬૭માં બંગાળમાં ઉપર કહેલી રીતે શીતળા ટકાવનાર માણસોમાં મરણપ્રમાણ બસોમાં એકથી યે ઓછું હતુ, અને એ બાબતમાં જેમ્સે પણ સ્વીકાર્યું છે કે "There can be no doubt that in those comparatively olden times a high degree of knowledge in regard to the procedure necessary for success have been attained"—"એટલા જૂના જમાનામાં પણ શીતળાનો સામનો કરવાની ખૂબ ઊંચા પ્રકારની પદ્ધતિ હિંદુસ્તાનમાં જાણીતી હતી એ વિષે શકાને સ્થાન નથી" જેમ્સે આગળ લખ્યું છે 'We see then that in olden times when all the rules just enumerated were strictly enforced and when the operation was performed by the professional Brahmin inoculators only, the measure proved a real blessing to the inhabitants of a certain part of India"—"આપણે જોઈ શકીએ છીએ કે અતિ પ્રાચીન કાળમાં જ્યારે ઉપર કહેલા નિયમો કડક રીતે પળાવવામાં આવતા હતા અને જ્યારે શીતળા ટાકવાનું કામ ધંધાધારી બ્રાહ્મણ ટાકનારાઓના હાથમાં હતું, ત્યારે હિંદુસ્તાનના કોઈ કોઈ ભાગમાં તે વખતની શીતળાચિકિત્સાની પદ્ધતિ સાચે જ આશીર્વાદરૂપ થઈ પડી હતી"

જ્યાં સુધી ધંધાધારી ટાકનારાઓના હાથમાં એ કામ રહ્યું ત્યાં સુધી શીતળા ટાકવાની હિંદી પદ્ધતિ દુનિયાના બીજા કોઈ પણ ભાગની પદ્ધતિ કરતાં વધુ ફળદાયી હતી પ્રરતુ ધીમેધીમે ધનલોભી લોકોના હાથમાં જવાને લીધે એ કામ કેવળ પૈસા કમાવાનું સાધન થઈ પડ્યું અને ટાકનારાઓ પણ મહેનતાણા લેખે એક પણ કોડીને બદલે એક બેથી માંડીને દસ સુધી રૂપાના સિક્કા લેવા લાગ્યા જતે દહાડે હલકા વર્ગના અજ્ઞાન લોકોના હિંદુઓ પૈસા કમાવા એ ધંધો કરવા લાગ્યા એ લોકો શીતળા ટાકવા સબંધે કશું જ જાણતા નહોતા એમ કંઈ નહોતું પણ પહેલાંના નિર્લોભ બ્રાહ્મણ ટાકનારાઓના જેટલો તેમનો લોકો ઉપર પ્રભાવ પડતો ન હોવાને લીધે રસીને લીધે ઉત્પન્ન થતા શીતળાને અટકાવવા માટે જે નિયમો પાળવાની જરૂર હતી તે બરાબર પળાતા નહિ ધનલોભી અજ્ઞાન માણસોના હાથમાં જવાને લીધે એ પરિણામ આવ્યું કે શીતળા ટકાવવાને કારણે અનેક માણસો મરણ પામવા લાગ્યા અને રોગ વધતો જ જવા લાગ્યો પરિણામે ઓગણીસમી સદીના છેલ્લા ભાગમાં હિંદી સરકારના કાયદાથી દેશી અથવા બંગાળી શીતળા ટાકવાનું બંધ કરવામાં આવ્યું

ઇંગ્લંડમાં મેરી ઓર્ટલી મોન્ટેગ્યુએ ઈ સ. ૧૭૨૨માં શીતળાના ઉપાય તરીકે રસી મૂકવાની પદ્ધતિના ફાયદા બતાવ્યા એ ચિરસ્મરણીય મહિલા તુર્કસ્થાનના કોન્સ્ટેન્ટિનોપલ (ઈસ્તંબૂલ) શહેરમાં અંગ્રેજ એલચીના સહધર્મિણી હતા તેમણે જોયું કે તુર્કસ્થાનમાં શીતળાના રોગનો ઉપદ્રવ બિલકુલ છે જ નહિ, અને એનું કારણ શોધતા તેમને ખબર પડી કે ત્યાંના લોકો શીતળાથી બચવા માટે શરીરના કોઈ પણ ભાગની નસ કાપીને તેમાં

શીતળાનાં જંતુ દાખલ કરી દે છે. આને લીધે તેઓ તરત તો માંદા થઈ જાય છે, પણ પછી જીવનભર શીતળાથી બચી જાય છે.

તે વખતે ઇંગ્લંડમાં દર વરસે હજારો માણસો શીતળાથી મરી જતાં હતાં. મેરી ઑર્ટલી મૉન્ટેગ્યુએ સ્વદેશ પાછા આવીને સૌથી પહેલાં પોતાની દીકરીને શીતળા ટંકાવ્યા, ત્યારથી ઇંગ્લંડમાં શીતળા ટંકાવવાની પદ્ધતિ શરૂ થઈ; પણ એવું માલમ પડ્યું કે તે વખતની ટાંકવાની પદ્ધતિને લીધે શીતળા ટંકાવનાર માણસ શીતળાથી બચવા પામતો, પણ તેની આસપાસનાં માણસોમાં રોગ ફેલાતો એટલે તે વખતે શીતળા ટંકાવવાની પદ્ધતિ લોકપ્રિય ન થઈ, અને એથી વધુ અસરકારક દવાની શોધ કરવાની જરૂર પડી. જેનર નામે એક સામાન્ય ડૉક્ટર નવી જ રીતે આ દવા શોધી કાઢીને જગતમાં અમર કીર્તિ મૂકતો ગયો.

અહીં જેનરની શોધ સંબંધે થોડી વીગતો આપવી અપ્રસ્તુત નહિ લેખાય.

એડવર્ડ જેનરના પિતા પાદરી હતા અને તેમનાં માતા એક પાદરીનાં પુત્રી હતાં. જેનરના મામાના વંશમાં બધા જ પાદરી હતા અને તેમની બધી જ બહેનો પાદરીઓને પરણી હતી. પરંતુ આવા વાતાવરણમાં ઉછરેલા હોવા છતાં તેમને સૃષ્ટિવિજ્ઞાન શીખવાનું ખૂબ મન થયું, અને બ્રિસ્ટોલ શહેરની પાસે આવેલા સોડબરી (Sodbury) નામના ગામમાં ડૅનિયલ લડલો (Danial Ludlow) ના હાથ નીચે તેઓ શલ્યવિદ્યા (surgery) અને ચિકિત્સાશાસ્ત્રનો અભ્યાસ કરવા ગયા.

જેનર જ્યારે ઇસ્પિતાલમાં લડલોના સહકારી તરીકે કામ કરતા હતા ત્યારે એક ગામડાની છોકરી ત્યાં ચિકિત્સાને માટે આવી. જ્યારે તે છોકરીને કહેવામાં આવ્યું કે કદાચ તેને શીતળા થશે ત્યારે તેણે દૃઢતાપૂર્વક જણાવ્યું કે મને કદી શીતળા થાય જ નહિ, મને પહેલાં ગાયના શીતળા થયા હતા. આ સાંભળીને જેનરને ખૂબ કુતૂહલ થયું, કારણ તેમને પહેલેથી જ ખબર હતી કે ગ્લોસ્ટરશાયરના ગોવાળોમાં આવી માન્યતા પ્રચલિત છે. ત્યારથી જ તેઓ આ બાબતનો વિચાર કરવા લાગ્યા.

જેનરનું મન કેવું ખોજવાળું હતું તે નીચેની વાત ઉપરથી સમજાશે. જ્યારે તેઓ સોડબરીમાં અભ્યાસ કરતા હતા ત્યારે એવો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો કે મીણબત્તીની જ્યોતમાં ઓછી ગરમી ક્યાં હોય છે—વચમાં કે ટોચ આગળ? થોડાબોલા જેનરે વધુ ચર્ચા કર્યા વિના મીણબત્તી પોતાની પાસે ખેંચી લીધી અને તેની જ્યોતના પાછલા ભાગમાં થોડી વાર પોતાની આંગળી ધરી રાખી, ત્યારપછી તેમણે જ્યોતના ઉપલા ભાગમાં આંગળી ધરી, પણ તરત જ આંગળી ખસેડી લેવી પડી. આમ સહેલાઈથી ઉપરના પ્રશ્નનો નિવેડો આવી ગયો.

ચિકિત્સાવિદ્યા શીખી રહ્યા પછી જેનરે ગ્લોસ્ટરશાયરમાં ધંધો શરૂ કર્યો, પણ પોતાનાં હજાર કામોમાં પણ તેઓ ગાયના શીતળાની અદ્ભુત અસરની વાત ભૂલ્યા નહોતા, અને ખૂબ ઉત્સાહપૂર્વક આ બાબતની ગોવાળોની વાતો સાંભળતા. વરસોનાં વરસો અતિશય સહિષ્ણુતાપૂર્વક તેમણે આ વિષયની ઝીણવટપૂર્વક તપાસ કરી. જેનરને માલમ પડ્યું હતું કે ઢોરોમાં શીતળા ઓછા પ્રાણઘાતક નીવડે છે. પણ માણસોમાં એ રોગ મરકીનું રૂપ ધારણ કરે છે. આથી જેનરે અનુમાન કર્યું કે જો ગાયના શીતળાની રસી માણસના શરીરમાં

દાખલ કરવામા આવે તો માણસોમા શીતળાનો રોગ કદાચ ઓછો થઈ જાય. વળી જેનરે એ પણ જોયુ હતું કે ઢોરોના શીતળા સામાન્ય શીતળા કરતા ઓછાં જીવલેણ હોય છે આથી ઢોરના શીતળાની રસી માણસના શરીરમા દાખલ કરવામા આવે તો તે જીવલેણ શીતળામાથી બચી જાય

આ વિષયમા પ્રયોગ કરવામા જેનરને ડગલે ને પગલે મુશ્કેલી પડતી તેમણે જોયુ કે શીતળા થયેલા ઢોરના શરીર પરના કોઈ કોઈ દાણાના જતુ માણસને શીતળામાથી બચાવે છે એ ખરુ, પણ તેમને એ પણ માલમ પડ્યુ કે તે જ ઢોરના શરીર પરના બીજા દાણાના જતુઓ માણસને શીતળાથી બચાવી શકતા નથી ઊલટુ, જો તે જતુ માણસના શરીરમા દાખલ કરવામા આવે તો તેને જીવલેણ શીતળાનો રોગ લાગુ પડતો આનું કારણ ન સમજવાને લીધે જેનર જરા ડામાડોળ થઈ ગયા અને તેમના વિરોધીઓએ આ બાબત તેમની મશ્કરી કરવામા મણા રાખી નહિ પણ અસાધારણ સહિષ્ણુતાપૂર્વક જેનર આ પ્રશ્નનો ઉકેલ કરવા પ્રયત્ન કરવા લાગ્યા, અને થોડા જ વખતમા તેમની મહેનત સફળ થઈ તેમણે સિદ્ધ કરી બતાવ્યુ કે અસલ ઢોરોના શીતળાના જતુઓ ધીમેધીમે નબળા પડી જાય છે, માત્ર આ દશામા જ તેઓ માણસને શીતળાથી બચાવી શકે એમ હોય છે આ વખતે જેનર કોઈ ચિકિત્સાસમિતિ ( medical council )ના સભ્ય હતા તેમણે તે ચિકિત્સાસમિતિની એક બેઠકમા જોરપૂર્વક એવો મત જાહેર કર્યો કે માણસને શીતળાથી બચાવવા માટે ઢોરોના શીતળાની રસીનો ઉપયોગ કરવામા આવે તો પરિણામ સારુ આવે છે સમિતિના બીજા સભ્યો આથી ચિડાઈ ગયા અને તેમને સમિતિમાંથી કાઢી મૂકવાની ધમકી આપી

જેનરની શોધની ખરી કિંમત અને તાત્પર્ય સમજવા હોય તો તે જમાનામા શીતળાના રોગથી કેવી મરકી થતી તેનુ વર્ણન જોવાની જરૂર છે માણસો તે વખતે બધા રોગો કરતા શીતળાથી બહુ ડરતા જેને એકવાર શીતળા આવી ગયા હોય તેને ફરીવાર થવાનો ખાસ ભય નહોતો પણ જેને કદી પણ શીતળા આવ્યા ન હોય તે હમેશા ડર્યા જ કરતા શીતળાનો રોગ એવો તો ચેપી છે કે માણસ ખૂબ સાવધ રહે તોપણ એ *રોગના પજામાથી બચવા પામતો નહિ એક વખત મેક્સિકો દેશમા થોડા મહિનામા જ* આઠ લાખ માણસો શીતળાથી મરી ગયા હતા અને ઈ સ પૂર્વે થોડા સૈકા ઉપર એ રોગ મરકીરૂપે ચીનમા ફાટી નીકળ્યો હતો અને એણે દેશને બેદાનમેદાન કરી નાખ્યો હતો ધીમેધીમે આ ચેપી રોગનો ભય એવો પ્રબળ થઈ પડ્યો કે બાળકને શીતળા આવતા માતા તેને નિરાધાર દશામા નાખીને ભાગી જતી એવી વાતો પણ સાભળવામા આવે છે કે શીતળાની મરકીના વખતમા કોઈ બાપે કુટુબના બધા માણસને બોલાવીને શીતળાને લીધે માણસનો દેખાવ કેવો ભયકર થઈ જાય છે તે બતાવ્યુ અને એવા ભયકર પરિણામમાથી બચવા માટે બધાને આપઘાત કરવાની સલાહ આપી, અને પોતે પહેલા આપઘાત કરી સૌને દાખલો બેસાડ્યો એક રીતે જોઈએ તો પ્લેગની મરકી કરતા પણ શીતળાની મરકી ભયકર છે, કારણ કે પ્લેગનો ઉપદ્રવ તો લાબે ગાળે એકાદવાર જોવામા આવે છે, પણ શીતળાનો ઉપદ્રવ તો દરેક વરસે ચાલુ જ હોય છે બર્નોલિ ( Bernoulli )એ હિસાબ કરીને બતાવ્યુ છે કે દુનિયામા દર ૨૫ વરસે ૧ કરોડ ૫૦ લાખ માણસો શીતળાથી

મરણ પામે છે. શીતળા માણસજાતને જે ભયંકર નુકસાન કરે છે તેનો આ આંકડા પરથી પૂરો ખ્યાલ ન જ આવી શકે. કારણ કે શીતળા થયા પછી જેઓ બચવા પામે છે તેઓમાંના કરોડો આંધળા થઈ જાય અથવા અપંગ બની જાય છે.

માણસજાતના આ ભીષણ શત્રુ સામે યુદ્ધ કરવાનું જેનરે નક્કી કર્યું અને તેમણે હથિયાર સજ્યાં. હથિયારમાં શું હતું? હાથીદાંતના ટુકડા ઉપર તલપૂર જંતુ. અસંખ્ય વિરોધીઓની મશ્કરીને ન ગણકારતાં જેનરે પોતાના ઉપર કહેલાં મત અને અનુમાનને પ્રતિષ્ઠિત કરવા કમર કસી.

સારા નેલ્મસ (Sarah Nelmes) નામની એક ગોવાળને શીતળા થયા હતા. જેનરે એ બાઈના હાથ ઉપરથી શીતળાની રસી લીધી અને જેમ્સ ફિપ્સ (James Phiphs) નામના એક આઠ વરસના તંદુરસ્ત બાળકનો હાથ ચીરી તેમાં દાખલ કરી દીધી. આ પછી બે મહિને તે બાળકના હાથમાં શીતળાનાં ઉગ્ર જંતુઓ દાખલ કરવામાં આવ્યાં. બાળકને પહેલાં નબળાં જંતુઓની રસી ન મૂકવામાં આવી હોત તો તે કદી આ ઉગ્ર જંતુઓ બરદાસ કરી શકત નહિ. પરંતુ એવું માલમ પડ્યું કે બાળકને કંઈ જ થયું નહિ. આ પ્રયોગમાં સફળ થવાને લીધે જેનરનું નામ અને કીર્તિ ચારેકોર પ્રસરી ગયાં. આટલે વરસે કરોડો માણસોને શીતળાના ઉપદ્રવમાંથી બચાવવાનો ઉપાય શોધાયો.

એ વાત ખરી છે કે શીતળા ટંકાવવાનો પદ્ધતિનો વિરોધ કરનારાની કદી ખોટ પડી નથી. એક પાદરીએ દૃઢતાપૂર્વક જાહેર કર્યું કે ઇશ્વરે જાણી જોઈને શીતળાનો રોગ પૃથ્વીમાં મોકલ્યો છે. અને તેમની ઇચ્છા છે કે માણસોને શીતળા થાય. મોઝલે (Moseley) નામના ડૉક્ટરે જાહેર કર્યું કે ગાય કે બીજા કોઈ પણ નીચલા વર્ગના પશુના શરીરમાંનો કોઈ પણ પદાર્થ માણસના શરીરમાં દાખલ કરવામાં આવે તો તેથી માણસમાં એટલી પશુતા આવે છે. પરંતુ શીતળાની મરકી બધાય દેશોમાં એટલી ભયંકર થઈ પડી હતી કે ઉપર જણાવ્યો તેવો વિરોધ હોવા છતાં લોકોનાં ટોળેટોળાં ઉત્સાહપૂર્વક શીતળા ટંકાવવા લાગ્યાં અને થોડા જ વખતમાં તેનું સારું પરિણામ આવ્યું. ધીમેધીમે શીતળા ટાંકવાની પદ્ધતિ દુનિયાના એક છેડાથી બીજા છેડા સુધી ફેલાઈ ગઈ. લોકો એને ઇશ્વરનો આશીર્વાદ માનવા લાગ્યા. જેનરને દેશદેશમાં ઇશ્વરના દૂત તરીકે અભિનંદન અને સન્માન મળવા લાગ્યું. જે ભયંકર શીતળાના રોગને લીધે પહેલાં દર વરસે લાખ્ખો માણસો અકાળ મરણ પામતાં હતાં તે શીતળા આજે તદ્દન સાધારણ રોગ મનાય છે, અને દુનિયામાં બધા રોગની મરણસંખ્યા જો ગણીએ તો ચોખ્ખું માલમ પડે છે કે બીજા રોગની સરખામણીમાં શીતળાનું મરણપ્રમાણ બિલકુલ સામાન્ય છે. *

પૃ ૩૩૬નું અનુસંધાન ]

*Natural Economic Order*[2] એ પુસ્તક મારા વાંચવામાં આવ્યું. સોનારૂપાનો નાણા તરીકે ઉપયોગ કરવાની અનિષ્ટ રૂઢિનું એણે મારા કરતા વધારે વિદ્વત્તાથી અને જોરદાર શૈલીમાં ખંડન કર્યું છે. એણે એના બદલામાં 'ઘસાતી નાણા–નોટ'નું વર્ણન સૂચવ્યું છે. 'ઘસાતી નાણા–નોટ'ને એ "સ્વતંત્ર–નાણું"[3] કહે છે, અને એની યોજના એના પુસ્તકનો મુખ્ય વિષય છે. પણ તેને અંગે એણે વ્યાજની બહુ સૂક્ષ્મ મીમાંસા કરી છે. કાર્લ માર્ક્સના વિચારોથી એ વ્યાજમીમાંસામાં જુદો પડે છે, અને માર્ક્સના મતોમાં રહેલા દોષોને એણે સારી રીતે ચર્ચ્યા છે. આ કારણથી માર્ક્સના અનુયાયીઓએ આ પુસ્તક વાંચવા જેવું છે. આ લેખમાં વ્યાજની સંપૂર્ણ સમાલોચના નથી, પણ એના કેટલાક અંગોનો જ વિચાર છે.

ડૉ. ગિલ્બર્ટ ફાઇનર કહે છે કે જેસેલના 'ઘસાતી–નાણા–નોટ'ના યુરોપના કેટલાક દેશોમાં અખતરા થયા છે, અને ફાસ્સી અને નાઝી તથા સમાજવાદીઓ વચ્ચેના ઝઘડાઓ પાછળ આ અખતરાઓ પણ રહેલા છે.

---

એનામાં અદ્‌ભુત બુદ્ધિ છે. વેગ્નર, શ્મોલર, સેરિંગ અને ન્યુમેન જેવા અર્થશાસ્ત્રના નામાંકિત સંશોધકો અને અધ્યાપકોના હાથ નીચે મેં અભ્યાસ કર્યો છે. પણ મારે કબૂલ કરવું જોઈએ કે જ્યાં સુધી હું જેસેલના વિચારોથી પરિચિત થયો નહોતો ત્યાં સુધી વિદ્યાની ચર્ચાઓ કર્યા છતાં આર્થિક અને સામાજિક કોયડાઓ મારે માટે સાત તાળામાં બંધ કરેલો ખજાનો હતો. જ્યારે મેં તેના વિચારો જાણ્યા અને પચાવ્યા ત્યારે મને અર્થશાસ્ત્ર કાચના જેવું પારદર્શક બન્યું."

[2] પ્રકાશક—Neo-Verlag, Berlin-Frohnau

[3] 'ઘસાતી નાણા–નોટ'નો સિદ્ધાન્ત એવો છે કે બધું નાણું નોટોનું જ હોય. એ નોટના બદલામાં સોનારૂપાના સિક્કા આપવાની સરકારની પ્રતિજ્ઞા જ ન હોય. ઉપરાંત, જેમ બધા પદાર્થોને કાળનો ઘસારો લાગે છે તેમ આ નોટની કિંમત પણ પડી રહે તો ધીમેધીમે ઘસતી જાય. દા. ત., સો રૂપિયાની નોટ દર અઠવાડિયે દોઢ આના જેટલી ઘસે. નોટની તારીખથી અઠવાડિયાના ખાના પાડી દરેક અઠવાડિયાને અંતે એની કેટલી કિંમત લેખાય તે તેના પર છાપેલું હોય. આ રીતે સો રૂપિયાની નોટ વર્ષને અંતે રૂ. ૯૫–૨–૦ની કિંમતની થાય. આથી મારી પાસે સો રૂપિયાની નોટ આવી હોય તો મારે અઠવાડિયે અંતે દોઢ આનાના નુકસાનમાંથી બચવા માટે બે માર્ગ રહે. સો રૂપિયાની નોટનો કોઈ પણ રીતે ઉપયોગ કરી નાખવો. રૂ. ૯૯–૧૫–૦નો માલ પણ મળે તો મને ન ખરચવા કરતાં તેને ખર્ચવામાં વધારે લાભ ગણાય. અથવા જો કોઈ એવો કરજ કાઢનાર મળે કે જે અઠવાડિયે દોઢ આનાનો ઘસારો પોતે વેઠી લે તો તેને ધીરવામાં હું પોતાને ભાગ્યશાળી માનું. અની પદ્ધતિમાં સેવિંગ્સ બૅંકમાં મૂકીને એ કરવાની સગવડ દર્શાવી છે. આવી નોટોમાં વ્યાજ મેળવવાની લાલચ ઓછી થઈ જાય. એકાદ ટકો વ્યાજ આવી નોટ ઉપર પણ મળે તો બહુ કમાયા લાગે. જેસેલે આ યોજના વિસ્તારથી પોતાના પુસ્તકમાં સમજાવી છે. હું એ પદ્ધતિ પ્રત્યે વળ્યો નથી. પણ એ અતિશય ચતુરાઈભરી યોજના છે એમ કબૂલ કરવું જોઈએ.

# કાળવાણી

'હૃદયકાન્ત'

ભજનુ ગાયા સાદ તાણીરે ઓ સંતો વા'લા !
નો રે થિયો રામ રાજી.
ગાવી હવે કાળવાણી રે ઓ ભગતુ વા'લા !
મેલી હવે રામકા'ણી.

ડાબી ને જમણી સંતો અખિયાં સરિખિયાંરે,
એક હસે, બીજી રડતી રે—ઓ સંતો વા'લા

રાય ને રંક ભાઈ રામનાં બાળકડાં રે,
રંકોની રોટી રાયે ભરખી રે—ઓ સંતો વા'લા

ભજનુ બહુ ગાયા ભગતો ! ભેદ ભાંગ્યા સંતો !
રીડુ પાડી રાત આખી રે—ઓ સંતો વાલા

દાના ભગતના રે દલમાં, દાવાનળ લાગ્યો રે,
ગાયે હવે કાળવાણી રે—ઓ સંતો વા'લા

ઓ સંતો વા'લા !
નો રે થિયો રામ રાજી.
ગાવી હવે કાળવાણી રે,

ઓ ભગતુ વા'લા !
મેલી હવે રામકા'ણી.

# કાલ–નદ

પ્રતાપરાય પ્ર. પંડયા

काळः कलयतामस्मि ।

૧

વહે અરવ વેગથી.
ગળે દિવસ વત્સરે,
ઘટી દિવસમાં ભળે,
નિમેષ ઘટીમાં પળે,
અહ પળપળે ગળે.

૨

હરે મમ-વિચારથી
જનાયુષ, કલહ, ને
નિરુદ્ધ મ જડત્વ ને,
અદેવ યુગવૈરને,
વધેલ મદદંભને.

હણે અનુપ વેગથી,
મમત્વયુત બન્ધનો
થયેલ જનવૈરથી.

ચણે નવલ-સર્જને
વિશિષ્ટ તલ—ભૂમિકા.

૩

પ્રતપ્ત વિધિ-ગ્રીષ્મથી,
અમાપ સમ પૌષના
પહેલ હિમ-ખંડ શા,
ગળેલ અલખાચલે,
વહાવી કૃત-ભૂપરે
સુસસ્ય મનુ-રોપને
ઉગાડી, બહલાવી દે,
સુમાલ્ય-ફૂલ-મંજરી,
લણે—'ન મમ' અર્પણે.

૪

ઠરેલ કંઈ કાળથી,
મૂકે ન પ્રથમા સ્થિતિ,
સૂકેલ હૃદયે ઊભો,
ફળે ન, કદીના ફૂલે—
—નિરર્થ મનુ-વૃક્ષને
પછાડી નિજ-ઓઘમાં
સમૂળ ઊચકી લઈ
ભિડાવી યુગબાહુમાં,
ધપાવી, ધપતો રહે.

૫

ચહે સમ-સ્વભાવથી,
"સમસ્ત સમ-ભૂ કરું."
પ્રદેશ ઊચનીચમાં
વહે ગરજી ઘૂમતો.

૬

ભગીરથ પ્રયત્ન એ
અમોલ કરતો રહે
સ્વ-વત્સલ મનુ-હૃદે
પ્રબોધ ભરતો રહે.

# ટૉલ્સ્ટૉયની કલા

વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

સૈકાંઓથી માનવજાતિ પોતાને સુધારવા મથી રહી છે. એની આ સઘળી સુધારણાપ્રવૃત્તિનો સરવાળો શો? ઘડીભર વિચાર કરીશું તો લાગશે કે પ્રમાણમાં સ્વલ્પ જ. હજારો વરસો પછી પણ આજે એ એના પ્રજાજીવનમાંથી 'હિંસાવૃત્તિ'નાબૂદ કરી શકી નથી. આટલા લાંબા વખતના પ્રયાસ પછી પણ, પ્રજા પ્રજા વચ્ચેની ખૂનખાર લડાઈઓનો હજુ અંત આવ્યો નથી, એટલું જ નહિ પણ હજુ નિકટના ભવિષ્યમાં જલદી આવે એવું દીસતું પણ નથી. આટલાં વરસની સુધારણાપ્રવૃત્તિથી એ કરી શકેલ છે તે કેવલ એટલું જ કે પ્રજાજીવનમાંથી તો નહિ પણ વ્યક્તિજીવનમાંથી એણે હિંસા અમુક અંશે કમી કરી છે. પ્રજાપ્રજા વચ્ચેનાં યુદ્ધો હજુ શમ્યાં નથી એ ખરું, પણ વ્યક્તિ વ્યક્તિ વચ્ચેનાં સ્થૂલ યુદ્ધો તો ઘણે ભાગે હવે શમી ગયાં છે. આજે મનુષ્ય એટલો તો આગળ વધ્યો જ છે કે કોઈનો પણ જાન લેવો એ એને જંગલીપણાની નિશાની લાગે છે. લોકમત, કાયદો અને સંસ્કારિતા એ સઘળાંને પરિણામે આજે એટલું તો સિદ્ધ થયું છે કે કોઈની પણ હત્યા એ આજે શિષ્ટ માણસને માટે શક્ય રહેલ નથી. પણ ત્યાં પણ પાછો જરા વિચાર કરીશું તો જણાશે કે આ વસ્તુસ્થિતિ પણ સ્થૂલ શારીરિક હિંસા પૂરતી જ સાચી છે. બાકી, માનસિક હિંસાવૃત્તિ તો આજે પણ એટલી ને એટલી જોરદાર જોવામાં આવે છે. માણસ આજે ખૂન કરતો મટયો છે, પણ એ ખૂન કરવાની સ્થૂલ પ્રવૃત્તિ પાછળ જે સૂક્ષ્મ ધિક્કારવૃત્તિ હતી તે હજુ પોતાના ચિત્તમાંથી નિર્મૂળ કરી શકયો નથી. એ ધિક્કારવૃત્તિ સંસ્કારના પાતળા થર નીચે ઢંકાઈ રહીને ધર્મપ્રેમ, નીતિપ્રેમ, ભાવનાભક્તિ આદિ ભાતભાતનાં રૂપાળાં નામો ધારણ કરીને જગતમાં મહાલી રહી છે, અને ભારેમાં ભારે કેળવાયેલો માણસ પણ એનાથી હજુ સર્વથા મુક્ત બની શકયો નથી. આ પ્રમાણે બાહ્ય હિંસાવૃત્તિ મર્યાદિત બન્યા છતાં આંતર હિંસાવૃત્તિ તો હજુ એવી ને એવી કાયમ રહી છે. પ્રસિદ્ધ અંગ્રેજ નિબંધકાર હેઝ્‌લિટે આ આંતર હિંસાવૃત્તિ વિશે એક માર્મિક નિબંધ ('On the Pleasures of Hating') લખ્યો છે. તેમાં એ કહે છે કે માનવહૃદયમાં વસી રહેલી આ તિરસ્કારવૃત્તિરૂપી સૂક્ષ્મ હિંસાને નાબૂદ કરવાને બીજાં સો વરસ સુધી જગતના સાહિત્યકારોએ પુષ્કળ ચિંતનલેખન કર્યા કરવું પડશે. એનો એ નિબંધ લખાયાને સો વરસ તો કયારનાંય થઈ ગયાં, અને છતાં માનવહૃદયની એ તિરસ્કારવૃત્તિ રજમાત્ર પણ ઓછી થઈ જણાતી નથી. પણ એ સો વરસના ગાળામાં એ વૃત્તિને નાબૂદ કરવાને ચિંતનલેખન પાછળ ખાઈપીને મંડયા રહેનારા જે થોડા સાહિત્યકારો જગતમાં થઈ ગયા તેમાં ટૉલ્સ્ટૉયનું સ્થાન અગ્ર પંક્તિમાં છે. એમના એ ચિંતનલેખનનું એક સર્વભોગ્ય સુમધુર ફલ તે આ 'કથાવલિ.'

આ ઉપરથી સમજી શકાશે કે આમાંની સઘળી કથાઓ સ્પષ્ટ રીતે જ ઉદ્દેશલક્ષી અને પ્રચારપરાયણ છે પણ ઉદ્દેશલક્ષી અને પ્રચારપરાયણ છે એટલા જ માટે એ રસ કે કલા નથી એમ કોઈ માનશે તો તે ભૂલ કરશે. ખરી રીતે કોઈ પણ કૃતિની પાછળ ઉદ્દેશ રહેલો હોય એટલા જ માટે એ કલાવિહીન ઠરી શકતી નથી, કોઈ પણ સવિધાન પ્રચાર-પરાયણ હોય એટલા જ ખાતર એ સર્જન મટી જતું નથી. જાણીતો અમેરિકન સાહિત્ય-મર્મજ્ઞ અપ્ટન સિંક્લેર તો કહે છે કે All art is propaganda. It is universally and inescapably propaganda; sometimes unconsciously, but often deliberately propaganda (Mammonart, p. 19) આપણે અપ્ટન સિંક્લેર સાથે એટલે બધે સુધી ન જઈએ તોપણ ઉદ્દેશ અને કલા, પ્રચાર અને કલા એની વચ્ચે આપણે માની લઈએ છીએ એવું હાડવેર તો નથી જ, બીજા બધાનું ગમે તેમ પણ ટૉલ્સ્ટૉયને મન તો નથી જ એ ચોક્કસ ટૉલ્સ્ટૉયની ઉત્તરવયની સઘળી સાહિત્યકૃતિઓની પેઠે એમની આ કથાઓને પણ બરાબર સમજવા માટે એમના કલા વિશેના વિચારો લક્ષમા રાખવાની જરૂર છે. ટૉલ્સ્ટૉયને મન કલા એ કેવળ આનન્દપ્રમોદ કે વિનોદની વસ્તુ નથી, એમને મન એ કેવળ નવરાઓનો વિલાસ નથી, પણ એમને મન તો કલા એ માનવજીવનને સમૃદ્ધ બનાવવાનું અમોઘ સાધન છે. એમણે બાંધેલા લક્ષણ પ્રમાણે કલાકારના ચિત્તમા જાગેલી ઊર્મિનો વાચકના ચિત્તને ચેપ લગાડે, અને એ રીતે એ ઊર્મિ તેના ચિત્તમા સક્રાંત કરે એનું નામ કલા. એમને મતે કલા એ વર્તમાન માનવજીવનની બહુ મહત્ત્વની સેવા બજાવવાની છે વર્તમાન માનવજીવનની કોઈ મોટામા મોટી કરુણતા હોય તો તે એની બુદ્ધિ અને ઊર્મિ વચ્ચેનો ઘોર વિસવાદ. માનવજાતિ અત્યારે બુદ્ધિથી શુ યોગ્ય, શું અયોગ્ય, શુ સારું, શુ ખોટું, તેનો યથાર્થ નિર્ણય કરી શકે છે, પણ એ નિર્ણયને એ સર્વ પ્રસગે આચારમા ઉતારી શકતી નથી

जानामि धर्मं न च मे प्रवृत्ति
जानाम्यधर्मं न च मे निवृत्ति ।

એ કોઈ વ્યક્તિની જ નહિ પણ આજની સમસ્ત માનવજાતિની વેદનાભરી ચીસ છે માનવીના બુદ્ધિદર્શન અને એની હૃદયપ્રવૃત્તિ વચ્ચેનો આ વિસવાદ એ જ આપણી આજની સંસ્કારિતાની મોટામાં મોટી ક્ષતિ છે. આ ક્ષતિને દૂર કરવા માટે જુદાજુદા વિચારકો જુદાજુદા ઉપાયો સૂચવે છે. ઉદાહરણ તરીકે, એક સમર્થ ચિત્તશાસ્ત્રીએ કેટલાક વરસ ઉપર એને માટે જીવનમાં વ્યાયામ અને રમતગમત પર ખૂબ ભાર મૂકયો હતો. એનું કહેવુ એવું હતુ કે માનવી અમુક કાર્ય કરવાનું બુદ્ધિથી નક્કી કરે છે પણ એના શરીરના સ્નાયુઓ કેળવાયેલા નહિ હોવાથી બુદ્ધિના આદેશને તે આચારમા ઉતારી શકતો નથી, માટે અંગકસરતથી અને રમતગમતદ્વારા સ્નાયુઓને જો બરાબર કેળવ્યા હોય અને તેમના પર કાબૂ મેળવ્યો હોય તો જીવનમા આ વિસવાદ પછી ટકે નહિ આ વિચારણા એક રીતે આકર્ષક છે. પણ એટલાથી પૂરતુ સમાધાન થાય એમ નથી, કેમકે બુદ્ધિ અને સ્નાયુઓ વચ્ચે માનવીનું ચિત્ત, એનું હૃદય, એનું ઊર્મિતત્ર રહેલુ છે એ વાત એમાં ભૂલી જવામાં આવે છે, અને જીવનનું પ્રેરક ચાલક તત્ત્વ તો એ હૃદય જ છે તેથી ટૉલ્સ્ટૉય આ વિસવાદ ટાળવાનુ કામ કલાને સોંપે છે. એમની માન્યતા પ્રમાણે બુદ્ધિના દર્શનને ઊર્મિમા સંક્રાંત કરવું એ જ

કલાનો મહાન્ ધર્મ છે. અને એટલા માટે જ જીવનમાં એનું આટલું બધું ગૌરવ છે. માનવીએ સુખી થવું હોય તો પરસ્પર પ્રેમભાવ રાખવો જોઈએ અને સૌની સાથે એકતા સાધવી જોઈએ એ બુદ્ધિથી સૌ સમજે છે, પણ એ બુદ્ધિદર્શનને સળંગ રીતે વર્તનમાં મૂકવું એ સહેલી વાત નથી. માટે ટૉલ્સ્ટૉય કહે છે કે કલાએ એવું સર્જન કરવાનું છે કે જેમાં કલ્પિત પાત્રો આવો પ્રેમભાવ રાખતાં હોય અને જેની એકંદર અસર ઐક્યાનુભવને અર્થે પ્રેરે એવી હોય. આવી રીતે પ્રેમભાવ પ્રેરતી કલાકૃતિઓના નિરંતર સેવનથી માનવીની ઊર્મિ એવી રીતે ઘડાશે કે પછી વાસ્તવ જીવનમાં પોતાને એવા સંજોગોમાં મુકાવું પડશે ત્યારે પોતે પણ આપોઆપ એવી જ પ્રેમભરી રીતે વર્તશે. એ પ્રમાણે માનવહૃદયને પ્રેમ અને એકતાની તાલીમ આપ્યા કરવી એ જ કલાનો મુખ્ય હેતુ હોવો જોઈએ એમ એ કહે છે અને એ દૃષ્ટિએ એ કલાના મુખ્ય બે વર્ગ પાડે છે. પહેલા વર્ગને એ ધાર્મિક કલા કહે છે, અને બીજા વર્ગને સર્વભોગ્ય કલા કહે છે. વાચકચિત્તને ઈશ્વરપ્રેમ, ધર્મભાવ, બંધુતા, પવિત્રતા આદિ ઉચ્ચ પ્રકારની ઊર્મિઓનો ચેપ લગાડે એવી કલાને એ પ્રથમ વર્ગમાં મૂકે છે, અને સીધી રીતે ધાર્મિકતાવિષયક ન હોય છતાં વાચકને માનવહૃદયની સર્વસામાન્ય મૂળગત પ્રાથમિક ઊર્મિઓનો અનુભવ કરાવી સમાજના જુદાજુદા વર્ગોને રસપાન માટે એક જ ઓવારે એકઠા કરે, અને એ રીતે એ સહિયારી મિજલસદ્વારા એમને ઐક્યને દોરે ગૂંથે એવી કલાને એ બીજા વર્ગમાં મૂકે છે. આ સિવાયની બીજી બધી કલાને કેવળ ધનિકવર્ગ કે વિદ્વદ્વર્ગ જ માણી શકે અથવા વાચકને વિલાસ તરફ પ્રેરે એવી સઘળી કલાને, એ અનિષ્ટ ગણે છે. એમણે *War and Peace* અને *Anna Karenina* જેવી વિશ્વવિખ્યાત વાર્તાઓ લખી છે, પણ એ બેમાંથી એકેને એ ઉપલા બેમાંથી એકે વર્ગમાં મૂકતા નથી. કલાના પ્રથમ ઉત્તમ વર્ગમાં—ધાર્મિક કલાના વર્ગમાં—તો એ પોતાની એક જ કૃતિને મૂકે છે, અને તે આ સંગ્રહમાં પહેલી જ આપેલી વાર્તા 'ઈશ્વરનિષ્ઠા'ને. આ સંગ્રહની બીજી વાર્તાઓ પણ એક કે બીજા રૂપમાં તત્ત્વતઃ એ પહેલી વાર્તાના જ પ્રકારની છે, એટલે એ દૃષ્ટિએ જોતાં ટૉલ્સ્ટૉયની કલામીમાંસા પ્રમાણે આ 'કથાવલિ' એ ઉત્તમ વર્ગની કલાકૃતિઓનો સંગ્રહ છે.

તટસ્થ દૃષ્ટિએ જોઈએ તોપણ આ નાની નાની વાતોમાં એક આજન્મ કલાકારનો આત્મા પોતાના જીવનદર્શનને સર્વગમ્ય સ્વરૂપમાં રજૂ કરી રહેલો દેખાય છે. *War and Peace* તથા *Anna Karenina* જે અદ્ભુત પ્રતિભાએ દિગન્તવ્યાપી વિશ્વરૂપ ધારણ કર્યું હતું તે આજે આબાલવૃદ્ધ સૌને રીઝવવાને માટે સ્વેચ્છાએ સૌમ્ય વપુ ધારણ કરીને આ સંગ્રહમાં ખડી થઈ છે. એમાં સર્જનશક્તિ એની એ જ છે. માનવપ્રકૃતિને યથાર્થ રીતે સમજવાનું ને તાદશ રીતે આલેખવાનું સામર્થ્ય એનું એ જ છે, ને વાંચતાં જ દિલને હચમચાવી મૂકનારી વેધકતા પણ એની એ જ છે, ફક્ત ઘાટ જુદો છે. આજ સુધી જાણે સમાજના ઉપલા વર્ગરૂપી દેવલોકને જ પોષતી આકાશગંગા કર્તવ્યબુદ્ધિથી નીચે ઊતરી આજે ગરીબનાં ઝૂંપડાંને પાવન કરી રહી છે. ગુજરાતીઓ આ આંગણે આવેલી ગંગામાં જેટલું નહાશે તેટલું એમનું પુણ્ય જ છે.

'કથાવલિ' ભાગ ૨ની પ્રસ્તાવના]



## (૧) બ્રિટિશ જાતિની રાજભક્તિ

બ્રિટિશ સામ્રાજ્યના અધિપતિ ઇગ્લેંડેશ્વર પંચમ જ્યોર્જના રાજત્વકાલને પચીસ વર્ષ પૂરાં થયાં તે નિમિત્તે, બ્રિટિશ લોકોએ સ્વદેશમાં તેમજ સામ્રાજ્યના બીજા બધા ભાગોમાં નાના પ્રકારનો આમોદપ્રમોદ કર્યો છે, આતશબાજીદ્વારા જોનારાઓને દિંગ કરી નાંખ્યા છે, સૈનિકોની કૂચકવાયત કરાવી છે તથા બીજી વિવિધ રીતે દબદબા સાથે 'રજત મહોત્સવ' ઊજવ્યો છે. આ બધો બાહ્ય આડંબર જો રાજભક્તિનું ચિહ્ન હોય, તો બ્રિટિશ જાતિને રાજભક્ત કહેવામાં કાંઈ હરકત નથી.

પરંતુ બ્રિટિશ જાતિને રાજભક્ત ગણવાનું બીજું કારણ પણ છે. રાજા પચમ જ્યોર્જના રાજત્વનો આરંભ ૧૯૧૦થી થાય છે. એ સાલથી ચાલુ સાલ સુધીમાં યુરોપના ઘણાયે દેશોની શાસનપ્રણાલી બદલાઈ ગઈ છે. ક્યાંક સામ્રાજ્યને બદલે, તો ક્યાંક રાજ્યને બદલે કોઈ ને કોઈ પ્રકારનું સાધારણ તંત્ર સ્થાપિત થયેલું છે. રશિયા સમ્રાટને તાબે હતું, તે સાધારણ તંત્ર બન્યું છે તુર્કી સુલતાનને તાબે હતું તે સાધારણ તત્ર બન્યું છે. જર્મની સમ્રાટને તાબે હતું, તે સાધારણ તત્ર બની હવે હિટલરની સરમુખત્યારીને તાબે થયું છે. ઑસ્ટ્રિયાહંગરી એક સમ્રાટને તાબે હતાં, હવે બન્ને દેશોમાં સામ્રાજ્ય લુપ્ત થઈ, સાધારણ તંત્ર સ્થપાયા બાદ એકથી અધિકવાર વિપ્લવ થયો છે. સ્પેનના રાજાએ ગાદીત્યાગ કર્યો છે અથવા તો પદભ્રષ્ટ થયો છે એમ બન્ને કહી શકાય, અને સ્પેનમાં સાધારણ તંત્ર સ્થાપિત થયું છે. ૧૯૧૦ની સાલમાં પોર્ટુગાલ સાધારણ તંત્ર બન્યું છે. ઇટલીમાં રાજાની સત્તા લુપ્ત થઈ છે, કિંતુ એ દેશ સાધારણ તત્ર ન બનતાં મુસોલિનીની સરમુખત્યારીને તાબે થયો છે. તદુપરાંત ઝેકોસ્લોવેકિયા, પોલેંડ વગેરે દેશો બીજા કોઈ કોઈ દેશની અધીનતામાંથી મુક્ત થઈ સાધારણ તત્ર બન્યા છે. એશિયાનું મોટામાં મોટું તેમજ સૌથી પ્રાચીન સામ્રાજ્ય ચીન ૧૯૧૨માં સાધારણ તંત્ર બન્યું છે, અને તે પછી આજ પણ તે બૃહદ દેશમાં વિશૃંખલ અવસ્થા ચાલતી આવી છે. બ્રિટનમાં પણ હજીએ રાજાનું રાજ્યત્વ વિદ્યમાન છે. આ ઉપરથી એમ કહી શકાય કે બ્રિટિશ જાતિ રાજતંત્ર શાસનપ્રણાલી પસંદ કરે છે. કિન્તુ એટલું જ કહેવાથી બધી વાત કહેવાઇ જતી નથી.

બ્રિટનમાં રાજાની સત્તા ખૂબ સીમાબદ્ધ છે—નામમાં રાજાની સત્તા ઘણી છે ખરી, પરંતુ કાર્યતઃ વિશેષ કંઈ જ નથી. રાજા મન્ત્રીઓની સલાહ પ્રમાણે ચાલવા બંધાયેલ છે. તથા દરેક વાર પાર્લમેન્ટના સભ્યોની ચૂંટણી વખતે, જે દળના સભ્યોની સંખ્યા વધારે હોય છે તે દળમાંથી મન્ત્રીઓ મનોનીત થાય છે. તેથી બ્રિટનમાં રાજાની સત્તા પ્રજાના અધિકાર-

દ્વારા નિયંત્રિત છે. વસ્તુતઃ એમ કહેવું ખોટું ગણાશે નહિ કે, બ્રિટનમાં એવા પ્રકારનું એક સાધારણ તંત્ર છે કે જેનો ચુંટાયેલો પ્રમુખ નથી, પરંતુ તેનો સિંહાસનારૂઢ રાજા પુરુષાનુક્રમે કંઈક અંશે પ્રમુખ જેવો છે. ઇંગ્લંડના લોકોનું વ્યક્તિગત સ્વાતંત્ર્ય કોઈ સાધારણ તંત્રના લોકો કરતાં કમ નથી.

એ કારણથી તથા બીજા એક કારણથી ઇંગ્લંડમાં રાજતંત્રને બદલે સાધારણ તંત્રની સ્થાપના આવશ્યક થઈ નથી. બીજું કારણ બ્રિટિશ રાજનીતિની એક પ્રચલિત કથામાં સમાયેલું છે. તે એ, કે રાજા કંઈ અન્યાય કે પ્રજાનું અહિતકર કાર્ય કરી શકતો નથી. ('The King can do no wrong') જે કંઈ ખોટું કરી શકે નહિ તેને ખસેડવાની જરૂર શી? તેથી યુરોપના બીજા અનેક દેશોમાં, રાજતંત્ર યા સમ્રાટતંત્ર બદલાવાનું પ્રયોજન હોવાથી ત્યાં પરિવર્તન થયા છતાંએ બ્રિટનમાં તે રીતના પ્રયોજનના અભાવે વિપ્લવ થયો નથી × × × કિંતુ મનુષ્ય જેટલે અંશે પોતાનો ભાગ્યવિધાતા અને ભાગ્યનિયંતા થઈ શકે, તેટલે અંશે બ્રિટિશ જાતિ પોતાની ભાગ્યવિધાતા અને ભાગ્યનિયંતા છે ખરી. એથી તેઓ રાજાને દોષ દેતા નથી તથા રાજભક્ત થવામાં તેમને કાંઈ વાંધો આવતો નથી.

'પ્રવાસી'માંથી ]

## (૨) સ્થાનિક સ્વરાજનું બીજ

**રાજકીય**, સામાજિક કે કોઈ પણ પ્રકારની પ્રગતિ કોઈ પણ પ્રજાએ કરી હશે તો તેની શરૂઆત સ્થાનિક સ્વરાજ સંસ્થાઓદ્વારા જ થયેલી નજરે પડશે. સંસ્કૃતિના સૂર્યોદય સાથે જ સ્થાનિક સ્વરાજની કેળવણીની ભૂમિકા અસ્તિત્વમાં આવેલી હોવી જોઈએ. પછી બીજી સંસ્થાઓ પેઠે જ એનો ઉત્તરોત્તર વિકાસ થતો ગયો હોવો જોઈએ.

સરકારી, આર્થિક કે કારોબારી સગવડ સાચવવાના હેતુથી હિંદમાં જ સ્થાનિક સ્વરાજની યોજના અસ્તિત્વમાં આવેલી. છેક ઓગણીસમી સદીની અધવચ્ચે જ ઇલાકાનાં પાટનગરોમાં મ્યુનિસિપાલિટીઓ સ્થાપવામાં આવી. ઇસ્વીસન ૧૮૭૦માં સ્થાનિક સ્વરાજનો વિકાસ સાધવાના ખુલ્લા આશયથી લોર્ડ મેયોના વખતમાં પ્રજાપ્રતિનિધિત્વનું તત્ત્વ દાખલ કરવામાં આવ્યું. એ રીતે કારોબારમાં હિંદીકરણની શરૂઆત થઈ. પછી ઈસ્વી સન ૧૮૮૨નો લોર્ડ રીપનનો અગત્યનો ઠરાવ થયો.

"રાજકીય ને પ્રજાકીય કેળવણીના સાધન તરીકે સ્થાનિક સ્વરાજ ખાસ પ્રચ્છનીય છે."

"સ્થાનિક સ્વરાજના સિદ્ધાંત પરત્વે હિંદીઓ જાતે છેક જ બેપરવા છે એવું ઘણીવાર કહેવામાં આવે છે; પ્રજાકીય બાબતોમાં હિંદીઓ ઘણો જ ઓછો રસ લે છે. સરકારી અમલદારો જ પોતાની ઇચ્છા મુજબ કારોબાર ચલાવ્યા કરે એમાં તેમને ખાસ હરકત નથી.

"પરંતુ હિંદી સરકાર આ બીનાને ઝાઝું મહત્ત્વ આપતી નથી. પ્રગતિશીલ ને ભલી લાગણીવાળા જિલ્લા અમલદારોનું દૃષ્ટિબિંદુ એવું હશે ને હિંદીઓ વર્તમાન પરિસ્થિતિમાં સંતોષ માનનારા પણ હશે એમાં લેશ પણ શંકા કરવા જેવું નથી, પરંતુ જેમજેમ કેળવણીનો પ્રચાર થતો જાય છે તેમતેમ દેશભરમાં જાહેર હિતમાં ઝુકાવનાર બુદ્ધિશાળી વર્ગ વધતો જાય છે એટલે એમનો લાભ ન ઉઠાવવાની નીતિ અનુચિત છે એટલું જ નહિ પરંતુ એમની

શક્તિઓ નાહક વેડફાઈ જાય છે. દેશ સંસ્કૃતિપથે પ્રગતિ કરી રહ્યો છે ને આર્થિક રીતે આબાદ થતો જાય છે. પરિણામે રાજકારોબાર દિનપ્રતિદિન બોજારૂપ થતો જાય છે. સ્થાનિક અમલદારોનું કામકાજ પણ વધ્યું છે એમ સરકારી હેવાલો ઠોકી ઠોકીને જાહેર કરે છે. ખૂણેખૂણેથી વધતા જતા કામકાજને પહોંચી વળવા વધારે કાર્યકરોની માગણી થતી રહે છે. ખાતેખાતામાં કામનો બોજો વધી પડ્યાના પોકારો સંભળાય છે આ સંજોગોમાં રાહત મેળવવા નજર પહોંચાડવાની જરૂર છે જ, ને હિંદી સરકારને એક જ માર્ગ સ્પષ્ટ ને વ્યાજબી જણાય છેઃ પ્રજાએ પોતાનો વહીવટ પોતે જ ઉપાડી લેવો જોઈએ. દરેક બાબતમાં લોકો સ્વાશ્રયી બને એ તરફ જ સરકારનું લક્ષ ખેંચાવું જોઈએ. રાષ્ટ્રીય હેતુપુરઃસર જે લગામો સરકારના હાથમાં જ રહેવા દેવામાં આવી હતી તે હવે પ્રજાને હસ્તક થવી જોઈએ." *

## (૩) અર્વાચીન સંસ્કૃતિનો શાપ

### બંધકોશ : પચાસ ટકા દર્દોનું મૂળ—દવાઓ : ક્ષણિક રાહત

મનુષ્યનાં દર્દોનું ખાસ કારણ બંધકોશ છે એમાં શંકા જ નથી. જીવલેણ દર્દો કરતાં એ જ આકરી રીતે મનુષ્યનાં દુઃખો માટે જવાબદાર છે. પચાસ ટકા દર્દીઓની એ જ ફરિયાદ હોય છે.

યુ. એસ. સેનેટર રૉયલ. એસ. કોપલૅન્ડ એમ. ડી., ન્યુયૉર્કના આરોગ્ય ખાતાના વડા કહે છે તેમ માનવદુઃખો માટે જવાબદાર કોઈ એક ચીજ હોય તે તે બંધકોશ છે. મનુષ્યો કોઈ એક દર્દ માટે જ તદન બેદરકાર હોય તો તે બંધકોશ છે. બંધકોશવાળા ઘણાને રોજ ઝાડો તો થાય છે જ છતાં તેમને કદી પણ ચેન પડતું જ નથી.

કેમ્પબેલ ને ડેટલીલરે બંધકોશની ખાતરી કરવા એક સાદો નુસખો બતાવ્યો છે. ખાધા પછી પાંચ ગ્રેઈન કોલસો ચાવી જાઓ ને પાણી સાથે પેટમાં ઉતારી દો. જો આંતરડાં સાફ નહિ હોય તો બીજે દિવસે ઝાડામાં એ નજરે નહિ પડે. કોઈ વાર બેત્રણ દિવસે એ નજરે પડશે. આપણને ઘણીવાર ખબર પણ નથી પડતી છતાં આપણને સખત બંધકોશ હોય છે.

આપણો ખોરાક હોજરીમાં જઈ આંતરડાંદ્વારા પચે છે ને પોષક તત્ત્વો શરીરનાં અંગોને પહોંચે છે ત્યારે તેમનો કચરો ત્યાં પડી રહે છે ને ઝાડા વાટે બહાર નીકળી જાય છે. એ કચરામાં પોષક તત્ત્વ બિલકુલ હોતું નથી. ઊલટું, તેની હસ્તી નુકસાનકારક છે. હવે જો રોજ સાફ ઝાડો ન ઊતરે તો આ કચરો શરીરમાં જમા થાય ને બીજા ભાગોમાં પ્રસરે, પરિણામે પોષણને બદલે ઝેર મળે. એથી શરૂઆતમાં તમને આળસ આવે, ધીમે-ધીમે માથું દુઃખે, લોહીવિકાર થાય, નિદ્રા ન આવે ને છેવટે ઘેલછા પણ લાગે.

સારી તબિયત માટે આ કચરો યોગ્ય રીતે સાફ થવાની ખાસ જરૂર છે. આંતરડાં, ગુર્દાંગો ને ચામડીદ્વારા આ કચરો બહાર જાય છે. પચીસ ફુટ લાંબી પાચનનળી પર મળની જમાબંધીની પ્રથમ અસર થાય છે. ધીમેધીમે એ ઝેર શરીરમાં પણ પ્રસરે છે.

કુદરત સમતુલા જાળવવા મથે છે એટલે ગુર્દાંગોને ચામડીનું કામકાજ વધે છે. એથી ગુર્દાંગો ચઢી જાય છે. 'બ્રાઈટ્સ'ના દર્દનું આ મુખ્ય કારણ છે. ચામડી પોતાની વધારાની જવાબદારી ઉઠાવવા નાકબૂલ હોવાથી ઝેરી પદાર્થો બીજે વાળવા મથે છે. પરિણામે 'એક્ઝિમ',

* Local Self Government : The People માંથી.

'મુદ્રીકરીઆ'' જેવાં દર્દો થાય છે. જ્ઞાનતંતુઓને પણ એ ઝેર ચડે છે ને માથું દુખે છે. રક્તવહન પણ નબળું પડે છે ને ધીમેધીમે લાલ અણુઓની સંખ્યા કમી થતી જાય છે.

બંધકોશના સીધા પરિણામમાં પેટ ને આંતરડાંનો અંદરનો ભાગ આળો થઈ જાય છે. પરિણામે મોઢું આવે છે, ભૂખ મરી જાય છે ને પોષણ બંધ થાય છે.

એવું પણ બને કે રોજિંદા કામકાજમાં હરકત ન આવે છતાં દર્દી બંધકોશથી બીજી અનેક રીતે પીડાતો રહે. રોજરોજ કચરો વધતો રહે ને આંતરડાંનું કાર્ય મુશ્કેલ બનતું જાય.

ગણતરી એવી છે કે અઢી દિવસમાં મનુષ્ય એટલો કચરો કાઢે છે કે પ્રાણહાનિ થયા વિના રહ જ નહિ.

આ વિચિત્ર અને અસંતોષકારક પરિસ્થિતિનું એક કારણ અત્યારનો સાહસિક વ્યાપારી પણ છે. ઝાડા માટે અનેક પ્રકારની દવાઓ ને ગોળીઓ મળે છે. પરંતુ આ દવાઓથી આંતરડાના પડદા સૂજી જાય છે એનો થોડાને જ ખ્યાલ હોય છે. આવી દવા લેવાની ટેવ એકવાર પડી જાય છે તો પછી તે લીધા વિના ઝાડો ઊતરતો જ નથી. વળી ધીમેધીમે એ દવાનું પ્રમાણ પણ વધારતા જવું જ પડે છે. આથી કદાચ બંધકોશનાં બાહ્ય ચિહ્નો દૂર થતાં હશે પરંતુ એથી દર્દ હંમેશ માટે નાબૂદ થતું નથી. ડૉ. ઇવાન્સે તો આવી દવાઓને દારૂ જેવાં કેફી પીણાં જેવી ગણેલી છે. કમનસીબે દર્દી ઝાડો થાય છે કે નહિ એ બીના તરફ જ ધ્યાન આપે છે, પરંતુ એના બીજા અનર્થો પ્રતિ દુર્લક્ષ કરે છે.

બંધકોશનું કારણ શોધવું મુશ્કેલ છે એમ કહેવામાં આવે તો સામાન્ય મનુષ્યોને આશ્ચર્ય લાગશે. ગુહ્યાંગો વિષે અભિપ્રાય આપતાં પહેલાં પેશાબ કે મળ સારો ડૉક્ટર હંમેશાં તપાસશે. પરંતુ આંતરડાં માટે બરાબર નિરીક્ષણ વિના જ દવાઓ આપવામાં આવે છે.

ડૉક્ટર રસેલ જુલાબની દવાને બંધકોશ માટે તદ્દન અયોગ્ય ગણે છે. ડૉ. ન્યુઝવેન્જર જુલાબની દવાઓથી મુશ્કેલી વધે છે એમ જાહેર કરે છે. ડૉક્ટર ફ્રાન્સીસ હાવર્ડ હમ્ફ્રીઝ બંધકોશનું કારણ કચરાનો જમાવ માને છે, ને વીજળીક પ્રયોગોથી અટકી પડેલાં આંતરડાં કામ કરવા માંડશે એવો અભિપ્રાય ધરાવે છે. કમનસીબે હિંદમાં વીજળીક પ્રયોગો ઓછા થાય છે. બાકી જો આંતરડાંની બરાબર સંભાળ લેવામાં આવે ને બંધકોશની બરાબર માવજત થાય તો પચાસ ટકા દર્દી બિલકુલ નાબૂદ થાય એમાં શક નથી.[1]

## (૪) બરૌતનું ખોદકામ

**બરૌત** બનારસથી પંદર માઈલ દૂર આવેલું ગામડું છે. ત્યાં ડૉક્ટર મોતીચંદ પી. એચ. ડી. શોધખોળ માટે ખોદકામ કરી રહેલા છે. પરિણામે તેમને ઘણી જ કીમતી ચીજો સાંપડી છે. તેમાં મૂર્તિઓ ને માટીકામ ખાસ ધ્યાન ખેંચે છે. આ વસ્તુઓ શંગ ગાળાની હશે એવી માન્યતા છે. ઇસ્વીસન પૂર્વે સો વર્ષ પહેલાંની ગણી શકાય.

ડૉક્ટર મોતીચંદના કહેવા મુજબ એક દટાયેલી દીવાલ નજરે ચડી છે. કદાચ તેની નીચે એક મકાન નીકળી આવે. આ શોધખોળ અતિશય ઐતિહાસિક મહત્ત્વની થશે એમ જણાય છે. મોહનજોડારો કરતાં પણ એની અગત્ય વધારે લેખાશે. મહાભારત યુગનું વિખ્યાત કાશીનગર ત્યાં દટાયેલું પડ્યું છે એવી ડૉક્ટર મોતીચંદની માન્યતા છે. એટલે વધારે ખોદકામ કરવા સરકારી પરવાનગી પણ મેળવી લેવામાં આવી છે.[2]

---

૧. 'Free Press Journal' : A Curse of Modern Civilization.'

૨. 'Free Press of India' : Baraut Excavations.

## (૫) પીઝાનો ઝૂલતો મિનારો

પીઝાના ઝૂલતા મિનારાના પાયામાં પ્રવાહી સિમેંટનાં ઇન્જેક્શન આપવામાં આવે છે. તે એટલાં બધાં સફળ થયાં છે કે હજી સદીઓ સુધી તેને નુકસાન પહોંચશે નહિ.

લંડનની પેઢીના પ્રયોગો બાદ ઈટાલિયન ઇજનેરખાતું આ કામ ઘણી જ ખાનગી રીતે કરી રહ્યું છે.

સમારકામથી એ મિનારો ઘણાં વર્ષો ટકી રહેશે એટલું જ જાહેર કરવામાં આવે છે, પરંતુ સરકારી ઇજનેરોનો સામાન્ય મત એવો છે કે અનેક સદીઓ સુધી તે મિનારાને જમીનદોસ્ત થવાનો ભય રહેશે નહિ.

પથ્થર ને આરસના ભૂકા સાથે પ્રવાહી સિમેંટને પુષ્કળ દબાણ આપી પાયા નીચે દાખલ કરવામાં આવે છે. દક્ષિણ દિશા તરફ મિનારો ઝૂલે છે એટલે એ બાજુએ આવાં વધારે ઇન્જેક્શનો આપવામાં આવ્યાં છે.

અત્યારની ગણતરીએ એ મિનારો સાડા સોળ ફૂટ નમતો છે. બ્રિટિશ સ્થપતિઓએ ૧૮૧૭માં માપ લીધેલું ત્યારે તે બાર ફૂટ સાત ઈંચ ઝૂલતો હતો.

એ મિનારો ૧૧૫૪માં બાંધવામાં આવ્યો હતો એટલે અત્યારે તે ૭૯૧ વર્ષનો થયો છે. છતાં એની બાંધણી હજી પણ સાબૂત રહેવા પામી છે. એના આઠમે માળે ઘંટ છે. તે ૧૮૮ ફૂટ ઊંચો છે. લંડનના મિનારા કરતાં એ ૧૪ ફૂટ નીચો છે.

આ મિનારો ત્રણ ટુકડે બાંધવામાં આવ્યો હતો. શરૂઆતમાં ભોંયતળિયું ને પહેલા ત્રણ માળ બાંધવામાં આવેલા. પછી ભોંયતળિયું હાલી ઊઠયું. મિનારો દક્ષિણ તરફ નમી ગયો. આબોહવાએ એ વૃત્તિને પોષણ આપ્યું. હવે ભવિષ્યમાં તે વધારે નમે નહિ તે માટે ગટરની ખાસ યોજના કરવામાં આવી છે.

મિનારો સલામત છે, છતાં ય દર વર્ષે તે $\frac{1}{50}$ ઈંચના પ્રમાણમાં નમતો જાય છે.[1]

## (૬) શરીરવિહોણી સળગતી માછલીઓ

ડૉક્ટર વિલિયમ બીબે મહાસાગરના ૩૦૨૮ ફૂટ ઊંડાણે ડૂબકી મારી હતી. ત્યાંનું દબાણ ૭૦૦૦ ટન હતું. એ સપાટીએ મળી આવતાં સત્તાવીસ પ્રકારનાં જળચરો વિશે એમણે રાષ્ટ્રીય ભૌગોલિક સમાજના આશ્રય નીચે વર્ણનાત્મક વ્યાખ્યાન આપ્યું હતું. પુરાવા તરીકે તેમણે એક પ્લેઈટ રજૂ કરી હતી. તેમાં એક માછલીનું ચિત્ર હતું. એનાં નયન ને દંતાવલિમાં તેજરેખાઓ ચળકતી. કાળી પછીત વચ્ચે પુષ્કળ પ્રકાશ. એનું આખું ૫ ફૂટ એનું મોં. એને બીજાં અંગો હોતાં જ નથી. આ માછલીનું અસ્તિત્વ પણ કળવું મુશ્કેલ છે. એણે ખોરાક લીધો હોય તો એ ખોરાક જ માત્ર તમને નરી આંખે દેખાય. રેલ્વેના સિમ્નલ સાથે આ માછલીઓને સરખાવી શકાય. રાતા, પીળા ને લીલા પ્રકાશસમૂહો. કેટલીક ઝીણી સાગરનૌકાઓ સમોવડી લાગે. તેમની આંખો જાણે પ્રકાશ ફેંકતા તેજોમય દીપકો. અગર તો અંધકારમાં બંદર પરની દીપાવલિ ચમકે એમ એ માછલીઓનાં ટોળાં ચમકી રહે છે.[2]

---

1. Strengthenning of the Foundations of the Leaning Tower of Pisa.
2. Fish with lighted Beards and no Bodies : 'The People'.

## (૭) મંગળ પર મનુષ્યો નથી

"ઝૂલ્સ વર્નના ગાળાથી જગત જેને માટે ચગડોળે ચઢ્યું છે તે મંગળ પર મનુષ્યો નથી: ત્યાં ચેતનસૃષ્ટિ પણ નથી."

માઉંટ વિલ્સન કાર્નેગી સંસ્થાની વેધશાળાના ડિરેક્ટર ડૉક્ટર વૉલ્ટર એફ. એડમ્સને ઉપર્યુક્ત સત્યની ખાતરી થઈ છે. મંગળ પર ચેતનસૃષ્ટિ છે એ વાત ગલત છે ને ગલત રહેવાની છે. ચંદ્ર પરથી જમીનનાં જેવાં દશ્ય લેવાય તેવી પ્રતિકૃતિઓ તેમણે લીધી છે. બીજના ચંદ્રમાના શ્યામ વિભાગની છબી લેવાથી આ પરિણામ આવ્યું છે. બીજની ચંદ્રકલા સૂર્ય પ્રતિબિંબિત કરતી. શ્યામ વિભાગ પૃથ્વી પ્રતિબિંબિત કરે છે. અરીસાની પેઠે એમાં પૃથ્વીની પ્રતિમા સ્પષ્ટ ને સુરેખ દેખાય છે. ડૉક્ટર પાસે ૨,૪૦,૦૦૦ માઈલ દૂર આવેલી પૃથ્વીની છબી હતી. જાણે ચંદ્ર પર વસતા કોઈ મનુષ્યે એ છબી લીધી ન હોય. પછી એ છબીને પૃથ્વી પરથી લીધેલી મંગળની છબી સાથે સરખાવવામાં આવી. એના નિરીક્ષણથી ચેતનને ટકાવનાર જે વાતાવરણ પૃથ્વી પર છે તે મંગળમાં નથી એવું તે સિદ્ધ કરી શક્યા. કદાચ ચેતન હશે તો તે જમાનાઓથી મરી પરવાર્યું હશે એમ તે જાહેર કરી શક્યા છે. ઠંડા સખત ખડકનો એ વેરાન પ્રદેશ છે, ક્યાંય પણ એક તણખલું ય ફરકતું નથી.

એવી જ રીતે આ વિજ્ઞાનીઓ ચંદ્ર પર પણ ચેતનસૃષ્ટિ નથી એવું સિદ્ધ કરી શક્યા છે. કદાચ ચેતનસૃષ્ટિ હોય તોપણ તે એટલી નજીવી છે કે તે નોંધી શકાય નહિ.[૧]

## (૮) ચંદ્ર—ફક્ત પચીસ માઈલ દૂર

અત્યારે યુનાઈટેડ સ્ટેટ્સમાં એક ૨૦૦ ઇંચ વ્યાસવાળું ટેલિસ્કોપ તૈયાર કરવામાં આવે છે. તેમાંથી ચંદ્ર પૃથ્વીથી ફક્ત પચીસ માઈલ દૂર જ દેખાશે. આ ટેલિસ્કોપ બાંધવાનો નિર્ણય કરવામાં આવ્યો તે પહેલાં, માઉન્ટ વિલ્સન વેધશાળાના ડૉ. જી. ડબલ્યુ. રીચીએ પોતાના એક સાથીની મદદથી ૩૦૦ ઇંચના ટેલિસ્કોપના દર્પણ માટે યોજના ઘડી હતી. એટલે ચંદ્ર પૃથ્વીથી પચીસ માઈલ કરતાં પણ નજીક આણી શકાય તો નવાઈ નથી.

'એસ્ટ્રોનોમર રૉયલ' ડૉક્ટર એચ. સ્પેન્સર જોન્સે દક્ષિણ કેન્સીંગ્ટનના વિજ્ઞાન વિદ્યાલયમાં આવાં જંગી સાધનો બનાવવાની મુશ્કેલીઓ વર્ણવી બતાવી હતી. બસો ઇંચના ટેલિસ્કોપનું દર્પણ બનાવવા ત્રીસ ટન કાચ વાપરવામાં આવ્યો હતો. સાદા કાચથી તો આ પરિણામ આવ્યું નહોતું, પરંતુ તે માટે એક ખાસ કાચ તૈયાર કરવો પડ્યો હતો.

આનું ખર્ચ એક લાખ પાઉન્ડ થશે એમ અડસટ્ટો છે. ટેલિસ્કોપ વપરાશમાં આવતાં વીસ લાખ પાઉંડ ખર્ચ થઈ જાય તો નવાઈ નહિ.

એ દર્પણની પછીતે વક્રીભુવન માટે ચાંદીને બદલે એલ્યુમીનિયમ વાપરવાનું ઠરાવવું પડ્યું હતું. આવાં મોટાં દર્પણો બનાવવા કાચને બદલે બીજી કોઈ ધાતુ શોધી કાઢવી જરૂરની છે ને ધાતુશાસ્ત્રીઓને એ દિશામાં પ્રયોગો કરવા આવાહન છે.[૨]

રમણીકલાલ દલાલ

---

૧. 'The People' : Mars cannot sustain Life.

૨. 'The People' : Moon to be 25 Miles away.

# તીર્થયાત્રા

શ્રી ક્ષિતિમોહન સેન

મહાત્મા કબીરને એકવાર પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો: બ્રહ્મ અરૂપ છે કે સરૂપ, એક છે કે બે? તેમણે જવાબ આપ્યો હતો કે જો તેમને કેવળ અરૂપ ગણીએ તો-પણ મિથ્યા છે અને જો કહીએ કે તેને વિશેષ કોઈ રૂપ છે, તોય મિથ્યા છે. તે સર્વરૂપ છે કારણ કે તે જે છે તે જ તેમનું રૂપ છે. તેમના સિવાય એક પરમાણુની એક નિમેષમાત્ર પણ સ્થિતિ હોઈ શકે નહિ. એટલે કે તે સર્વરૂપમાં છે તેથી જ ખાસ કોઈ રૂપથી તે અતીત છે. વળી તે સર્વરૂપના સમષ્ટિમાત્ર પણ નથી—તેથી ય તે અતીત છે, અને એ રીતે તે અરૂપ છે. એક રીતે આપણે તેને જ પ્રતિમુહૂર્ત્ત ધારણ કરીએ છીએ, સ્પર્શીએ છીએ; તેની નીચે, તેની ઉપર, ચાલીએ છીએ, ફરીએ છીએ; બીજી બાજુ આપણા સર્વ સ્પર્શ, સર્વ બોધથી તે અનંત છે, અનંત છે. એક જ કાળમાં તે ઉભયસ્વરૂપી છે. તેથી જ તેમને કેવળ માત્ર અરૂપ કે સરૂપ બોલવાથી ભ્રમમાં પડાય. જો તે સર્વ પ્રકારનાં બંધનોથી અતીત હોય તો રૂપ કહો કે અરૂપ કહો, કોઈ પણ પ્રકારનું બંધન તેમને લાગુ પડે નહિ. આથી અનંત અરૂપ હોવા છતાંય તેઓ પ્રત્યેક રૂપમાં વિદ્યમાન છે અને પ્રતિરૂપે વર્તમાન છતાં અરૂપ છે.

અને જો તેઓ સર્વવિધ બંધનોથી અતીત હોત તો શું કેવળ માત્ર સંખ્યાનાં બંધનોમાં તેઓ આબદ્ધ રહેત! તેઓ એક પણ નથી, બે પણ નથી. તેઓ છે સંખ્યાથી અતીત આ ભૂલથી જ ઘણા લોકો જણાવે છે કે તેઓ એક છે, કોઈ કહે છે તેઓ બે છે. કોઈ કહે છે કે એક હોવા છતાં બે છે, અથવા બે હોવા છતાં એક છે. સાચી વાત તો એ છે કે શું તેઓ સર્વવિધ બંધનો તોડીને છેવટે સંખ્યાના ખાડામાં પડશે? આથી કબીરે જણાવ્યું:

> "આગે અનેક વિચાર ભૌ, રૂપ અરૂપ તહી કુછ નાહીં;
> બહુત ધ્યાન ધરી દેખિયા નહિ ત્યહી સંખ્યા આહી."

બ્રહ્મ એક જ કાળમાં અસીમ અને સસીમ છે એ વાત ભારતમાં તો નવીન નથી. તે જ 'अनन्त ब्रह्म' અને વળી 'आनन्द रूपम्' હોવાથી તેઓ જ 'आनो अप्सु विश्वं भुवनमाविवेश.'

ઉપનિષદમાં આ તત્ત્વ અનેક રીતે વ્યક્ત થયું છે. પણ બ્રહ્મનું આ જે અપાર વૈચિત્ર્ય છે તે ખાસ કરીને વૈષ્ણવ સાધનામાં વિશેષત્વ પામ્યું છે. વૈષ્ણવ સાધકગણ માને છે કે એક બાજુ તે અચ્યુત પરિપૂર્ણ અનાદિ અનંત વિભુ છે. તેમનાથી જ જન્મ, તેમનાથી જ સ્થિતિ અને લય. વળી નારાયણ થઈને તેમણે સઘળા નરની સાથે યાત્રા કરી છે. ભક્તની સાધનાના વૈચિત્ર્યમાં તેઓ પણ વૈચિત્ર્ય પામ્યા છે. મારા હૃદયના સ્વામી તમારા હૃદયના સ્વામી નથી. દરેક દેશની સાધના પ્રમાણે તેમનું જુદુંજુદું વિશેષ રૂપ. નારાયણરૂપે તેમનામાં વિચિત્રતાનો અંત નથી.

આ વૈચિત્ર્યનો સ્વીકાર કરીને જ વૈષ્ણવ સાધકોની કૃપાથી ભારતીય સાધના નાનાવિધ પ્રકારે ફળીફાલી છે. તેમાંની એક સાધના ઉલ્લેખ કરવા યોગ્ય છે—તે છે તીર્થયાત્રા. ઉપનિષદના સાધકો પણ વિવિધ આશ્રમોમાં જુદાજુદા આચાર્યોની સાધનાને મેળવીને ધન્ય થયા હતા. પણ વૈષ્ણવની તીર્થયાત્રાનો વૈચિત્ર્યરસ તેમાં નથી તેથી જ તેમની તીર્થયાત્રા વૈષ્ણવોની માફક ગંભીર અને વ્યાપક થઈ નહિ.

અનેક સાધકમંડળીની જુદીજુદી સાધનામાં નારાયણનો નાનાવિધ રસ અને સૌન્દર્ય હોય છે તેમ માનીને અનેક સાધનતીર્થમાં નારાયણની નાનામૂર્તિ હોય છે. દ્વારકામાં તેમનું જે રૂપ, તે બદ્રીનાથમાં નથી—પુરુષોત્તમનું રૂપ વૃંદાવનમાં દુર્લભ, અને વૃંદાવનનું રૂપ તો બીજે ક્યાં મળે! આ વૈચિત્ર્યને તો તેમણે સ્વીકાર્યું છે જ, પણ તે ઉપરાંત તેઓ મુક્તકંઠે જણાવે છે કે—આ વૈચિત્ર્ય જ અમૃત છે. વૈચિત્ર્યે જ પ્રત્યેક સાધનાને–પ્રત્યેક સાધનાક્ષેત્રને અને પ્રત્યેક સાધકને અમૃતત્વ અર્પ્યું છે. રવિદાસે ગાયું છે:

" બઇચિત્ર સાધન કે અમૃત હૈ બચિત્ર સાધક માહિ,
બઇ ચિત્ર મંદિરકે અમૃત હૈ સાંઇ બઇ ચિત્ર અવગાહી."

વૈચિત્ર્ય અમૃત શાથી તે સ્પષ્ટ કરવાની જરૂર છે. હું જે તારા કરતાં ભિન્ન છું, અર્થાત મારા જેવું આ વિશ્વ બ્રહ્માંડમાં બીજું કોઈ કે કાંઈ નથી તેમાં જ મારું અમૃત છે. બ્રહ્મ પોતાના આનંદનો ભિન્ન વ્યક્તિ અને ભિન્ન રૂપમાં વિચિત્ર ભાવે સંભોગ કરવા માગે છે. તે જો વૈચિત્ર્યપિપાસુ હોય તો મારામાં જે એક પ્રકારની સ્વતંત્ર વિચિત્રતા છે તેમાં જ મારી રક્ષા છે. જો મારો ધ્વંસ થાય તો તેમને ઉપવાસી રહેવું પડે. તેથી વિશ્વબ્રહ્માંડની સઘળી સંહારિણી શક્તિનો સમવેત પ્રયત્ન પણ મને લુપ્ત કરી ન શકે. પાપથી જ્યારે આ હૃદય [illegible]લિન છે, આત્મા કલુષિત છે, જ્યારે સર્વે મનુષ્યો મને ત્યાગીને બેઠા છે, ત્યારે પણ તેઓ [illegible]ારી પાસે છે. પ્રતિદિન સજળ નેત્રનો અનુનય લઈને, વેદનાભરી વાંસળીનું સંગીત મારા [illegible]દયકમળના વિચિત્ર રસપિપાસી રસિક વર મારી સાથે જ છે. તે મારા હૃદયપુરમાં શ્રવણ [illegible]રાવીને, સપુલક સ્પર્શથી મને સચેતન કરવાનો પ્રયત્ન કરીને, તે મારા ચિત્તકમલનો રસ ગણે છે, મારા હૃદયકમળનો રસ બીજે ક્યાંય ન હોય, તેથી જ બધા મારી આશા છોડે તે છતાં તે મારી આશા છોડી શકે નહિ. તેથી જ તેઓ મારી સાથે અનેક દુઃખ, અનેક બંધનને સ્વીકારીને ચાલે છે. તેથી જ બાઉલ ગાય છે:

" હૃદયકમલ ચલછે ગો ફુટે,
કત જુગ ધરી,
તાતે આમિ ઓ બાંધા તુમિઓ બાંધા
આમિ ઉપાય કિ કરી!"......

આ જે મારું વિશેષત્વ તે જ મારું અમૃતત્વ. મારા જેવું કાંઈ બીજું હોત તો મને રાખીને પણ રસલીલામાં કાંઈ ક્ષતિ થાત નહિ. પણ તેમ નથી! તેથી જ ઉપનિષદના સાધકોએ કહ્યું છે: 'आत्मानविद्धि' કારણ કે જેણે આત્મા જાણ્યો છે તે જ 'अमृतत्वमेति' 'अमृतत्वमेति.'

આ તત્ત્વ જે મુહૂર્તે સાધક ઉપલબ્ધ કરે તે જ મુહૂર્તે સાધકને એકીસાથે મહાનન્દ અને મહાવેદના થાય છે: આનન્દ કારણ કે હું અમર છું અને વેદના કારણ કે તે પ્રતિદિન મારા અંતરદ્વારે ઉપવાસી થઈને ફરીને પાછા જાય છે. તેથી જ ઘણા દુઃખથી જ્ઞાનદાસે ગાયું છે:

આ વાત જ્યારે સાભળી ત્યારે હું પાગલ બની ગયો હે રાજરાજ, કયા પ્રેમથી તું આ દીનના દ્વારમા આ પ્રમાણે ઊભો રહ્યો ? જેનું કાઈ પણ મૂલ્ય નથી એવુ આ હૃદય તારા ચરણસ્પર્શથી અસીમ મૂલ્યવાન થયુ ! હે વિભવધામ રાજરાજ, આ કગાળની પાસે તારે શુ માગવાનુ હોય ! આ કગાળની પાસે તુ પ્રાર્થના શાને કરે છે!"

ત્યારે ઉત્તર વાળે છે "મેં તો મારી જાતે જ તને કગાળ કર્યો છે, કારણ કે કગાળને જ હું ચાહું છુ ' વળી તેઓ કહે છે "હે પ્રિય, મારુ સમગ્ર વિશ્વધામ તારા સિવાય વ્યર્થ છે, અશ્રુથી પરિપૂર્ણ થઈને હુ તને માગું છુ ' ત્યારે ભક્ત કહે છે "અરે પ્રાણ! અરેરે દીન, આજે તારે તારા બારણા ખોલવા પડશે કેટલો સમય તેને તારા બારણાની બહાર ઊભો રાખીશ? હૃદયની વેદનાને દૂર કરીને આજે પોતાની સફળતાનું સાધન કરી લે યુગ યુગથી સ્વામી પ્રતીક્ષા કરી રહ્યો છે સ્તબ્ધ તેની મૂર્તિ છે, સ્તબ્ધ તેની વાણી છે" ગાનદાસ કહે છે "હે સખી, આજે બહાર આવીને આ ક્ષણે મિલનનુ લગ્ન કરી લે"

આથી જ અમૃતતત્ત્વના બોધની સાથે સાથે દારુણ વેદનાનું તત્ત્વ પણ ભળે છે તેથી જ 'અહમ્ અમૃત 'ની સાથે સાધકનું 'જગનાકા અગ ' આવે છે

'સોઈ સેવક સબ જરઈ, જેતા રસ પીયા ' (તેના સઘળા સેવકો જ્વલી ઊઠે છે, જેમણે તેના અમૃતરસનું પાન કર્યું છે) તે વખતે પરિપૂર્ણ મિલન સિવાય શાત થવાનું નથી ગમે તેમ પણ આ વિશેષત્વ, આ વૈચિત્ર્ય જ આપણી પરમ આશાની ભૂમિ છે

સાધનામા જે વૈચિત્ર્ય છે તેથી તો તેની અમરતા છે, તીર્થમા જે વૈચિત્ર્ય છે તેથી તો તીર્થની અમરતા છે

હવે જો સાધકનો પ્રયત્ન ઇષ્ટદેવતાને તૃપ્ત કરવાનો હોય તો તેનો અભિષેક પણ વૈચિત્ર્યભાવે કરવો જોઈએ આથી જ જ્યારે વૈષ્ણવ સાધક તેના મુખ્ય તીર્થમા કામ્ય દેવતાની પાસે દીક્ષા લે છે ત્યારે જો તે કેવળ તે જ તીર્થનુ જળ લઈને તે જ દેવતાનો અભિષેક કરે તો તે 'सामान्याभिषेक' કહેવાય છે અને જો બધા તીર્થોનું જળ લઈને તેમના દેવતાનો અભિષેક થઈ શકે તો તે 'महाभिषेक' કહેવાય છે

આથી ભારતવર્ષનો સાધકવર્ગ કામ્યતીર્થમા કામ્ય દેવતાને ચરણતળે બીજમત્ર લઈને ખભા ઉપર તીર્થયાત્રીની વાસની કાવડ લઈને બધા તીર્થો કરવા જાય છે આગળની ઝોળીમા હોય છે કામ્ય દેવતાને અર્પવાનું અભિષેકામૃત અને પાછળની ઝોળીમા તેનો લોટો, કાંબળી વગેરે ઉપયોગી સામગ્રી હોય છે એકએક તીર્થમા જઈને તે તે તીર્થનુ ચરણામૃત લઈને તેનું તીર્થજળ પાત્રમા રાખે છે—આ પ્રમાણે સઘળા તીર્થો ફરીને આવે છે અને સર્વ તીર્થોદકથી પરમદેવતાને સ્નાન કરાવીને તે પરિતૃપ્ત થાય છે

જેઓ મરમિયા (Mystics) અથવા અતરના સાધકો હોય છે તેઓ જણાવે છે કે આ આપણા જન્મમૃત્યુ એક વિપુલ તીર્થયાત્રા છે એ પરમ પ્રધાન દેવતાના સિંહાસનની તળેથી શરૂ કરી આપણે યાત્રા કરતા કરતા, અનેક લોકતીર્થના દર્શન કરતા આપણા ચિત્ત પાત્રમા સઘળા તીર્થોનુ દેવચરણામૃત લઈને ચાલ્યા છીએ સઘળા તીર્થોના જળથી જ્યારે ચિત્ત પૂર્ણ થશે, ત્યારે તે સર્વ તીર્થોદકથી તેમનો અભિષેક કરીને આપણી સમસ્ત લોકયાત્રા સાર્થક થશે

આ જે પૃથ્વી છે તે પણ એક તીર્થ છે. તેમાં દેવતા પંચરસથી દીપ્યમાન છે. અનંત ઐશ્વર્યમય દેવતાના મહામંદિરની પાંચ બારીઓ આ લોકમાં ઉન્મુક્ત છે. બીજા લોકમાં, બીજા કોઈ બારીબારણા દ્વારા, કયું રૂપ કઈ મૂર્તિ દેખાય તેની કોને ખબર? આ લોકનું દર્શન રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, શબ્દમાં છે. આ પંચામૃતરસ અંતરમાં રાખીને અહીંથી યાત્રા કરવાની છે. આ જગતમાં તેમનું જે વિશેષ રૂપ છે, તેને જો પરિપૂર્ણ રીતે એક પણ પ્રણામ ન કરી શકીએ—સમગ્ર જીવનના ધ્યાનમાં, વચનમાં, સેવામાં એક પણ પરિપૂર્ણ પ્રણતિ કરીને જો આ જગતનું ભુવનામૃત ગ્રહણ કરી ન શકીએ, તો તે મહાભિષેકના દિવસે જ્યારે તેઓ પૂછશેઃ "ક્યાં છે મારું તે ભુવનતીર્થનું અમૃત?" ત્યારે હાય! લજ્જાથી નીચે મોઢે ઊભા રહેવું પડશે! માટે જ એક પરિપૂર્ણ પ્રણામ કરો, આ લોકદેવતાનું ચરણામૃત અંતરમાં લ્યો, નહિ તો ફરીથી સર્વ તીર્થયાત્રા માટે બહાર નીકળવું પડશે. જન્મજન્માન્તર એકઠાં થયેલાં પાપની શિક્ષા નથી, તે છે દેવતાના અભિષેકના પાણીસંગ્રહની પુણ્યયાત્રા.

"ઉતાવળ કરો, અભિષેકનો સમય ચાલ્યો જાય છે; આળસ તજો, દેવતા સતૃષ્ણ પ્રતીક્ષા કરી રહ્યા છે; અગ્રસર થાઓ. તે વાટ જોતા બેઠા છે; ઉદ્યત થાઓ, વિરહની જ્વાળા વ્યાકુળ કરી રહી છે."

પણ હાય! ભૂલી જવાય છે. આ જગતમાં જન્મપરિગ્રહ આપણી તીર્થયાત્રા છે તે ભૂલી જઈએ છીએ. કેવળ તીર્થધામની ધર્મશાળામાં બેસીને ગરબડ કરીએ છીએ. અને દેવતાનું અભિષેકામૃતપાત્ર પાછળ રાખીને—આગળ રાખીએ છીએ સંસારનું અનિત્ય પ્રયોજનઃ સાધન લોટો, કામળી વગેરેનો ભાર. અને પ્રાણ જતાં સુધી પ્રયત્નથી કેવળ તે ભારને જ જાળવી રાખીએ છીએ. જવું પડશે તે તો કોણ જાણે ક્યારે, ભૂલી ગયા! એકદમ જવાનું થાય છે ત્યારે કેવળ શૂન્ય પાત્ર લઈને યાત્રા કરવી પડે છે. અરે, આ દુઃખ દૂર કરવાને ધ્યાનમાં, વચનમાં, સેવામાં એક પૂર્ણ પ્રણતિ કરવી જરૂરી છે. પંચામૃતરસમાં દીપ્યમાન દેવતાનું રૂપ પ્રત્યક્ષ દેખીને બોલવું જોઈએઃ "આ જે તમારું રૂપ જોયું તેથી પ્રાણ ભરાયો, હવે હું આનંદથી યાત્રા કરીશ."

આ તીર્થયાત્રાના ગુરુ કોણ! તે જ. લોકલોકાન્તરમાં હું તેમની પ્રદક્ષિણા કરું છું, તે જ ફરીને કાલકાલાન્તરમાં મારા હાથમાં તેમનો નવનવ પ્રસાદ મૂકે છે, પ્રતિ ઋતુએઋતુએ નવનવ કુસુમઅર્ઘ્ય મારી આગળ મૂકીને તે તૃપ્ત થાય છે.

અને તેમની વિવિધ લીલાદ્વારા પણ તેઓ ક્રમશઃ આપણી તરફ આવતા જાય છે. તેમના અનંતસ્વરૂપદ્વારા આપણી પાસે આવી ન શકે તેથી દયા કરીને નારાયણરૂપે તે આપણી પાસે આવે છે. પિતા થઈને, માતા થઈને, સખા થઈને, સ્વામી થઈને, દાસ થઈને પ્રતિદિન આપણા અંતરમાં ઘનિષ્ટ થતા જાય છે. કેવળ હું જ તેમને મેળવવા માટે યાત્રાએ નીકળ્યો છું તેમ નથી, તેઓ પણ મને મેળવવા માટે નીકળ્યા છે. હું ક્ષુદ્ર હોઈ શકું, પણ પ્રેમની લીલામાં મારું મૂલ્ય તો સામાન્ય નથી! તે મને શોધતા ફરે છે—આથી તો મેં તેમને શોધવાની યાત્રા શરૂ કરી છે. તે જ મારા શિક્ષાગુરુ છે. માનવને તેઓ કહે છેઃ "તીર્થયાત્રી છો તે ભૂલશો મા."

તેથી જ ભારતના સાધકો ઇહલોકમાં જ વિવિધ સાધનતીર્થમાં જઈને તે નિખિલ તીર્થયાત્રાનું સ્મરણ રાખે છે. આ જગતના અનેક સંપ્રદાયોના અનેક રસોને અમાપ્ય માનીશ

નહિ—અગ્રાહ્ય તો નહિ જ કરું. પરંતુ હૃદય ભરીને પ્રણામદ્વારા બધાં વૈચિત્ર્યને સ્વીકારીને તેમનો મહાભિષેક પૂર્ણ કરીશ. આ બોધ જ ઉદારતાનો બીજમંત્ર છે. આ બોધ થયા પછી શું એક માનવ બીજાના વૈચિત્ર્યની ઘૃણા કરી શકે? અને શું પોતાની પ્રબળતાદ્વારા અભિભૂત કરી શકે? જ્યારે કોઈ એક બીજાના વૈચિત્ર્યને પરાભૂત કરે છે ત્યારે જો તે જાણે કે હું બ્રહ્મની અપરૂપ મૂર્તિનો ધ્વંસ કરી રહ્યો છું, ત્યારે શું તે એક મુહૂર્ત પણ તે સાહસ કરે? જે પરાભવ સ્વીકારે છે તે જો જાણે છે કે આથી હું બ્રહ્મના એક સ્વરૂપને પરાભૂત થવા દઉં છું, તો શું દીન થઈને તે પડ્યો રહે? એક જાતિ જ્યારે બીજી જાતિથી પરાભૂત થાય છે, અથવા બીજીનો પરાભવ કરે છે, ત્યારે આ તથ્ય વધારે ભયંકર સ્વરૂપ પકડે છે.

દેશેદેશે જાતિએજાતિએ નારાયણનું વિચિત્ર રૂપ છે. જગતની સકળ જાતિને જો એકવાર હૃદય ભરીને પ્રણામ કરતો આવું, તો જીવન્ત નારાયણને પ્રત્યક્ષ જોઈ શકું. **પણ જ્યારે એક જાતિ બીજાની દાસ બનીને, પોતાનું વૈચિત્ર્ય વેચીને, બીજાને આત્મ-વિસર્જન કરે છે, ત્યારે જે વિષમ દશા થાય છે તે નથી ધનની, નથી જનની.** ત્યારે આપણે નારાયણના એક સ્વરૂપને ગુમાવીએ છીએ જગતમાંથી તેની એક વિચિત્ર લીલા આપણે લુપ્ત કરી દઈએ છીએ. **આ પાપ જેઓ કરે છે અને સહે છે તેઓ બંન્નેય બ્રહ્મદેહને આઘાત કરે છે.**

દેવતાની મૂર્તિનો કેવળ ધ્વંસ કર્યાથી જો કાલાપહાડ (દેવમૂર્તિ ભગ્નકારી મુસલમાન સેનાપતિ, જે પ્રથમ હિંદુ હતો) થવું પડે, તો જે આ પ્રત્યક્ષ જીવતા દેવતાને અંગે આઘાત કરે છે, તેનું શું થશે?

જેઓ તીર્થયાત્રી છે તેઓ ધન્ય છે. જેઓ તીર્થયાત્રા કરી શક્યા નથી તેઓ ભારતમાં પોતાની જાતને ખૂબ જ દયાપાત્ર માને છે. તેથી જ્યારે તે સાધકમંડળીમાંથી કોઈ તીર્થયાત્રા માટે નીકળે છે ત્યારે બધા તેને કહે છેઃ

"સમસ્ત દેહના પ્રણામને જેમ હાથ પ્રકાશિત કરે છે, તેમ તું આપણી મંડળીનો હાથ થઈને બધાં તીર્થના દેવતાઓનું ચરણામૃત સ્પર્શ કરીને આવ. સમગ્ર વૃક્ષની પિપાસા જેમ પલ્લવરૂપે તેના અંદરથી બહાર આવીને આકાશનાં વર્ષણ, પવન અને તેજને અંજલિ ભરીને અંતરમાં ગ્રહણ કરે છે, તે પ્રમાણે સમગ્ર મંડળીના પલ્લવની માફક તું બહારની યાત્રા કરીને, નિખિલ તીર્થામૃતનો રસ લઈને આ આશ્રમના દરેકમાં તે જ નવજીવનરસનો સંચાર કર." *

---

અનુવાદકઃ શ્રી જયંતીલાલ મ. આચાર્ય




## મધુસૂદન સરસ્વતીનું ભક્તિરસવિવેચન

'અદ્વૈતસિદ્ધિ', 'વેદાન્તકલ્પલતિકા' ગીતાની 'ગૂઢાર્થદીપિકા' વગેરે ગ્રન્થોના લેખક તરીકે એક મધુસૂદન સરસ્વતી પ્રખ્યાત છે અને તેનો સમય શ્રી. પ્રહ્લાદ ચંદ્રશેખર દીવાનજી ઈ. સ. ૧૫૪૦ થી ૧૬૪૭ સુધી માને છે.[૧] અને સોળમું સત્તરમું શતક માનવાના તરફ વિદ્વાનોનો બહુમત છે. આ મધુસૂદન સરસ્વતી શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા અને પ્રખર શાંકર અદ્વૈતવાદી હોવા છતાં ભક્તિને પણ મુક્તિનું સાધન માને છે. મધુસૂદન કહે છે કે "ભગવદ્‌ભક્તિ જ્ઞાનમાર્ગના સાધકને સર્વ અવસ્થામાં ઉપયોગી છે. સાધનના એક પગથિયા ઉપરથી બીજા પગથિયા ઉપર ચડવામાં ભક્તિ સાધકને મદદ કરે છે. ભક્તિ કર્મમિશ્ર, જ્ઞાનમિશ્ર અને શુદ્ધ એ રીતે ત્રણ જાતની છે." આ રીતે બોપદેવે પણ ભક્તિના ભેદ પાડેલ છે. બીજી રીતે ભક્તિની મન્દ, મધ્યમ અને ઉત્તમ એ રીતે ત્રણ ભૂમિકા મધુસૂદન ગણે છે. પહેલી ભૂમિકામાં "ઈશ્વરનો પોતે છે" એમ સાધક માને છે, બીજી ભૂમિકામાં "પોતાનો ઈશ્વર છે" એમ માને છે, અને ત્રીજી ભૂમિકામાં "આ બધું, વિશ્વ અને પોતે, એ એક પરમેશ્વર જ છે એવી દૃઢ બુદ્ધિ હૃદયમાં ઉત્પન્ન થાય છે." અંબરિષ, પ્રહ્લાદ, ગોપી વગેરે આ ત્રીજા પ્રકારના ભક્તોના દાખલા છે. આ પ્રકારના ઉત્તમ ભક્તો જીવન્મુક્તિની દશામાં હોય છે. તેઓ ભક્તિ કરે છે તે કોઈ ફળની—મુક્તિની—પણ ઇચ્છાથી નહિ પણ ભક્તિ કરવી એ પોતાનો સ્વભાવ થઈ જવાથી એમ ભાગવતનો (૧–૭–૧૦) શ્લોક ઉતારીને કહે છે. આ રીતે ગીતાનો ગુણાતીત કે સ્થિતપ્રજ્ઞ અને વેદાંતનો જીવન્મુક્ત એ જ ગીતાનો જ્ઞાની ભક્ત અને ભક્તિમાર્ગનો પ્રેમભક્ત. (જુઓ ગૂઢાર્થદીપિકાની પ્રસ્તાવનાના શ્લોકો તથા ૧૮–૬૬ ઉપરની ટીકા).

વિદ્યારણ્ય સ્વામીએ પણ આ રીતે 'જીવન્મુક્તિવિવેક'માં સ્થિતપ્રજ્ઞને તથા સર્વભૂતમાં ભગવદ્‌ભાવ જોનાર ઉત્તમ ભગવદ્‌ભક્તને જીવન્મુક્ત માનેલ છે.

હવે આ મધુસૂદન ગીતા ઉપરની પોતાની ટીકામાં ભક્તિનું વિવેચન કરતાં વારંવાર "આ વસ્તુનો વિસ્તાર 'ભક્તિરસાયન'માં કર્યો છે" એમ કહે છે, એટલે એમણે જ ભક્તિનું વિવરણ કરનાર 'ભક્તિરસાયન' નામનો ગ્રન્થ લખ્યો હોવો જોઈએ એ નિઃસંદેહ છે. પણ હાલમાં 'ભગવદ્‌ભક્તિરસાયન' નામનો 'અચ્યુત ગ્રન્થમાળા'માં છપાયેલો મધુસૂદન સરસ્વતીનો જે ગ્રન્થ મળે છે તે આ ગીતાના ટીકાકારનો જ રચેલો છે કે કોઈ બીજા મધુસૂદન સરસ્વતીનો એ સંદેહનાં કારણો હોવાથી, ચોક્કસ કહેવું મુશ્કેલ છે. ગીતાની ટીકામાં શરણાગતિના જે ત્રણ ભેદ મધુસૂદન સરસ્વતીએ પાડ્યા છે અને

---

૧ જુઓ શ્રી. પ્ર. ચં. દીવાનજીનો પોતે લખેલા 'પ્રસ્થાનભેદ'ના ભાષાન્તરનો પ્રવેશક.

જેનો વિસ્તાર 'ભક્તિરસાયન'મા છે એમ તેણે કહ્યુ છે તે વસ્તુનો નામનિર્દેશ પણ 'ભક્તિરસાયન'માં નથી વળી મધુસૂદન સરસ્વતીના બીજા ગ્રન્થોમા ગુરુ તરીકે વિશ્વેશ્વર સરસ્વતીનો જેવો ઉલ્લેખ મળે છે તેવો 'ભક્તિરસાયનમા' નથી આ સ્થિતિમા આ ગ્રન્થકર્તા ગીતાના ટીકાકાર જ છે કે બીજા કોઈ મધુસૂદન તે સદિગ્ધ ગ્હેવા દઈને[1] લગભગ ઇ સ ૧૬૦૦ આસપાસનો આ ગ્રન્થ છે એટલી જ વાત નિશ્ચિત ગણી લઈને, ભક્તિમીમાસાના ઉપલબ્ધ ગ્રન્થોમા આ ગ્રન્થ મહત્ત્વનો હોવાથી એણે કરેલી મીમાસા મક્ષપમા જોઈ લઈએ

'ભક્તિરસાયણ'મા ત્રણ ઉલ્લાસ અને કુલ ૧૪૭ કારિકાઓ છે તેમા પહેલા ઉલ્લાસ ઉપર ગ્રન્થકર્તાની પોતાની ટીકા મળે છે તેમા મુખ્યત્વે ભાગવતના વચનોના ઉતારાઓ કરેલા છે બોપદેવે પણ આધાર ભાગવતનો લીધો છે, પણ બોપદેવ કરતા 'ભક્તિરસાયણ'ના કર્તાનુ ભક્તિનુ નિરૂપણ વધારે મર્મગ્રાહી તથા ભક્તિને રસ ગણવાની દિશામા વધારે આગળ વધેલુ છે કર્મયોગ અને જ્ઞાનયોગ જેવો ભક્તિયોગ પણ એક યોગ છે એ વિચાર ભગવદ્ગીતાથી ભાગવત સુધી એકધારો ચાલ્યો છે પણ ભાગવત પછી કદાચ તેની જ અસરને પરિણામે ભક્તિ એ એક રસ છે, એવી માન્યતાનું જોર વધતુ ગયુ છે અને પદરમા સોળમા શતકમા તો એ 'ભક્તિરસ' શબ્દ વ્યાપક થઈ જાય છે અને ભક્તિનુ વિવેચન રસદૃષ્ટિએ જ કરવાની પ્રથા સર્વમાન્ય થઈ જાય છે 'ભક્તિરસાયણ'ના કર્તા અદ્વૈતવાદી અને ગીતાદિ પ્રાચીન ગ્રન્થોના દૃઢ અભ્યાસી હોઈને એમણે ભક્તિયોગનુ રસદૃષ્ટિએ વિવેચન કરવાનો તથા ભક્તિરસનુ માનસશાસ્ત્રીય સમાધાન રજૂ કરવાનો પ્રયાસ કર્યો છે

પહેલુ તો ભક્તિ જ સાધન અને ભક્તિ જ ફળ એ સિદ્ધાન્તનુ બીજ ભક્તિ શબ્દના બે અર્થમા આ ગ્રન્થકાર બતાવે છે (૧) ભક્તિ એટલે ભજન કે અતઃકરણની ભગવદાકારતા રૂપ સ્થિતિ, આ ફળરૂપ ભક્તિ અને (૨) જેના વડે અતઃકરણની ભગવદાકાર સ્થિતિ કરાય તે શ્રવણકીર્તનાદિ સાધનોએ સાધનભક્તિ આ સાધનોને ભાગવતને અનુસરી જેમ બોપદેવે ભાગવતધર્મો કહેલ છે તેમ જ આ ગ્રન્થકારે પણ કહેલ છે

હવે ભક્તિનુ લક્ષણ વર્ણવતા કહે છે કે "આ ભાગવતધર્મો વડે દ્રવભાવને પામેલા મનની જે સર્વેશ્વર ભગવાનમા ધારાવાહીપણાને પામેલી વૃત્તિ તેનું નામ ભક્તિ" (ઉ ૧, કા ૩) આ લક્ષણમા યોગ અને રસનો સમન્વય કરવાનો પ્રયાસ કર્યો છે એ સ્પષ્ટ છે

ચિત્તના દ્રવભાવ ઉપર જે સ્પષ્ટ ભાર આ ગ્રન્થકારે મૂક્યો છે તે નવો છે એનું વિશેષ સ્પષ્ટીકરણ કરતા એ કહે છે કે "ચિત્તદ્રવ્ય લાખ જેવુ સ્વભાવે કઠણ છે, પણ તેને ઓગાળનાર વિષયોના સયોગથી એ દ્રવભાવ—પીગળેલી સ્થિતિને પામે છે આના ચિત્ત દ્રવ્યને પિગળાવનાર વિષયોમા મુખ્ય કામ, ક્રોધ, ભય, સ્નેહ, હર્ષ, શોક વગેરે છે આ લાગણીઓ શાત થતા પાછુ ચિત્ત કઠણ થઈ જાય છે, અને ચિત્ત પીગળેલુ હોય ત્યારે એમા વસ્તુનો જે આકાર પડે તેને જ સસ્કાર, વાસના, ભાવ કે ભાવના કહેવામા આવે છે વળી પીગળેલી સ્થિતિમા જે આકાર પડી ગયો હોય તે ચિત્ત કઠણ થતા એમા ટકી રહે છે એમાથી છૂટતો નથી" (ઉ ૧, કા ૪થી ૮) ચિત્તને પિગાળે એવી લાગણીઓ જ આ રીતે

[1] શ્રી પ્ર ચ દીવાનજી તો ગીતાના ટીકાકાર મધુસૂદન સરસ્વતીનો રચેલો જ 'ભક્તિરસાયન' ગ્રન્થ છે એમ ગણે છે (જુઓ 'પ્રસ્થાનભેદ'નો પ્રવેશક પૃ. ૧૦)

ચિત્તમાં આકાર પાડવામાં ઉપયોગી થાય છે. બાકી "બીજા નપિગાળે એવા વિષયોના સંબંધ વખતે ચિત્ત ફક્ત શિથિલ ઢીલું થાય છે અને તેમાં કોઈ વસ્તુ વાસનારૂપે પેસી શકતી નથી" (કા. ૭).

ભક્તિવૃત્તિનું માનસશાસ્ત્રીય સ્થાને આ રીતે દર્શાવ્યું એ 'ભક્તિરસાયન'ના કર્તાનું ભક્તિમીમાંસામાં મુખ્ય અર્પણ છે.

ઉપર પીગળેલા ચિત્તમાં વસ્તુનો આકાર ઊઠવાનું કહ્યું તેને રસમીમાંસકો સ્થાયી ભાવ કહે છે અને સ્થાયી ભાવ વ્યક્ત થાય ત્યારે રસરૂપ થાય છે. હવે "પરમાનન્દરૂપ ભગવાન મનમાં પ્રતિબિમ્બરૂપે રહીને મનના આકારે રસરૂપ થાય છે." (કા. ૮-૧૦) "આ રીતે સચ્ચિદાનંદ, નિત્ય અને વિભુ એવા ભગવાનને ચિત્તગ્રહણ કરે બાકી શું રહે". (કા. ૨૮) માટે "ડાહ્યા માણસે લૌકિક વિષયોમાં ચિત્તને કઠણ કરવું અને ભગવાનમાં શાસ્ત્રોક્ત ઉપાયો વડે આર્દ્ર રાખવું" (કા. ૩૦), અને ભાગવતના પ્રથમ સ્કંધમાં કહેલા આવા ઉપાયોનું વર્ગીકરણ કરીને આ ગ્રન્થકાર નીચેના ગણાવ્યા છેઃ (૧) ભગવાનની તથા ભગવાનના ભક્તોની સેવા, (૨) તેઓની દયાને પાત્ર થવું, (૩) ભાગવતધર્મોમાં શ્રદ્ધા, (૪) પછી ભગવાનના ગુણોનું શ્રવણ (આ શ્રવણમાં કીર્તન, સ્મરણ વગેરે આવી જાય છે), પછી (૫) ભગવાનમાં પ્રીતિનો અંકુર ફૂટવો (આનું જ નામ ભક્તિ, છ ભૂમિકા એના પરિપાકના પ્રકારો છે), (૬) ભગવાનના સ્વરૂપનો સાક્ષાત્કાર, (૭) ભગવાનમાં પ્રેમની વૃદ્ધિ, (૮) ભગવાનનું સ્ફુરણ, (૯) ભગવદ્ધર્મનિષ્ઠા, (૧૦) પોતાનામાં ભગવાનના ગુણોનો આવિર્ભાવ, અને (૧૧) પ્રેમની પરમકાષ્ઠા (ઉ. ૧, કા. ૩૧ થી ૩૬).

આ રીતે પ્રથમ ઉલ્લાસમાં ભક્તિનું સામાન્ય નિરૂપણ કર્યા પછી બાકીના બે ઉલ્લાસોમાં તેનું વિશેષ નિરૂપણ કર્યું છે. આ પાછળના ઉલ્લાસો એ જ ગ્રન્થકારના છે કે બીજાના એ નક્કી કહેવું મુશ્કેલ છે છતાં એમાં જે વિશેષ વર્ણવે છે તે ટૂંકામાં જોઈ લઈએ.

ઉપરના વિવેચનથી ભક્તિરસ પણ શૃંગારાદિ બીજા રસો જેવો એક રસ છે અને તેથી ચિત્ત ભગવાનનો આકાર ધારણ કરતું હોઈને એ રસ પરમકલ્યાણ સાધી શકે છે એમ ગ્રન્થકાર કહેવા માગે છે એ સ્પષ્ટ છે. પણ પછીના બે ઉલ્લાસોમાં કામાદિક નિષિદ્ધ લાગણીઓનો ભક્તિમાં ઉપયોગ દર્શાવવાનો પ્રયાસ કર્યો છે. એ પ્રકારના ભક્તિના ભેદો બતાવતાં તે કહે છે કે કામથી ચિત્ત પીગળતાં શ્રીકૃષ્ણ વિષે સંભોગ અને વિપ્રયોગ એ રીતે બે જાતની રતિ ઉત્પન્ન થાય છે. આ શૃંગારરસ, એ જ રીતે ક્રોધથી ચિત્તમાં જે દાહ થાય તેનાથી ચિત્ત પીગળતાં જે ભાવ ઉત્પન્ન થાય તે દ્વેષ. આવો જ ભયનો ભાવ સમજવો. પછી સ્નેહના ભેદરૂપ વાત્સલ્ય. દાસ્ય અને સખ્ય ભાવનું વિવરણ કર્યું છે. પછી હર્ષના ચાર ભેદ કહ્યા છે તેમાં ઈશ્વરના માહાત્મ્યજ્ઞાનથી ચિત્તનો જે પરમઆનન્દમય ઉલ્લાસ થાય તે હર્ષનો એક ભેદ. એથી ચિત્ત પીગળતાં ભગવાન ઉપર જે રતિ-પ્રીતિ ઊપજે તે શુદ્ધ રતિ કે ભક્તિ. હર્ષના બાકીના ત્રણ ભેદમાં હાસ્ય, અદ્ભુત અને વીરને ગણ્યા છે, અને ઇષ્ટ વિરહથી થતા શોકથી ઉત્પન્ન થતો કરુણરસ પછી જુગુપ્સા, દયા, દાન, અને ધર્મ સંબંધી એમ ત્રણ જાતનો ઉત્સાહ અને સાદી આટલી લાગણીઓથી ચિત્ત દ્રવભાવને પામે છે અને એ સ્થાયી ભાવો રસરૂપ ધારણ કરે છે. પણ આમાંથી "બે પ્રકારના દયાવીર અને યુદ્ધવીર, બીભત્સ અને શાન્ત એ રસો ભક્તિરસનું રૂપ ધારણ કરતા નથી." (ઉ. ૨, કા. ૨૮) અહીં ભક્તિરસને રસના પર્યાય જેવો ગણ્યો છે એ સ્પષ્ટ છે. એ જ રીતે "ઈર્ષ્યાથી ઉત્પન્ન થયેલો અને ભયથી ઉત્પન્ન થયેલો દ્વેષ પણ ભક્તિરસરૂપ નથી થતો." (કા. ૨૯).

એ જ રીતે શુદ્ધ રૌદ્રરસ તથા રૌદ્ર ભયાનક રસ પણ પ્રીતિથી વિરોધી હોઈને બુદ્ધિમાને એનો આસ્વાદ ન લેવો જોઈએ (ઉ. ૨, કા. ૨૯–૩૦). બાકી રહેલા શૃંગાર, કરુણ, હાસ્ય, પ્રીતિ, ભયાનક, અદ્ભુત અને યુદ્ધવીર એટલા રસો ભગવાનનું આલંબન દાહણ કરીને ઉદ્ભવે ત્યારે ભક્તિરસરૂપ થઈ શકે. પણ આ મિશ્રિત રસ છે. આગળ ચાલતાં શુદ્ધ અને મિશ્રિત રસનું વિવરણ કરતાં ગ્રન્થકાર કહે છે કે શુદ્ધ ભક્તિ, સખ્ય ભક્તિ (જેમાં દાસ્યભક્તિ પણ આવી ગઈ) અને વાત્સલ્યભક્તિ એ ભક્તિરસના ત્રણ ભેદો બીજા રસોથી અમિશ્રિત છે. પછી શૃંગારમિશ્રિત છે એટલે કે એમાં શૃંગાર અને ભક્તિ બે રસનું મિશ્રણ છે છતાં બીજા સર્વ કરતાં બળવાન છે. કારણ તીવ્ર અને તીવ્રતર પ્રીતિ એમાં જ દેખાય છે. (ઉ. ૨ કા. ૩૫–૩૬)

ગ્રંથકારની મતલબ એવી લાગે છે કે જેમાં શૃંગારાદિ રસના ભાવો ભગવાનને ઉદ્દેશીને ભક્તના હૃદયમાં ઉદ્ભવે એ મિશ્રિત ભક્તિરસ અને ભક્તના હૃદયમાં માત્ર દાસ્યાદિ ભાવ ભગવાન તરફ ઉદ્ભવે તો એ શુદ્ધ ભક્તિ. શૃંગારભક્તિ તીવ્રતમ થઈ શકે એવી હોવા છતાં એ છે તો મિશ્રિત જ.'

આ ઉપરાંત ભક્તિના સાત્ત્વિકાદિ ભેદો તથા દૃષ્ટફળ અને અદૃષ્ટ જેવા ભેદોનું તેમજ મૃદુ, મધ્યમ, તીવ્ર જેવા ભેદોનું વર્ણન પણ ગ્રન્થકારે કર્યું છે, પણ તેમાં કાંઈ વિશેષ નથી. માત્ર હર્ષજન્ય ભક્તિ જેનું વિવરણ ઉપર આવી ગયું છે તેને જ શુદ્ધ સત્ત્વોત્થ જાણવી અને તે હાલના ભક્તોને અદૃષ્ટ અને દૃષ્ટ ઉભયફળ આપનારી થાય છે એમ કહે છે. "ભક્તિનું દૃષ્ટ ફળ ઉનાળાના તાપથી પીડાતા શરીરને ગંગાસ્નાનથી થતા સુખ જેવું હોય છે. ત્યારે જીવન્મુક્તનું દૃષ્ટ સુખ નાહીને જમ્યા પછી ગંગામાં માત્ર ખુશી ખાતર પડેલા માણસના સુખ જેવું હોય છે." (ઉ. ૨, કા. ૪૭ અને ૪૯)

આ ભક્તિરસાયન સાંપ્રદાયિક ગ્રન્થ નથી, અને એમાં ભક્તિનો વિચાર શાસ્ત્રીય દૃષ્ટિએ કરેલો છે, એ આ ગ્રન્થનો મોટો ગુણ છે.

બીજી તરફથી ચૈતન્ય અને વલ્લભાચાર્ય પછી આ ગ્રન્થકાર થયા છે અને ભક્તિ સંબંધી એ બંને આચાર્યોના વિચારો પણ એમના જાણવામાં હોવાનો સંભવ છે. ચૈતન્યસંપ્રદાયના 'હરિભક્તિરસામૃતસિન્ધુ' જેવા ગ્રન્થનું[1] ભક્તિવિવેચન આ મધુસૂદન સરસ્વતીએ જોયું છે એમ એ જોયા પછી હું તો ધારું છું. 'છતાં ભક્તિરસાયન'નું નિરૂપણ 'હરિભક્તિરસામૃતસિન્ધુ'ના નિરૂપણથી સ્વતંત્ર છે. સાન્તસશાસ્ત્રીય દૃષ્ટિએ એક મહત્ત્વના મુદ્દાની બાબતમાં મધુસૂદન સરસ્વતીનો ચૈતન્યસંપ્રદાય તથા પુષ્ટિસંપ્રદાયથી જુદો સિદ્ધાન્ત છે એ દાખલા તરીકે અહીં નોંધ્યો છે. "માહાત્મ્ય જ્ઞાનપૂર્વક સુદૃઢ અને સર્વથી અધિક ઈશ્વરમાં જે સ્નેહ તેનું નામ ભક્તિ અને તેથી મુક્તિ" એ નારદ 'પંચરાત્ર'નું વચન એ બે સંપ્રદાયોના આરંભ સમયે પ્રસિદ્ધ હોવા છતાં ચૈતન્યશિષ્ય એ માહાત્મ્યજ્ઞાનવાળી ભક્તિને ગૌણ ગણે છે[1] અને પુષ્ટિસંપ્રદાયમાં એ મર્યાદામાર્ગીય લેખાય છે. શ્રી વિઠ્ઠલનાથજી સ્પષ્ટ કહે છે કે "જેમજેમ મોહની અધિકતા તેમતેમ પુષ્ટિમાર્ગમાં ભાવની પ્રચુરતા હોય એમ જાણવું."[2] આથી વિરુદ્ધ મધુસૂદન સરસ્વતી માહાત્મ્યજ્ઞાનથી ઉત્પન્ન થતી ભક્તિને શુદ્ધ ભક્તિ કહે છે એ ઉપર આવી ગયું છે.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

---

૧ જુઓ 'હરિભક્તિરસામૃતસિન્ધુ,' પૃ. ૧૧૭.

૨ જુઓ ભાગવત ૧૦–૩–૩૯ નાં સુબોધિની ઉપર શ્રી પ્રભુચરણની ટિપ્પણી.

# રોજનીશી

તા. ૧૬-૭-૩૫ : વીરમગામમાં શ્રી નરહરિ પરીખના હસ્તે હરિજન છાત્રાલય ખુલ્લું મુકાયું; જાપાનમાં ધરતીકંપઃ ૩૫ મરણ, ૧૦૮ને ઇજા; લંડનમાં સ્ત્રીશિક્ષિકાઓ અને સ્ત્રીડોક્ટરો સામે લગ્નનો પ્રતિબંધ મુકાયો હતો તે રદ થયો; મુંબઈમાં કે. એન. દીક્ષિતે સિંધની પ્રાચીન સંસ્કૃતિ ઉપર, ત્યાંથી મળી આવેલા શિલ્પકલાના અદ્ભુત નમૂના જાદુઈ ફાનસની મદદથી બતાવતું સુંદર વ્યાખ્યાન રૉયલ એશિયાટિક સોસાયટીના આશ્રય હેઠળ આપ્યું.

તા. ૧૭-૭-૩૫ : બંગાળ યુવક સંઘના આશ્રય નીચે કલકત્તાના શ્રદ્ધાનંદ પાર્કમાં મળેલી એક સભામાં અપાયેલા ભાષણ માટે વડા ઇલાકેદાર મૅજિસ્ટ્રેટે આરોપી કમલકૃષ્ણ સરકારને એક વર્ષની સખત સજા કરેલી તે ઉપર આરોપીએ અપીલ કરેલી. તે અપીલના ચુકાદામાં જસ્ટીસ લૉર્ડ વિલિયમ્સ અને જસ્ટીસ જેકે ચુકાદો આપ્યો: ' આ પ્રકારનું ભાષણ રાજદ્રોહનો ગુનો કરે છે એ કહેવું ખરેખર અર્થવગરનું છે ..હાલના રૂપમાં જે સરકાર છે તેને મૂડીવાદી કહેવી અને તેને બદલે બોલ્શેવિક રૂપની સરકાર સારી છે એવી ભલામણો કરતું આ ભાષણ છે. આવા ભાષણ વિરુદ્ધ કેસ કરવો એ ડહાપણભર્યું નહોતું. " વડોદરાને રમણીય બનાવવાનો નામદાર ગાયકવાડ સરકારનો હુકમ; જયપુરમાં ધરતીકંપના આંચકા; કાઠિયાવાડના મોરબી રાજ્યના વવાણિયા આગળ ૨૪ કલાકમાં ૨૪ ઈંચ વરસાદ પડ્યો; જાપાનના પ્રધાન અને મુસોલિનીની મુલાકાતઃ જાપાન, ઈટાલી–એબિસિનિયાના ઝઘડામાં વચ્ચે પડશે નહિ એવી પ્રધાને આપેલી ખાતરી.

તા. ૧૮-૭-૩૫ : ઇ. સ. ૧૯૩૪નો શ્રી રણજીતરામ સુવર્ણચંદ્રક શ્રી. ધૂમકેતુને તેમની સાહિત્યસેવા માટે આપવાનો ગુજરાત સાહિત્ય સભાએ નિર્ણય કરેલો, પણ શ્રી ધૂમકેતુએ તેનો અસ્વીકાર કર્યો હોવાથી તે ચંદ્રક શ્રી. વિશ્વનાથ ભટ્ટને વિવેચન માટે આપવાનો સાહિત્ય સભાએ ઠરાવ પસાર કર્યો; બિહારના નેતા શ્રી. દાસગુપ્તાનું અવસાન; એબિસિનિયાના આગેવાનોની પાર્લામેન્ટ સમક્ષ ત્યાંના રાજાનું ભાષણઃ 'ગુલામીમાં જીવવા કરતા આઝાદીમાં મરવું બહેતર છે.'

તા. ૧૯-૭-૩૫ : રાજાશાહીની પુનઃસ્થાપના પર મતભેદ થતાં ગ્રીસના પ્રધાનમંડળે રાજીનામું આપ્યું; સૂરતના કેટલાક જાણીતા નાગરિકોએ રસ્તા પરનો કાદવ સાફ કર્યો; ખૈરપુર રાજ્યમાં કોટદેજી નજીકમાં મોહેનજોડારાના કરતા પણ પ્રાચીન શહેરની શોધ.

તા. ૨૦-૭-૩૫ : મુંબઈ અને સૂરતમાં ધરતીકંપના હળવા આંચકા લાગ્યા; શ્રી ભૂપેન્દ્ર મિત્ર ઇમ્પીરિયલ ઇકોનોમિક કમિટિના ઉપપ્રમુખપદે ચુંટાયા.

તા. ૨૨-૭-૩૫ : યુવાન સાહિત્ય મંડળના આશ્રય હેઠળ અમદાવાદમાં શ્રી. નવલરામ ત્રિવેદીનું ' ગુજરાતી સાહિત્ય ઉપર ગાંધીવાદની અસર ' ઉપર વ્યાખ્યાન; આમની સભામાં લાહોરના ગોળીબાર વિશે હિંદી વજીરે વીગતવાર ખુલાસો કર્યો.

તા. ૨૩-૭-૩૫ : લાહોરમાં શીખ–મુસ્લિમ જમીન ઝઘડાને અંગે મુસ્લિમ જથ્થાઓની ગિરફતારી, ૧૪૪મી કલમનો ચાલુ અમલ અને લાહોરના ગોળીબાર વિશે ટીકાઓ કરવાની વર્તમાનપત્રોને સરકારની ના.

તા. ૨૪-૭-૩૫ : ગવર્નર જનરલે શ્રી. આયંગારનું સોનાની નિકાસને નિયમિત કરવા માટેનું બિલ ધારા સભામાં રજૂ કરવા દેવાની ના પાડી; ઉમરાવ સભામાં હિંદી બિલ ત્રીજા વાચનમાંથી પસાર; ' હજી ૧૭૬ કોંગ્રેસ સંસ્થાઓ ગેરકાયદેસર રહી છે ' એવી બહાર આવેલી વીગત.

તા. ૨૬-૭-૩૫ : કલકત્તા નજીકની એક કોલસાની ખાણમાં ધડાકો થવાને કારણે ૫૩નાં મરણ; લગભગ સાડાત્રણ વર્ષની નજરકેદને અંતે શ્રી. શરતચંદ્ર બોઝને ખીનશરતે છોડી મૂકવામા આવ્યા.

તા. ૨૮-૭-૩૫ : માલેરકોટલામાં હિંદુઓએ દુકાનો અને મંદિરોને તાળાં લગાવી ચાવીઓ નવાબને પહોંચાડી ત્યાંથી હિજરત કરી.

તા. ૨૯-૭-૩૫ : હિંદુ મહાસભાના પ્રમુખ રેવ. ઉત્તમ સામે બારીસાલમા બે માસ સુધી ભાષણ ન કરવાનો હુકમ; મદ્રાસ શહેરને મુંબઈ માફક જુદું પાડવા વિશે શ્રી. સત્યમૂર્તિ અને સામ્બમૂર્તિ વચ્ચે કારોબારી સમિતિમા ગરમાગરમ ચર્ચા; જો તેમની માગણીઓ કબૂલ કરવામા નહિ આવે તો ઉત્પાદન બધ કરવાનો ડેન્માર્કના ખેડૂતોએ નિર્ણય કર્યાની બહાર આવેલી વીગત; ઈગ્લાંડ નૌકાખાતામા જગી તૈયારીઓ કરે છે એવી વીગત બહાર આવી; વર્ધા મુકામે શ્રી. જમનાલાલ બજાજના મકાનમાં મહાસભાની કારોબારી સમિતિની મહત્ત્વની સભા મળી· નવા બધારણ હેઠળ પ્રધાનપદના સ્વીકારને લગતો પ્રશ્ન પ્રથમ ચર્ચાયો.

તા. ૩૦-૭-૩૫ : મૈસૂર શહેરમા છ માસ સુધી રાષ્ટ્રધ્વજ ફરકાવવા સામે ત્યાના જિલ્લા મેજિસ્ટ્રેટે પ્રતિબધ મૂક્યો; હોલૅન્ડમા કૅથોલિક, લિબરલ અને ડેમોક્રેટિક પક્ષના સભ્યોનો સમાવેશ કરતુ પ્રધાનમડળ પ્રો. કોલીન્જને નીમ્યુ.

તા. ૩૧-૭-૩૫ : 'હોદ્દો સ્વીકારવાના પ્રશ્નનો નિર્ણય હાલ ક્વખતનો લાગે છે' એવી મતલબનો ઠરાવ વર્ધામા વર્કિંગ કમિટીએ પસાર કર્યો; સીમલા ખાતે ડીલીમીટેશન કમિટી નીમાયાના સમાચાર બહાર પડયા, બેરિસ્ટર સાવરકર સામેના પ્રતિબધો દૂર કરાવવા માટે એક કમિટીની રચના થઈ.

તા. ૧-૮-૩૫ : ગામેગામ તિલક જયતિ ઉજવાઈ; સુરતના વતની અને સુપ્રસિદ્ધ કેળવણીકાર શ્રી. મનમોહનદાસ દલાલનું અવસાન; ૧૯૩૨નો મુંબઈનો તોલ અને માપનો કાયદો અમલમા મૂકવામા આવ્યો.

તા. ૨-૮-૩૫ : ઈરાનની હાઈસ્કૂલ ગર્લ ગાઈડ તરફથી મોકલાયેલો રાષ્ટ્રધ્વજ કૅનેડામા સૈન્ટ ગાઈલ્સ યુનાઈટેડ દેવળની પવિત્ર જગામા ફરકાવવામા આવ્યો.

તા. ૩-૮-૩૫ : દહેરાદૂનથી ૨૦૦૦ માઈલ દૂર ધરતીકપનો આચકો લાગ્યો; સિધની પરપોટા કપનીઓનો કરુણ ફેજ: એક કપની ફડચામા અને બીજી કપનીઓ સામે ફરિયાદો થયાની બહાર આવેલી વીગત, બનારસ હિંદી યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર પંડિત માલવીયજીએ વિદ્યાર્થીઓને રાજકીય વિષયો ચર્ચવાની મનાઈ કરતો સરક્યુલર બહાર પાડયો હોવાથી વિદ્યાર્થીઓમા ખૂબ ચકચાર ફેલાઈ.

તા. ૪-૮-૩૫ : મુબઇના 'સાજવર્તમાન' દૈનિકપત્રના માલિક શ્રી. જમશેદજી નશરવાનજી વાચ્છા-ગાધીનું અવસાન; ૪૭ દિવસ સુધી કાટમાળ નીચે રહ્યા પછી, ક્વેટા ધરતીકપમા એક બેભાન થયેલો માણસ બહાર આવ્યાની વીગત બહાર આવી.

તા. ૫-૮-૩૫ : મુબઈના અખિલ હિંદ ટ્રેડ યુનિયન ફેડરેશનનું છ વર્ષને અતે જોડાણ; જાપાનના વડા એલચીની મુબઈમા પધરામણી; હિંદી સરકારે કાઢેલી ત્રણ ટકાની રૂ. ૧૫ કરોડની નવી લોન પૂરેપૂરી ભરાઈ ગયાની સરકારી યાદી બહાર પડી, આવતુ ગુજરાતી સાહિત્ય સમેલન તા· ૨૧-૨૨-૨૩ ફેબ્રુઆરી ૧૯૩૬મા ભરવાનો ઠરાવ કરવામા આવ્યો.

તા. ૬-૮-૩૫ : લૉર્ડ લીનલીથગોની હિંદના નવા વાઇસરૉય તરીકે નિમણૂક થઈ, બર્લિનમાથી ૩૦૦ યાહૂદીઓને હદપાર કરવામા આવ્યા, વનિતા કન્યા વિદ્યાલયને સ્વ. શેઠશ્રી મનસુખ-લાલ છગનલાલના ટ્રસ્ટીઓ તરફથી રૂ. ૫૦,૦૦૦નું દાન બોર્ડિંગ હાઉસ માટે મળ્યાની જાહેરાત થઈ.

તા. ૭-૮-૩૫ : લાહોર મ્યુનિસિપાલિટિમાથી હિંદુ સભ્યોનો વૉક આઉટ: કારોબારી અમલદારમા અવિશ્વાસનો ઠરાવ પસાર કર્યો.

તા. ૮-૮-૩૫ : દામોદરલાલજીનું ઉદેપુર નરેશ સાથે સમાધાન થયું; રોશની કાર્યાલય, રાણપુરથી પ્રસિદ્ધ થયેલું '૧૮૫૭' નામનું પુસ્તક મુબઈ સરકારે જપ્ત કર્યું અને 'રોશની' અઠવાડિક પાસે ત્રણ હજારની જામીનગીરી મ ગાઈ.

તા. ૯-૮-૩૫ : ડૉ. મુંજેની હિંદી લશ્કરી કૉલેજની યોજના સંપૂર્ણ થઈ છે અને તે ટૂક સમયમા રજિસ્ટર કરવામા આવશે એવી બહાર આવેલી હકીકત.

# અનુક્રમણિકા

પુ. ૨૦ શ્રાવણ : ૧૯૯૧ અંક ૪



લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૬॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક: જ્યોતીન્દ્ર મુકુન્દ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે: ખમાસા ચોકી: અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ., આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૧૧-૮-૧૯૩૫

૧



૨



૪



૩



૫



**ચિત્રપરિચય**

૧–૨ અર્ધનારીશ્વરની પાષાણની મૂર્તિ : એક કુંભકોણમ્માંની અને બીજી એલિફન્ટામાંની.

૩ શિવપાર્વતી પાસે કંકાલ વેશે ઊભેલા ભૃંગી પ્રાર્થના કરે છે : આલાનામાંની પાષાણ તક્તી : આખ્યાયિકા માટે જુઓ, જેનો અંક, પૃ. ૧૧૩.

૪ અર્ધનારીનટેશ્વરની મૂર્તિ.

૫ અર્ધનારીશ્વરનું કાગળપર ચિતરેલું ચિત્ર : મોગલરાજપૂતકલા.

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૨૦ ભાદ્રપદ · ૧૯૮૧ અંક ૫

# મરજીવિયા

પૂજાલાલ

સમુદ્ર ભણી ઊપડ્યા કમરને કસી રંગથી
અટંક મરજીવિયા, ડગ ભરત ઉત્સાહનાં;
પ્રદીપ્ત નયનો; અથાગ બલ ઊભરે અંગથી;
મહારવ તણી દિશા પર ઠરી બધી ચાહના.

ડર્યાં પ્રિયજનો; બધાં સજલ-નેત્ર આડાં ફર્યાં,
શિખામણ દીધીઃ 'વૃથા જીવન વેડફો કાં ભલા,
કહીંથી વળગી વિનાશકર આંધળી આ બલા?'
પરંતુ દૃઢનિશ્ચયી નહિ જ એમ વાર્યા વર્યા.

ગયા, ગરજતા અફાટ વિકરાલ રત્નાકરે;
તરંગ ગિરિમાળ શા હૃદય ઉપરે આથડ્યા;

ડર્યા ન લવ તોય, સાહસિક સર્વ કૂદી પડ્યા
અગાધ જળમાં, પ્રવેશ કીધ કાળને ગહ્વરે.

ખૂઁદ્યાં મરણનાં તમોમય તળો અને પામિયા
અખૂટ મણિમોતીકોષ; લઈ બ્હાર આવિયા.

# જીવનનું સંપૂર્ણ સમક

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

ટૉલ્સ્ટૉયનું નામ ઘણાએ સાંભળ્યું છે, પણ એને વિષે તો ઘણા ઘણું ઓછું જાણે છે. એ રશિયાનો એક મહાત્મા હતો, અને એણે સારી ચોપડીઓ લખી છે, ગાંધીજીના મન ઉપર એના લખાણે ભારે અસર કરી છે, એટલું કહ્યું એટલે ટૉલ્સ્ટૉય વિષેની માહિતીનો અંત આવ્યો. વધુ જાણવાની દરકાર કોણ રાખે?

'અનુભવભૂખ્યો' એ એક શબ્દમાં ટૉલ્સ્ટૉયના પૂર્વજીવનનો આખો ચિતાર આપી શકાય. આંખ, કાન, મન, બુદ્ધિ, હૃદય એની બધી જ ઇંદ્રિયો નાનપણથી તેજ હતી. એને બધું જ ચાખવું હતું; બધું જ જાણવું હતું; બધું જ અનુભવવું હતું.

એમ તો બધા જ જુએ છે, બધા જ અનુભવે છે. પણ ટૉલ્સ્ટૉય દરેક વસ્તુ ઉપર વિચાર કરતો; અને દરેક વસ્તુ યોગ્ય શબ્દમાં કોઈ ને કોઈની આગળ વ્યક્ત કરવાની એને ભારે હોંશ હતી. ઉંમર માંડ ત્રેવીસ વર્ષની હશે. એણે પોતાના નાનપણનાં સંસ્મરણોનાં નાગો ફેરવીને અને મીઠુંમરચું ભભરાવીને એક ચોપડીના આકારમાં પ્રસિદ્ધ કર્યાં; અને એનું નામ રાખ્યું 'શૈશવ.' ત્યારપછી બાળપણ અને જુવાની એવા બે ભાગ પ્રગટ કર્યા. એ ચોપડીમાં દરેક ચિંતનશીલ જુવાન પોતાના જ જીવનનું પ્રતિબિંબ જોઈ શકશે.

એ ચોપડી ખાસ વાંચવાલાયક છે. એમાં નાનપણના સામાન્યમાં સામાન્ય પ્રસંગો વર્ણવ્યા છે, પણ કોઈ અદ્ભુત વાર્તામાં આપણને રસ પડે તેટલો આપણને એમાં પડે છે.

એનું કારણ એ છે કે ટૉલ્સ્ટૉય લખે છે ત્યારે બીજાનાં લખાણોમાં વાંચેલું નથી ઉતારતો, પણ પોતાના સ્વતંત્ર મૌલિક અનુભવો લખે છે. અને જ્યારે અનુભવો કરે છે, ત્યારે તે ઉપરઉપરથી નહિ પણ ઊંડાણમાં ઊતરીને. ટૉલ્સ્ટૉયની ખાસ શક્તિ તો સામાન્ય વહેવારમાં લોકો કેવા કેવા હેતુથી પ્રેરિત થઈને વર્તે છે અને એ તપાસવામાં અને એનું પૃથક્કરણ કરવાની એની ખૂબીમાં રહેલી છે.

જીવનમાં એવી કોઈ પણ ઘટના નથી કે જેનું મહત્ત્વ ન હોય. સામાન્યમાં સામાન્ય ગણાતી બીના પાછળ પણ મહાન રહસ્ય છુપાયેલું હોય છે, ફક્ત આપણને એ જોતાં કે દોહતાં આવડવું જોઈએ. મૂર્તિકાર જેમ ખરબચડા પથ્થરની અંદર લાવણ્યમયી મૂર્તિ જુએ છે, ભૌતિકશાસ્ત્રી જેમ એક સૂક્ષ્મ બીજમાં મહાન વૃક્ષોનો વિસ્તાર કલ્પી શકે છે, તેવી જ રીતે તત્ત્વજ્ઞાની સામાન્ય પ્રસંગમાં પણ મહાન સિદ્ધાંતો સંકળાયેલા જુએ છે. અને એ સિદ્ધાંતની દૃષ્ટિએ નિહાળતાં એ પ્રસંગોનું સામાન્યપણું મટી જઈ એમાં અસાધારણ ગાંભીર્ય એને જડી આવે છે. આ દૃષ્ટિ ટૉલ્સ્ટૉય પાસે પ્રથમથી જ હતી. અને તેથી નવલકથાકારની કળા એને માટે સહજ હતી.

દુર્દૈવે ટૉલ્સ્ટૉયનું નાનપણ સારું ન ગયું. એનો જમાનો તો ખરાબ હતો જ, અને બિચારો અમીરઉમરાવના ખાનદાનમાં જન્મેલો એટલે ત્યાં મઝાનો પાર ન મળે. પણ ટૉલ્સ્ટૉયની વિચારશક્તિ સતત જાગ્રત હતી. એ અનુભવ લેતો જાય અને એના ઉપર વિચારો કરતો જાય. અંતે એણે જોયું કે મોજમજા અને વિલાસ એ બધું માણસને ન શોભે એવું ધતિંગ છે, માણસની માણસાઈને ન છાજે એવી નકામી પ્રવૃત્તિમાં લોકો રચ્યાપચ્યા રહે છે. જેમજેમ આદર્શમય જીવન એની નજર આગળ સ્પષ્ટ થતું ગયું, તેમ-તેમ એ નિર્ભયપણે સમાજના દંભ અને પામરતા ઉપર ટીકા કરવા લાગ્યો.

સરદાર કુટુંબમાં જન્મેલો એટલે સાહિત્ય, સંગીત, કળા અને સરદારી લોકો જેમાં હંમેશાં બોલે તે ફ્રેંચ ભાષા વગેરેની કૃત્રિમ કેળવણી એને મળી જ હતી. પ્રતિષ્ઠિત સમાજમાં સારી છાપ પડે એ જાતના ઓપને જ લોકો કેળવણી કહે છે. એ કેળવણી લીધા પછી એણે લશ્કરમાં પ્રવેશ કર્યો. લશ્કરી લોકોનું જીવન જેવું હોઈ શકે એવું જ ટૉલ્સ્ટૉયનું પણ હતું. ત્યાંથી પાછા આવ્યા પછી એણે એકએક નવલકથાઓ લખી અને લોકજીવનનો ચિતાર આપ્યો. એને લીધે લોકોના મનમાં ગરીબો તરફ સમભાવ તો પેદા થયો હોય એમ લાગતું નથી, પણ ટૉલ્સ્ટૉયની સાહિત્યના ક્ષેત્રમાં કળાકાર તરીકે પ્રખ્યાતિ થઈ, તે એટલે સુધી કે આટલો સુંદર નવલકથાકાર લડાઈમાં માર્યો ન જાય એટલા માટે જોખમની જગ્યાએ એને ન મોકલવા વિશે રશિયાના બાદશાહે પોતાના અમલદારોને સૂચના કરી. ટૉલ્સ્ટૉય પોતાના લખાણોમાં પોતાનું હૃદય રેડતો હતો એટલે લોકોને સાહિત્યરસના ઘૂંટડા મળતા અને આનંદ થતો હતો. પણ આ કેટલા દિવસ સુધી ચાલે? લડાઈ ઉપર જઈને ટૉલ્સ્ટૉયે સરકારી તંત્રની દુષ્ટતા જોઈ લીધી. ગરીબ જીવનની ધાર્મિકતા અને ભવ્યતા એની નજરે પડી. લશ્કર, પોલીસ, અદાલતો, પ્રજા પાસેથી જબરદસ્તીથી લેવાતો કર, યુનિવર્સિટીની કેળવણી, એમાં સાયન્સની થતી શોધો, કળાની ઉપાસના, આ બધાના મૂળમાં પ્રજાદ્રોહ રહેલો છે એમ એણે જોયું. જાતમહેનત કરવા પ્રત્યેના અણગમામાંથી બધાં પાપો પેદા થાય છે, સંપત્તિ, વિદ્વત્તા અથવા સત્તાને કારણે કોઈને શ્રેષ્ઠ ગણવાથી પાપ શરૂ થાય છે એમ એણે જોયું. ચળકતી અને ખણખણ કરતી ચાંદી કે પીળી માટીના ગોળ ટુકડાનો લોકોને સ્વાદ લગાડી લોકોને શી રીતે ગુલામ બનાવવામાં આવે છે, અને લોકોને ગોળીથી વીંધીને એનું લોહી વહેવડાવવા કરતાં સિક્કાથી વીંધીને, એમનો પરસેવો વહેવડાવવાથી, ગરીબો ઉપર ખૂન કરતાં વધારે અત્યાચારો કેમ કરી શકાય છે અને એમાંથી વધારે ફાયદો કેમ ઉઠાવી શકાય છે, એ બધું એણે પોતાની અદ્ભુત શક્તિથી લોકો આગળ રજૂ કર્યું. રશિયન દરબારમાં સરદાર તરીકે એની પ્રતિષ્ઠા હતી. એની સદીના મહાનમાં મહાન લેખક, વિચારક અને કળાકાર તરીકે દેશવિદેશમાં એની પ્રખ્યાતિ હતી. એવો સર્વમાન્ય માણસ સમાજને અસ્વસ્થ કરી મૂકનાર અને દંભ ઉઘાડો પાડનાર સત્યો જ્યારે વિવેક છોડીને દુનિયા આગળ રજૂ કરે ત્યારે બિચારી દુનિયા શું કરે? કોઈ નાનો માણસ હોત તો એને ડાહ્યો સમાજ આટલું ચડવા પણ ન દેત. પણ ભૂલ થઈ એ થઈ. એટલે સમાજને કટાણું મોં કરીને એના ખાસડાં ખાવાં જ પડ્યાં! પણ સમાજ પાસે એક ઢાલ મોટી જ છે. જેની સાચી વાતો આપણને ગમે નહિ, એને નિંદાથી જો મારી ન નંખાય તો સ્તુતિથી મારી નાખવો. એને સિંદૂર લગાડી ઊંચા આસન ઉપર બેસાડી દેવો અને કહેવું એ તો મહાત્મા પુરુષ રહ્યા,

એની વાત જુદી. એનો ઉપદેશ પ્રાકૃત માણસ માટે ન હોય. ખોરાકમાં જેમ આપણે ચપટી મીઠું નાખીને સ્વાદ આણીએ છીએ તેવી રીતે એના ઉપદેશોથી વિચાર કરતા થયા. પણ મીઠું જેમ આપણે ચણામમરાની જેમ મૂઠીમૂઠી ખાતા નથી તેમ મહાત્માનો ઉપદેશ સર્વાંશે પાલન કરવા માટે નથી હોતો. આવીઆવી દલીલો કરીને બિચારો સમાજ છટકી જાય છે, અને મહાત્માના જયજયકારના પોકાર તળે એના ઉપદેશનો અવાજ દબાવી દે છે.

પ્રજાએ ટૉલ્સ્ટૉયની બાબતમાં આમ જ કર્યું. થોડા દિવસ ગયા એટલે નવું શાસ્ત્ર કાઢ્યું. કહેવા લાગ્યા કે એના વિચારોમાં કશી નવીનતા નથી. એણે બાઈબલમાંથી બધું કાઢ્યું છે. એના વિચારો બધા એકાંગી અને સંકુચિત છે. એના અનુયાયીઓને જુઓ. એમનું જીવન ક્યાં સમૃદ્ધ છે? આપણે નાહક ટૉલ્સ્ટૉયના તેજમાં અંજાઈ ગયા. એનામાં એટલું કંઈ ભારે નથી.

પણ ટૉલ્સ્ટૉયે જે જ્યોત પ્રગટાવી તે તો પ્રગટી જ. જે ગરીબોનું એણે ધ્યાન ધર્યું, એમનામાં ચૈતન્ય પ્રગટ્યું છે, અને ટૉલ્સ્ટૉય જે એકવાર લોકગુરુ થયો એ થયો. હવે એની અસર ભુંસાવાની નથી. મનુષ્યસમાજમાં ભારે પરિવર્તન થશે ત્યારે જ એની અસર કૃતાર્થ થઈ શાંત પડશે. *

## યાચના

નાગરદાસ અ. પંડ્યા

ન કંકુછાંટાથી નવવરસનું પૂજન કરું,
ન લક્ષ્મી, ના પુષ્ટિ નિજ નવ પ્રભાતે વળી વરું;
બન્યું જે કંઈ સારું ગત વરસને ચર્ણ ધરીને,
શુભાર્થે હું યાચું અધિક બલ આગામી વરસે.

## પરાશ્રય

અમીવરસતો છતાં ક્ષયવિપત્તિ સ્હેતો શશી,
પરાશ્રયી બની પછી સુખની આશ શી રાખવી?
મને ન જરી કોઈની પણ કૃપા ગમે યાચવી,
મરું અડર આ પળે; જીવું ઝૂઝી જગે બાહુથી.

# ગુજરાતની નવીન કવિતા

**[ કેટલાંક રેખાંકન ]**

રંજિતલાલ હરિલાલ પંડ્યા
બાર-એટ-લૉ.

૧

જે વસ્તુની અહીંયા સમાલોચના કરવાનો પ્રયત્ન કરીએ છીએ તેને સઘળી સમસ્તતામા પહોંચી શકાયુ છે કે નહિ તે વિષે ઘણી શંકા છે. આ કવિતાનો મોટો ભાગ હજી વર્તમાનપત્રો—દૈનિક, માસિક, પાક્ષિક, સાપ્તાહિક, અર્ધવાર્ષિક અને વાર્ષિકપત્રો—મા વિખરાયેલો છે જે પુસ્તકરૂપે સંકલિત થયેલો છે તે થોડો જ—હાથના ખોબલામા સમાય એટલો આ ઉપગત, કેટલોક ભાગ તો હજી કાવ્ય છે, એટલે કે પ્રસિદ્ધ પણ થયો નથી. આથી વધારે મુશ્કેલી એ છે કે આ કવિતા, સામાન્ય રીતે, હજી ઊગતી, ઊગતી દશામા છે જો તે સર્વરૂપ ખીલી રહી હોત તો જુદી વાત; પરતુ અત્યારે તો એ, પૂર્વના અરુણની પેઠે, સાહિત્યના ક્ષિતિજ ઉપર ડગમગતી ઊભી છે. તેની કોઈક કિરણાવલિ હજી ફૂટે છે, કોઈક ફૂગીને પહેલી જ વાર સૃષ્ટિ પર નજર નાખે છે, જ્યારે કેટલીક તો ગિડાયેલા બીજરૂપે હજી મુક્તિ પામવાના પ્રયત્ન કરી રહી છે. આ દશામા, એની શાસ્ત્રીય દૃષ્ટિએ ચિકિત્સા કરવી મુશ્કેલ છે એટલુ જ નહિ પરતુ જોખમભરેલુ પણ છે. છતા આ પ્રયત્ન આદરાયો છે એ કારણથી, કે જે કવિતાની સમીક્ષા કરવાની ચાહના છે તે પોતે પ્રયત્ન-દશામાંથી પહેલીવાર પગભર થયેલી હોવાથી, એને જેટલી સમજ્વાની—એટલે કે સહૃદયતાની—જરૂર છે, એટલી ભાગ્યે જ અન્ય કોઈને હોય. તેમ, સાહિત્યના ઇતિહાસમા પૂર્વે એકથી વધારે વાર બની ચૂકેલુ છે તેમ, તે ઊભી થાય—ન થાય, એટલામાં કદાચ અસમજણના પહાડો તેને કચરી પણ નાખે, જૂનાનવાની અનિવાર્ય અથડામણો તેની તાજગીને વેડફી પણ નાખે, પુરાણા વિચારગ્રહો (prejudices) એના ઊગતા આત્માને ગુગળાવી પણ નાખે. આ સાથે, એ પણ એટલુ જ સાચુ છે કે જીવનની પેઠે કવિતાએ પણ બાલ્ય અને યૌવન વચ્ચેના મધુર આહ્લાદભર્યા સંક્રાતિસમયમા પોતાના આત્મતત્ત્વનુ સાચુ અને પૂરતુ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ, પોતાની માર્ગરેખાઓ ઊંડી અને સ્પષ્ટ રીતે સમજ્વી જોઈએ, અને પોતાને પસાર કરવાના ખાડા અને ખમનાઓ સુરેખ અને સરળ રીતે જાણી લેવા જોઈએ આ જ્ઞાન તેને જેટલુ પોતાના સવર્દ્ધન માટે જરૂરનું છે એટલુ જ તેના તત્કૃ થતાં (અને થવાના) અનિવાર્ય આક્રમણો સામે સરક્ષણ માટે પણ જરૂરનું છે. આ અને આવાં કંઈક વિચારપ્રમાણોને આધારે આ લેખ આદરાયો છે એમા ન્યાયની ધુરા પકડી સર્વ કોઈને તોલવાનો હેતુ નથી—જેટલો સમભાવથી સમાનધર્મીને પ્રમાણવાનો છે, ભવિષ્યવાદની મહત્તા સ્થાપવાનો આગ્રહ નથી—જેટલો અધીનતાથી અન્વેષણ કરવાનો છે. પ્રયોગમા અનેક

ઊણપો હશે, અનેક ખામીઓ પણ દેખાશે, પરંતુ તે સર્વમાં જો અન્યાય થઈ ગયો જણાય તો તે અજાણપણે કે અસમજણથી, નહિ કદી ઇચ્છાથી—એટલું મનાય તો બસ. કોઈ કે કશાની વિસ્મૃતિ થયેલી માલૂમ પડે તો તે અકસ્માતથી, નહિ કે કુવિચારથી; અને કદી કડવાશ આવેલી જણાય તો તે નહિ દ્વેષભાવને લીધે, પરંતુ લક્ષ્યને અનુલક્ષ કરવાની તીવ્ર ઇચ્છાને લઈને જ—એટલું સમજાય તો બસ.

૨

ગુજરાતની આ નવીન કવિતા કંઈક સ્થાનોથી અને કંઈક વિચારકોથી પ્રયોગકાળનું સાહિત્ય કહેવાઈ અને ઓળખાઈ પણ છે. જો આ સમીક્ષામાં એ કવિતાની અરૂઢતા, ઉત્સાહિતા અને વિકાસશીલતા દર્શાવવાનો ઉદ્દેશ હોય તો આ અસ્ફુટ વક્તવ્યને આપણે મોટે ભાગે સુખેથી કબૂલી શકીએ. એ સાચું છે કે આ કવિતા હજી નવા માર્ગ, નવી પ્રથાઓ, નવાં વહેણ શોધે છે અને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. આ સાથે એ પણ સાચું છે કે એના આત્માની સર્વવર્તી ઉદ્ધારણા હજી થવા પામી નથી—થવાની બાકી છે. એટલે અંશે આ કવિતા હજી અપરિપક્વ અને પ્રયત્નમાન ખરી. પણ જો આ વક્તવ્યથી એમ સૂચવવાની ઇચ્છા હોય કે આ કવિતાને હજી તેની દિશા જડી નથી, તેના આત્માનું બંધારણ હજી બંધાયું નથી કે તેને પોતાનાં વૃત્તિવિધાનની હજી પ્રતીક્ષા પ્રાપ્ત થઈ નથી, તો એ વિચારકો ને વિવેચકોથી, સંપૂર્ણ માન સાથે પણ મક્કમતાથી, આપણે જુદા પડવું અનિવાર્ય છે. સ્પષ્ટ અને સબળ કારણોને લઈને જે કવિતા છેલ્લાં કેટલાંક વર્ષોથી ગુજરાતી સાહિત્યમાં જન્મ થવા પામી છે, તે કવિતા ઊગતી, અરૂઢ અને ઉત્સાહની દશામાં હોવા છતાં, એટલે અંશે દૃઢ અને વિશિષ્ટ લક્ષણ, આકાર અને વલણો ધારણ કરતી થઈ છે કે એને સ્વતંત્ર વ્યક્તિત્વ પ્રાપ્ત થઈ ચૂક્યું છે એ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. આ કવિતાના નિરીક્ષકને તો કોઈવાર એમ પણ લાગી આવે તેમ છે કે આ કવિતાને વ્યક્તિત્વ પ્રાપ્ત થયું છે એટલું જ નહિ પરંતુ તેના વ્યક્તિત્વનું ઘણે અંશે તેને ભાન પણ પ્રાપ્ત થયેલ છે. એટલે કે બીજા શબ્દોમાં કહીએ તો, તે બાલ્યાવસ્થામાંથી નીકળી કૌમારમાં પ્રવેશી છે, એટલું જ નહિ પણ તે કૌમાર મૂકી, યુવાનીનાં બળ, વાન અને દર્શન પણ પ્રાપ્ત કરી ચૂકેલી છે. આ આત્મત્વ અને અહંતાવાળી, ગત સમયની કવિતાથી જુદી, પોતાના વિશિષ્ટ ગુણોથી સમર્થ અને સમૃદ્ધ કવિતા ગુજરાતને આંગણે ઊભી છે, અને ઉત્કર્ષની આગાહી આપી આંખોને આકર્ષી રહી છે. એને કંઈક સમજવાનો, કંઈક ઓળખવાનો અને પ્રમાણવાનો આ લેખનો અને તેની પછીની લેખમાળાનો ઉદ્દેશ છે. એ કવિતાનું પોત હજી બદલાશે, ઘણું વધારે જુદું અને વિસ્તૃત થશે; પણ એ જ્યાં, અત્યારની ઘડીએ જે સ્પષ્ટ અને સબળ રેખાંકન તે દાખવે છે તેમાંથી એના આત્માની મુખ્ય શિરાઓ પારખી શકાય તેમ છે, અને કદાચ તે સાથે કંઈક અપકારી રીતે પણ તેના ભાવિ પ્રરોહની અર્ધઝાંખી પ્રતિમા પ્રાપ્ત કરી શકાય તેમ છે, એ પ્રતીતિ આ લેખમાળાની પ્રેરણા છે.

૩

આ કવિતાની નિષ્પત્તિ કેવી રીતે થઈ? ક્યાં કારણોએ એનું સર્જન અનિવાર્ય કે અનુકૂલ બનાવ્યું? કઈ વસ્તુસામગ્રીએ એનાં રૂપ, રંગ અને ઘાટ ઘડ્યાં? આ અને આવા અનેક ઝીણા પ્રશ્નો આ કવિતા વિષે શક્ય છે; પરંતુ એ સર્વનાં વીગતવાર નિરાકરણ

આ સ્થળે શક્ય નથી. આ પ્રશ્નોમાંથી કેટલાકને જ આપણે અહીં સ્પર્શી શકીશું, અને તે પણ તેમની આછીયેરી રૂપરેખાઓમાં અને પ્રથમ ત્યારે એ કવિતાની ઉત્પત્તિની વાર્તા. આ વસ્તુની સ્મળતી દિગ્દર્શના કરીશુ તો જણાશે કે આજથી ત્રીસ વર્ષ પહેલા, આ કવિતાનુ એટલે કે તેની પાછળ રહેલા પ્રાણબળનું નામનિશાન પણ ગુજરાતમાં નહોતું. તે વખતે 'વસંતોત્સવ'[1] અને 'ઇન્દુકુમાર'[2] (ભાગ ૧ લા)નાં પ્રાસાદિક વહેણ વહેતાં હતાં અને સમસ્ત ગુજરાતને વ્યાપ્ત કરી રહ્યા હતાં કાન્તા જેવા કમનીય એ લાવણ્ય અને લાલિત્યના સાહિત્યસરોવરની અંદર કોણે મોજ નથી માણી? અને જેમણે માણી છે તેમાંનો કોણ હજી પણ એનાં વશીકરણ ભૂલ્યો છે—ભૂલી શક્યો છે? એ સૌન્દર્ય અને કલાનો ધોધ તો જેમ દિવસ જતા ગયા તેમ વધારે ને વધારે વિસ્તરતો અને વધતો જ ગયો, અને એના સોહાગની મોહિનીમા વધારે ને વધારે ઊંડે સમાજઆત્માને ખેંચતો ગયો. પરતુ આ સૌન્દર્યની મહેફિલની અંદર—'એકદા'—એક સામાન્ય માસિકના પૃષ્ઠોમાં નીચેની સુદર પરતુ કઈક જુદી રીતે સુદર પક્તિઓ, માનીની 'કોવનશૈલી' માજ પરોવાયેલી, કહીંકથી નીકળી આવી:

"વ્હાલા!
"મૃત્યુ પછી શા શા દાન આપીશ? શય્યાદાન આપીશ?
"ના, ના, શાંતિદાન આપજે.
"બ્રાહ્મણોને અતભોજન કરાવીશ?
"ના, ના, અહીંના સર્વ બ્રાહ્મણોને યથાશક્તિમતિ જ્ઞાનામૃત ભોજન કરાવજે.
"દર સવત્સરીએ શ્રાદ્ધાંજલી આપીશ?
"ના, ના, આંસુના એકજ બિન્દુથી સ્મરણાંજલિ આપજે."[3]

સૌન્દર્યના અમિશ્ર ઉત્સવમા, આ હાર્દિક શોક(?)ની સૌન્દર્યરંગી બસૂરતા ક્યાથી? શી રીતે આવી? કોણ એને તાણી લાવ્યુ? પણ ભાવ અને ભાવનાના ગગન-પ્રાસાદોમાં વિલસતા કાવ્યઆત્માએ કે સમાજઆત્માએ એનો ઉત્તર આપવાનો કે સમજવાનો પ્રયત્ન કર્યો નહિ કોઈને તે માટે વખત જ ક્યા હતો જે? એમણે તો પોતાનુ સૌન્દર્યપાન ચાલુ જ રાખ્યુ દરમ્યાન, આ માત્ર સંગીતને ભગ કરતા, જાતજાતના, અણઇચ્છયા, અયોગ્ય કટકટાગ ઠેકઠેકાણેથી નીકળતા ચાલુ જ રહ્યા. કહીંકથી, 'એકદા,' આવી—કદરી નહિ, પરંતુ કટાણી કાવ્યપક્તિઓ નીકળી આવી.

"જીવન જાય, જ્યોત જાય, રસચૈતન્ય સર્વ જાય,
"આત્મનો પ્રકાશ આજ, દૂર, દૂર, દૂર, થાય."[4]

કોઈ તળપદા માસિકના નહ્ઠ પાનાંમા પ્રકટ થયેલી આ કાવ્યપક્તિઓમા, સંમાનિત શબ્દની સુરાવટ હતી-પણ આ નવીન ભાવની અણમાનીતી તીવ્રતા શી?

---

૧ પ્રકટ સાલ સને ૧૯૦૫. ૨ પ્રક્ટ સાલ સને ૧૯૦૯.

૩ સૌ. કનુબહેન દવે.

૪ ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી, જ્યારે 'ધૂમકેતુ' નહોતા પણ સાદા ગૌરીશંકર ગો. જોશી હતા 'ધૂમકેતુ'ની કવિતા કેમ કોઈએ જાણી નથી? એમણે પણ જણાવી નથી? ગુજરાત ઘણી ઘણી વસ્તુઓથી વચિત છે તેમા આ પણ એક ગણવી પડે તેમ છે.

છરીના છાની પેઠે એમાંથી તો હૃદયમાં કંઈક વાગતું હતું—જે સંમાનિત શોભામયતાની પદ્ધતિથી તદ્દન વિરુદ્ધ હતું! દર્દી દિલ?! ઘાયલ દિલ! નહિ, નહિ. બ્રહ્મની અગમ્ય બંસરીની મુણુવણી વચ્ચે આ મર્ત્યતા—હલકી, તુચ્છ, નકામી મર્ત્યતા, બિલકુલ અયોગ્ય હતી! પણ ત્યાં તો, આ સમસ્ત સૌન્દર્યની સૃષ્ટિને એકઝપાટે ઉરાડી મૂકનાર તો નહિ પણ અવરતા બનાવી તેના પાયાને ઢીલા કરનાર એક કદ્રુપ કવિતાકાર આવી પહોંચ્યો અને એણે સુંદરતાને સ્થાને 'અર્થઘનતા'ને કાવ્યનો મેરુ કલ્પ્યો અને ઓળખાવ્યો. આવી અકાવ્ય કવિતાઓ એણે રચવા માંડી:

"કુહારી, વળી કાછિયા, કણબી, માળી, વૈદ્યો અને
"વિવેકહત દર્દીના અધમ ભાટ વૈદ્યો જ એ." વગેરે[1]

આ કવિતા? આ ગ્રામ્યતા, કઠોરતા, કર્કશતા, અધમતા,—કવિતા? કવિતા એટલે તો સુંદર ભાવ અને ભાવનાઓનાં રસફૂલડાં! પણ આટલેથી યે આ સુવર્ણપાટ જેવી સોહતી કવિતાની તાવણી (કે સતાવણી)નો અંત ન આવ્યો. એક નઘરોળ ટીકાખોર[2] નીકળી આવ્યો, જેણે આ સુવર્ણમંદિરની રહીસહી ભાંગતોડ પૂરી કરી. ઉપહાસથી એણે એની કૃત્રિમતા ખુલ્લી કરી; વક્રોક્તિથી એની પોકળતા સ્પષ્ટ કરી. આ ઉથલા મૂશળધારામાંથી સૌન્દર્યની આ કવિતા કદી ઊભી થઈ શકી નહિ. એનાં ભાવના-લોચન આથી બંધ થઈ ગયાં કે નહિ તે તો ખબર નથી, પણ એથી કાવ્યઆત્માનાં અને સમાજઆત્માનાં 'રસ'લોચન તો સદા માટે ખૂલી ગયાં. જે કવિતા ઉદ્ઝરવા માંડી હવે, તે જુદી, બીજી જાતની:

"જરા વિમળ શોધતો, પ્રણય, મૈત્રી, વાત્સલ્યના,
"કમંડલ લઈ ભમું, ન શુચિ સ્નેહ દાતા મળે." વગેરે[3]

ગયા જમાનાની કાવ્યસમૃદ્ધિનાં અને વર્તમાન સમયના કાવ્યસર્જનનાં અવતરણ અને ઉત્થાનની આછીપાતળી કથા આ પ્રમાણે છે. શોધકને જણાશે કે એકના અવતાર અને બીજાના પ્રસ્તાવની અંદર ટાગોરિયન અસર, આંગ્લ અસર, ઠાકોરિયન અસર, ખબરદારિયન અસર, અને સૌથી વધારે નિસર્ગની અસરે કામ કર્યું છે.[4]

"ગુ લ છ ડી ચગોવડી
"એક સુન્દર બાલિકા હતી."

ગુજરાતનો ભાવિ ઇતિહાસકાર જો ગયા જમાનાની કવિતાનાં ગંડાણ ઉપરની

---

૧. બ. ક. ઠાકોર. ૨. ખબરદાર. ૩. ચન્દ્રવદન મહેતા.

૪. શ્રી. નાનાલાલની સમસ્ત કવિતાની ઉપરના લખાણમાં સમાલોચના છે એમ રખે કોઇ સમજે. જે વિષે અહીં લખાણ છે તે તેમની કવિતાપદ્ધતિ વિષે છે. એ પદ્ધતિ એમની કાવ્યસમૃદ્ધિના મોટા ભાગને પ્રાણ અને પ્રેરણા આપે છે, એ સાચું; એમની પછી એમની અસરો નીચે સાહિત્યમાં ઉત્પન્ન થવા પામેલી કવિતાના તો પણ મોટા ભાગને—એ પણ સાચું. પરંતુ જેમ આ બીજા વિભાગની કવિતા નાનાલાલીય અસરો તળે ઉત્પન્ન થયા છતાં સમસ્ત નાનાલાલીય નથી, તેમ શ્રી. નાનાલાલની પોતાની કવિતા નાનાલાલીય હોવા છતાં સમસ્ત નાનાલાલીય નથી. શ્રી. નાનાલાલની અનાનાલાલીય કવિતા, તે એમની કવિતાનો સર્વોત્કૃષ્ટ ભાગ. જે ઉપર લખાણ છે તે એમની નાનાલાલીય કવિતા અને પાછળ રહેલી કાવ્યમીમાંસા વિષે છે. શ્રી નાનાલાલની સર્વશક્તિનું સાચું અવલોકન ગુજરાતી સાહિત્યમાં હજી કરવાનું રહેલ છે.

કાવ્યપંક્તિઓમાં દેખશે, તો અચૂક, વર્તમાન સમસ્ત કવિતાસાહિત્યનો વિસ્તાર અને પ્રરોહ, રા. ઉમાશંકર જોષીની

" વિક્ટોરિયા બાગ વિષે સહેલવા
" આવે સુખી લોક સવાર સાંજે
" ને તેમનાં બૂટ પરે પડાપડી
" પાલીસ કાજે કંઈ છોકરાં કરે
" રાતો, કાળો,
" યા તો પીળો
" પૈસે પૈસે રંગી દે બૂટ મોજે."

એ કાવ્યપંક્તિઓમાં જ જોશે !

જે પૃથક્ કાવ્યસંદર્ભોમાંથી ઉપરની પંક્તિઓ લેવામાં આવી છે તે, જુદીજુદી રીતે એમના જમાનાનાં એટલાં દ્યોતક છે, એમનાં પૃથક્ બંધારણબલોની ગવાહી આપનારાં છે કે તે સહેજમાં પ્રત્યેક યુગના કાવ્યસાહિત્યનાં મુદ્રાકાવ્યો થાય. આ બે કાવ્યો વચ્ચે, એટલે કે એમને દોરતા આદર્શો વચ્ચે, એમને ઉદ્દીપ્ત કરતી પ્રેરણાઓ વચ્ચે અને એમને કાર્ય અને કરણ આપતી રીતિનીતિ વચ્ચે જે ભેદ રહેલો છે તે ગત સમયની અને ગુજરાતની નવીન કવિતા વચ્ચેનો સમસ્ત ભેદ છે. આ ભેદને ટૂંકા સ્વરૂપમાં કહી નાંખવા માટે આપણે શૈલી ( style )ભેદ કહીશું? વ્યવહારની સુગમતા માટે અને ચર્ચાની સરળતા માટે આ ભેદવિશેષ આપણા લૂલાપાંગળા વિવેચનસાહિત્યમાં વારંવાર સ્વીકારાયો છે અને વાપરવામાં પણ આવ્યો છે. પરંતુ સુગમતા અને સરળતા માટેનો ચડસ, નાના નાના માર્ગો શોધવામાં આત્યંતિક સત્યતાને કેવી ગંભીર હાનિ કરે છે તેનો ઉપરના ભેદવિશેષ જેવો મારો નમૂનો ભાગ્યે જ બીજે મળશે. કારણ તત્ત્વદૃષ્ટિથી જોનારને પ્રતીત થશે કે આ કાવ્યમાર્ગો વચ્ચે ભેદ, કેવળ કે ક્ષુદ્ર શૈલીનો નથી તેથી વધારે—ઘણો વધારે ઊંડો, માર્મિક અને અંતઃસ્પર્શી છે. ઉપર ટાંકેલી નાની નિર્દોષ દેખાતી કાવ્યકડીઓ તપાસનારને પણ જણાશે કે તે બેની વચ્ચે ભેદ નથી—ખુલ્લો અને ચોખ્ખો વિરોધ છે. શબ્દો સામાન્ય, ગુજરાતી, છે. લેખનશૈલી—એકની 'ડોલનમય', બીજી (નવા)ની છંદમય છે. પરંતુ આ આગંતુક, બાહ્યાભરણના ભેદો છે. તત્ત્વ એ ભાષા અને લખાવટના બાહ્ય રૂપથી જુદું, ઊંચું, ઊંડું રહેલું છે. આ બાહ્ય રૂપને, પ્રત્યેક કડીમાં, કાંઈ પ્રેરે છે ? બીજા શબ્દોમાં કહીએ તો આ પ્રત્યેક બાહ્યરૂપને પ્રેરતી કાવ્યશક્તિમાં કાંઈ ફેર છે ખરો ? આ દૃષ્ટિએ બન્ને કાવ્યકડીઓને જોઈશું તો જણાશે કે જ્યારે 'વસંતોત્સવ'ના મંગળાચરણના કર્તાનું સમસ્ત દૃષ્ટિબિન્દુ એ બે પંક્તિદળમાં એક મનોહર, સુંદર બાલિકાનું ચિત્ર દોરવાનું છે, ત્યારે બીજા પંક્તિદળમાં એના કર્તાનું દૃષ્ટિબિન્દુ ખડતલ પૃથ્વીની તેવી જ ખડતલ બાબતને તેટલી જ ખડતલતાથી નિરૂપવાનું છે. આ બે કાવ્યરચનાઓ વચ્ચે ત્યારે ભેદ છેઃ પણ શાનો ? શૈલીનો ? નહિ!—દૃષ્ટિનો! પહેલા કાવ્યકાર કલ્પનાવ્યાપારદ્વારા માનસમાં એક સૌન્દર્યમૂર્તિ ઘડે છે અને તેને કાવ્યદ્વારા, એટલે કાવ્યની ભાષાદ્વારા, ચિત્રરૂપ આપવા મથે છે. બીજાને સુન્દરતાની કાંઈ પરવા નથી, કલ્પનાની કંઈ જરૂરિયાત નથી, ભાષાસૌષ્ઠવની કાંઈ તમા નથી. એનું દૃષ્ટિબિન્દુ બીજું છે. એનું કાવ્યદર્શન ( poetic perception ) જુદા

પ્રકારનું છે. એ તો પૃથ્વી છે તેને સ્વીકારે છે; પૃથ્વીમાં જે છે તેને ઉપાડે છે, અને એમાં કલ્પનાના, કલાના, તરંગના, ભાવઉકુચનના આકાશી રંગો ઉમેરી સૌન્દર્યમૂર્તિઓ ઘડવા મથતો નથીઃ પરંતુ જે છે—સાદું, બેડોળ કે કડવું—તેમાં જ પોતાના કાવ્યભાવના જુવાળ રેડી એમાંથી જ કવિતા પામવા પ્રયત્ન કરે છે. બીજા શબ્દોમાં કહીએ તો, જ્યારે એક સર્ગશક્તિ કવિતાને સાદૃશ્યમાંથી નાંખે છે, ત્યારે બીજી સર્ગશક્તિ કવિતા પામવા માટે અસાદૃશ્ય કલ્પનાસૃષ્ટિઓ રચે છે, એમાં રાચે છે, એમને બહલાવે છે અને એ દ્વારા હૃદયના ઉદાત્ત ભાવો, મનોરથો, આદર્શો અને કલ્પનાયોગો વ્યક્ત કરે છે. આ અસાદૃશ્યતાના પાયા ઉપર રચાયેલી કાવ્યપ્રથાનું એક પરિણામ એ થાય છે કે તે ઘણે ભાગે સાદૃશ્યતાથી—reality—થી પર રહે છે. જેનો પૃથ્વીની કોઈ ઈંગત ઉપર આધાર નથી, જેની માનવતાના કોઈ બીજમાંથી ઉત્પત્તિ નથી અને જેને—મને કે કમને—સૃષ્ટિ અને સર્જનની ધબકતી શિરાઓમાંથી કાવ્યત્વ ચૂસવાની સ્પૃહા કે ભાવના નથી, એવી આકાશગામી કવિતા, આકાશ જેવી તત્ત્વવિહોણી અને છેવટે ભાવનાઓનો ભારો, કલ્પનાઓનાં માળખાં, અને શબ્દ, સૌન્દર્ય અને કૃત્રિમતાનો ભંડાર ન થાય તો બીજું શું થાય? ગયા જમાનાની કવિતાનું પણ પરિણામ મોટે ભાગે એ જ થયું. એના માનીતા વિરાટપુરુષની પેઠે એનાં મસ્તિષ્ક અને ચક્ષુ દિવ્યલોકને ઝાંખતાં રહ્યાં, પણ એના અણુમાનીતા વામનજીની પેઠે એને ઊભા રહેવાને પગ કે બેસવાને બેસણી ન સાંપડ્યાં. એ કવિતા આથી ઉજ્જ્વલતાનાં તેજજ્વાળાંમાં ફરફરે છે, પણ તે હવા જેવી અધ્ધર, બિનઅધ્ધર રીતે અને ઝાંઝવાં જેવી નિષ્ફળ અને નિરાશામય રીતે.

એ પ્રથાની સરખામણીમાં વર્તમાન કવિતાની ઉપરની કલિકા તપાસો. શબ્દનાં ઝૂમખાં, કલ્પનાનાં ઉડ્ડયન, સૌન્દર્યના ઝાકઝમાળ ચાલ્યાં ગયાં છે. એને ઠેકાણે કાવ્યના કર્તાએ શું શોધ્યું છે?—શોધવા મથ્યું છે? સત્યઃ સૃષ્ટિની એક સાચી ઈંગતઃ રોજ આંખ આગળ ઉઘાડો બનતો બનાવ! એ બનાવની આલેખનામાં તે અપ્રિયકર છે, એમ એ કાવ્ય વિષે ભલે વિવેચન કરજો (જોકે આગળ જતાં બતાવીશું તેમ, વસ્તુસ્થિતિ ઊલટી છે). એની એ બનાવ પ્રતિની લાગણીમાં ઊંડાણ નથી, વ્યાપકતા નથી, વિશદતા નથી, એમ પણ ભલે એ કાવ્યકારના માનસની ચિકિત્સા કરજો (જોકે તે પણ સાચી રીતે તેમ નથી, એમ આપણે આગળ દાખવીશું)—પણ કદી એમ કાવ્યપરીક્ષાની તિતિક્ષા એ કાવ્ય પરત્વે ન દાખવશો કે એ કાવ્યની વસ્તુ ચૂંટવામાં, ઉપાડવામાં, અવલંબન કરવામાં તેના કર્તાએ હસનીય ભૂલ કરી છે કે તિરસ્કારયોગ્ય અકવિતા દેખાડી છે! કારણ એ કાવ્યની વસ્તુચૂંટણીની પાછળ (કવિતા વિષે સામાન્ય મનાય છે તેમ), એ ઘડીની મોજ રહી નથી, પણ કાવ્ય અને કાવ્યત્વની ઊંડી અને મૌલિક રીતે ભિન્ન તત્ત્વમીમાંસા (philosophy) રહેલી છેઃ એ તત્ત્વમીમાંસા જ સમસ્ત વર્તમાન કવિતાને તેની પૂર્વગામી કવિતાથી જુદી પાડે છે. એ આ કાવ્યને સમસ્ત નવીન કવિતાને પ્રેરતી અને પૂર્વની કવિતાથી જુદી પાડતી તત્ત્વમીમાંસા તે કયી? એ જ કે કાવ્ય એટલે નહિ સુવાચ્યતા, કાવ્ય એટલે નહિ કલાના વિલાસ—કાવ્ય એટલે સૃષ્ટિના હૃદયમાં રહેલું, સૃષ્ટિના હૃદયમાં ચૂંમેલું, સૃષ્ટિના હૃદયથી ચૂંસેલું કાવ્યત્વ! ઉપરનું કાવ્ય મૂલ્યવાન છે, પુણ્યવાન છે, તે એટલા માટે કે ગુજરાત અને તેના કાવ્યાત્માને તે સખતમાં સખત રીતે, કવિતાનું સાચું

સ્થાન અને સ્થિતિ બતાવે છે એ કાવ્યના કર્તાએ કરી કરી શુ કર્યું? ફાગેલી કોલ્હાપુરી ચપલ અને સાધનાર મોચીઓના ઝગડા જેવા કથીરની જ કવિતા ને?—ભાનુ! —કથીર! પણ એ કેવુ કથીર છે? સુવર્ણથી પણ વધારે અમૂલ્ય અને આદર્શથી પણ વધારે પ્રેયમ! કારણ એ કથીરના સાદા ટુકડામા એણે કવિતા જોઈ, કાવ્યત્વ ચૂસ્યુ, પ્રાણ સૂધ્યો! એ એ કાવ્યનો આત્યંતિક વિજય છે, એના કર્તાનો અલોપ્ય યશ છે બેશક, ગુજરાતની કવિતાએ એ નાનકડા કાવ્યદળની સાથે અનન્ય મૂલ્યવતુ પ્રગતિકગ લીધુ છે ગુજરાતની કવિતા સ્વર્ગેથી પૃથ્વી પર ઊતરી પ્રાણ અને પ્રયોજન પ્રાપ્ત કરે છે, એ આ કાવ્યપરિવર્તનનુ સૂત્ર અને મૂલ્ય!

## ૫

ગુજરાતની કવિતા અપાર્થિવતામાથી નીકળી પાર્થિવતા ધારણ કરવા મડી છે અને પાર્થિવતામાથી પોતાની પ્રેરણા અને પ્રગતિ શોધતી થઈ છે, એ વસ્તુસ્થિતિની અહીં ઓળખાણ છે 'વસતોત્સવ'ના કર્તાની કાવ્યપદ્ધતિએ ભવ્યતા અને ઉદ્દિક્તતા આણવાના પ્રયત્નમા, કવિતાના આત્માને કલા અને કલ્પનામય કરી, કાવ્યમા કાવ્યભાવને લગભગ અદશ્યતાની અણી ઉપર આણી મૂક્યો, ત્યારે ગુજરાતની નવીન કવિતા એ કૃત્રિમ મનોરજનતાથી જુદી પડી, સાચા અને પ્રાણવાન માનવજગતમાથી કાવ્ય અને તેની પ્રેરણા મેળવે છે, તે આપણે ઉપર જોયુ હવે જે તેથી વધારે અગત્યનુ નોધવાની આવશ્યકતા છે તે એ કે આ નવીન કવિતા, જગતને સ્પર્શે છે, અને તેમાથી પોતાની કૃતિઓ માટે કાવ્યત્વ અને પ્રેરણા ખેંચે છે, તે અભિનવ સ્વયતાથી અને સ્વતંત્ર રીતે! આ સ્વતના નવીન કવિતાને તેની સૌથી વધારે મોહકતા અને આકર્ષકતા આપે છે સમજથી વાચનારને જણાશે કે આ કવિતા ગત 'યુગ'નો કે કોઈ 'યુગ'નો[1] પડઘો નથી એણે કોઈ કાવ્યપ્રથામાથી પોતાના મૂળ લીધા નથી જીવનસૃષ્ટિ અને તેની વસ્તુઓ, સ્થિતિઓ અને સબધોમા ગૂઢ થા કાવ્યત્વને સમજવાનો, પ્રાશવાનો તેનો અનોખો, અરૂઢ અને સ્વકીય જ પ્રયત્ન છે, અને એમાં જ, એ પ્રયત્નની, એના પ્રત્યેક પ્રતીકની અને તેના સ્રષ્ટાની મહત્તા અને અભિનવ મૂલ્યતા પણ છે અલબત્ત, કહેવાનો કોઈ એવો અર્થ ન સમજે કે આ કવિતા ઉપર સાહિત્યની—જુદાજુદા સાહિત્યની અસર નથી સૃષ્ટિની સર્વ વસ્તુઓની પેઠે સાહિત્યને પણ પૂર્વાપર સબધ તો હોવો જ જોઈએ જે કહેવાની વસ્તુ છે તે એ કે આ કવિતા તેના કાવ્યત્વની પ્રાપ્તિ માટે આનુષગિક કાવ્યમયતાઓ ઉપર આધાર (કે ધારણ) રાખતી નથી, પરતુ સ્વય અનુભૂત અને સ્વયભૂત સ્વતત્ર કાવ્યમયતા ઉપર. આ તેની સ્વયતા, સ્વાધીનતા, સ્વતત્રતા નવીન કવિતાની અનુપમ ખુશબો છે, અને સૂક્ષ્મ સાહિત્યવિવેચક રસિયાને તો સમજાશે તેમ તેની સાહિત્યમા ઉત્કૃષ્ટ મહત્તા પણ છે કારણ, ગુજરાતી સાહિત્યમા અહીંયાં પહેલી જ વાર આપણે એ સ્થળે આવીએ છીએ કે જ્યા કવિ પોતાની ઊર્મિને તેના નિરાવરણ, નિસ્પકૃત સ્વરૂપમાં જ કાવ્ય ગણવાની અને ગણાવવાની હિંમત ધરે છે. અને આ કાવ્યકૃતિઓ તેમના એક પ્રતીકમા નહિ, બે પ્રતીકમા નહિ, પરતુ તેમના

[1] આપણું નવ્વાણુ વર્ષે તો નહિ પણ નવ વર્ષે એક સારો સાહિત્યકાર ઉત્પન્ન કરવુ કે નિયુ સાહિત્ય એની રશ્મિના પ્રમાણમા કાળના પ્રત્યેક દશકાને 'યુગ' કહે એમા યોગ્યતા તો ચોક્કસ જ છે. આપણે પણ એ યોગ્યતા જ ચાલુ રાખીએ.

સમસ્ત કાલ અને સંવર્દ્ધનમાં આજ વિશિષ્ટત્વનો દાવો કરવાની હિંમત, આદર્શ અને આકાંક્ષા દાખવે છે એમાં જ નવીન કવિતાનો ઉત્કૃષ્ટ વિજય અને અનંત આશામયતા છે!

આ કવિતામાં, આપણે સમજી શકીશું કે, કાવ્યની નિષ્પત્તિ કોઈ આગંતુક સત્ત્વોમાંથી નહિ હોય; એ તીખો, તીણો, કઠોર સ્વયંતાભર્યો પ્રત્યેક કવિનો અનુભવ હશે. અને એમાં કાવ્યમયતા હશે તો, એટલે દરજ્જે, સૃષ્ટિનો કાવ્યમયતાનો સંભાર વર્દ્ધિત થયો, એ પણ અચૂક જ સમજવું. આ કવિતાના પ્રત્યેક પ્રતીકમાં આવી અતલ કાવ્યમયતાનાં દર્શન થાય છે કે નહિ તે જુદી વાત છે. જે તત્ત્વની અને નિઃસંશય વસ્તુ છે તે એ કે સિદ્ધાંત ( theory )-ની દૃષ્ટિએ નવીન કવિતાની સમસ્ત નિબંધના તેને આ ભૂમિકા ઉપર લઈ જાય છે, પાળે છે અને પોષે છે. અને એમાં જ એનું ગૌરવ અને ઇતિહાસની દૃષ્ટિએ અપૂર્વ મહત્ત્વ છે.

૬

દૃષ્ટાંત લઈએ: નવીન કવિતામાંથી ગમે તેમ ઉપાડી લીધેલી નીચેની કાવ્ય-કલિકા જુઓ:

" મારા ભર્યા મૌનસરોવરે આ
" કો ફેંકશો ના અહીં શબ્દકાંકરી.
" મારું વિંટારો સ્થિર પ્રાણપુષ્પ.
" તરંગની વર્તુલ શૃંખલામાં."[૧]

કાવ્યકારના હૃદયમાં પ્રવર્તતા મૌનનું ગંભીર અને ઘેરું વર્ણન આ કાવ્યમાં છે. પરંતુ આગળની કાવ્યસમૃદ્ધિનાં જાણીતાં પ્રતીકો કરતાં કેવા, કેટલા જુદા પ્રકારનું? કાવ્યકાર હૃદયના મૌનને આલેખવા ચમકતા તરંગનો ટેકો લેતો નથી. આપણી ગત સમયની કંગાલિયતો, એટલે કે 'ભાવનામયતા'ઓ—' ઉરનાં એકાંત,' 'આત્માનાં આભ,' 'હૃદયની વણ,' 'અંતરની જ્યોતિ'—આ કાવ્યમાં તેમના અભાવથી જ ઝળકે છે. કાવ્યકાર સીધી, સરળ રીતે હૃદયની કાવ્યઊર્મિને આલેખે છે—એ ઊર્મિની નૈસર્ગિક ચારુતા કે સત્ત્વમયતાના સબળ વિશ્વાસમાં. એને કલ્પના વડે બદલાવવાની તેને તમા નથી. એને રંગની પીંછીથી રંગી વધારે સુરમ્ય કે સંશ્લિષ્ટ બનાવવાની પણ તેને પરવા નથી. બલકે, ઊર્મિને કલ્પિત ચિત્રતા આપવાને બદલે આ કાવ્યકારનો સઘળો પ્રયત્ન તે ઊર્મિને નિખાલસ અને નિર્ભેળ સ્વરૂપમાં જ એના કાવ્યની અંદર ઉતારવાનો છે. ઊર્મિ એટલે જ કવિતા અને કવિતા એટલે ઊર્મિ, એ આ કાવ્યના બંધને બાંધનું પ્રમાણસૂત્ર દેખાશે. જે સુરમ્યતા અને સંશ્લિષ્ટતા કાવ્યમાં હોય તે તેની ઊર્મિમાં જ હોય, ઊર્મિમાં જ હોઈ શકે, અને ઊર્મિને લીધે જ હોઈ શકે—એમાં, ઊર્મિમાં કાવ્યત્વ ન હોય તો અન્ય ઉપાદાન ન તેને સર્જી શકે કે લાવી શકે: એમ તે માને છે—અને મનાવે છે.[૨]

હવે આ કાવ્યના બીજને તપાસો. આ 'મૌન'નું કાવ્યબીજ આપણા સાહિત્યમાં નવું નથી. ખુદ શ્રી. નરસિંહરાવથી આપણા સાહિત્યમાં તે ચાલી આવે છે. શ્રી. નરસિંહરાવની

૧. ઉમાશંકર જોષી: 'કુમાર,' ૧૯૩૪.

૨ કાવ્યની પંક્તિઓમાં કવિતાની ઊર્મિ નાનકડાં ઉત્પ્રેક્ષાસ્વરૂપો ધારે છે એ વસ્તુની વિસ્મૃતિ અહીં થઈ નથી. પરંતુ આ 'અલંકાર'ધારણ ગત સમયની કાવ્યપદ્ધતિથી તદ્દન જુદા પ્રકારનું અને જુદી પ્રથા ઉપર ઘડાયેલું છે, એ આપણે આગળ જોઈશું.

કાવ્યસમૃદ્ધિમા એ આત્મ કાવ્યોર્મિમાથી આવ્યુ એ પ્રાસગિક વસ્તુ છે, અને તેની સાથે આપણે અહીંયા નિસબત નથી અહીં જે નોંધવાની જરૂર છે તે એ કે શ્રી નરસિંહરાવમા એ કાવ્યબીજ એક કાવ્યદર્શન (poetic perception) તરીકે, એક કાવ્યાનુભવ તરીકે, સ્થૂળ—લગભગ બરડ—દશામા છે 'હૃદયવીણા'મા જ્યારે કર્તા ગાય છે કે

"માન સનાતનમા મધુર આ સ્વ થશે વિલીન,
"ને મે શુ ફરી નવ સુણુશો એ, એમ વિચારે દીન" વગેરે

ત્યારે આપણે સમજી શકીએ છીએ કે કર્તાના હૃદયમા આ 'મૌન' અને 'સનાતન મૌન'નો આવિર્ભાવ પ્રસગવશાતથી વધારે ઊંડો નથી બલ્કે વિચાર અને વસ્તુના સબધપૂરતો અને માટે જ ઉત્પન્ન થવા પામ્યો છે તેના ઉલટ, તીવ્ર કે ગાઢ અનુભવને પરિણામે નહિ શ્રી નાનનાલમા આ કાવ્યબીજ ગોભીતી રમણાગાઓનુ સ્વરૂપ લે છે

"સ્નેહીના સોણુલા આવે સાહેલડી,
"હરના એકાત મારા ભડકે બળે' વગેરે

અને

"સૂની સૂની મારી આખડી
"ને પેલો સૂનો આત્માનો આસરે" વગેરે

પ્રસ્તુત કાવ્યકવિતામા વસ્તુસ્થિતિ સદતર અવળી છે ઉચ્ચ સુવાચ્યતામાથી, કે રગની માગણીઓથી કાવ્યબીજ ઉપર જવાને બદલે, અથવા કાવ્યબીજ પામવાને બદલે, કાવ્ય રચનુ કાવ્ય એ બીજાના ખતીત, સ્વસતાભરેલા કઠોર અનુભવમાથી જ નીપજે છે, ઉત્પન્ન થાય છે એ 'મૌન'નો ગાઢ અનુભવ જ એને કાવ્યત્વ આપે છે, એને કાવ્ય કરવા પ્રેરે છે, અને આમ હોવાથી, આગળના કાવ્યકર્તાઓને કરવુ પડ્યુ છે તેમ કાવ્યત્વ આણવા માટે સુદર રમણાગાઓનો—એટલે કે આગતુક તુલનાઓનો—તેને ઉપયોગ કરવો પડતો નથી આ કાવ્ય ચગે છે, એની આતરીક ચગડથી—એની અતર્ગત ઊર્મિની સુરમ્યતાથી હવે એ સુરચના કેવા પ્રકારની છે તે જુઓ આ આત્માના ગભીર મૌનની નિગવમ આલેખના જ કાઈક આશ્ચર્ય ઉત્પન્ન કરે છે કોઈ એ આ વસ્તુ—આત્મિક મૌન—ને જુદી, સ્વતત્ર વસ્તુ તરીકે આલેખેલી નથી આ કાવ્ય વાચતા જ પ્રતીતિ થાય છે કે આ સ્વાનુભૂત, સ્વકીય, સ્વતત્ર કાવ્યાનુભવ છે જુદીજુદી પક્તિઓ પણ આ ભાવને જ દૃઢ કરે છે કાવ્યકારનો ભાવ સ્વતત્ર અને અભિનવ છે એટલુ જ નહિ પરતુ એમા—એ ભાવમા—એ ગર્યે પણ છે એટલો બધો કે આત્માના એ અકલિત મૌનમા એ કોઈને શબ્દકાકરી પણ નાખવા ના કહે છે કારણ?

"મારુ વિહારે સ્થિર પ્રાણપુષ્પ
"તરગની વર્તુલ શૃખલામા"

એ આત્માના મૌનની અનૈહિક પગશાતિમા, વિચારના વર્તુલ પણ ઉત્પન્ન થતા, શૃખલાબધન થાય તેમ છે—એ એનો આત્મઅનુભવ છે આત્માના મૌનનો આટલો ઊંડો, ગહન, ઉચ્ચ કાવ્યાનુભવ કહીં બીજે દેખાયો છે? જાણ્યો છે? અનુભવ્યો છે? એ અનુભવની વિશિષ્ટતામા, સ્વચ્છતામા, નવતામા અને સ્વતત્રતામા આ કાવ્યનો અને તેના કર્તાનો સર્વવર્તી વિજય અને યશ છે

૭

ગુજરાતની નવીન કવિતાએ જે જડ પકડી છે તે આ છેઃ જલ્લદ સત્યતી, સ્વાનુભવની, સ્વયંતાની! એ કોઈનું ગાયું નહિ ગાય, કોઈનું કવ્યું નહિ કવે. સૃષ્ટિ અને સૃષ્ટિના નિબંધો તે પોતે પોતાની મેળે જ ઉવેખશે, પ્રમાણશે અને એમાંથી જે કાવ્યતા મળશે, મેળવી શકશે, તો જ તે કાવ્યદ્વારા સૃષ્ટિ સમક્ષ ધરશે. નવીન કવિતાનું આ લક્ષણ તેના સમસ્ત ફાલને એવી તથ્યતા (truthfulness) અર્પે છે, કે જે આગળનાં કાવ્યસાહિત્યમાં મોટે ભાગે અભાવે જ માલૂમ પડતી. કવિતાના વાચકને જણાશે કે આ કવિતા કરવા માટે કરાઈ નથી; સાહિત્યમંદિરને શણગારવા માટે કે સાહિત્યમંદિરના શણગારરૂપે લખાઈ નથી; ઉચ્ચ ઉદ્‌બોધનો કે પ્રવચનો ઉચ્ચારવા માટે રચાઈ નથી; એ અનિવાર્ય હતી, અંતરની ઊર્મિ વ્યક્ત થવા માટે અનિવાર્ય માર્ગ માગતી હતી—માટે લખાઈ છે. એ ભાવનાઓના હવાઈ કિલ્લાઓ ન હોય; હૃદયમાંથી નીકળતો ધગધગતો રસ છે. સૌંદર્યનાં નિષ્પ્રાણ ગૂંચળાંઓ ન હોય; આત્માનો શબ્દભેદી વિરાજ છે! આ તેની સત્યતા, અચૂક અને અશંકનીય ઋનતા, સાહિત્યમાં તેને આટલું અગત્યનું સ્થાન અપાવે છે. કારણ વિતથભાવનાવાદી ગમે તે કહે છતાં, એ સત્ય અશંકનીય જ છે—અને રહેવાનું—કે સત્ય અને સાહિત્ય સહેજ પણ વેગળાં નથી. એ સાહિત્ય નથી જે સત્યમાંથી નીપજ્યું નથી. સત્યથી દૂર નાસી જઈ, તેની તરફ આંખમિચામણાં કરનાર કદી સાહિત્ય નિપજાવતો નથી. સત્યમાંથી જ સાહિત્યનો પ્રાદુર્ભાવ છે. સત્યને એ જ્યારે સ્પર્શે છે, સત્યમાંથી જ્યારે સાહિત્યને ચૂસે છે, ત્યારે જ સાહિત્ય સાહિત્ય થાય અને કવિતા કવિતા પણ બને. એ સત્ય આધુનિક કવિતા સમજી છે અને બની શકે તેટલું પોતાના કૃતિવિશેષોમાં ઉતારવા પ્રયત્ન કરી રહી છે, એમાં જ એની અપૂર્વ સફળતા અને ચિરંજીવના છે. કારણ સળગતા હૃદયના અંતરગર્ભમાંથી નીકળી આવેલી, રુધિરખરડાયેલી આ કવિતા ગમે તેવી અનુચ્ચ હો, અરમ્ય હો, પણ એ એને માટે અચૂક સાચું થશે કે પૃથ્વીની પરિક્રમામાં જ્યાં જ્યાં રુધિરખરડાયેલાં હૃદય સળગતાં હશે ત્યાં ત્યાં સદાકાળ તે પ્રતિઘોષ ઉત્પન્ન કરશે, આહ્‌વાન પામશે અને સાયુજ્ય સ્થાપશે.

૮

ગુજરાતી કવિતાના અભ્યાસકને તેમ આ લેખના વાચકને જે સત્ય હવે ભાગ્યે અજાણ્યું રહ્યું હશે તે એ છે કે ગુજરાતની કવિતા જે માટે અત્યારે સ્પૃહણીય, આકર્ષક અને મહત્ત્વવાળી છે તે, તેમાં અસંપૂર્ણ પરંતુ પ્રખર રીતે દેખા દેતા કવિતાના નવા પ્રેરણાવેગ (new poetic urge)ને લઈને છે. આ પ્રેરણાવેગ કેવાં રૂપો ધારણ કરે છે, શી શી એની ખૂબીઓ છે, ખામીઓ છે, તે હવે પછી આપણે જોઈશું. પણ તેનું મૌલિક અને મૂળગામી લક્ષણ શું—તે આપણે ઉપર જોઈ, સંક્ષિપ્તમાં કહીએ તો તે સ્વયંતાભર્યા સૃષ્ટિ (reality)ના પરામર્શનું છે. પ્રકૃતિનો એ જીવંત, સ્વયંતાભર્યો સંસ્પર્શ એને એવું સામર્થ્ય આપે છે, દિશા આપે છે, સમસ્ત આત્મત્વ આપે છે. આ કવિતા બલિષ્ઠ છે—આત્માના સાચા બળથીઃ વીર્ય અને સ્નાયુવંત છે—એની આંતરિક કાવ્યમયતાના ઉદ્રેકથી. એ જાતે, પોતાના હૃદયબળે, અસ્તિત્વને સ્પર્શે છે; પોતાની આંતરિક કાવ્યમયતાથી પૃથ્વીને નાણે છે. અને એ સ્પર્શ અને નાણુવટના સ્વતંત્ર પ્રયત્નનો પ્રખર પરિપાક—એ નવીન કવિતા! એ ઘણી રીતે કાચી હશે, ઘણી ઘણી ખામીઓથી ભરેલી હજી હશે, પણ સાહિત્યના સુવર્ણફલકમાં એણે પોતાનું નામ અંકિત કર્યું છે, તેની કોઇ ના પાડી શકે તેમ નથી.

૯

સ્વય, આતરિક કાવ્યબળથી કવિતા કરવાનો આ પ્રયાસ નવીન કવિતાને કયા કયા લઈ જાય છે? વિચારશીન તેના વાચકને આ પ્રશ્ન અનન્ય રમણીય દૃશ્યો દેખાડશે આ કવિતા નવીન સાપડેલા આત્મીયત્તાના જોસમા પ્રચલિત છદરચનાને ભાગી, તોડી, વાળી, વછોડી; ફરી બાધી પોતાને મનફાવતી કરી મૂકે છે, એ વસ્તુસ્થિતિની એક નાની વીગત છે એ કા યની આપણી શિષ્ટ ભાષાને પણ બદલી સ્વયતા આપે છે તે આપણે અહી નોધીશુ

' પ્રકૃતિમદિર ભવ્ય વિશાળ ત્યા,
' મનુજધર્મ સનાતન ઝગતો
" હૃદયરજન મૂર્તિ નિહાળતા
' અચળ ભક્તિ થકી મનુ પૂજતો
" સુભગ દર્શન મૂર્તતણા કરે
" મનુજ પામર ભવ્ય થઈ ફરે "[1] વગેરે

ક્યા ગયા આપણા સુદરતાના ફોરા જેવા સુનાળા શબ્દગધન? તેને ઠેકાણે આ કઠણ અર્થમયતા ક્યાથી? કાવ્યભાવનાની ભાગતોડ આટલેથી અટકતી નથી કાવ્યની આપણી જૂની સૌષ્ઠવતા—the graces of poetry—આ કવિતા અછતે જ દાખવે છે એ તો આવુ કાવ્યમય ગાશે

" અહી વિવશતા, પરાશ્રય, ઉરે અસતોષ કૈ
" ધરે સતત કાળનું, જગત આધિવ્યાધિ થકી
" વિદગ્ધ શિશુઓ બહુ, ગહન દુ ખ એમાય રે
" દરિદ્રજન, ક્રૂર, મત્ત, ધરમા નિરાધાર એ
" લઈ જનમ જીવનાર્થ અહતા મળ્યુ જે કઈ
" સમસ્ત જગને ન કોઈ પયગામ ત્યાથી મળે
" સદા જગ કનેથી ના શિશુ અહેય સત્કાર રે ! '[2] વગેરે

કવિતાને કદી આવી બસૂરતા આપણે કલ્પેલી? આ કવિતાકારો કશાથી ખચકાતા નથી એ બીજી પણ કેટલીક વસ્તુઓ દાખવે છે કવિતાની ભાષામા ગયા જમાનાની કવિતાએ ઇંગ્રેજી ભાવનાઓ તો ભારોભાર ઉતારી, પણ આ કવિતા તો ઇંગ્રેજી શબ્દો તડોતડ કવિતામા ઉતારી લાવે છે 'ફેમેગ,' 'ફોટોગ્રાફ' 'પ્લેટ,' 'વાયોલીન' 'એરોપ્લેન,' 'સિંગરનો સચો,' 'માન્ચેસ્ટરનો મોનડી,' 'બોબ્ડ હેર,' 'બૅક ટુ નેચર' અને અસખ્ય એવા બીજા અળવીતરા (!) તમને આ કવિતામા છૂટેહાથે વેરાયેલા મળશે અને છતા, કહેવાની જરૂર છે કે આ કવિતા મનાશે અને લાગશે પણ તેમ—શબ્દકઠોરતા, ભાવવિચિત્રતા કે સવાદહીનતાનું જગલ નથી તેના એ દેખીતા અપલક્ષણો પણ સમજનાર સમજી શકશે કે તેની નવી કાવ્યમીમાસાના અનિવાર્ય પરિણામો જ છે અનુભ યુ હોય તે જ દાખવુ જેવુ અનુભ યુ હોય તેવુ જ આલેખવુ—એક પરમાણુ જેટલો પણ ફેરફાર કર્યા વિના એ તેનું નિયમાક સૂત્ર, તેની ઘણી વિચિત્રતાનુ કારણ છે જે મહત્ત્વની વસ્તુ છે, મહત્ત્વનો પ્રશ્ન છે તે એ વિચિત્રતાઓ નહિ પરતુ તેની પાછળ કાવ્યતત્ત્વ રહેલુ છે કે નહિ?—અને રહેલું છે તો કેવુ, અને કેટલુ?—એ છે એ પ્રશ્નનો ઉત્તર કાંઈક વિસ્તૃત અને વીગતવાર રીતે આ પછીની લેખમાળામા આપવા પ્રયત્ન કરીશુ અત્રે એટલું જ નોધીશુ કે નવીન કવિતાએ જૂના કાવ્યપ્રદેશોને નવીન કાવ્યમયતાથી

૧ ચન્દ્રવદન ૨ સુન્દરમ્

છાયા છે એટલું જ નહિ પરંતુ કેટલાક એવા અવનવા પ્રદેશો પણ સર કર્યા છે કે જેની ગત સમયમાં કલ્પના પણ થઈ શકી નહોતી. આ નવીન કવિતામાં શું મળશે? એમ પ્રશ્ન કરનારને કહીશું કે તેમાં જૂની કવિતાની ઊર્મિમયતા (lyricism) તમને મળશે, પરંતુ વધારે સૂક્ષ્મ પ્રકારની; જૂની કવિતાની ઉચ્ચાશયતા (idealism) તમને મળશે, પરંતુ અવનવી જાતની; જૂની કવિતાની તરંગમયતા મળશે, પરંતુ નવી જ પ્રથાની. ભવ્ય અને ઉદાત્ત આલેખન તેને પ્રિય નથી એમ નથી; પરંતુ એ ભવ્યતા અને ઉદાત્તતા તે જુદી રીતે, વધારે સારી અને માર્મિક કલાથી સાધે છે. એને સંગીત અને સુરાવટતાની મોહિની નથી એમ પણ નથી; પરંતુ એનાં ગીત ઓછાં સંગીતમય, વધારે સાચાં અને ઊંડાં ભાવમય દેખાશે. અને નવીનતાઓ? તે તો તમને ફૂદકે અને ભૂસકે મળશે. રણકતાં, નાનાં ભાઈબહેનનાં ફૂમળાં ગીતો સાંભળવાની ઇચ્છા છે? રા. ચન્દ્રવદન તમને તે સંભળાવશે. સુમધુર બાલ્યભાવનાં નૈસર્ગિક ચિત્રો જોવાની આકાંક્ષા છે? રા. પરમાર અને પિનાકિન્ ત્રિવેદી તમને દેખાડશે. ધગધગતા દેશસ્નેહ અને દેશસેવાનાં કાવ્ય સાંભળવાની તમન્ના છે? રા. ઉમાશંકર જેવી તમને સંભળાવશે. વીંઝાતી તલવારો અને રુધિરખરડ્યાં સમરાંગણોનાં ગીતો જોઈએ છે? રા. મેઘાણી તમને પીરસશે. મીઠું ખિલખિલાટ હસવાની ઇચ્છા છે? રા. પતીલ, રા. રામનારાયણ[1] તમને એટલી સહાય કરી આપશે. નિતાંત કુદરતપ્રેમનાં કાવ્યો માગો છો? રા. શ્રીધરાણી તમારી કને એ ગુંજશે. અથવા નામ, વસ્તુ કે વિષયની ગણના શા માટે—કેવી અને કેટલી કરવી? નવીન કાવ્યવેગ જેને સ્પર્શ્યો છે, તે નવીન કવિતાનો કવિસમૂહ. આ કવિતા અને આ સમૂહ હમણાં જ પ્રકટ થયાં કે પ્રસ્તાવ પામ્યાં છે એમ નથી. જૂની કાવ્યપ્રથા જ્યારે પૂરબહારમાં વિલસતી હતી ત્યારે પણ તેનાં પ્રેરણાકિરણો ભિન્નભિન્ન હૃદયોને, ભિન્નભિન્ન રીતે, ભિન્નભિન્ન પ્રમાણમાં અડકેલાં. એ સર્વની સર્વાંગત આલોચના કરવી અહીં તો અશક્ય જ છે. માત્ર તેમાંનાં કેટલાંક માનસોની જ નિરીક્ષણા અહીં કરીશું. હવે પછીની લેખમાળાની એ ભૂમિકા છે. પરંતુ એ શરૂ કરીએ તે પહેલાં, નવીન કવિતાની એક—તેના સમસ્ત જિગર, જીવન અને સર્જનની ચાવી જેવી—છેલ્લી વિશિષ્ટ લક્ષણા જોઈએ. આ લક્ષણા તે એની અસાધારણ સામાન્યપ્રિયતા!

૧૦

જાગ્રત જીવનને જોવું અને અપનાવવું—એ જાગ્રત જીવનના રુધિરમાંથી કાવ્યત્વ પ્રાપ્ત કરવું—પછી તે સુંદર હો કે ન હો, એ નવીન કવિતાની સખત મીમાંસા તેને જીવનના નહિ જાણેલા અને ગુજરાતી કવિતામાં કદી નહિ ગવાયેલા એવા સૃષ્ટિનાં જીવનથરો ઉપર લઈ ગઈ છે. ગત સમયની કવિતાએ હરતેફરતે બ્રહ્મબંસરીઓ સાંભળી અને સંભળાવી, જોગી અને જોગણોને ધુણાવ્યાં, પંચમહાભૂતોનાં રાસ અને રસગીતો જમાવ્યાં, નૈષ્ઠિક બ્રહ્મચર્ય ને જગદ્-સેવાના બોધપાઠો ઉચ્ચાર્યા. વર્તમાન કવિતા આ નિષ્પ્રાણ આડંબરડેરાને ઠોકરે મારે છે, અને તેને ઠેકાણે જીવન—જીવંત, બેડોળ, કટુ, કદરૂપ જેવું છે તેવું—સ્વીકારે છે, અને તેમાંથી કાવ્યત્વ ચૂસી, કહો કે તેનું કાવ્યત્વ પામી પોતાનું કાવ્યઝરણું વહાવે છે. ગુજરાતની ગઈ કવિતા જો સ્વર્ગમાર્ગી હતી તો ગુજરાતની વર્તમાન કવિતા ખરે જ પૃથ્વીમાર્ગી છે. એણે સૃષ્ટિજીવનનાં થરોમાં ઊતરતાં ઊતરતાં છેક નીચમાં નીચ અને દલિતમાં દલિતનાં ગીત ગાયાં છે. ફળિયાની ડોશીની વાત

[1] જુઓ 'નરવરલાલજી'નો (અપ્રસિદ્ધ) ગરબો.

—અથવા વાતો—કદાચ તમે સાંભળી તો હશે. પણ તેના જીવનનું ઊંડું, કરુણ કવિત્વ કદી સાંભળ્યું છે? જાણ્યું છે પણ ખરું? બંગડી તો કેટલીય વાર તમે જોઈ હશે; તમારી પ્રિયમૂર્તિને પહેરાવી—કે પહેરેલી જોઈ—પણ હશે; પણ તેની પાછળ કવિતા હોઈ શકે એવી કલ્પના પણ કદી થયેલી! ન્યાતોના વરા સામે મોરચા રોજ માંડો છો (સારે ટાંણે સોલ્લાસ જમવા માટે ઊપડતા છતાં), પણ તમે જ્યારે મિષ્ટાન્ન આરોગો છો અને જમાડનારની બાદશાહીની તારીફ કરો છો, ત્યારે આડ આગળ અટવાઈને ઊભેલાં 'વાઘરાં'-ની ભૂખદાઝ કદી થયેલી ખરી?—સાંભરેલી પણ ખરી? ઘાણીએ ફરતો બળદિયો, ધણધણ વાગતો લુહારનો હથોડો, દિલ પર પહેરેલું પહેરણ—અરે, ભાગોળે પડેલો ગંદવાડનો ઉકરડો કાવ્યનું પ્રતીક બની શકે, ઉચ્ચ કાવ્યનું, અને ઉચ્ચ કાવ્યરસ વહેતું પ્રતીક બની શકે, એવું સ્વપ્નામાં પણ ધારેલું? નવીન કવિતા તમને આ મઘમઘતા મીઠાઈ-મેવા નહિ, પણ સળગતી દુનિયાની કઠોર સાચાઈઓ અર્પે છે, દાખવે છે એટલું જ નહિ, પરતુ એના જેવી અનેકાનેક બીજી સામાન્યતાઓ (પરતુ આપણી અણજોતી, અણજાણતી આંખે અસામાન્યતાઓ) આપે છે. જીવન એટલે સ્વપ્નાં નહિ; જીવન એટલે ભાવનાઓ નહિ; જીવન એટલે માંસરુધિર! જીવનનાં માંસરુધિરમાંથી ઉત્પન્ન થયેલી આ કવિતા જીવનનાં માંસરુધિરનાં કાવ્યત્વ તમારી આગળ પીરસે છે, પાથરે છે, વ્યક્ત કરે છે—અને તમને આરોગવા, પ્રાશવા, સહભોગી (કે મહભાગી?) થવા નિમંત્રે છે. જીવત સૃષ્ટિમાંથી ઉત્પન્ન થયેલી આ કવિતા જીવન્ત સૃષ્ટિનાં ગાન ગાય છે. અને જીવન્ત સૃષ્ટિમાં રાજા પણ છે અને ગરીબ પણ છે, અને રાજા કરતાં ગરીબોની સંખ્યા વધારે છે; આનંદ છે અને દુઃખ પણ છે, અને આનંદ કરતાં દુઃખ વધારે છે; શોભા અને સોહાગ છે અને ચીંથરેહાલ ભૂખમરો અને નિરાધારતા પણ છે, અને શોભા અને સોહાગના કરતાં અતિ વધારે પ્રમાણમાં છે—માટે રાજાઓને ઊંચા મૂકી, આનંદને અળગો કરી, શોભાઓને રજા આપી, ગરીબ સામાન્યતાની અને દુઃખી નિરાધારતાની હૃદય-અરેરાટી તમારી સમક્ષ રજૂ કરે છે. નવીન કવિતાની સહૃદયતાનું અસામાન્ય પૂર સાધારણ જ નહિ, સામાન્ય જ નહિ, પરતુ નીચમાં નીચ અને દલિતમાં દલિતને પોતાની બાંહ્યધરીમાં ઘેરી લે છે અને એમની કાવ્યમયતાને કાવ્યસ્વરૂપમાં અજેય અને અમૃત કરે છે, તે આથી. ગુજરાતની નવીન કવિતા કશા માટે પણ ન હોય તો આ તેની અસામાન્ય સામાન્યપ્રિયતા માટે અમર અને અવિસ્મૃત થવા ઘટે છે. આ સામાન્યપ્રિયતા રખે આપણાં સુંવાળાં ગુજરાતી માનસોને નારાજ કે નાસીપાસ કરે. આપણામાંથી ભાગ્યે જ થોડા જાણે છે તેમ, જગતભરનું અર્વાચીન સર્વોત્તમ ચિત્ર, Cezanne નું 'ફૂલદાન' (flower pot)નું Still Life, ચિત્ર જ છે: બીજું નહિ. જેમ સાહિત્યમાં તેમ જ કલામાં, જે છે તેને પામવું, ઓળખવું, ઉતારવું તે જ મુશ્કેલ છે—ત્રાસદાયક રીતે મુશ્કેલ છે; કલ્પનાના મહેલો બાંધવા નહિ!

૧૧

ગુજરાતના કાવ્યસાહિત્યે નવું પૃષ્ઠ ફેરવ્યું છે, ને ગુજરાતીએ સાહિત્યજનતા સમક્ષ નવીન કવિતા ઊભી છે. આ કવિતાની ગુણવર્ણનામાં એને સાતમે આસમાને ચગાવી દેવી સહેલ છે, જેટલી એની દોષવર્ણનામાં એને સાતમે પાતાળે ઉતારી મૂકવી સહેલ છે. તથ્ય બન્ને વચ્ચે છે. ગુજરાતના નવકાવ્યપ્રભાતની સુમધુર આશાવરીની પહેલી ધૂન આપણે સાંભળીએ છીએ. ગુજરાત તેને સ્નેહ અને સહૃદયતાથી સત્કારે અને સ્વીકારે, અને એટલું જ વિચારે કે એની અસ્તાઈ જો આવી છે તો એનો આભોગ કેવો થશે? કેવો હશે?

---

# ઊડ ઊડ.

[ સ્વરાંકિત ગીત ]

સુન્દરમ્

સ્વરરચનાઃ—શ્રી. નારાયણ મો. ખરે.

ઊડ ઊડ ગગનની વાટ
યૌવન હરેક ઉર ઊછળે.

ઊગ્યાં ઊજળાં પ્રભાત, ઊર્ધ્વ શિખર ચમકે,
ચડી જાઓ કડકડાટ. ઊડ૦

શૃંગ શૃંગ પાય માંડ, જેને જીવન મલકે;
ઉચ્ચ ગજવ શૌર્યગાન ઊડ૦

સંગીતલિપિની સમજણ:

| | |
|---|---|
| તાર સ્વર—સ્વરના માથા ઉપર ઊભી લીટી | ( સાં ) |
| મંદ સ્વર—સ્વરના માથા ઉપર બિંદુ | ( સાં ) |
| એક માત્રા | ( સા ) |
| અડધી માત્રા | ( સા ) |
| પા માત્રા | ( સા ) |
| બે માત્રા | ( સા ) |

સ્વરની આગળ આવું • બિંદુ હોય તો તે સ્વરની દોઢગણી માત્રા સમજવી: જેમકે

સા • = ૧॥ માત્રા

સા • = ૦॥। માત્રા

સા • = ૩ માત્રા

# 'ચાર આને કા સવાલ!'

પ્રહ્લાદ પાઠક

"માઈ! એક ફકીરકા સવાલ હૈ! દે! દે! મીરાં દાતાર કા નામ પર દે! મીરાં દાતાર તેરા ભલા કરે ગા!"

બપોરના સાડાબારનો ટકોરો હમણાં જ થયો હતો. સમાજવાદ ઉપર લખાયેલા એક જર્મન લેખકના પુસ્તકનાં પાનાં ફેરવતો નિર્મળ પાટ ઉપર આડો પડયો હતો.

પ્રસ્તાવના વાંચવી કે ન વાંચવી? અગર વાંચવી તો પહેલાં પ્રસ્તાવના વાંચવી કે પહેલાં પુસ્તક વાંચવું? આમ મામૂલી વિચારો મગજ ઉપર એકસામટા આક્રમણ કરી રહ્યા હતા, ત્યાં તો કોઈ ફકીર જેવા લાગતા માણસના શબ્દો તેના કાને પડયા, અને તેણે બારી બહાર ડોકાવ્યું. નીચે આંગણા તરફ એક ઊડતી નજર નાંખી ઓઠના વિચિત્ર મરોડ સહિત તેણે મુખ પાછું ખેંચી લીધું.

માગનારાઓ, ફકીરો, હારમોનિયમની પેટી લઈ સાથે પોતાની બહેન, દીકરી કે બૈરીને લઈ પેટને માટે બારણેબારણે વેઠ કરનારા વાઘરીઓ, ગોરખના ખરાખોટા ઉપાસકો, ઘરબારી ગુસાંઈઓ, રામાનુજી બાવાઓ—આ બધાઓનો તેને ઘણો ત્રાસ હતો.

નીરસ ઋગ્વેદના વ્યાકરણ ઉપર કે ચૉસરની અંગ્લો-સેકસન કવિતા ઉપર કે બીજ-ગણિત, ભૂમિતિ કે રસાયણશાસ્ત્રની લુખ્ખી, મગજ પકવી નાખે તેવી 'થિયરી' ઉપર કૉલેજના અધ્યાપકનાં નીરસ ભાષણો સાંભળી કંટાળેલા રવિવાર કે તહેવારની મીઠી મોજ માણતા હોઈએ, વાતાવરણ ખુશનુમા હોય, એકાદ નવલકથા, કાવ્યસંગ્રહ કે નાટકની પરસ્તાની ભાવનાસૃષ્ટિમાં ઉડ્ડયન આદર્યું હોય ત્યાં તો—

'બાપા! માળીનો દીકરો છું, વખાનો માર્યો આવ્યો છું—' વગેરે, કે 'સીતા રામ...લીલા', કે 'કૃષ્ણને કરવું હોય તે કરે—'એવી એકાદ ટેલ પડી જ છે ના! અને બધી ભાવનાઓ અને મહાપ્રયાસે ખડી કરેલી સ્વપ્નસૃષ્ટિનો એકસામટો ભસ્મ!

થેલ્મા નોર્વેની નૈસર્ગિક સૃષ્ટિમાં, Skylarkનાં આકાશી સુવર્ણગુંજનોમાં અને માલતી કાપાલિકની ભયંકર ગુફામાં—થયું!... ...આખો દિવસ બગડે એ નફામાં.

કૉલેજજીવન જ એવું છે કે એમાં આ બધી ધડભાંગ, આ દુન્યવી કડવાં સત્યોનું સાક્ષાત્કરણ, ગરીબી, બેકારી, એવીએવી બાબતો—માં યુવાન વર્ગને ઝાઝો રસ પડતો નથી. માર્કસના સમાજવાદી પુસ્તકો કરતાં ટેનિસનનું 'ઇન મેમોરિયમ' કે સ્કોટનું 'લેડી ઑફ ધી લેક' વધુ રસપ્રદ લાગે છે; કેન્ટ કરતાં કાલિદાસ વધુ ગમે છે; આંતરરાષ્ટ્રીય આર્થિક, રાજકીય, કે સામાજિક સ્થિતિનો ચિતાર આપતાં પુસ્તકો કરતાં 'મેઘદૂત' કે માઘના કલ્પનાવિહારો વધુ ગમે છે. 'આર્ય સંસ્કૃતિનો ઇતિહાસ' કે 'ડાઉનફૉલ ઑફ રોમન એમ્પાયર' જેવું એકાદ પુસ્તક વંચાય એ તો જાણે શી વાત! દેશ ઉપર કે ઇતિહાસકાર

ઉપર મોટો ઉપકાર કરી નાખ્યો ન હોય! અને ઇતિહાસ કે અર્થશાસ્ત્ર વાંચ્યાની ગરમીનો પારો સો ઉપર જાય એ વધારામાં

જીવનની બધીય અવસ્થાઓમાં—શૈશવથી તે વાર્ધક્ય સુધીની—માત્ર યુવાવસ્થા જ એવી છે કે જેમાં જીવનના કડવા સત્યો કરતાં ભાવનાઓને, ગગનગામી કલ્પનાવિહારોને વધુ સ્થાન હોય છે યુવાન એટલે જ ભાવનાઓ, આદર્શો, ગગનગામી સ્વપ્નો, સ્વર્ગીય કલ્પનાઓ—આ બધાનો નાનો શો મઘમઘતો અને સૌરભભર્યો પુષ્પગુચ્છ! એનો અર્થ એમ તો નથી જ થતો કે એને જીવનના કડવા, અણગમતા સત્યોનો ખ્યાલ જ નથી હોતો ખ્યાલ બધો જ હોય છે જીવન જીવી રહેલા મનુષ્યોને—નિરાતિયા, અરકચરુ જીવન જીવી રહેલા, જે કાળે જે મૂને તેમાં નિષ્કામ કર્મનું પરમ સત્ય જોતા મનુષ્યોને જે વસ્તુનો, જે જીવનનો ખ્યાલ નથી હોતો તેનો આ યુવાની સ્વપ્નશિલ્પીઓને વધુ સ્પષ્ટ ખ્યાલ હોય છે પરંતુ એ ભાવીના પડદામાં છુપાયેલા કડવા સત્યો વર્તમાનની મધુર સાચી સ્વપ્નસૃષ્ટિનો વિનાશ કરે એ એમની મરદાનગી અને સ્વાભાવિક કોમળતા સાંખી શકતી નથી

એટલે જ નિર્મળને આ બધા માગિયાઓ તરફ અણગમો નીપજતો એ ગરીબ બની ભિક્ષાન્ન માટે ભટકતા હતા તે માટે નહિ પણ એ ભિક્ષાવૃત્તિ કેમ કરવી એનો અદ્વિતીય પદાર્થપાઠ શીખવતા હતા, એની કલ્પનાસૃષ્ટિ સામે દુન્યવી ભયંકરતા, બેકારી ક્ષુદ્રતા અને ઘૃણાની ઘન જવનિકા ધરતા હતા એટલા માટે જ બેકારીમાંથી બચવાના પ્રામાણિક માર્ગો શોધવા કરતાં એમનું ક્ષુદ્ર માનસ આમાં જ રાચે છે એમ તેના બિનઅનુભવી અપક્વ હૃદયને લાગતું તેને ભાગ્યે જ ખબર હતી કે મેનારીના વચગાજનક ચિત્રો જેમ તેને નહોતા ગમતા તેમ અન્યને પણ ભાગ્યે જ ગમતા હશે તેને તો એમ જ લાગતું કે આ લોકોને આમાં જ રસ પડે છે એમની ખવાસી, દુઃખદ, નૈરાશ્યભરી હકીકતો સાંભળી એને એટલી ઘૃણા ઉત્પન્ન થતી કે કોઈવાર તો આ માગણ લોક ઉપર પાણી છાંટવાની મનોવૃત્તિ પણ તેને થઈ આવતી પણ તેના સંસ્કાર તેની મદદે આવતા અને બા અને બાપુજીના ઠપકા સહી લઈને પણ તે એમને ફૂલ નહિ ને ફૂલની પાંખડી આપી વિદાય કરતો

અને તેનું મન્તવ્ય સાવ ખોટું કે પાયાવગરનું તો ન જ કહી શકાય કારણ કે એવું તો ઘણીવાર બનતું કે એકનો એક જ ભિખારી એકવાર 'માળીનો દીકરો છું' કહી બૂમો પાડતો, તો બીજીવાર 'બાપા! ખાનદાન પાટીદારનો દીકરો છું' કહી આર્જવ ઉત્પન્ન કરવા પ્રયત્ન કરતો, ને ત્રીજીવખત વળી બધો વેશ મૂકી વાઘરીના જ વાઘા સજી આવતો આમ એ લોકો દુનિયાને છેતરી, તેના જેવા કેળવાયેલા સંસ્કારી યુવકને છેતરવાનો પ્રયત્ન કરી, કપડાં, ખાવાનું કે પૈસા પડાવતા એ એને બહુ સાલતું

પણ તેને ખબર નહોતી કે એ લોકોને, એ ભિખારીઓને છેતરતા શીખવનાર પોતાને શિષ્ટ સમાજ કહેવડાવતો એક નાનો સરખો વર્ગ જ હતો કારણ કે સમાજવાદનું તો આ પહેલું જ પુસ્તક હતું તેના હાથમાં સામ્યવાદનો એને ખ્યાલ નહોતો

એમના, એ એકાગ્રવર્ગના અજ્ઞાન, સંસ્કારહીનતા અને ગરીબી પણ ખરી જ પોતાની કાર્યેલિયત, ધધાદારી આવડત, વાક્પાટવ, અને ફિતૂરીપણાની અભગ લોહમયી જાળ પાથરી એ નાનકડો, શિષ્ટતાની અહભાવના અને સમાજસેવાની બહુરંગી ભાવના

સેવનો વર્ગ પોતાને સાધનસંપન્ન બનાવવામાં, માત્ર પોતાની જ સગવડો સાચવવામાં અને પોતાને જ સુવર્ણશિખરે લઈ જવામાં એ બધું ખર્ચતો. અને એમ પોતાને સાધનસંપન્ન બનાવે છે તે માત્ર બીજાઓનાં સાધનો ઝૂંટવી લઈને જ, પોતાની સગવડો સાચવે છે કે સચવાવે છે તે માત્ર અન્યને અગવડની અગાધ ગર્તામાં ધકેલીને જ, પોતાને સ્વર્ણશિખરે લઈ જાય છે તે અન્યને દુઃખ, નિરાશા અને બેકારીના ઓઘમાં ઘસડીને જ—એ વાતનો તો તેને ખ્યાલ જ નથી રહેતો, અગર રહેતો હશે તોપણ સ્વાર્થાંધતાએ તૈયાર કરેલો આંખઆડા કાનનો અંચળો ઓઢતો હશે.

પણ આ બધું શોધવાની કે પારખવાની નિર્મળને કાંઈ પડી નહોતી. એની નાનકડી સ્વયંરચિત સ્વપ્નસૃષ્ટિમાં મહાલના જીવને આ બધી ધાંધલમાં પડવાનું ગમતું જ નહોતું. કારણ કે ન તો એ સ્વર્ણશિખરે હતો કે ન તો બેકાર. જેને આપણે સંસ્કારી સામાન્ય વર્ગ કહી શકીએ તે વર્ગમાં તેનું સ્થાન હતું, એટલે ઊપલા વર્ગની નરી ધૃષ્ટતા કરતાં નીચલા વર્ગની બેકારી એને મન મોટો ગુનો લાગતો. અને એટલે જ એ બેકારોને, સમાજે બનાવેલા એ ભિખારીઓને મદદ કરવામાં એને ગુના જેવું કાંઈક લાગતું. દેશની આર્થિક સ્થિતિનો એણે અભ્યાસ નહોતો કર્યો, નહિ તો એને દીવા જેવું સાફ દેખાત કે દેશમાં પૈસાદાર કરતાં ગરીબ સોગણા વધારે હતા, સુખી કરતાં દુઃખી એથીય વધુ પ્રમાણમાં હતા, અને પોતે જે વર્ગમાં હતો તે વર્ગના કરતાં જે ભિખારીઓ તેને આંગણે બે ગાળો કે એકા પાણીનો વરસાદ સહન કરીને પણ કાંઈક મળવાની આશામાં એકપગે ઊભા રહેતા તેમનો વર્ગ અનેકગણો મોટો હતો. એટલે ગુનેગાર તો પોતે છે; પોતાનાથી ચડતો મધ્યમ વર્ગ છે, અને એથીય ચડતો રાજવર્ગ છે કે જે વર્ગોએ એકબીજાને સાધનરૂપ બનાવી આ નીચલા વર્ગને બેકાર બનાવવાનો ગુનો કર્યો છે. પરંતુ આ બધી બાબતો પર વિચાર કરવાની એના કૂમળા મગજે તસ્દી જ નહોતી લીધી.

ખાવું, પીવું, વખત થયે કૉલેજમાં જવું, ફુરસદે ફરવા જવું અને યુવાનીને સહજ કલ્પનાવિલાસમાં વિચરવું એ એનો નિત્યક્રમ થઈ પડ્યો હતો. કૉલેજજીવનના અંગે અમુક વિશિષ્ટ પ્રકારના મિત્રવર્ગનો સહવાસ પામવાથી તે આજ આ નવા ક્ષેત્રમાં વિચરી રહ્યો હતો. એ મિત્રવર્ગમાં નિરનિરાળી પ્રકૃતિ ધરાવનાં અને ભિન્નભિન્ન વિચારશ્રેણી સેવતાં માનસો હતાં. કોઈ સમાજવાદી તો કોઈ સામ્યવાદી, કોઈ મૂડીવાદી તો કોઈ વળી અન્ય કલ્પના-સૃષ્ટ નિરાળી જ સમાજરચનામાં માનનાર માનસો હતાં. કોઈ રસ્કિનની આદર્શ સમાજરચનાની ભાવના સેવતાં, તો કોઈ વળી મૂરના યુટોપિયન સિદ્ધાંતોમાં મસ્ત હતાં. નિર્મળને તો આ બધા ભાવિ સમાજઉદ્ધારકો આગળ પોતે એક વામનજી હોય તેમ જ લાગતું, અને એમના જ જેવા થવાનું મંગલાચરણ તેણે એક જર્મન સમાજવાદી લેખકના નાનકડા 'મૂડી અને મજૂરી' એ પુસ્તકથી કર્યું. હજુ તો એ ક્યાંથી શરૂ કરવું એ ગડમથલમાં જ એ પડ્યો હતો, ત્યાં તો સાંઈના શબ્દોએ એની વિચારમાળાનાં મોતી વેરી નાખ્યાં.

"આ ભિખારીઓથી તો તોબા બાપા! ન વખત જુએ, કવખત જુએ, અને આ ઊભા રહ્યા બારણામાં આવીને. કોઈ બેઠું હોય, સૂતું હોય કે જમતું હોય, પણ વિવેકવિચાર એમને ન આવે કે આમ હડકાયા કૂતરાની માફક સામે જઈને ઊભા ન રહેવાય. મૂઆ!

રોજ રોકીએ છીએ તોય લાજ ક્યાં છે ! આ આવીને ઊભા, જાણે એમના દાદાનો દ'નો દાટયો ન હોય તેમ !"

"અચ્છા નિમુ ! નીચે આવતો બા ! બારણું ખુલ્લું છે ને તારા બાપુજી જમવા બેઠા છે મારો હાથ એંઠો નથી અને આ મૂઓ તગડો અહીંથી આઘો ખસતો નથી"

બા બોલી રહ્યા અને નિર્મળ પુસ્તક હાથમાં જ રાખી ધમધમતો ધમધમતો, ધડધડાટ કરતો દાદરો ઊતર્યો

બાની અપૂર્ણ વાગ્ધારા નિર્મળે સાંભળી હશે કે કેમ તે તો કહેવું મુશ્કેલ છે, પરંતુ પોતાનું નામ બોલાયું બાના શ્રીમુખે અને તેને નીચે આવવાનો હુકમ છૂટયો એ તો તેણે અચૂક સાંભળ્યું હતું

"આમ પડતું શું મૂકે છે બેટા ! કોઈ દિવસ વાગી બેસે ! જો ને આ કાળમુખો હજુ ખસતો જ નથી અહીંથી ! કોણ જાણે આપણી બોલી સમજતો હશે કે નહિ જરા હાંકોને બા !" બાને બોલતા જ મૂકી નિર્મળ ઓટલે આવ્યો

નિર્મળનું સ્ફટિક શું મુખ જોઈ સાંઈના દિલમાં શ્રદ્ધાએ સંચાર કર્યો. વિગતાર્થ આશા મગ્ન થઈ બાના શબ્દોએ થીજી ગયેલા તેના હૃદયમાં ઊષ્માએ પગલા પાડયા

મુખ જો સંસ્કારનું પ્રતિબિંબ હોય તો નિર્મળનું ગુલાબની આછેરી છાંટે છંટાયેલ, વિકસિત મોગરાની કળી સમું મુખ જોનારને પ્રથમ પરિચયે જ તેના ઉચ્ચ સંસ્કારની ખાતરી આપતું સૂર્યકિરણની રમતે ચમકતી બિડાયેલી છીપ સમા તેના લાલિમાનીતર્યા અધરોષ્ઠનો વળાંક અને બિડાવું દઢતા અને કાર્યવિશદતાનો ખ્યાલ આપતા નમણું નાક અને હરિણ બાળ શા પાણીદાર નયનો તેની હિંમત, એકાગ્રતા અને સામાનું હૃદય પારખવાની તેની અચૂક શક્તિની પ્રતીતિ કરાવતા હતા બિડાયેલ કમળ લિકા શા તેના મસૃણ કપોલ તેના અન્તર્ગત કુમાશ, માધુર્ય અને નિર્દોષતા સૂચવતા હતા આમ માત્ર તેનું મુખનિરીક્ષણ જ એટલા બધા છૂપા ભાવો અને સંસ્કારો વ્યક્ત કરતું હતું કે બાહ્ય પ્રમાણપત્રો વગરેય પરીક્ષાની ચપળ આંખ તેના સુમધુર નીતરતા ચારિત્ર્યભર્યા જીવનને નિરખી શકતી

"શું છે સાંઈ ? ક્યાં તશરીફ લાયે હો ?" સ્વરમાં બનતું માર્દવ આણી તેણે પૂછ્યું

"બેટા ! એક ફકીર મસ્તાન હૈ ! મૌલા દાતારકા નામ પર માગ રહા હું મેરી જાતકે લીયે નહિ ! અલ્લાહકા નામ પર માગતા હૂં રહમકા નામ પર રહમ ચાહતા હૂં બેટા ! તુ નસીબદાર હૈ ! ખુદા તેરા ભલા કરેગા સાંઈકી દુઆ હૈ બેટા ! દેદે ! સનમકા નામ પર દેદે ! બેટા'

ફકીરનો અસ્ખલિત વાક્પ્રવાહ ક્યાં સુધી ચાલ્યો અને ક્યારે અટક્યો તેનું નિર્મળને ભાન રહ્યું નહોતું તે તો ફકીરના મ્લાન છતાં તેજસ્વી, જર્જરિત છતાં સુરાન મુખ તરફ જ જોઈ રહ્યો હતો

તેની નજર માત્ર ત્યાં હતી તેના વિચાર, તેનું મન ક્યાંક બીજે જ, જુદી જ બાબતમાં વિચરી રહ્યું હતું એમ તેના વિસ્ફારિત, એકીનજરે જોઈ રહેલા ચક્ષુઓ સૂચવતા હતા આ વિચારવમળ, ચક્ષુઓની વિલક્ષણતાનું કારણ ? માત્ર ફકીરની બોલાયેલી એક જ પંક્તિ ! 'સનમકા નામ પર દેદે !"

તેનું મગજ ચકડોળે ચડયું હતું સનમ ! ફકીર ! આ શું ? ફકીરને સનમ કેવી ? શું કોઈ સૂફીવાદી સનમ શબ્દથી પ્રભુનું નામ તો નહોતો સૂચવી રહ્યો ?

ના ! ના ! એમ ન હોય ! તદ્દન અસંભવિત ! તેણે ફરીવાર ફકીરના કરચલી પડેલા મુખ તરફ જોયું. વાર્ધક્ય નહોતું. નિરાશા—કોઈ અકળ હૃદયભેદક બનાવે તેના યૌવનને ઝંખવી દીધું હોય એમ તેની આર્જવભરી આંખો સૂચવતી હતી. તેના મુખ પરની કરચલીઓ વય કરતાં હૃદયભગ્નતાનું પરિણામ હોય તેમ તેના સંસ્કારી આત્માને લાગ્યું.

"ભાઈ ! તુંય ચીકણો છું ના ! ભિખારી જોડે તે શી આટલી લમણાઝીક !" બાનો અવાજ સંભળાયો અને નિર્મળનું મન કલ્પનાભોમ છોડી પ્રત્યક્ષ વસ્તુ તરફ દોરવાયું. તેનાં નયનની વિલક્ષતા ઓસરી ગઈ અને ફરી સાંઈનું શુષ્ક વદન તેમાં વિચરવા લાગ્યું. સૂર્યના પ્રખર તાપમાં ચમકતી અશ્રુધારા સાંઈના બેસી ગયેલા ગાલને ભીંજવી કોઈ ખરબચડા ઢોળાવ પર વહેતી સરિતાનો ખ્યાલ આપતી હતી. નિર્મળને તેની માન્યતાના સત્યમાં શ્રદ્ધા ઉત્પન્ન થઈ. 'સનમ' શબ્દનો તેણે બરાબર જ અર્થ કર્યો હતો—કલ્પ્યો હતો.

"સાંઈ ! ક્ષમા કીજીએ, લેકીન તાજુબીકી બાત હૈ કે આપ જૈસે ફકીરકે મુખસે મૈં સનમ શબ્દ સુન રહા હું," તેણે શુદ્ધ હિંદી જબાનનો ઉપયોગ કર્યો.

"બેટા ! સારે શહેરમેં ફીરા, લેકીન કીસીને યે સવાલ મુઝે નહિ પૂછા. પૈસે પૈસે કરતે ફીરતે યે લોકોંકો કિસી દુ:ખી ગરીબોંકી કયા પરવા ? તુંને હી યે સવાલ પૂછકર મુઝે તાજુબ કર દીયા હૈ !" સાંઈના શબ્દેશબ્દે સંસ્કાર નીતરતા હતા.

નિર્મળને સાંઈના સંસ્કાર માટે માન ઉત્પન્ન થયું, હૃદયભગ્નતા માટે સહાનુભૂતિ પેદા થઈ. સાંઈના અવાજમાં તેને અકથ્ય જીવનદર્દ સંભળાયું. સાંઈના એકેકેક અશ્રુબિંદુમાં તેને એકેકેક પ્રણયસ્મરણની મીઠી દુ:ખદ યાદ અવ્યક્તપણે વ્યક્ત થઈ. તેને સાંઈમાં વધુ રસ પડયો, તેના જીવનનાં ભેદ, મર્મ, દર્દ, અને આ ફકીરહાલત વિષે વધુ માહિતી મેળવવાની તેના સરળ હૃદયમાં જિજ્ઞાસા જન્મી. પળવાર તેને પોતાનો જ ખ્યાલ આવ્યો. પોતે જ સાંઈની જગાએ હોય તો ! જગકૃતઘ્નતા, જગદંભ, જગનિઃસ્પૃહતા અને દુન્યવી વૈમનસ્ય તેને પણ આ સાંઈની માફક ન રડાવત ? સાંઈ રડે છે ! એક પુરુષ રડે છે ? એટલે ? એના જીવનમાં કેટકેટલાં દુઃખોની જ્વાળા સળગતી હશે, કેટકેટલાં દુઃખદ સ્મરણોનું એકાગ્ર બળ તેની પૌરુષ છતાંય કોમળ લાગણીઓને અશ્રુમાં ફેરવી નાંખતું હશે ? આખરે તો હૃદય તે હૃદય જ ને ! થોડો જ પથ્થર છે ! તેને 'અર્જવિલાપ' સાંભર્યો.

"ક્ષમા કીજીએ ! યે પ્રશ્ન પૂછનેસે આપકા હૃદય વિદીર્ણ કીયા હો તો ! લેકીન મેરા ઇરાદા યે ન થા ! કેવલ કુતૂહલ હી પ્રશ્નકે કારણભૂત હૈ !" હિંદુ-ઉર્દૂ શબ્દોનો ઉપયોગ કરતો તે બોલ્યો.

અને સાંઈના મુખ પર આછું સ્મિત પ્રકટયું, નિર્મળના નિર્મળ ચાંદની સમ સંસ્કારે તેના હૃદયને હચમચાવી નાખ્યું. તેના અશ્રુપ્રવાહને સ્થાને તેના જર્જરિત ચહેરા પર ભાગ્યા-તૂટયા, ખેંચી કાઢેલા સ્મિતની રેખા પ્રગટી.

નિર્મળ સમી વ્યક્તિ જગભરમાંય વસતી હશે કે કેમ તેની તેને અત્યાર સુધી શંકા હતી. તેને નિર્મળમાં દરિદ્રનારાયણનાં દર્શન થયાં. તેની બાલિશ સરલતા અને ઔત્સુક્યે સાંઈના હૃદયમાં અનેરા ભાવ ઉત્પન્ન કર્યા. પળવાર તેનું દુ:ખ, તેની હૃદયવ્યથા ઓસરી ગઈ હોય એમ તેને લાગ્યું. તેનું હૈયું આટલા રુદનાંતે અને આટલી સરળતાના દર્શને હળવું થઈ ગયું. જગભરની શૂન્યતામાં એક હૈયું તો એવું નીકળ્યું કે જે તેને, તેની વ્યથાને સમજી

શકે, તેનાં આંસુઓની કદર કરી શકે, તેની હૃદયગહનતા માપી શકે—તેણે આત્મસંતોષ અનુભવ્યો.

"બેટા! પહેલે દર્દકે આંસુ થે અબ તેરે મિલનેક બાદ યે સુખકે આંસુમેં બદલ ગયે હૈ! તેરી સરલતા મુઝે તાજુબ કર રહી હૈ. ઐસે જહાંમેં તુજ જૈસે ઝવાહર કહાંસે? બેટા! દુઃખ ન કરના! તેરા સવાલ બિલકુલ ઠીક હૈ, એકદમ અચ્છા હૈ, મુજ જૈસે સાંઈકા સનમ કૈસી! ઠીક હૈ!"

અને સાંઈએ એની કથની સંપૂર્ણપણે કહી. તે એક ગૃહસ્થાશ્રમી મુસલમાન હતો. ઇસ્લામના આદર્શો તેને હૈયે જડયા હતા. યૌવનમાં તે પ્રેમમાં પડ્યો, જેમ ફરહાદ ને મજનુ પડ્યા હતા તેમ. તેનાં લગ્ન થયાં તેની પ્રણયરાની સાથે. તેણે અને તેની પ્રેયસી મહેરે કેટલીય આનંદરાત્રિઓમાં અરબસ્તાનની આદર્શ પ્રણયરજનીઓનાં સુખ અને સૌન્દર્ય ઉતાર્યા. પણ કાળની ક્રૂરતાને માનવીના પ્રણય કે હૃદયવ્યથાની ક્યારે પડી હોય છે? મહેર ચાલી ગઈ. ફકીરના હૃદયાકાશમાં ચમકતી ચંદ્રિકા મૃત્યુસાગરે વિલીન થઈ, અને પાછળ રહ્યાં માત્ર સૂની રજનીઓ, રુદન, દુઃખભર્યા નિશ્વાસ અને ભૂતકાળનાં મર્મભેદક સંભારણાં જ! તેનું ચિત્ત કશામાં ચોંટતું નહિ, તેને કશામાં રસ રહ્યો નહોતો. માત્ર મહેર જ; મહેરનું મધુર, કોમળ, સુરેખ મુખ, તેનાં ત્રસ્ત હરિણી શાં નયનો, તેનું ભવ્ય પ્રણયતેજે ચમકતું લલાટ, તેની ભાવનાઓ, તેનો ફકીર માટેનો અનન્યપ્રેમ—આટલું જ તેને યાદ આવતું, તેને રડાવતું, તેના જીવનમાંથી મોહ નષ્ટ કરતું.

અને જેમ ઘણાય બન્યા છે તેમ તે પણ પ્રિયતમા પાછળ પ્રણયયોગી બન્યો. જીવનનાં મોહ, માન, સુખ, વૈભવ, વિલાસ બધાંય છોડયાં. માત્ર મહેરનાં મધુર સ્મરણોને હૈયાના એકાન્તમાં સંઘરી તે ચાલી નીકળ્યો. તે ફકીર બન્યો. સૂફીઓની સનમ પાછળ નહિ, પણ પ્રણયમૂર્તિની પાછળ, તેને પ્રણયવારિઓઘમાં અકળાવી નાખનારની પાછળ, તેણે સંસાર છોડયો, સુખ છોડ્યું અને માત્ર એક કાળી કફની પહેરી તે ચાલી નીકળ્યો. તેનાં દિવસરાત મહેરની યાદ અને પ્રભુસ્મરણમાં વીતવા લાગ્યાં. મહેરની કબર પાસેનો ઓટલો એ જ એનું નિવાસસ્થાન. તેના ઉપર ઊગેલા લીમડાની શીળી છાય એ તેનું છાપરું. તેને ભુવનની કાંઈ પડી નહોતી, સુખ અને દુઃખ સરખાં જ લાગતાં. મહેર ગઈ, પછી શું? મહેરને કાંઈ નહિ ને તેને શું? જ્યાં મહેર ત્યાં તે. મહેરનો વસવાટ એ તેનો વસવાટ. માત્ર જીવન પૂરું કરી મહેર પાછળ પરસ્તાનમાં જવાની ઇચ્છા સિવાય તેને કશુંય અકળાવતું નહિ. સવારસાંજ તે મહેરની કબર પાસે નમાઝ પઢતો; તેનો ઓટલો વાળતો; કફન ઓઢાડતો; ભીંતના ગોખમાં દીપક પ્રકટાવતો; અને કબર પર જંગલી પુષ્પો અગર કોઈ માળીની દુકાનેથી વગરપૈસે પ્રભુના નામ પર માગી આણેલાં પુષ્પો ચઢાવતો. મહેરને સંભારી અને પ્રભુ તેને મહેર પાસે બોલાવી લે એટલું પ્રાર્થી તે ઊનાં આંસુ સારતો. ઊંડા મર્દાની અવાજે તે સૂફીઓનાં રસગીત અને વિયોગગીત લલકારતો.

આજે તે કફનની શોધમાં નીકળ્યો હતો. મહેરની કબર પર ઓઢાડેલું જીર્ણ કફન બદલી નવું ચઢાવવાની ઇચ્છાથી તે ભીખ માંગવા નીકળ્યો હતો. આખુંય શહેર તે ફર્યો, મુસલમાનોના લત્તામાં, ચૌટામાં, શેરીઓમાં, શ્રીમંતોનાં રોનકભર્યા આવાસસ્થાનો પર. પણ કોઈ ચાર આનાના કફનની ખેરાત કરવાની ઉદારતા બતાવી શક્યું નહિ. તે ચાલી

ગયો હતો. તેનાં મુખ પર અને સમગ્ર શરીરે પરસેવાના ઝેબેઝેબ ફરી વળ્યા હતા. તેનો અવાજ ભાંગી ભાંગી બસૂરો અને ભારે થઈ ગયો હતો. તેનું આત્મબળ લગભગ ઓસરી ગયું હતું, અને થાકેલે પગે અને ભારે હૈયે તેણે નિર્મળની શેરીમાં પગ મૂક્યો. થોડાં કટુવચન સાંભળતાંયે તેની આશા ફળી.

સાંઈની વાત પૂરી થઈ, અને નિર્મળના માનસમાં તુમુલ વિચારયુદ્ધ શરૂ થયું. ચાર આના? ક્યાંથી લાવવા! બાપુજી તો ના પાડે, ઉપરથી લડે તે નફાના. બા તો અત્યારથી તફડી ઊઠ્યાં છે. "પોતાની પાસેથી!" તેના હૃદયે પડકાર કર્યો. પણ તેની પાસે તો ચાર આના હતા. આજ રવિવાર હતો. સિનેમા જોવા જવાનું હતું મિત્રો સાથે. પૈસા ફકીરને આપે તો તે શું કરે? સિનેમાનું શું? કૉલેજજીવનની નામની જ સ્વતંત્રતા તે ભોગવી રહ્યો હતો. તેનો આત્મા, તેની વૃત્તિઓ, તેની અભિલાષાઓ એ બધા પર તો તેના બાપુજીનો અંકુશ ચાલતો. તેની છાત્રવૃત્તિના પૈસા પણ તેના નહિ, તેના બાપુજીના! તેને તો માત્ર તે જે આપે તે વાપરવાનું. તેનો આત્મા તો ક્યારનોય ઊકળી ઊઠ્યો હતો કે કેટલી પરતંત્રતા! "મારા માનસનું દોહન કરી છાત્રવૃત્તિ મેળવું તે ઉપરે મારો હક્ક નહિ. કેટલી પરાધીનતા? કેટલો અન્યાય! કેટલી અસહ્ નિર્બળતા!" તેના મિત્રો તો તેને રોજ કહેતા કે "છોકરી જેવો જ રહ્યો! શું કામ આપી દે છે બધા પૈસા! અમે તો ક્યારનાય આ શૃંખલાઓ ફગાવી નીકળી પડીએ." પણ નિર્મળનું સંસ્કારબળ તેને પિતૃભક્તિવિમુખ થતાં અટકાવતું હતું. તેની માતાને રોજ સમજાવતોઃ "બા! તું એટલુંય ના કહે! મારી શિષ્યવૃત્તિ પર પણ મારો હક્ક નહિ? બા! આ તો મારી માધુકરી કહેવાય! તેના ઉપરે બાપુજીનો હાથ? અત્યારે તો એમણે ઊલટું બે પૈસા આપવા જોઈએ તેને બદલે હું લાવું તે પણ એ લઈ લે; એકકે વર્ષ નાપાસ થયો છું? લોકોના છોકરા તો કેટલીય વાર નાપાસ થાય છે, કેટકેટલા પૈસા ઉડાવે છે; અને છતાંય માબાપ કાંઈ કહેતાં નથી, ઊલટું મોંમાંગ્યું આપે છે. ભાઈની સાયકલ! ભાઈના સૂટ! ભાઈનાં પુસ્તકો! ભાઈની ફી! ભાઈની હાથખરચી બધુંય! હું તો બધુંય ખર્ચ જાતે કાઢું છું અને ઉપરથી વધારાના પૈસા પાછા આપું છું, તોય જ્યારે મારે જોઈએ ત્યારે તો ભિક્ષુકની માફક તેમની પાસે હાથ ધરવાનો! અને તેય વળી એમની પાસે હોય, એમને ઠીક લાગે તો જ મળે! પેલા ચ્યવનને ત્રણુસો રૂપિયાની સાયકલ લાવી આપી તેના બાપુજીએ. ચ્યવન કહેતો હતો કે જેટલા ગુણુ લાવે મૅટ્રિકમાં તેટલા રૂપિયાની સાયકલ તેને તેના બાપુજી અપાવશે! જ્યારે મારા એનાથી કેટલાય ગુણુ છે, શિષ્યવૃત્તિ મળે છે, તોય સાયકલનું ઠેકાણું નથી. માગું છું ત્યારે કહે છે કે ચાલતા જઈએ તો લોહી ખાધું પચી જાય અને વગરકસરતે કસરત થાય અને શરીર નીરોગી રહે!"

અને બા બીચારાં એમના સંસ્કારબળે પતિભક્તિનો આદર્શ નજર સમક્ષ રાખી નિર્મળને પિતૃભક્તિનો પાઠ શીખવતાંઃ "જો બેટા! તું કાંઈ ગાંડો છે? હોય. એ તો એમ જ ચાલે! એમને કાંઈ તું અળખામણો થોડો છે? તારા સારા સારુ જ બધું કરે છે ને. ગમે તેવા તોય તારા બાપુજી છે."

થયું! આ બાના શબ્દો નિર્મળ સાંભળે અને શાંત બની જાય. એટલે આજ તેના

હૃદયમાં વિરુદ્ધ વિચારોનું પરસ્પર યુદ્ધ ચાલી રહ્યું હતું. એક બાજુ ફકીરનું રુદન, હૃદયવ્યથા, જરૂરિયાત, અને બીજી બાજુ તેની મૂંઝવણ, તેનું સિનેમા, તેના માત્ર ચાર જ આના!

ફકીરને આપે તો તે શું કરે? 'બેનહુર' જેવું ચિત્રપટ ગુમાવે! મિત્રો પાસે માંગતા તેની સહજ શરમાળ વૃત્તિ અને સુસંસ્કાર આડે આવતાં, અને ઉપરથી હાંસી થાય તે નફામાં, અને પોતાના ઘરનું પોત ઉઘાડું પડે તે વ્યાજમાં.

"એટલા ચાર આનાય નહિ હોય પાસે! છાત્રવૃત્તિ ક્યાં નાખતો હશે? સા...લા મખ્ખીચૂસ!" એટલે તે પણ અશક્ય હતું. માત્ર બે જ રસ્તા હતાઃ ક્યાં તો સ્વાર્થત્યાગ કરે અને ચિત્રપટ જોવાનું મોકૂફ રાખી ફકીરને આપે, અને ક્યાં તો પોતાનો શોખ સંતોષી ફકીરને નિરાશ કરે!

"બેટા ચાર આને કા સવાલ હૈ! તેરેકુ મિરાં દાતાર દિલાયગા—સાંઈકી દૂઆ હૈ બેટા." ફકીરના શબ્દો સાંભળ્યા અને બધુંય સકલ્પબળ એકઠું કરી તે ઘરમાં ગયો. ધડબડ-ધડબડ દાદરો ન ચડતો તે ધીરેધીરે ચડ્યો. તેના પગમાં ઉત્સાહ નહોતો, શિથિલતા હતી; અને છતાંય કો અકથ બળ હતું. ગજવામાંથી નાનકડી પાવલી કાઢી, પલવાર તે જ્યોર્જના આછા સિક્કા તરફ જોઈ રહ્યો. તેની આંખમાંનાં આંસુ પાવલી પર પડ્યાં, આંસુ લૂછી આયનામાં જોઈ મુખ પર કૃત્રિમ સ્મિત પ્રકટાવવાનો પ્રયત્ન કરી જોયો. હૈયા પર હાથ દબાવી તે ધડધડાટ કરતો નીચે આવ્યો. આત્મવ્યથા, હૃદયમંથન છુપાવતો ઓટલે આવ્યો. પાવલી આપી. અને ફકીરનાં રડતાં નયન હસું હસું થઈ રહ્યાં. ફકીરને ભાગ્યે જ ખબર પડી હશે કે તેનાં હસતાં નયનમાં નિર્મળનાં રડતાં નયનનું પ્રતિબિંબ પડતું હતું.



## હંમેશ પ્રમાણે

પ્રપન્ન ગો. કાજી

"અહર્નિશ હું યાચતી, પ્રભુની આજ આજ્ઞા મળી,  
કલાક પ્રભુએ દીધો મિલન માટ આવી અહીં,  
કહે તું કયમ ગાળીએ અમૂલ આ પળો આપણી?"  
પૂછે મુજ પ્રિયા મને ઊતરી આવીને સ્વર્ગથી.

"'પૂછે તું' કયમ પ્રશ્ન આ?" ચિડવવા જરી મેં પૂછ્યું.  
પડેલ જૂની ટેવથી, તરત મૌન એણે લીધું.  
ભગીરથ પ્રયાસથી કરી રહ્યો સમાધાન જ્યાં,  
કર્યું સ્મિત, પરતુ એ પળ કલાકના અંતની.[1]

---

[1] અંગ્રેજી કાવ્યથી સૂચિત.

# ગુજરાતમાં અર્ધનારીશ્વરની ઉપાસના*

[ અનુલેખ ]

મંજુલાલ રણછોડલાલ મજમુદાર

'અર્ધનારીનટેશ્વર' એવું બીજું નામ પાર્વતી અને તાંડવનૃત્ય કરનાર નટેશ શંકરના સંયુક્ત છતાં ભિન્ન એવા સ્વરૂપ માટે રૂઢ છે. 'બૃહત્સ્તોત્રરત્નાકર'[1]માં અર્ધનારીનટેશ્વરનું સ્તોત્ર શ્રીશંકરાચાર્યના નામથી આઠ શ્લોકમાં રચાયેલું આપ્યું છે. તે નીચે પ્રમાણે છે:

चाम्पेयगौरार्धशरीरकायै कर्पूरगौरार्धशरीरकाय ।
धम्मिल्लकायै च जटाधराय नमः शिवायै च नमः शिवाय ॥ १ ॥

कस्तूरिकाकुङ्कुमचर्चितायै चितारजःपुञ्जविचर्चिताय ।
कृतस्मरायै विकृतस्मराय नमः शिवायै च नमः शिवाय ॥ २ ॥

चलत्क्वणत्कङ्कणनूपुरायै मिलत्फणाभासुरनूपुराय ।
हेमाङ्गदायै भुजगाङ्गदाय नमः शिवायै च नमः शिवाय ॥ ३ ॥

विलोलनीलोत्पललोचनायै विकासिपङ्केरुहलोचनाय ।
समेक्षणायै विषमेक्षणाय नमः शिवायै च नमः शिवाय ॥ ४ ॥

मन्दारमालाकलितालकायै कपालमालाङ्कितकन्धराय ।
दिव्याम्बरायै च दिगम्बराय नमः शिवायै च नमः शिवाय ॥ ५ ॥

अम्भोधरश्यामलकुन्तलायै तडित्प्रभाताम्रजटाधराय ।
गिरीश्वरायै निखिलेश्वराय नमः शिवायै च नमः शिवाय ॥ ६ ॥

प्रपञ्चसृष्ट्युन्मुखलास्यकायै समस्तसंहारकताण्डवाय ।
जगज्जनन्यै जगदेकपित्रे नमः शिवायै च नमः शिवाय ॥ ७ ॥

प्रदीप्तरत्नोज्ज्वलकुण्डलायै स्फुरन्महापन्नगभूषणाय ।
शिवान्वितायै च शिवान्विताय नमः शिवायै च नमः शिवाय ॥ ८ ॥

આ શ્લોકોમાં શિવા (પાર્વતી) અને શિવના સ્વરૂપનું અભિન્નત્વ છતાં વિશિષ્ટ અને ચારુતાયુક્ત એવું ભિન્નત્વ ચમત્કારી રીતે વર્ણવેલું છે. ત્રિમૂર્તિમાંના વિષ્ણુની સર્જક અને સંરક્ષકશક્તિ પાર્વતીરૂપે અને શિવની સંહારક તથા વિલયકારક ઉગ્ર શક્તિ નટેશ્વર તરીકે—ચારુતાયુક્ત વિરોધ દર્શાવીને વખાણી છે.

---

* 'પ્રસ્થાન'ના જેઠ, ૧૯૯૧ ના પૃ. ૧૧૯નું અનુસંધાન.

૧ નિર્ણયસાગર પ્રેસની આવૃત્તિ, પૃ. ૨૬૭ (૧૯૨૫).

એક (પાર્વતી)નું અર્ધું અંગ સોનચંપાના ફૂલ જેવું તેજ મારતા પીળા રંગનું છે, તો બીજા (નટેશ્વર)નું અર્ધું અંગ કપૂર જેવા પારદર્શક શ્વેત રંગનું છે એકને માથે વાળનો ભરાવદાર અંબોડો છે તો બીજાને માથે જટાજૂટ છે એકના લલાટમાં કસ્તૂરી અને કંકુની આડ છે, તો બીજાના અર્ધા લલાટમાં ભસ્મ લગાડેલી છે એકે મન્મથનું સ્વરૂપ ઉત્પન્ન કર્યું છે (અથવા એકે મન્મથનું કામ કર્યું છે), તો બીજાએ મન્મથને આગ લગાવી વિરૂપ કર્યો છે એકના હાથપગમાં કંકણ અને નૂપુર ખળકી રહ્યા છે, તો બીજાને હાથે પગે વીંટળાયેલા સાપ જ જાણે કંકણ અને નૂપુર બની રહ્યા છે એકને હાથે સોનાના કડા છે, તો બીજાને હાથે ભુજંગના બાજુબંધ છે એકના નેત્ર હાલતા નીલકમલ જેવા (અંજનયુક્ત હોય તેવા) છે, તો બીજાના નેત્ર વિકસેલા કમળની પાંખડી જેવા છે એક બે (સમ) આંખે જુએ છે, તો બીજા ત્રણ (વિષમ) આંખે જુએ છે (૧-૪)

એકને ગળે મંદારપુષ્પની માળા છે તો બીજાને ગળે ખોપરીનો હાર છે એકને અંગે દિવ્ય સુંદર વસ્ત્ર છે તો બીજા દિગમ્બર છે એકની નાગીની લટો કાળી ચળકતી છે, તો બીજાની જટા ગતી અને પિંગાચટ્ટા રંગની છે એકના અધિકાર અને સત્તા માત્ર કૈલાસ ઉપર છે, તો બીજાના આખા વિશ્વ ઉપર છે જગતની ઉત્પત્તિ થવાથી મંગલ ઘડીએ એક ધીમુંધીમું લાસ્ય કરે છે, તો બીજા સમસ્ત સૃષ્ટિના સંહારકાળે ભયંકર તાંડવ કરી રહે છે એકને કાને રત્નના કુંડળ ઝળકી રહે છે, તો બીજાના કાન આગળ સાપની જીભ લળકલળક કરે છે—એમ એક શિવયુક્ત તો બીજા શિવા (પાર્વતી) યુક્ત છે એવા ભિન્ન છતાં અભિન્ન સ્વરૂપો નમસ્કાર હો। (૫-૮)

અર્ધનારીશ્વર અને ઉમામહેશ્વરના સ્વરૂપમાં જે ભેદ છે તે रूपावतार तथा रूपमंडन માંથી આપી સ્પષ્ટ કરેલું છે[૧] ઉમામહેશ્વરના સ્વરૂપમાં શિવના અંગમાં સમાઈ ગયેલા અને અભિન્ન બનેલા ઉમા નહિ પણ શિવની બાજુમાં રહેલા અને આલિંગન દઈ અથવા અઢેલીને ઊભેલા ભિન્ન પાર્વતી હોય છે

આપણા ચિત્રકલામીમાંસક શ્રી નાનાલાલ ચમનલાલ મહેતાએ પલ્લવ રાજ્યકાળના સીત્તાનવાસલના દક્ષિણ હિંદના ભિત્તિચિત્રોનો પરિચય આપતા ધ્યાનમગ્ન મહાદેવની ત્રિરંગી છબી ઉદાહરણ તરીકે મુખપૃષ્ઠરૂપે આપી છે પરંતુ તેને તેમણે 'અર્ધનારીશ્વર' કહીને ઓળખાવી છે બાજુમાં ઉમાના સ્વરૂપની દેખાતી આછી રેખાઓ ઉપરથી તે ઉમામહેશ્વર હોય એમ કહેવાનું મન થાય છે શિવને માથે જટામુકુટ છે, બન્ને કાને ગોળ કુંડળ છે, ધ્યાનમગ્ન આંખો તેમનું ગાંભીર્ય અને મહત્તાનું સૂચન કરે છે, પરંતુ તેમાં ક્યાંયે પાર્વતીના સ્વરૂપની ઝાંખી થતી નથી તે ઉપરથી એ ચિત્રને અર્ધનારીશ્વર નહિ પણ ઉમામહેશ્વર કહેવું પડે તેમ લાગે છે[૨]

---

૧ જુઓ 'પ્રસ્થાન' જેઠ ૧૯૯૧, પૃ ૧૧૪

૨ જુઓ '*Studies in Indian Painting*' The Pallava Frescoes of Sittanvasal," Chap I, p 11

## અનુપૂર્તિ

એલીફન્ટાની ગુફામાં પેસતાં જ ડાબે હાથ અને ત્રિમૂર્તિની જમણી બાજુ અર્ધનારીશ્વરનું શિલ્પ છે. શરૂઆતના યુરોપિયન પ્રવાસીઓ આ શિલ્પ જોઈને ગ્રીક ભાવના ઝીલીને બનેલું Amazonનું સ્વરૂપ છે, એમ કહીને તેને ઓળખાવતા હતા. પરંતુ એવા મતનું સમર્થન કરવા માટે કોઈ પણ પ્રાચીન લોકકથાનો આધાર મળી આવ્યો નથી. શિવના આવા સ્વરૂપ માટે પુરાણોમાં ઉલ્લેખો મળે છે ખરા. કદાચ ખ્રિસ્તી પુરાણમાંના આદમની કથાનો સંબંધ એની સાથે જોડી શકાય: પરમેશ્વરે પહેલાં બાવા આદમ બનાવ્યા, અને પછી આદમની એક બાજુની પાંસળી (સં. પાર્શ્વ; બાજુ) જુદી પાડી તેમાંથી હવા બીબી બનાવ્યાં હતાં.[1]

લિંગપુરાણમાં અર્ધનારીશ્વરની ઉત્પત્તિ સંબંધી કરેલો ઉલ્લેખ નોંધવાજેવો છે:

> पुत्रीकृता सती या सा मानवी ( v. e. मानसी ) शिवसंभवा ।
> दक्षेण जगतां धात्री रुद्रमेवास्थिता पतिम् ॥
> अर्धनारीश्वरं दृष्ट्वा सर्गादौ कनकाण्डजः ।
> विभजस्वेति चाहादौ यदा जाता तदाभवत् ॥
> तस्यांशेवांशजाः सर्वाः स्त्रियस्त्रिभुवने तथा ।
> एकादशविधा रुद्रास्तस्य चांशोद्भवास्तथा ॥
> स्त्रीलिंगमखिलं सा वै पुल्लिंगं नीललोहितः । વગેરે.
>
> ( લિંગપુરાણ: અધ્યાય ૫, શ્લો. ૨૩-૨૭ )

કાવ્યમાલા નામના પ્રકાશનના ૧૪મા અંકમાં કલ્હણકવિકૃત અર્ધનારીશ્વરસ્તોત્ર પ્રકટ થયેલું છે. તેના ૧૮ શ્લોક છે: ઉદાહરણ તરીકે નીચેનો અદ્વયભાવના આપવાની પ્રાર્થનાવાળો શ્લોક ઉતારું છું:

> प्रेमार्धं वपुषो विलोक्य मिलितं देव्या समं स्वामिनो
> मौलौ यस्य निशापतिर्नगसुतावेणीनिशामिश्रितः ।
> आस्ते स्वाम्यनुवर्तनार्थमिव तत्कृत्वा वपुः खण्डितं
> देयाद्वद्वयभावनां स भगवान्देवोऽर्धनारीश्वरः ॥

---

[1] જુઓ, રેવરન્ડ જે સ્ટીવન્સન ડી. ડી.નો લેખ: 'Theory of the Great Elphanta Cave' 'જર્નલ ઑફ ધ બોમ્બે બ્રેન્ચ રોયલ એશિયાટિક સોસાયટી: ૧૮૫૨, જુલાઈનો અંક:

"The half-male figure I consider to be the Hindu way of representing the Adam whom God at first created and from whose side a rib was seperated for the formation of Eve."

# ગામડાના સ્મશાનમાં*

હરિકૃષ્ણ વ્યાસ

વસન્તતિલકા

હુકતો જતો દિવસ ઝાલરના અવાજે,
ને શાન્તિથી શ્રમિત ગોધણ આવતુ આ,
થાકયો કૃષીવલ ધરે પદ ગેહ પ્રત્યે,
ને સૃષ્ટિને ગળી જતી નિજમા તમિસ્રા
ઝાખી થતી નજરથી પર પૃથ્વી જાયે,
સર્વત્ર શાન્તિ ઠરતી સ્થિર વાયુઓની,
શબ્દો ધીમા કીટતણા ડયને સુણાયે
ધીમી ક્વચિત્ રણતી ઘટડી ગોયુથોની
વેલી છવાયલ ગઢે અતિ જીર્ણ પેલે
બેઠુ ઉલૂક શશીશુ ફરિયાદ કરતુ,
એના સનાતન નિવાસ સમીપ ફરતુ
એકાતિકે નવીન ચેતન કો' ઊડે તે

પેલા ઊભા સદીજૂના કઈ નિંબવૃક્ષો,
ને પાસથી સરતી એ ઉજળી સરિતા,
ત્યા ભસ્મ થઈ સરિતના જળમા સમાયા
આ ગામના સરલ કઈક બુઝર્ગ લોકો

મીઠી પ્રભાત સુરભિ નહિ કાજ તેને,
ના ચકલીનુ ચીંચ કદી પણ સાભળે એ,
ના ઘોર શખ અથવા સ્વર કોકિલાના
કોથી નિગૂઢ નહિ નિદ્રિત જાગવાના
તેને ન હોય સગડી બળતી શિયાળે,
તૈયારી એ ગૃહિણીને કરવી ન સાજે,
શિશુઓ કૂદત મધુ ચુમ્બન ઝીલવાને,
કે માતને ખબર–આતુર ન્હોય તેને
ક્ષેત્રો ઘણા વિપુલ એ કરથી લણાતા,
એના બળે મરુભૂમા પણ ચાસ થાતા,

* અગ્રેજ કવિ ગ્રેના 'Elegy written in a Country Churchyard' નામક કાવ્યનો ગુજરાતી ભાષા અને સસ્કૃતિમા અનુવાદ

કેવા ઉમંગ થકી ગોધણ ચારતા તે?
કેવાં પડી વન જતાં દૃઢ ઘાવથી એ?

અજ્ઞાત આ જીવન ને શ્રમજીવીઓની
સાદી મઝા, વિભવીઓ, ઉપહાસશો ના!
જોશો, વિલાસી જન, ના કરી ક્રૂર દૃષ્ટિ
ટૂંકા અને સરલ આ ઇતિહાસ તેના!
સમ્રાટની ભભક ને કુલની ખુમારી,
સૌંદર્ય ને ધન થકી મળતાં સુખો ગે
એ સર્વને અચળ કાળ જશે સંહારી,
કીર્તિતણા વિકટ માર્ગ વળે સ્મશાને.

ગર્વિષ્ઠ ઓ જન! વળી સહુ દોષ દો ના,
જો દીન આ અહિં સૂતેલ સમાધિ માથે
કાને ન સૂર પડતા મીઠડા સ્તુતિના
અથવા નહિ જગત' સ્મારકચિહ્ન રાખે.
પાષાણનાં જીવિત શાં દીસતાં બધાં એ
ઊડ્યું મહેલમહિંથી ખગ રોકશે કાં?
કીર્તિતણો મૃદુલ રવ શબને નચાવે?
કે શાન્તિ આપી શકશે મૃતને પ્રશંસા?

સ્વર્ગીય કો જીવનશક્તિ થકી ભરેલું
હૈયું અહિં બની વિમર્દિત ને સૂતેલું;
હસ્તો પડ્યા ગ્રહણયોગ્ય સુરાજ્યદંડો,
વાદ્યોથી વા સરલ સંગીત છેડતા કો।
કિન્તુ નહિ નિજ લલાટ લખી યુગોની
સમૃદ્ધિ માનવઉપાર્જિત જ્ઞાનની એ;
આદર્શને કચરતી ભૂતલે ગરીબી
નિશ્ચેષ્ટ ને શિથિલ માનવને કરી દે.
રત્નો કંઈ અજબ દીપ્તિ થકી ભરેલાં,
દરિયાવની અદીઠ ગહ્વરમાં છૂપી રૂહે;
પુષ્પો સુવાસિત બહુ રણમાં ખીલેલાં
ખીલી, ખરી, મધુર જીવન વેડફી દે.
અસ્થિ પડ્યાં અહિં હશે નરવીરલાનાં:
આ કોઈ ગુપ્ત, અણજાણ સૂતા કલાપી;
છૂપા સિકંદર ન રક્ત વહાવનારા;
નાના સમાજમહિં તારક કો શિવાજી.

કો' મનમુગ્ધ કરવી મહતી સભાઓ,
દુ ખો કૃનાગિરીતણો પ્રતિરોધ કરવો,
આબાદ દેશજનને કરી સસ્મિતે શું
લોકોતણી નજરમાંહિ મહાન થાવું
ના ભાગ્યમાં લિખિત એ વળી એ જ રીતે
સીમા થકી અતિશ મિત ગન્યાં કુકર્મે:
રાજા થવું પગ મૂકી શિર માનવોને,
ને બંધ દ્વાર કરવાં દિલનાં જનોને

વા છૂંદવો વિવશ પીડિત અંતરાત્મા,
ગીતો થકી ધનિક ગર્વિત પૂજવા વા,
કે દામની શરમથી ઊપજેલ લાલી,
ના ભાગ્યમાં સકલ ગામડિયે લખાણી
દૂરે નિરર્થક ધમાલ થકી શહેરી,
એ કલ્પના કદી નિરંકુશ જઈ શકી ના,
એકાંત શાંત વળી માર્ગ પરે સુનેરી
ચાલ્યા અમોલ પથિકો સહુ જિંદગીના

લક્ષાવધિ પથિક આવી જતા રહ્યા, ને
એવા અસંખ્ય હજુએ પણ આવવાના,
તોયે પણે મનુજના અભિમાનની એ
ખાંભી ધરે ગરમ નેત્રનું બિંદુ ખારાં

ચિત્રેલ કો શિખઉએ, અભણે લખેલી,
એ ચિત્ર ને વિગત સૌ ઇતિહાસ આપે,
ને ગામમાં ફરતી લોકકથા ઘણેરી
નીતિતણું સરસ ધોરણ શીખવાડે

કો કે ઉપાધિમય તોપણ વ્હાલું આવું
છોડી જઈ જીવન શૂન્ય વિષે સમાતાં,
કોણે ન આતુર મને ફરીને નિહાળ્યું
જોવા મનોહર પરિચિત દૃશ્ય જાતાં!
જાતાંય તે સ્વજન કો પર દૃષ્ટિ ફેંકે
ને યાદીના મધુર અશ્રુની આશ રાખે,
ચાલ્યા ગયા પછીય તે પ્રિયને વિમાસે—
એનો અચૂક વળગે અવશેષ ભસ્મે

ને તું વિતર્ક કરતો અહિં આળસુ આ,
નિર્દેશ એ જીવનની કરતો સમીક્ષા—

એકાંત કો સમય જો સ્મૃતિ જાગશે તો,
કો મિત્રને ખબર કો તુજ પૂછશે હો.

ને વૃદ્ધ કોઈ કરી યાદ કદાચ કહેશેઃ
"હા, હા; ઘણી વખત ઝાકળબિંદુઓને.
વૃક્ષોથી પાડી કરની ગતિથી અતિશે,
ઊગતો રવિ પ્રણમવા નદીએ જતો તે.
ને કો'દિ સાંજ સમયે વળી વેણુમાં જઈ
આળોટી દૂર કરતો મનની ઉપાધિ,
સૂતો રહી ગહન અમ્બરને નિહાળે,
કે રંગ જોઈ ઘનના મન મોદ પામે.
મેદાનમાં બહુ દૂરે ફરવા જતો તે,
કે બેસી ટેકરી પરે કદી ગાન ગાતો,
કો'દિ વિચાર કરતાં કંઈ બોલી જાતો,
તો કો'દિ જીવનરહસ્ય ઉકેલતો તે.
કોઈ સ્થળે નવ દીઠો પણ એ પ્રભાતેઃ
રેતીમહિં નહિ હતો અથવા તળાવે.
બીજી સવાર પડતાં પણ ના જણાયો,
મેદાન ટેકરી પરે નહિ ક્યાંય જોયો.
બીજે દિને વિલપતા જનસંઘ સાથે
સામે તીરે નદીતણે જઈ ભસ્મ થાયે,
એની વિભૂતિ કંઈ વર્ષ થયાં તણાયે,
તોયે કદાચ સુણી જો સ્વર સંભળાશે."

## પૃથ્વીવાણી

ઊર્વીતણે ઉર પડ્યાં અહિં અસ્થિ એનાં
જેણે દીઠાં જીવનનાં બહુરંગી દશ્યો;
કારુણ્ય કે સ્મૃતિતણી ન છતાં અપેક્ષા—
ક્રીડા ગણ્યું જીવન, ને વિધિને ઉપેક્ષ્યો.
તે અર્થ આ જીવનનો ભણવા ચહાતો,
(જાણ્યો હશે અગર તો પછી જાણવાનો)
શ્રદ્ધા હતી અડગ શાશ્વત કાનૂનોમાં
ને તેથી તે ફિકર કો' કરતો કદી ના.
ના મુક્ત માનવતણી નબળાઈથી એઃ
કહેવા કંઈ મનુજને બહુ ઇચ્છતો તે.
ઊંડા વિશેષ કદી એ જીવને જશો ના,
સદ્‌ગુણ કે અવગુણો સહુ યુક્ત તેના.

# 'શાહજહાં' અને 'કિંગ લિયર'

[ એક તુલના ]

શામજી ભવજી આલગિયા

બંગાલી નાટ્યકાર દ્વિજેન્દ્રલાલ રોયનું 'શાહજહાં,' જેનો ગુજરાતી અનુવાદ શ્રી ઝવેરચંદ મેઘાણીએ કરેલ છે અને જે સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિરે પ્રસિદ્ધ કરેલ છે તેમાં શેક્સપિયરની ટ્રેજેડીઓની છાયા છે એટલું તો શેક્સપિયરનો સાધારણ અભ્યાસી 'શાહજહાં' ઉપરછલ્લું વાંચતાં જ કરી લે. પરંતુ વધુ તુલના કરી જોતાં એવી ખાતરી થયા વગર રહેતી નથી કે 'શાહજહાં' એ 'કિંગ લિયર'ની માત્ર અનુકૃતિ જ—જોકે જરા સફળ અનુકૃતિ—છે.

બનેમાં આપણી નજર સમક્ષ મધ્ય વસ્તુ ભૂલી જવાય તેવી રીતે પાત્રો તથા બનાવો પસાર થાય છે. છતાં બંનેમાં વેધક દૃષ્ટિ છે; એકમાં લિયર મુખ્ય પાત્ર છે અને બીજામાં શાહજહાં છે એ ખ્યાલ ન જ ભુલાય એવું ખૂબીથી કલાવિધાન થયું છે.

બંનેમાં નાયકના દુઃખી જીવનનો દુઃખી ભાગ વર્ણવાયો છે. એકમાં નાયક ગાંડો થઈ જાય છે, અને છેવટે મરી જાય છે; બીજામાં ગાંડો થાય છે, પરંતુ મરી જતો નથી, કારણ કે તેમ કરવું એ ઇતિહાસથી ઊલટું થાત. જોકે દ્વિજેન્દ્રે તેમ કર્યું હોત તો ઇતિહાસ-શાસ્ત્રીઓ કચવાત, પરંતુ કલાના પૂજારીઓ તો તેને વધાવી જ લેત.

બનેમાં મહાન વ્યક્તિઓને માથે અસાધારણ અને અણચિંતવી આફતો આવે છે, અને તે તેઓનાં આગલાં સુખોની પ્રતિછાયામાં અતિ તીવ્ર જણાય છે.

બંનેમાં કર્મ મુખ્ય ભાગ ભજવે છે. જોકે સાધારણ વાચક પ્રશ્ન કરશે કે શાહજહાંને તેના કયા કર્મનું ફળ મળ્યું? એ નાટકમાં ક્યાં કોઈ જગ્યાએ તે જણાય છે? ઇતિહાસમાં આવું કંઈ છે કે નહિ તેની મને ખબર નથી. જો હોય તો તે વિષે ઇશારો કવિએ કર્યો હોત તો વધુ યોગ્ય બનત. જોકે મારો પોતાનો તો એવો જ મત છે કે શાહજહાંને જે સહન કરવું પડયું છે તે તેના વિવેકહીન વાત્સલ્યને જ આભારી છે. બંનેનાં પાત્રોને પોતપોતાનાં કર્મનો બદલો મળે છે. જોકે પ્રાકૃત આંખ તે જોઈ શકે તેમ નથી. કારણ કે તેમાં 'ધર્મનો જય અને પાપનો ક્ષય' એ સિદ્ધાંતનો લૌકિક દાખલો નથી. ઈશ્વર પોતાનાં પ્રીતિપાત્રોને વૈભવ આપતો નથી, અને બીજાને ગરીબ બનાવતો નથી. ગરીબાઈ કે વૈભવ એ કંઈ માપ નથી. ઔરંગઝેબ ભાઈઓને મારી નાખી, બાપને કેદ કરી, બાદશાહ બન્યો, પણ તેથી તે સુખી થયો કે દુઃખી?

જેમ શાહજહાંમાં તેમ લિયરમાં સ્વભાવ અસાધારણ રૂપ પકડે છે, અને તે બનેને સાધારણ જનતાથી ઘણે ઊંચે ચડાવે છે બંને પોતપોતાના સ્વભાવમાં પોતાનું સમગ્ર વ્યક્તિત્વ ડુબાવી દે છે. શાહજહાંમાં વિવેકહીન વાત્સલ્ય છે; લિયરમાં અપ્રતિમ મનોવેગ

છે. અને આ સ્વભાવ જે દરેકની મહત્તાનું ચિહ્ન છે તેજ તેની પડતીનું અને તેનાં દુઃખનું કારણ છે.

આવી રીતે બંનેનાં દુઃખોનું કારણ બહિર્ગત નહિ પણ અંતર્ગત છે. પરંતુ આ અંતર્ગત દોષોમાં એટલી બધી મહાન ભવ્યતા છે કે આપણે મનુષ્યનું પરિમિતપણું ભૂલી શકતા નથી. આપણને તેઓ નાના જણાતા નથી; તેઓ આપણામાં અનુકંપાને બદલે ભક્તિ ઉત્પન્ન કરાવે છે.

'કિંગ લિયર' માં બે દીકરીઓ કૃતઘ્ન થાય છે એટલું જ નહિ, પણ નોકરચાકર બધાં જેને ગાડે બેઠાં તેનાં ગીત ગાય છે. આની સાથે એક દીકરી તથા એક નોકર પિતૃભક્તિ તથા સ્વામીભક્તિ જાળવી રહે છે. 'શાહજહાં'માં ત્રણ દીકરા વધતાઓછા કૃતઘ્ન થાય છે, અને નોકરચાકરો પણ જે જીતે તેના પક્ષમાં જાય છે. જોકે 'લિયર'ના જેવી નરી કૃતઘ્નતા 'શાહજહાં'માં નથી, અને સ્વાર્થ અને સ્વાર્થને ખાતર ક્રૂરતાનું પ્રમાણ વધારે છે. આ સામે એક દીકરી તથા એક દીકરો પિતૃભક્તિ જાળવી રહે છે.

'લિયર'માં 'ફૂલ' દ્વિઅર્થી ભાષામાં પ્રેક્ષકોનાં મનોરંજન સાથે લિયરને સદ્બુદ્ધિ આપવાનો મિથ્યા પ્રયત્ન કરે છે. બીજામાં દિલદાર પણ આવી જ રીતનો પ્રયત્ન કરે છે. આ બંને પાત્રોમાં અજબ જેવું સામ્ય છે.

'લિયર'માં કેન્ટ લિયરને મનોવેગ રોકવાને અને વિચારીને કામ કરવાને સલાહ આપે છે, પરંતુ એ વ્યર્થ જાય છે; અને લિયરનો મનોવેગ આપણા મન ઉપર ઊંડો ચીલો પાડી છેવટના પરિણામની સાંકળનો પહેલો અંકોડો છેડે છે. 'શાહજહાં'માં જહાનઆરા વિવેકહીન વાત્સલ્યને થોડી વાર દૂર કરી દૂષિતને દંડવાનું અને રાજ્યની લગામ કબજે લેવાનું શાહજહાંને સમજાવે છે. તે પણ વ્યર્થ જાય છે, અને શાહજહાંના વાત્સલ્યની ઊંડી છાપ આપણા મગજ ઉપર પડવાની સાથે ઔરંગઝેબ ગમે તેમ કરે તો-પણ શાહજહાં પોતાનો સ્વભાવ છોડશે નહિ તેમજ એને આંગળી પણ નહિ ચીંધે એ ખ્યાલ આપણા મગજમાં બંધાય છે; અને એ રીતે કાર્યકારણની સાંકળ શરૂ થાય છે.

નીચે બંનેમાંથી ભાષાંતર જેવાં દીસતાં તેમ જ એક જ ભાવવાળાં વાક્યો ટાંક્યાં છે:

Fool: The hedge-sparrow fed the cuckoo so long,
That it had its tail bit off by its young—
K. L., A. I, Sc. IV, 209-10.

દિલદારઃ મેં સાંભળ્યું છે, જહાંપનાહ, કે ખૂની જનાવરોમાં માબાપ બચ્ચાંને ખાઈ જાય એવો દસ્તૂર છે, ખરું?

મુરાદઃ હા, છે. તેથી શું?

દિલદારઃ પણ બચ્ચાં માબાપને ખાઈ જાય તેનો રિવાજ તેઓમાં નથી, ખરું ને?
મેઘાણીકૃત 'શાહજહાં' પા. ૯.

*

Lear: O Regon, Goneril! Your old kind father whose frank heart gave all!
K. L., Act III, Sc. III, 20.

શાહજહા પ્યારને વશ થઈને મેં તો ઔરંગઝેબને કાગળમાં જે માગેલું તે તમામ આપી દીધું (પા ૩૪)

*

Lear Filial ingratitude!

Is it not as this mouth should bear this hand
For lifting food to't? (Act III, Sc III, 14–15)

*શાહજહા દુનિયાના ઓ પિતાઓ, હવેથી તમે પોતે ભૂખ્યા રહીને દીકરાને* ખવરાવશો મા (પા ૩૮)

*

Lear I will have such revenges on you both,

That all the world shall—I will do such things—they shall be
The terrors of the Earth (Act III, Sc IV, 275–78)

શાહજહા હું અગ્નિની માફક ભભૂકી ઊઠું ને તું તેડી આવજે મહામારીને વગેરે (પા ૩૯)

Fool If a man's brains were in's heels, were't not in danger of kibes! (Act I, Sc, 7–8)

દિલદાર પણ પગ જો ચાલવાની સાથે વિચાર પણ કરવા લાગે તો તો માથું ઠેકાણે રાખવું મુશ્કેલ બની જાય હો! (પા ૪૧)

*

Fool The reason why the seven stars are no more than seven is a pretty reason

Lear Because they are not eight!

Fool Yes indeed! (Act I, Sc I, 33–35)

*દિલદાર જાનવરોને પગ પછાડી અને માથું અગાડી બનાવ્યા તે શા માટે, જહાંપનાહ?* મુરાદ અરે ગમાર! એના મોઢા જો પછાડે હોત તો પછી એ અગાડી બાજુ જ ગણાત ને!

દિલદાર બરાબર કહ્યું નામવર (પા ૪૧)

*

Lear O, let me not be mad, not mad, sweet heaven! Keep me in temper I would not be mad (Act I, Sc I, 43–44)

શાહજહા માથેમાથ! હું પાગલ તો બનતા નથી લાગ્યો ને! ના, ના, ના હું પાગલ બનું નહિ ખુદા (પા ૧૨૪)

*

Kent It is both he and she,

Thy son and daughter

Lear: No, Kent. Yes.
Lear: No, I say. Kent, I say, yea.
Lear: No, no, they would not. (Act II, Sc. IV, 11–18.)
શાહજહાં: (જાણે સાંભળી શકયો ન હોય એ ભાવે) શું! ઔરંગઝેબ શું કરે છે?
જહાનઆરા: આજ દિલ્હીને સિંહાસને બેસે છે.
શાહજહાં:...ઔરંગઝેબ—ના—બને નહિ....એ તે કાંઈ બની શકે? (પા. ૪૯.)

*

Albany: Humanity must perforce prey on itself as monsters
of the deep. (Act IV, Sc. II, 48–49.)
શાહજહાં: ઇન્સાન એકબીજાને ખાઈ તો જતાં નથીને? (પા. ૫૦.)

*

Kent: Is this the promised end?
Edgar: Or image of that horror.
(Act V, Sc. III, 264–65)
શાહજહાં: દુનિયાનો શું અંત અંધારતો આવે છે? (પા. ૧૨૦.)
તેમજ
શાહજહાં: કયામતની રાત પડી કે શું? (પા. ૧૫૫.)

*

Lear: Creat her child of spleen; that it may live,
And be a thwart disnatured torment to her.
(Act I, Sc. IV, 270–80)
એવી રીતે લિયર કૃતઘ્ન પુત્રીને શાપ દે છે.
શાહજહાં: તને દુવા દઉં છું.
જહાનઆરા: શી દુવા બાબા!
શાહજહાં: તારે દીકરો ન થજો. (પા. ૧૨૫.)
એવી રીતે શાહજહાં વત્સલ પુત્રીને દુવા દે છે.

*

Albany: The gods defend her.
Re–enter Lear with Cordolia dead in his arms.
(Act V, Sc. III, 257–58.)
આવી જ રીતની ડ્રામેટીક આયર્ની 'શાહજહાં'માં ૧૩૪મે પાને છે.
દિલદાર: યુવરાજ, આપના મોતની સજા હું રદ કરાવીને આવ્યો છું.
જીહન: હવે કયાંય નહિ જવું પડે. આ રહ્યું દારાના મોતનું ફરમાન.

*

Lear: Ay, every inch a king:
When I do stare, see how
The subject quakes. (Act IV, Sc. VI, 108-09.)

શાહજહાં: હું સુલતાન શાહજહાં...—હું જરા આંખ લાલ કરું ત્યાં તો ઔરંગઝેબ રથી કાંપી ઊઠશે કાંપી. (પા. ૧૫૨.)

*

Lear: The tempest in my mind. (Act III, Sc. IV, 12.)
જહરત: દાદાજીના હૃદયની અંદર પ્રચંડ જંગ ચાલી રહ્યો છે. (પા. ૧૫૩.)
Gentleman: Contending with the fearful elements:
Bids the mind blow the earth into the sea...
tears his white hair which the impetuous blasts
...make nothing of. (Act II, Sc. I, 4-9.)

શાહજહાં: આ સફેદ વાળ ઉખાડી, પવનમાં ઉડાવી, પાણીમાં ડુબાવી દઉં... અરે ઓ વરસાદ...એક પ્રહાર કરીને પૃથ્વીની છાતીના ટુકડેટુકડા ઉડાવી દેવાનીયે તાકાત નથી. (પા. ૧૫૭.)

Lear: And thou all-shaking thunder strike flat the fat
• rotundity of the earth.

*

Lear: Blow winds, and crack your cheeks. (Act III, Sc. II, 1)
Lear: Rumble thy bellyfull, spit fire, sp out rain. (Do. 14.)
શાહજહાં: ઝીંકો બેટા મારા! ઝીંકો, જોરથી ઝીંકો. (પા. ૧૫૬.)

*

Albany: Thou changed and self-coverd thing...A woman's
shape doth shield thee.

જહાનઆરા: હે જહરત! ઔરંગઝેબ જેવો સૌમ્ય, હસમુખો ને મનોહર પાખંડી તેં જોયો તો કદી બેટા?

*

Edgar: (Aside) O, matter and impertinancy mix'd;
Reason in madness! (Act IV, Sc. VI, 155.)
જહાનઆરા: આની સાથે તો સાન પણ જડેલી છે.
જહરત: સાનવાળી ઘેલછા જેવું કરુણ દૃશ્ય બીજું એકેય નથી. (પા. ૧૬૭.)

*

Cordedia: 'Tis wonder that thy life and wits at once,
Had not concluded all. (Act IV, Sc. VI, 39-40.)
Kent: The wonder is he hath endured so long. He but
usurped his life. (Act V, Sc. III, 318.)
શાહજહાં: પીઠ પર આટલું બધું દુઃખ ઉપાડીને જીવતો રહ્યો છું એ જ

'કિંગ લિયર'માં જેમ ઘેલા રાજાને દવા આપવામાં આવે છે, તેમ 'શાહજહાં'માં પણ શાહજહાંને દવા આપવામાં આવે છે.

'કિંગ લિયર'માં જેમ ગ્લોસ્ટર બનાવટી કાગળથી ભરમાઈને પોતાના પુત્રને કાઢી મૂકે છે, તેમ 'શાહજહાં'માં પણ સુજા તેવા જ કાગળથી ભરમાઈને પોતાના જમાઈ મહમ્મદને ઘરમાંથી હાંકી કાઢે છે.

'શાહજહાંન'માં અને 'કિંગ લિયર'માં ઉપર કહેલું સામ્ય—વસ્તુમાં, શૈલીમાં, તેમજ ભાષામાં—જોઈને વાચક હવે 'શાહજહાં'ની મૌલિકતા વિષે શંકાશીલ તો બની ગયો હશે. જોકે તેને આટલું અપહરણ ઠસાવવા માટે વાજબી શકરહિત ખાતરી ન કહેવાય એમ કદાચ લાગશે.

પરંતુ એ શક દૂર કરવા માટે મને લાગે છે કે નીચેની વાતો પૂરતી થશે.

દ્વિજેન્દ્રે 'શાહજહાં'ને 'કિંગ લિયર' જેવું મહાન બનાવવા માટે તેનું વસ્તુ ઉછીતું લેવામાં અસ્વાભાવિકતાનો અતિરેક રજૂ કર્યો છે. ભાઈઓ ભાઈઓ વચ્ચેની લડાઈમાં કે પ્રથમ તો સહુસહુના પ્રાંતમાં પોતપોતાને સ્વતંત્ર પાદશાહ જાહેર કરવામાં બાપની સામે થવાય છે, કે કૃતઘ્ન થવાય છે, કે બાપને દુઃખ દેવાય છે, એમ તાણીતોશીને જ કહી શકાય. છતાં 'કિંગ લિયર'માં બે પુત્રી લિયરને ઘરમાંથી હાંકી કાઢી જંગલમાં તોફાન વચ્ચે કાઢી મૂકે છે તે વખતે લિયર જે ઉદ્‍ગારો કાઢે છે તેવા જ ઉદ્‍ગારો શાહજહાંના મુખમાંથી નીકળવા મંડે છે.

લિયર જેમ પોતાનું રાજ્ય દીકરીઓ વચ્ચે વહેંચી દેવા માટે પરતાય છે, તેમ શાહજહાં પણ પરતાવો કરે છે (પૃ ૫૬). પર આ વિચાર—યા શબ્દો જ—ઉછીતા લેવામાં બે ભૂલ થઈ છે. એક તો શાહજહાંનું પાત્રાલેખન જોતાં, તેનું વિવેકહીન વાત્સલ્ય અને અપ્રતિમ ક્ષમા જોતાં, શાહજહાંના મુખમાં પુત્રને કંઈ આપવા માટે પરતાવો મૂકવો એ જરા અજુગતું લાગે છે. બીજી અને ખરેખરી ભૂલ એ છે કે શાહજહાંએ ઔરંગઝેબને કદી પણ કંઈ આપ્યું નથી. ઔરંગઝેબને ગુજરાતનો સુબો બનાવ્યો તેમાં કંઈ આપી દીધું કહેવાય નહિ. કારણ કે કોઈને પણ એ સુબાગીરી તો આપવી જ પડત. અને બાકીનું બધું ગણુના કરાવી શકાય તેવું ઔરંગઝેબે બાપનું આપેલું લીધું નથી પણ પોતાથી મેળવ્યું છે.

'કિંગ લિયર'નો વાવાઝોડાનો પ્રવેશ ખાસ વખાણાયેલા પ્રવેશોમાંનો એક છે. 'શાહજહાં'માં પણ વાવાઝોડું આવે છે. પણ લિયર વાવાઝોડામાં, ઠંડીમાં, જંગલમાં હતો, જ્યારે શાહજહાં મહેલમાં છે. આવા સમયે એક ઝૂંપડું પણ માણસને મહાન આશરો થઈ પડે છે. તો એક મહેલમાં અને તે પણ હિંદના મોગલ બાદશાહના મહેલમાં, વાવાઝોડાનું દુઃખ શરીરને જરા પણ લાગે ખરું? એટલે વાવાઝોડાનો પ્રવેશ દાખલ કરવામાં પણ વિવેક વપરાયો નથી. દ્વિજેન્દ્રે આટલી ભૂમિકા કર્યા પછી આ પ્રવેશ રજૂ કર્યો હોત તો જરૂર રુચિકર થાત. શાહજહાંને કેદમાં પૂરવામાં આવે છે. કેદનું મકાન મહેલ નહિ પણ સાધારણ ઘર છે. સામે ઔરંગઝેબનો મહેલ છે. વાવાઝોડામાં શાહજહાંની કોટડીનું છાપરું ઊડી જાય છે. બત્તીઓ બુઝાઈ જાય છે. વીજળી પડવાથી ભીંતો ખળભળી ઊઠી છે. ઔરંગઝેબ પોતાના મહેલમાં બેઠાં આ બનાવ જોઈ શકે છે. પરંતુ તે બારણા બંધ કરી સૂઈ જાય છે!

'કિંગ લિયર'માં 'matter and impertinancy mixed! Reason in

madness!' અને 'શાહજહાં' માં 'આની સાથે તો ગાન પણ જડેલી છે' અને 'ગાનવાળી ઘેલછા' એ શબ્દસામ્ય જોતા સહુ કોઈ કહી શકે કે બીજું પહેલામાથી ઉદ્ધૃત છે પરતુ લિયરના જે ઉદ્‌ગારો ઉપલાં વાકચોને જન્મ આપે છે અને શાહજહાના જે ઉદ્‌ગારો તેમને જન્મ આપે છે તે બે ઉદ્‌ગારોમાં જાતમા તો નહિ પણ ગુણમાં આસમાનજમીનનો ફરક છે.

સરખાવો

Lear

The usurer hangs the conzener,
Through tattered clothes small vice do appear.
Robes and furred gowns hide all· Plate sin with gold,
And the strong lance of justice unhurt breaks
Arm it in rag's a pigmy's straw does pierce it.
Now does offend, none, I say none, I'll able 'em
Take that of me, my friend, who have the power
To seal the accuser's lips Get thee glass eyes,
And, like a serervy politician, seem
To see the things thou dost not,–
Now, now, now, now.

(' King, Lear,' Act IV, Sc VI, 144–56)

શાહજહા પણ ખબરદાર! શાદી કરતી ના બચ્ચાં થશે તો તને કેદ પકડીને પૂરી દેશે તારા જવાહીર લૂટવી જશે, સાવધાન, શાદી કરતી ના. (પા ૧૬૭.)

ઉપરની તુલના ઉપરથી એમ લાગવુ જોઈએ કે 'શાહજહા' એ 'કિંગ લિયર'નો અનુવાદ છે અને 'કિંગ લિયર'નો રગ 'શાહજહા'મા લાવવામા ઘણી જ ક્ષતિઓ પેસી જવા પામી છે

---

## અંતિમ ઇચ્છા

જેહાલાલ ત્રિવેદી

(સ્રગ્ધરા)

ઇચ્છા ના થાક ખાવા, યુગભર લડતા વિશ્વની શાતિ કાજે,
તોયે આ કોઈ શાને શરીર મુજતણુ થાકયુ છે બોલી આજે
સુવાડે પૃથ્વીપાટે? અરર જડ થશે દેહ આ માટી મારો!
માટી થાઉં ભલે તોપણ મુજ તનના ખાતરે વીર બીજે
રોપીને, વીર જોદ્ધા પ્રગટ વિભુ કરે, એ જ છે અંતઇચ્છા

---

# જગદ્‌ગુરુને

ઉમેશ કવિ

સત્યતણી વીણાના વાદ્યે, તાલ અહિંસા માપી;
માનવતા રાગે આલાપી, સ્થાપી મેળ કલાપી :
શાને અરધે બંધ કરે,
ગાયક ! નિગમનને વિસરે ? ૧

તારું ન્યારું ગીત રસાળું, સુણતાં સ્વપ્ન રચાયું;
રુચિર હલક ને મિષ્ટ તાનના, ધ્યાને હૃદય નચાયું:
લાધ્યાં મંગળ નિર્મળ ઘેન;
તારે ગરવે સાત્ત્વિક વ્હેણ. ૨

ગૂઢ કલાના ગહન ભેદના, નથી ઉકેલ કઢાયા;
હેતભરી તમ ગુરુતાથી ના, પૂરા પાઠ પઢાયાઃ
હજી ઉસ્તાદ ! નથી આવ્યું;
ગાતું તમ સરખું ફાવ્યું. ૩

સ્વરલહરીની મૃદુલ મઝાએ, સુણતાં તન્મય કીધા;
તુજ ગાને ભળવાના ભાવે, કંઠે ઉપાય લીધાઃ
ગુરુજી ! એવાં ઉન્નત ગાન,
અગર અટકાવો તો પ્રભુ આણ. ૪

મૌન રહી વાણીના ક્યારે, સુવાસ તેં પ્રસરાવી;
સ્વતંત્રતાની લિપિનું ઊંડું, રહસ્ય સમજાવી;
કરાવી આછું ભાષાજ્ઞાન,
દુભાષી ! ન હોય આ પ્રસ્થાન. ૫

ખડકો, વમળો, મોજાં વચ્ચે, ચલવી જીવનનૌકા;
ડામાડોળ પ્રવાસે વીત્યા, ભયમાં અનેક સૈકાઃ
સુકાની ! ધ્રુધ્યેયે દિલ દે,
બને તો ભાર ફગાવી દે; ૬

'ઉચ્ચ નીચ,' ને 'શાહ ભિખારી,' 'રાય રંક'ના રંગે,
જે દુનિયા ના રંગાણી ત્યાં, પ્રવાસમાં તુજ સંગેઃ
ભોમિયા ! નોધારા આધાર;
દોરજે સ્વાધીનતાને દ્વાર. * ૭



* પૂજ્ય મહાત્માજીએ '૮૮ના ભાદ્રપદમાં આમરણાંત ઉપવાસ શરૂ કરેલા તે પ્રસંગે લખેલી.

# મારી ભીષ્મપ્રતિજ્ઞા કેમ પળાઈ?

અનુ૦ ગોપાળરાવ ભાગવત

ચાર વરસ પહેલાં એટલે મારી સાઠ વરસની ઉંમરે જ્યારે મારી બીજી સ્ત્રી ગુજરી ગઈ, ત્યારે 'ત્રણ' એ આંકડો અશુભ હોવાથી ત્રીજી સ્ત્રીનું અકુશલ થાય એવા ડરથી મેં મારાં ત્રીજી વારનાં લગ્ન લાકડાની ઢીંગલી સાથે થવાં દીધાં. વનસ્પતિ સાથે વિવાહ કરવાની આ રીત આપણી અને વનસ્પતિ વચ્ચેના અભેદના તત્ત્વજ્ઞાનનું સ્મરણ કરાવે છે. આ વિવાહ થયા પછી એ દારુપુત્તલિકા સાથે ઘર માંડવાનો વિચાર કરવાને બદલે મન કઠોર કરી તેનોય અન્ત્યવિધિ કરી તેનો મેં અગ્નિસંસ્કાર કર્યો ને તરત જ ચોથી સ્ત્રી સાથે હું વિવાહપાશથી બદ્ધ થયો. પણ કમનસીબે તેય મૃત્યુવશ થઈ. આ હૃદયવિદારક બનાવથી હું કેટલો શોકગ્રસ્ત થયો હઈશ, તે તો અનુભવી જ જાણી શકે છે. તે વખતે દુઃખાવેશને લીધે 'હું હવે પછી પરણવાનો નથી' એવી પ્રતિજ્ઞા હું કરી બેઠો ને તે પ્રતિજ્ઞાને હું આ ક્ષણ લગી વળગી રહ્યો છું.

થોડા વખત પહેલાં એ પ્રતિજ્ઞાનો ભંગ થવાનો જોગ આવ્યો હતો; પણ મારી ધીરજને લીધે મારી પ્રતિજ્ઞા તૂટી નહિ. એ વાત નીચે પ્રમાણે બની:

સૂતકને દશ દિવસ થયા હશે, થયા નહિ હોય, ત્યાં તો મારી પાસે બેચાર કન્યાઓની જન્મકુંડલીઓ આવીને હાજર થઈ. મનરંજન માટે કશું સાધન ન હોવાને લીધે એ પત્રિકાઓ ઉપર નજર ફેરવવામાં અને કુંડલી સાથે કેટલે અંશે મળી શકે છે એ જોવામાં મેં કેટલાક દિવસ પસાર કર્યા. આ કાર્ય ચાલતું હતું, તે વખતે મનનો તો નિશ્ચય થઈ ચૂકેલો હતો કે હવે પરણવું તો છે જ નહિ. પણ સૂતક પૂરું થયા પછી પિંડદાન કરતી વખતે કાગડો ભાતના પિંડને બિલકુલ અડે જ નહિ; એ પિંડને અડે એટલા માટે અડધા કલાક લગી અમે ખૂબ મથામણ કરી, પછી તેણે એ પિંડને આખરે સ્પર્શ કર્યો ખરો. પણ એ સ્પર્શ થતાં પહેલાં થોડી જ પળ પૂર્વે મેં મારી ગત પત્નીની મનની ઇચ્છા જાણીને તેને જ માટે ફરીથી પરણવાનો મન સાથે સંકલ્પ કર્યો હતો. આ રીતે કાગનું બેસવું અને મારી પ્રતિજ્ઞાનું ડામાડોળ થવું, એ બન્ને ક્રિયાઓ એક ક્ષણે બની ગઈ. આવા હડહડતા કળજુગમાં આવા દૈવી ચમત્કાર હજારો બનતા છતાં સુધારકો સનાતન ધર્મની સામે બૂમો પાડ્યા કરે છે, એ શોચનીય છે. આ ઉપરથી એક વસ્તુ તો ચોક્કસ રીતે સ્પષ્ટ થાય છે કે એકાક્ષ કાગની દૃષ્ટિ જેટલી તીક્ષ્ણ હોય છે, તેટલી તીક્ષ્ણ દૃષ્ટિ ચશ્માં પહેરીને ચારચક્ષુ થયેલા સુધારકોનીય હોતી નથી.

મારો નૂતન સંકલ્પ થતાં જ કાગડો કાગવાસને અડ્યો, એ વાત જ્યારે સબંધીઓએ સાંભળી ત્યારે તેમના આનંદનો પાર રહ્યો નહિ. દરેક જણ કાગડાને તેણે કરેલા નિર્ણય માટે ધન્યવાદ દેવા લાગ્યો. હું માત્ર મનમાં ને મનમાં ખૂબ ઉદાસ થયો. મને હજી આશા હતી કે હજી કાગડો પોતાના નિર્ણયમાં ફેરફાર કરી મને મારી મૂળ પ્રતિજ્ઞા પાળવામાં મદદ કરશે; પણ જ્યારે કાગડો ઊડીને અદૃશ્ય

થયો ત્યારે એ આશાય અદશ્ય થઈ. છતાં મારા ઇષ્ટ મિત્રોના આનંદમાં શાને વિઘ્ન નાખવું, એવો વિચાર કરી મેંય બહારથી મારો સંતોષ દર્શાવ્યો. આ વખતે મારા મગજમાં હજારો વિચારોનું તાંડવ ચાલી રહ્યું હતું. એકવાર એવો વિચાર આવે, કે મારી ગત પત્ની જેવી ગુણવતી સ્ત્રી મને હવે ક્યાંય મળવાની નથી. બીજે વિચાર એવો આવતો, કે ભલે, ગુણમાં એ ગતપત્ની જેવી ન હોય, તોય રૂપમાં એના જેવી હોય, તો પછી શો વાંધો? રૂપવતી હોય તો ગુણનો બદલો સહેજે વળી રહેશે. વળી મનમાં થતું, કે 'હું ફરીથી પરણવાનો નથી' એવી પ્રતિજ્ઞા કર્યા પછી એમાંથી ચળવું, એ નીચતા છે; પણ તરત જ બીજો વિચાર મનમાં આવી જતો, કે હું પાંચમીવાર ન પરણું તો એ બિચારા કાગડાનો વિશ્વાસઘાત કર્યાનું પાપ માથે આવે. હું પાંચમી સ્ત્રીના પિંડને અડીશ, એ વિશ્વાસથી તો એ બિચારો મારી ગત પત્નીના શ્રાદ્ધપિંડને અડચો હતો. વિશ્વાસઘાત કરવો, અને તેય એક પક્ષીનો? ના, અમારા કુળનું એ બિરુદ નથી! મારાથી એ પાપ નહિ થાય. એ મહાપાપમાંથી ઊગરવાને માટે એક નહિ, પણ બીજી પાંચ સ્ત્રીઓ કરવી પડે, તોય હું પાછી પાની કરવાનો નથી. જ્યારે આ ઉદાત્ત વિચારો મગજમાં રમી રહ્યા હતા, ત્યારે હરિશ્ચન્દ્ર, શિબિ, રામચંદ્ર, દશરથ વગેરે હજારો સત્યપ્રતિજ્ઞ રાજાઓની મૂર્તિઓ મારા ચિત્તાદર્શમાં દર્શન દઈ રહી હતી, આ વાત અત્રે ખાસ નોંધવાજેવી છે. મહાત્માઓનાં ચારિત્રોથી આપણા વિચારો કેવા પક્વ થાય છે, એ આ ઉપરથી સ્પષ્ટ થશે.

આ પછી વળી કેટલીક કન્યાઓની કુંડલીઓ મારી પાસે આણવામાં આવી. પણ કુંડલીઓ જોવાને બદલે કન્યાને જ જોવી એવો મેં વિચાર કર્યો. કન્યાને વર જુએ એવો રિવાજ નથી, એ વાત ખરી; પણ મારી ગત પત્નીનાં ગુણ અને રૂપ નૂતન પત્નીમાં છે કે નહિ, એ જોયા વિના એને પરણી બેસું ને ઓછી રૂપવતી કે ઓછી ગુણવાન સ્ત્રી સાથે રહેવું પડે, તો ગત પત્નીનું ભારે અપમાન થાય, એવી ઉચ્ચ ભાવનાથી જ મેં એ રિવાજને તોડવાનો ઠરાવ કર્યો. સુધારકોનું એમાં લગીરે અનુકરણ નહોતું, એનો ખ્યાલ વાચકો રાખે, એવી મારી નમ્ર વિનંતિ છે.

પહેલાં મેં જે કન્યા જોઈ, તેનો ચહેરો એકંદરે સારો હતો; નાક અને આંખ પણ સુંદર હતાં; પણ તેના આગલા બે દાંત પડી ગયા હતા. ને મારી તો એવી ઇચ્છા હતી કે તેના અને મારા દાંત મળીને ઓછામાં ઓછા બત્રીશ તો થવા જ જોઈએ. આ પછી જોયેલી કન્યા બહુ જ સુંદર હતી. હજાર સ્ત્રીઓમાં એવી સ્ત્રી ન મળે, એવું એનું રૂપ હતું. પણ એની ઉંમર હતી માત્ર નવ વર્ષની. ને મારો તો એવો દઢ અભિપ્રાય હતો કે જેમજેમ સ્ત્રીપુરુષ વચ્ચેની ઉંમરનો તફાવત ઓછો, તેમતેમ તેમની વચ્ચેના પ્રેમનો સંભવ વિશેષ. આ ઉપરાંત તે ઉંમરલાયક થાય, તે પહેલાં જ જો મારું કંઈક અશુભ થાય, તો બન્નેને સંસારસુખથી વંચિત રહેવું પડે, આ બીક પણ હતી. આને બદલે કન્યા લગ્ન પહેલાં જ ઉંમરલાયક થઈ ગઈ હોય, તો વિશેષ વાંધો હોતો નથી. ભટજી મહારાજને બેચાર આનાની દક્ષિણા આપી કે તરત જ બધા દોષોનું પરિમાર્જન ધાર્મિક રીતે થઈ શકે છે. ત્રીજી કન્યાનું રૂપ સારું. પણ વર્ણ સાવ કાળો હતો. ને કાળા કોલસા સાથે પરણીને મારી સંતતિનું અકલ્યાણ થવા દેવા હું બિલકુલ તૈયાર નહોતો. કારણ પત્ની કાળી હોય તો છોકરાંય કાળાં જ થવાનાં, એ વાત ચોક્કસ; ને એકવાર કુટુંબમાં કાળો રંગ પેસે, એટલે તેને ધોઈને કાઢતાં પાંચસાત પેઢીઓ વીતી જાય. અને એ સદ્ભાગ્ય દિન હું જાઇ શકીશ

એવી, મારી ઉંમરને લીધે, મને આશા નહોતી આ રીતે દરેક ઠેકાણે કાંઈ ને કાંઈ દોષ નીકળતા, ને નક્કી થઈ શકતું નહિ મારો તો હવે એવો અભિપ્રાય થયો હતો, કે સ્ત્રીપુરુષ એકબીજાને પૂરેપૂરા ન પસંદ કરે, ત્યાં લગી તેમને પરણાવવાં એ કેવળ ગાંડપણ છે

આ બધી કન્યાઓને નાપસંદ કરતી વખતે એક વસ્તુની મને ખૂબ મદદ મળી ગઈ મેં જ્યારે મારા સગાંઓનો મને પરણાવવાનો આગ્રહ જોયો, ત્યારે તેમને નિરાશ ન કરવા પડે, અને મારી પ્રતિજ્ઞા પણ સફળ થઈ શકે, એવા હેતુથી મેં એક અજબ યુક્તિ શોધી કાઢી, અને એ શરતે જ મેં પરણવાની હા પાડી એક શરત એવી હતી, કે મારી ભવિષ્યની પત્ની સૌંદર્યમાં અલૌકિક હોવી જોઈએ, અને બીજી શરત એ હતી, કે તેની ઉંમર ઓછામાં ઓછી સોળ વરસની તો હોવી જ જોઈએ આ શરતો આગળ ધરવાનું કારણ એ હતું કે અમારામાં કન્યાઓ આટલી ઉંમર લગી અવિવાહિત રહેતી નથી, એટલે મારી ઉંમરની શરત પૂરી કરે એવી કન્યા મળી જ શકવાની નહોતી, અને ભોગજોગે મળી ગઈ, તો તે સૌંદર્યમાં અપ્રતિમ હોવાનો સંભવ ન હોય ને એવી કન્યા ન મળે એટલે મારી દૃઢ પ્રતિજ્ઞા અનાયાસે પાર પડે

પણ મારે દમનશીમે આ બાબતમાં પણ મારી નિરાશા કરી કારણ કેટલાક દિવસ લગી નિષ્ફળ પ્રયત્નો કર્યા પછી એક દિવસે જે કન્યા મારા જોવામાં આવી એ કન્યા મેં કહેલી બન્ને શરતો બરાબર પૂરી કરે એવી હતી બાલ્ય અને તારુણ્ય બન્નેના સીમાપ્રાન્તમાં આવી શકે એવી ઉંમર, બરફ અને સુવર્ણ એ બન્નેની વચ્ચે ગણાવી શકાય એવો વર્ણ, સ્પર્શ કરતાં હાડકાં લાગી જાય એટલી કૃશ પણ નહિ, તેમજ ઊંચકતાં જતાં વજનમાં ભારે પડે એટલી સ્થૂલ પણ નહિ હવે પછી આગળ વર્ણન કરી તેના સૌંદર્યનો ખ્યાલ આપવો, એ મારી શક્તિની બહારની વાત છે મને એકવાર તો મારી ગત પત્નીના મરણ માટે આનંદ પણ થયો—પણ તે માત્ર એક ક્ષણપૂરતો ! હું કૃતઘ્ન થયો હતો એમ કહેવાનો મારો હેતુ નથી, માત્ર મૃત પત્નીને હૃદયથી ચાહનાર મારા જેવા પ્રેમાળ પતિનેય આવો સ્વાર્થીય વિચાર કરવા પ્રેરે એવું અપ્રતિમ એનું રૂપ હતું એ જ હું કહેવા માગું છું હું આ વિચારો કરતો હતો, ત્યાં તો કન્યાના પિતાએ મને એની જન્મકુંડલી આણી આપી એ લઈને હું ઉપાધ્યાય મહારાજ સાથે ઘર તરફ આવવા નીકળ્યો

બધાની માન્યતા એવી છે કે વરકન્યાની જેમ તેમની જન્મકુંડલીના બધા ઉચ્ચનીચ ગ્રહો વચ્ચેય પૂરેપૂરો મેળ હોવો જોઈએ પણ તેમની જન્મકુંડલી બરાબર મેળ મળે એવી થઈ હોય, એવું જોવામાં આવ્યું નથી ક્યાંક ને ક્યાંક તો કશી ખામી નીકળવાની જ કોઈવાર તો બન્ને પત્રિકાના શત્રુગ્રહો એકબીજા ઉપર આક્રમણ કરીને ભયંકર સંગ્રામ ખેલશે એવી બીકથી પત્રિકાઓને પાસે મૂકતાંય મને ડર લાગે છે આવી એકાદવેળાએ મંગળના ગાનમાં બીજા શત્રુગ્રહની થપાટ વાગી ગઈ હશે, તેથી જ તે બિચારો લાલચોળ થઈ ગયો હશે અને શનિ ભૂરાશ પડતો બન્યો હશે ગમે તેમ હોય, પણ મારા જ્યોતિષ ઉપર પુષ્કળ શ્રદ્ધા હોવાથી મેં બન્ને કુંડલીમાંના ગ્રહો તરફ જોવાનું શરૂ કર્યું પણ ચિત્ત ચોંટે નહિ ચંદ્રને જોવા જાઉં, ત્યાં કન્યાનો મુખચંદ્ર સામે આવીને ઊભો રહે શનિ તરફ નજર કરવા માડું, ત્યાં તો તેની મંદગતિ મનશ્ચક્ષુ સામે આવે ગુરુની સ્થિતિ જોતાં જ તેના ગુરુ નિતંબનો વિચાર આવે મંગળની શોધ કરવા જાઉં, ત્યાં

તો તેના ભાલપ્રદેશમાં વિલસતો મંગલતિલક નજરે ચડે. આમ થવા માંડ્યું, એટલે જેમ-તેમ કરી બધી બાબતો ઉપલક દૃષ્ટિથી જોઈ લઈને કુંડલી ઊંચી મૂકી દીધી. આ અવલોકન કરતી વખતે એક વાતની મને ખાતરી થઈ કે કન્યાના ગ્રહ જોક મને પૂર્ણ રીતે અનુકૂલ હતા, તોપણ મારો એકેએક ગ્રહ તે બિચારીને પ્રતિકૂળ હતો. પણ તે વાતનું મને વિશેષ મહત્ત્વ લાગ્યું નહિ. કદાચ મારા ગ્રહોની પ્રતિકૂળતાને કારણે કન્યાને અકાળે મૃત્યુવશ થવું પડે, તો તેમાં કશું ખોટું થવાનું નહોતું. એ મારી હયાતીમાં સુવાસિની તરીકે ગુજરી જાય, તો સ્વર્ગની અધિકારિણી થશે, એ વાતની મને પૂરી ખાતરી હતી. વળી તેના મૃત્યુ પછી ફરીથી ન પરણવાનો મેં ક્યારનોય ઠરાવ કરી નાખેલો. આ રીતે મુખ્ય મુશ્કેલીઓ તો દૂર થઈ. આ ઉપરાંત એકાદબે આડા ગ્રહો વિવાહમુહૂર્ત માટે અત્યંત પ્રતિકૂળ હતા, તેમને નામે જપજાપ્ય કરાવી દક્ષિણા વગેરે આપી તેમને સંતુષ્ટ રાખવાની જોગવાઈ હું કરવાનો હતો. બેચાર ગોર મહારાજોને મંત્રના જાપ માટે બેસાડી દીધા એટલે બેડો પાર! એમાં શી ભારે વાત છે? બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હોય તો ક્રૂરમાં ક્રૂર ગ્રહોને તૃપ્ત કર્યાનું પુણ્ય અનાયાસે પ્રાપ્ત થાય છે. ને અમારા ગોર નારણભટ તોતડા હોવાથી એ એક વાર એક જાપ જપે, એટલે અનાયાસે ત્રણત્રણ ચારચાર વાર તે જાપ જપાઈ જતો. એટલે એક જાપમાં ચાર જાપનું પુણ્ય આપણને સહેજે મળી જાય છે.

ગ્રહશાંતિ માટે મંત્રજાપ કરાવવાથી ગ્રહો સાચે જ શાંત અને પ્રસન્ન થાય છે, એ વાત પહેલાં હું માનતો નહિ. પણ એ વાતની તપાસ કરવા મેં એક વાર એક દૂરબીન આણી મૂક્યું અને બેચાર ગોરોને મંત્રજાપ કરવા બેસાડી દીધા. તેમણે મંત્રજાપનો આરંભ કર્યો કે તરત જ મેં ગ્રહો તરફ દૂરબીનમાંથી જોવા માંડ્યું, તો શું, બધાય ગ્રહોએ પોતપોતાનો સંકોચ કાઢી નાખી ઉદારતા ધારણ કરેલી છે, એમ મને દેખાયું. શનિએ તો સંતોષના ચિહ્ન તરીકે પોતાની આસપાસ સોનાનું કડું પહેરી લીધેલું! મંગળમાં કંઈક ક્રોધની રતાશ દેખાતી હતી ખરી, પણ તેનું કારણ પણ જડી આવ્યું. નારણભટજીએ મંગળનો જાપ અનન્યભાવથી કરવાને બદલે વચ્ચે વચ્ચે બીડી અને તમાકુની સેવા કરવાનું કામ નિરલસપણે કરેલું. ને તેથી તો તેમનો ચહેરો આખરે લાલચોળ થઈ ગયેલો. લાંબા-લાંબા મંત્રો થોડા વખતમાં પૂરા કરવાની તેમની શક્તિ તરફ જોઈને મેં એમને એ મહત્ત્વનો મંત્રજાપ સોંપેલો, પણ એમના જિહ્વાલૌલ્યથી બધો તાલ બગડી ગયો. કહેવાનો મુદ્દો એ જ છે કે અમારા જાપ નકામો બડબડાટ નથી, પણ તેમાં અલૌકિક ગુણ રહેલા છે, એની સુધારકોને આ ઉપરથી પૂરેપૂરી ખાતરી થશે.

મારી જન્મકુંડલી જોતાં કન્યાના સંબંધીઓ ગભરાઈ જશે, એ વાત જાણીને મારે તેમાં કેટલાક અગત્યના ફેરફાર કરવા પડ્યા. પણ એમાં હું કશો ગુનો કરતો નહોતો. જેમ પોતાની માલિકીના ઘરમાં ગમે તેવા ફેરફાર કરવાની માણસને છૂટ હોય છે, તેમ મારી કુંડલીમાં ગમે તેવા અને ગમે તેટલા ફેરફાર કરવાને હું મારો મુખત્યાર હતો. આથી મેં મારી કુંડલીના સૂર્યની સ્થાપના ઠંડી હિમ જેવી કુંભરાશિમાં કરી. ચન્દ્રમા ઉપર વસતા સસલાની ચીસો તરફ લગીરે ધ્યાન આપ્યા વિના તેને સિંહરાશિમાં ધકેલ્યો. બુધ અને વૃષભને ભેગા આણી મૂક્યા, અને મંગળનો મેષરાશિ સાથે સંબંધ જોડી દીધો. આ રીતે વિષમવિવાહ કરાવવાને કારણે એ ગ્રહોનો મારી ઉપર જે કોપ થાય, તે

જાપ જપનારા ગોરમહારાજેની મધ્યસ્થી વડે દૂર કરવાની શક્તિ મારા પૈસામાં હતી, તેથી મેં અહોના બડબડાટ તરફ જરાય ધ્યાન દીધું નહિ.

આ રીતે જૂની કુંડલીને નવીન રીતે શણગારી ભોજન વગેરે આટોપી, નવાં કપડાથી મારી જાતને શણગારવામાં હું પડયો હું ખીંટીએ મૂકેલી મારી ઘોળી પાઘડી હાથમાં લઉં છું, ત્યાં તો મારા મોટા દીકરાએ તરતમાં જ લીધેલાં નવા ઇસ્ત્રીવાળાં કપડાં મારી નજરે ચડયાં બસ, એની એ ઇશ્કબાજી જોતાં જ મારો ક્રોધનો પારો ઊંચે ચડી ગયો મને ભાઈ ઇશ્કબાજી કરે અને ઇસ્ત્રીટાઈટ કપડાં પહેરીને ફરે એ બિલકુલ ગમતું નહિ પછી મારો દીકરો એમાં ગપડાય, એ તો મારાથી કેમ જ ખમાય ? મેં તો મિજાજ ખોઈને તેને ગમે તેમ ભાંડવા માંડયો 'ભાઈ રે ! તને આપણી જૂની રીત છોડીને આ નવી રીતનો ડોળદમામ કરવાનું ક્યાંથી સૂઝ્યું ? આપણા જે પૂર્વજેએ લાંબીલાંબી બાંયોના અંગરખા અને મોટીમોટી ચકરીવાળી પાઘડીઓ પહેરેલી તે બધા મૂર્ખ હતા કે શું ? એ પહેરવેશમાં ભારેખમપણું હતું અને આપણને તે ગમતોય ખરો ! હમણાના આ તારા નવા જમાનાનાં કપડાંમાં બીજી બધી બાબતોની જેમ બહારનો દમામ અને તકલાદીપણું માત્ર છે આ તેં આણેલી તૈયાર પાઘડીમાં ચીંથરાં અને છાણ જેવો લોચો હશે આ છાણની ટોપલી માથે લઈને ફરવામાં તને શી મોટાઈ મળવાની છે ? આ તે કાંઈ કપડાં છે ? પણ સ્થાનિક સ્વરાજ્ય ને મ્યુનિસિપાલિટીના હક મળ્યા પછી તમે છાણની ટોપલીઓ નહિ ઊંચકો તો બીજું કરશો યે શું ! જેમ આપણા જવાંમર્દ પૂર્વજેની ઢાલો ઊંચકવાની તાકાત આજના જુવાનોના હાથમાં નથી રહી, તેમ તે જૂની ચમરબંધ વિશાળ પાઘડીઓ ઊંચકનારાં માથાંય અત્યારે ન મળે એમાં નવાઈ શી ? ભલે, પાઘડીની વાત બાજુએ ગણીએ, તોય પેલો મનો અંગરખો તો રાખવો હતો ! પણ તમારામાં જ કશો કસ ન મળે ત્યાં અંગરખાની કસ તમે શું કામ રાખો ? આ તમારી ઇશ્કબાજીનું પરિણામ આખરે એ જ આવવાનું કે તમે લહેરીલાલા બનશો ને રાતે અપરાતે ગમે ત્યાં ભટક્યા કરશો પણ આવા દુર્ગુણમાં હું કદીય કોઈને મદદ નથી કરવાનો લાવ તારો એ નવો કોટ અને પેલી દેખાવે સરસ, પણ આખરે તો છાણચીંથરાંની બનેલી એ તારી પાઘડીને—હું ઉકરડા ઉપર ફેંકી દેવાનો ! પણ આવાં કીમતી કપડાં ઉકરડે કેમ નખાય ? તેમ કરવાને બદલે એ વાપરી કાઢીએ, તો સારું પણ તને હું બિલકુલ નથી આપવાનો હું જ વાપરી કાઢીશ, એટલે બસ !' આમ બોલીને એ પાઘડી અને એ કોટ મેં પહેરી લીધાં અને સામેનો મોટો અરીસો નોકરે બરાબર સાફ કર્યો છે કે નહિ તે જોવા માટે મેં તેમાં નજર ફેંકી અને ગોરમહારાજ સાથે એકદમ કન્યાને જોવા માટે ઊપડી ગયો

ત્યાં ગયા પછી મારી કુંડલી મેં તેના પિતાના હાથમાં મૂકી તે હાથમાં લઈ બન્ને કુંડલી બરાબર એકબીજીને અનુકૂળ છે કે નહિ તે તેમણે જોઈ લીધું, અને 'બન્ને બરાબર રીતે મળી રહે છે,' એમ કહી સંતોષદર્શક હાસ્ય કર્યું પછી મેં તેમને 'તેને લખતાં વાંચતાં આવડે છે કે કેમ ?' એવો સવાલ પૂછ્યો જવાબમાં 'હા' શબ્દ સાંભળતાં જ 'હું કાંઈક નારાજ થયો, કારણ કન્યાઓને કેળવણી અપાય, તો તેઓ પોતાના પ્રિયતમને .

પ્રણયપત્રો લખી શકે છે, અને આ રીતે પાપમાર્ગમાં પ્રવૃત્ત થાય છે, એ વિશે મને લગીરે શંકા નહોતી. છતાં મેં ખામોશી રાખી તેના પિતાને કહ્યું: "કશી હરકત નથી. પાઠ વાંચવામાં તેણે જેટલો વખત ગાળ્યો હશે, તેટલો જ વખત પાઠ ભૂલવામાં તે ગાળશે, તો સહેજે ચાલશે. પાઠ ભૂલવામાં તેને જરૂર પડ્યે એકાદ વૃદ્ધ શિક્ષકનીય હું ગોઠવણ કરી આપીશ. દર સાલ એક ધોરણનો અભ્યાસ ભૂલે તો પાંચછ વરસમાં બધાં ધોરણનો અભ્યાસ ભૂલી જઈને તે અરુંધતી ને સીતાસાવિત્રી જેવી સાધ્વી સ્ત્રીઓની હારમાં બેસે એવી સુશીલ થઈ જશે. રસોડું અને કોઠાર એ જ અમારી સ્ત્રીઓની ભૂગોળ અને ઘરના કજિયાફરિયાદો તેમ પડોશીઓની નિંદા એ એમનો ઇતિહાસ. પકવાન બનાવવાં એ એમનું રસાયનશાસ્ત્ર અને કુંકુમતિલક કરી છૂંદણાં પાડવાંપડાવવાં એ એમની ચિત્રકલા. પતિના હૃદયને જાણવું એ એમનું ગણિત, અને દાણાને ચાળવા, વણવા અને ઝાટકવા એ એમનું તર્કશાસ્ત્ર." આ રીતે આપણા સનાતન ધર્મનો પક્ષ લઈને આર્યસ્ત્રીઓનાં કર્તવ્યો વિશે હું મારા વિચારો કહેતો હતો, ત્યાં તો કન્યાના સંબંધીઓ માંહોમાંહે ઘુસપુસ કરવા લાગ્યાં. તે વચ્ચેવચ્ચે મારાં કપડાં તરફ પણ નજર ફેંકવા લાગ્યાં. તેમાંના એકે છેવટે મને 'પરણનારો વર ક્યાં છે ?' એવો સવાલ પૂછ્યો. સવાલ કાન ઉપર પડ્યો કે તરત જ વસ્તુસ્થિતિનો મને પૂરો ખ્યાલ આવ્યો. પણ હવે આટલે સુધી વાત આણ્યા પછી હવે પાછા ફરવામાં સાર નહોતો, તેથી લગીર પણ ગભરાટનું ચિહ્ન બતાવ્યા વિના મેં ખોંખારીને 'હું જ વર છું' એમ સ્પષ્ટ રીતે કહી દીધું.

મારો આ જવાબ સાંભળીને બધાં ખડખડાટ હસી પડ્યાં. બધાં પેટ ભરીને હસી રહ્યા પછી મહામહેનતે ગભીર થવાનો પ્રયત્ન કર્યો. પછી કન્યાના પિતાએ મને કહ્યું: "અમારે આ રીતે લગ્ન લેવાં નથી." મેં કહ્યું: "તમે આમ એક ઘાએ બે ટુકડા ન કરી દેશો. જરા દીર્ઘદષ્ટિવાળા થઈ, લાંબો વિચાર કરી જુઓ; તે પછી જે કરવું હોય તેનો નિશ્ચય કરજો. મારે પરણવું તો હતું જ નહિ; પણ મૃત સ્ત્રીની ઇચ્છાને માન આપીને જ હું પરણવા તૈયાર થયો છું. આ ઉપરથી મારું મન સ્વસ્ત્રી વિષે કેટલું કોમળ અને લાગણીવાળું છે તેનો તમને ખ્યાલ આવશે. જેમ ગત સ્ત્રીને મેં ખરા જિગરથી ચાહી છે તેમ આને પણ ચાહીશ. કમનસીબે આનેય મૃત્યુને ભેટવું પડે, તો આને માટે હું ફરીથી, મારી મરજી હોય કે ન હોય તોપણ, પરણીશ અને આની ઉપરનો મારો પ્રેમ સિદ્ધ કરી આપીશ. એને મારા તરફથી જરાય ઇજા નહિ થાય, એની હું ખાતરી આપું છું—કહેતા હો તો વચન આપવા પણ હું તૈયાર છું. આપણા પરમપૂજ્ય પૂર્વજો જેમ કામશાંતિને માટે નહિ પણ કેવળ પ્રજા માટે જ પરણતા, તેમ હું પણ કરી રહ્યો છું. સાચુ પૂછો તો આ વિવાહમાં પુત્રોત્પત્તિની ઇચ્છા પણ નથી, કારણ ભગવાનની દયાથી મારા ઘરમાં ખાસો બત્રીશ વરસની ઉંમરનો મારો દીકરો છે. એટલે આ વિવાહ કેવળ પ્રીતિવિવાહ થવાનો છે. તમે જોશો કે આ વિવાહના મૂળમાં કામેચ્છા, પુત્રેચ્છા જેવી ક્ષુદ્ર વાસનાઓ નથી, પણ માત્ર શુદ્ધ પ્રીતિ, શુદ્ધ પ્રેમ છે. સુધારકોના પુનર્વિવાહોની જેમ આ વિવાહ દેહ સાથે દેહનો વિવાહ નથી, પણ આત્માનો આત્મા સાથેનો મિલાપ છે. વિધવાઓ પણ પોતાનાં સગાંવહાલાંનાં બાળકોની ચાકરી કરી કરીને કામેચ્છા મારી નાંખે છે, અને પોતાનાં કષ્ટ ભૂલી જઈ આનંદમાં રહી શકે છે. મારી પૂર્વપત્નીઓનાં સંતાનોની ચાકરી કરીને તમારી દીકરીની તામસવૃત્તિ

મરી જશે અને તેનામાં સાત્ત્વિકતા જાગવા માંડશે. આપણા પવિત્ર ધર્મમાં બાલાવૃદ્ધ વિવાહને ક્યાંય વિરોધ નથી. મેં એક પછી એક ચાર સ્ત્રીઓનાં પાણિગ્રહણ કર્યાં, તોય બધા ધાર્મિક લોકોમાં મારું સન્માનભર્યું સ્થાન હતું તેવું જ છે. એટલે આવા વિવાહને તમે ટેકો આપશો, તો ધર્મને અને રૂઢિને આધાર આપવાનું ધર્મકૃત્ય તમે કર્યું એમ ગણાશે, અને તમે સ્વર્ગના અધિકારી બનશો. જો આમાં અડચણો ઊભી કરશો તો પાપી કહેવાશો અને નરકમાં પડવું પડશે."

આ રીતે મેં તેમને ઘણો ઉપદેશ કર્યો, પણ એ નપાવટ લોકો એકના બે થયા નહિ. છેવટે નિરાશ થઈને મારે પાછા ઘેર આવવું પડ્યું.

બીજે દિવસે વળી કન્યાઓ જોવાનું ફરીથી બમણા ઉત્સાહથી શરૂ કર્યું; પણ જ્યાં જાઉં, ત્યાં ઉપર બનેલા બનાવની પુનરાવૃત્તિ થતી. કેટલીક જગ્યાએ તો પ્રત્યક્ષ કન્યાઓએ જ મારી મશ્કરી કરવાના પ્રયત્નો કર્યા. અલબત, આ બધી આધુનિક શિક્ષણની અસર હતી.

જ્યારે આટલી હદે વાત આવી ત્યારે હું ત્રાસી ગયો; અને આવાં ધાર્મિક અને સાત્ત્વિક લગ્નોનું મહત્ત્વ પણ જે કન્યાઓ અને તેમના પિતા સમજતાં નથી, તે કન્યાઓને જોવા તેમને ઘેર જવું નહિ, એવો મેં મારા મન સાથે દૃઢ નિશ્ચય કર્યો. આ નિશ્ચયને હું આજ લગી પાળતો આવ્યો છું.

'હું ફરીથી પરણીશ નહિ,' એ મારી ભીષ્મ પ્રતિજ્ઞા કેવળ આ જ મારા આખરી દૃઢ નિશ્ચયને લીધે અત્યાર લગી ટકી રહી છે. તુકારામ કહી ગયા છે [1]'निश्चयाचें बळ तुका म्हणे तेंची फल.'*

---

## માનવી

પારાશર્ય

હું જન્મ સાથે રડનાર માનવી<br>
હસી જવા મૃત્યુપળે ચહી રહ્યો<br>
અજ્ઞાત વિશ્વે સહવાસ અંગે<br>
મૂકી જવા કૈં સ્મરણો મથી રહ્યો.

---

૧. તુકારામ કહે છે, કે નિશ્ચયનું બળ જ ઇષ્ટ ફળ આપી શકે છે.

* 'સુદામાના પૌંઆ'માંથી એક ફાકો.

# અર્થશાસ્ત્રપ્રવેશિકા

[ લેખમાળા ]

નરહરિ દ્વા. પરીખ

## પ્રકરણ ૫ મું

### શ્રમમીમાંસા

પ્રકૃતિએ પોતાના ભંડાર મોકળે હાથે આપણી આગળ ખુલ્લા મૂકયા છે તેમાંથી શ્રમ કરીને માણસ પોતાને જોઈતી ચીજો મેળવી લે છે અથવા બનાવી લે છે. અર્થ અથવા સંપત્તિ ગણાય એવી કોઈ પણ વસ્તુ શ્રમ વિના નીપજતી નથી. એટલે જે માણસ અર્થનો ઉપભોગ કરે-તેણે તેના ઉત્પન્નની મજૂરીમાં પોતાનો ફાળો આપવો જ જોઈએ. કુદરતના તંત્રનું નિરીક્ષણ કરતાં સ્પષ્ટ પ્રતીતિ થાય છે કે શ્રમ અથવા જાત-મહેનત પ્રાણીમાત્રને સારુ અનિવાર્ય છે. આજીવિકાને અર્થે પ્રત્યેક મનુષ્યે કાંઈ ને કાંઈ મજૂરી કરવી જ જોઈએ, શરીર વાંકું વાળવું જ જોઈએ, એ આ દુનિયાનો અટળ નિયમ છે. બાઈબલમાં પણ કહ્યું છે કે 'તારી રોટી તું તારો પસીનો રેડીને કમાજે અને ખાજે.' ગીતાજીમાં કહ્યું છે યજ્ઞ કર્યા વિના જે ખાય છે તે ચોર છે. આ યજ્ઞ એટલે સમાજને ઉપયોગી થઈ પડે તેવી કાંઈ પણ પ્રકારની જાતમહેનત અથવા પ્રવૃત્તિ. બુદ્ધિથી પણ એ વસ્તુ સહેજે સમજાય એવી છે કે જે મજૂરી ન કરે તેને ખાવાનો અધિકાર ન હોય.

કોઈ પણ સમાજની અર્થવ્યવસ્થા ન્યાયયુક્ત અને સુખશાન્તિમય ત્યારે જ થઈ શકે જ્યારે પોતાને તેમજ પોતાનાં મજૂરી ન કરી શકે તેવાં આશ્રિતોને જોઈતી ઉપભોગની વસ્તુઓ માટે આવશ્યક હોય તેટલો અને સમાજને ઉપયોગી થઈ પડે તેવો શ્રમ દરેક સ્ત્રીપુરુષ કરે. પરંતુ આજે દુનિયામાં આવો શ્રમ બિલકુલ ન કરનારાં માણસો ખૂબ સંપત્તિ ભોગવતાં જોવામાં આવે છે, અને આખો દિવસ મહેનતમજૂરી કરી કરીને મરી જનારાંને પેટપૂરતું પણ ખાવાનું મળતું નથી. ગયા પ્રકરણમાં અર્થ અથવા સંપત્તિ વિષે પ્રવર્તતા ભ્રામક ખ્યાલોનો આપણે વિચાર કરી ગયા છીએ. તેવા જ ભ્રામક ખ્યાલો શ્રમ કરવાની આવશ્યકતા, શ્રમના પ્રકાર, તે પ્રકાર પરત્વે તેની પ્રતિષ્ઠા, તથા શ્રમના બદલા અથવા મહેનતાણા વિષે સમાજમાં પ્રવર્તે છે. અર્થ તેમજ શ્રમ વિષેના આ ભ્રામક ખ્યાલો દુનિયામાં જોવામાં આવતાં દુઃખ અને કંગાલિયતનું મોટું કારણ છે.

આ વસ્તુ બરાબર સમજવા માટે આપણે શ્રમની થોડીક તાત્ત્વિક મીમાંસા કરી લઈશું. દરેક સજીવ પદાર્થ એટલે કે પ્રાણીમાત્ર—વનસ્પતિથી માંડીને કીડી, મંકોડી, પશુ, પક્ષી તથા છેક માણસ સુધી—એને પોતાનું જીવન ચલાવવામાં અમુક શક્તિ ખર્ચવી પડે છે. નિરંતર તેના શરીરને અમુક ઘસારો પહોંચે જ છે. તે ઘસારો પૂરવા માટે તથા પોતાના શરીરની વિશેષ વૃદ્ધિને માટે જે જે તત્ત્વોની જરૂર પડે છે તે તે તત્ત્વો તે પોતાની

આસપાસના પદાર્થોમાથી પસદ કરીને પોતાના શરીરમા દાખલ કરે છે અને પચાવે છે. દાખલા તરીકે હવા, તડકો તથા પાણી લઈને અને જમીનમાથી પોતાને જોઈતા પદાર્થો અને રસો ચૂસી લઈને ઝાડ પોતાનુ જીવન ચલાવે છે તથા વધે છે તેની વધવાની હદ આવી જાય છે ત્યારે ધીમેધીમે તે સુકાવા માડે છે તે વખતે તેને ઓછા તત્ત્વોની જરૂર પડે છે અન્ય પ્રાણીઓ તથા માણસનુ પણ એવુ જ છે જીવન માટે જરૂરી તત્ત્વો મેળવી લેવાની પ્રવૃત્તિમા ખોરાક મેળવવાની, કુદરતના તોફાનો તથા પશુપક્ષીઓ વગેરેના ઉપદ્રવ સામે સરક્ષણ મેળવવાની, સતાન ઉત્પન્ન કરવાની તથા તેનુ પાલનપોષણ કરવાની પ્રવૃત્તિઓ આવી જાય છે આ બધા માટે જે જીવનતત્ત્વો શરીરમા લેવામા આવે છે તે પોષણ, અને આ બધુ કરવા માટે શક્તિનો ખર્ચ કરી જે પ્રવૃત્તિ કરવામા આવે છે તે શરીરવ્યાપાર

ખોરાકની શોધમા, તેને સઘરી રાખવામા, આશ્રયસ્થાનની વ્યવસ્થા કરવામા, સ્થળાન્તર કરવામા, સરક્ષણ અથવા આક્રમણ માટે સહકાર કરવામા ઘણા પ્રાણીઓ જે સખત, દીર્ઘ અને કષ્ટમય પ્રવૃત્તિ કરે છે તે જ શ્રમ અથવા જાતમહેનત અથવા ઉદ્યોગ બીજા પ્રાણીઓ આ પ્રવૃત્તિ મોટે ભાગે સાહજિક વૃત્તિથી કરે છે, ત્યારે માણસ એ મોટે ભાગે બુદ્ધિપૂર્વક કરે છે

માનવઉદ્યોગના મૂળમા રહેલા શરીરવ્યાપારો તપાસીએ, તો એક બહુ મહત્ત્વની વસ્તુ આપણા ધ્યાન ઉપર એકદમ આવે છે જીવનના ધારણપોષણ માટે જે વ્યાપારો આવશ્યક છે તે દરેક વ્યાપારની સાથે પ્રકૃતિએ અમુક શારીરિક અથવા શારીરિક અને માનસિક મિશ્ર એવો સ્પષ્ટ આનદ અથવા રસ મૂકેલો છે ખેતી કરવી, પશુપાલન કરવુ ખાવુપીવુ, પહેરવુઓઢવુ, સતાનોત્પત્તિ કરવી, સતાનનુ રક્ષણ કરવુ અને ઉછેરવા, કોઈ પણ જાતના આક્રમણનો પ્રતિકાર કરવો—આ બધી પ્રવૃત્તિઓ જીવનને માટે આવશ્યક છે તે વિના વ્યક્તિશરીરનુ તેમજ સમાજશરીરનુ ધારણપોષણ થાય જ નહિ આ બધી પ્રવૃત્તિઓમા તે પ્રવૃત્તિ કરવા માટેની જાણે લાચ જ ન હોય તેમ આનદ અથવા રસ રહેલો છે વળી આ બધી પ્રવૃત્તિઓમા શ્રમ અથવા ઉદ્યોગના તત્ત્વની સાથે રમતગમત અને કળાના તત્ત્વો જેવા કે નૃત્ય, ગાન, શરીરશણગાર વગેરે પણ રહેલા છે મનુષ્યેતર પ્રાણીઓ આ બધી પ્રવૃત્તિ જ્ઞાનપૂર્વક નથી કરતા કીડી, મધમાખી અથવા ઊધઈનુ જીવન જોઈએ તો પોતાની જાતિસમસ્તના ધારણપોષણ તથા વિકાસને અર્થે તેમાની દરેક વ્યક્તિ જે ઉદ્યોગ કરે છે અને જરૂર પડે ત્યારે મરવા સુધીનો ત્યાગ કરે છે તે અદ્ભુત હોય છે તેમા બહુ દૂરદેશી પણ સમાયેલી હોય છે છતા આ બધામા બુદ્ધિ કે જ્ઞાનનુ તત્ત્વ બહુ ઓછુ હોઈ તેમની બધી પ્રવૃત્તિઓ અને તેમનો શ્રમવિભાગ નિશ્ચિત સ્વરૂપનો જ હોય છે તેમનામા વ્યક્તિવિશિષ્ટતા બહુ ઓછી જોવામા આવે છે માણસની પ્રવૃત્તિઓમા જેમજેમ બુદ્ધિ વધારે ભાગ ભજવતી જાય છે તેમતેમ પોતાના વ્યક્તિત્વનુ ભાન વધારે ને વધારે જાગૃત થતું જાય છે તેમાથી વિશેષ અને વિવિધ પ્રકારની વાસનાઓ અથવા જરૂરિયાતો જન્મ પામે છે તે વિશેષ વાસનાઓએ જ માણસને જુદીજુદી જાતના ઉદ્યોગો કરવાને પ્રેર્યો છે વળી દૂરના ઉદ્દેશોની સિદ્ધિને અર્થે વર્તમાનના પોતાના સુખોપભોગ ઉપર જ્ઞાનપૂર્વક અકુશ મૂકવાની તૈયારીમા માણસની આર્થિક પ્રગતિનુ બીજ

રહેલું છે. માણસ જેટલું ઉત્પન્ન કરતો ગયો તેટલું તત્કાળ વાપરી નાખતો ગયો હોત તો માણસે અર્થની બાબતમાં આજે જે પ્રગતિ કરી છે તે ન કરી શકયો હોત.

અહીં એક વસ્તુ એ પણ ધ્યાનમાં રાખવાની છે કે શ્રમ અથવા ઉદ્યોગનું પ્રેરક કારણ કેવળ ઉપયોગિતા જ નથી. શણગાર, શોખ, રમતગમત એ વસ્તુઓ પણ માણસને શ્રમ કરવા પ્રેરે છે. કેટલાક માનવ્યશાસ્ત્રીઓ (anthropologists) તો એટલે સુધી કહે છે કે શ્રમની મૂળ પ્રેરણા ફૂટડા દેખાઈ બીજાનું આકર્ષણ કરવા માટે કરવામાં આવતા શરીરશણગારમાં રહેલું છે તદ્દન પ્રાથમિક અવસ્થામાં રહેનારા લોકો પણ શરીરને રંગવામાં, પીંછાં તથા ફૂલોથી શણગારવામાં તથા નાચવાગાવામાં પુષ્કળ વખત અને શ્રમ ખર્ચે છે. જોકે આ કથન એકાંગી ગણાય. પોતાનો જીવનનિર્વાહ કરવાની વૃત્તિ પ્રાણીમાત્રમાં જેટલી કુદરતી છે તેટલી જ કુદરતી પોતાની પાછળ પોતાનો વંશવિસ્તાર મૂકતા જવાની વૃત્તિ છે. પહેલી વૃત્તિ પ્રાણીને આજીવિકા પ્રાપ્ત કરવાનો શ્રમ કરવા પ્રેરે છે, જ્યારે બીજી વૃત્તિ તેને સંતાનોત્પત્તિ તથા સંતાનસંરક્ષણ કરવા પ્રેરે છે. આ બીજી વૃત્તિ જ નર તથા માદાને એકબીજા પ્રત્યે આકર્ષવા માટે અનેક પ્રકારના શણગાર કરવા પણ પ્રેરે છે.

વળી દરેક પ્રકારના કામ અથવા શ્રમની સાથે રમતગમત અને આનંદ તથા રસની વૃત્તિ બહુ પ્રાચીન કાળથી જોડાયેલી જોવામાં આવે છે. એકલા અથવા સાથમાં કામ કરતી વખતે ગાવાની અથવા તાલબદ્ધ ક્રિયા કરવાની પ્રથા દુનિયામાં લગભગ સાર્વત્રિક છે. કેટલાક માણસો ધારે છે તેમ માણસની વાસનાઓનો તથા તેની તૃપ્તિ માટેના શ્રમનો વિકાસ અમુક તર્કનિર્ણિત ક્રમમાં—એટલે કે પ્રથમ પોતાની મુખ્ય જરૂરિયાતોની વસ્તુઓ પ્રાપ્ત કરી લેવા માટે ઉદ્યોગ કરવો, પછી સગવડો અને આરામની વસ્તુઓ પ્રાપ્ત કરવા માટે ઉદ્યોગ કરવો, અને પછી શોભાશણગાર તથા વૈભવની વસ્તુઓ માટે ઉદ્યોગ કરવો—એમ નથી થયો; પરંતુ આ બધી વસ્તુઓ સાથેસાથે જ ચાલતી આવી છે.

આમ શ્રમ અથવા ઉદ્યોગ એ વસ્તુ મૂળે અનાકર્ષક છે કે ન ગમે તેવી નથી. છતાં આજના સમાજમાં લોકોને મહેનતમજૂરી પ્રત્યે, કામ કરવા પ્રત્યે, અણગમો અને કંટાળો જોવામાં આવે છે, તેનું કારણ શું? માણસ કોઈ કામ પોતાની રાજીખુશીથી, હોંશથી, પોતાના શોખને ખાતર કરે ત્યારે એ કરતાં તે કંટાળતો નથી, પણ જ્યારે એ જ કામ તેની મરજી ન હોય ત્યારે પણ ફરજિયાત કરવું પડે તો તે કંટાળી જાય છે. કોઈ આપણી ઉપર લાકડી લઈને ઊભો રહે અને જબરદસ્તીથી આપણી પાસે કામ કરે કરાવે એટલો જ ફરજિયાતનો અર્થ નથી. આપણને અમુક કામ ન ગમતું હોય, બીજું કામ કરવા આપણે તૈયાર હોઈએ, પણ સંજોગો એવા હોય કે આપણે એ ન ગમતું કામ ન કરીએ તો આપણને કે આપણાં આશ્રિતોને ખાવાનું ન મળે, ત્યાં પણ કામ ફરજિયાત જ છે. વળી માણસને પોતાની મહેનતનું ફળ પૂરેપૂરું ન મળતું હોય પણ બીજા ખાઈ જતા હોય અને સંજોગો એવા હોય કે બીજાને માટે જતા તે રોકી શકતો ન હોય ત્યારે પણ તે કામ કરવામાં માણસોને રસ કે આનંદ રહેતો નથી. વળી માણસને જ્યારે ગજાઉપરાંતનું કામ કરવું પડે છે, ત્યારે પણ તે કામથી ઝટ કંટાળી જાય છે. અત્યારે ખેડૂત તથા મજૂર વર્ગમાં લોકો જાણે નિસાસા નાંખીને નાછૂટકે કામ કરતા જોવામાં આવે છે, તેનાં કારણ તપાસીએ તો તેમાં ફરજિયાતપણું, ગજાઉપરવટ કામ તેમજ મહેનતનું ફળ બીજો ખાઈ જતા હોય તે ત્રણે વસ્તુઓ જોવામાં આવશે. દરેક માણસને પોતાની શક્તિ

કે ગજા પ્રમાણે જ સ્વેચ્છાથી કામ કરવાનું હોય, અને તે કામ કરતાં શરીરને જેટલો ઘસારો લાગે તે પૂરવા જેટલું તે કામના બદલાના રૂપમાં તેને મળી રહેતું હોય, તો આજે કામનો જે કંટાળો જોવામાં આવે છે તે ન હોય.

કોઈ પણ જાતના ફેરફાર વિના લાંબા વખત સુધી એકનું એક કામ કર્યાં કરવાનું હોય ત્યારે પણ માણસને કામ કંટાળાભરેલું લાગે છે અને શરીરને ઘસારો વધારે પહોંચે છે. વસ્તુઓનાં ઉત્પાદનમાં યંત્રોનો ઉપયોગ જેમજેમ વધતો જાય છે તેમતેમ મોટા ભાગના મજૂર વર્ગને એક જ પ્રકારનું, એકસરખું કામ લાંબો વખત કરવાનું આવે છે. કારખાનામાં સંચા ઉપર કામ કરનારને આખો દિવસ અમુક રીતે સંચો ચલાવ્યાં જ કરવાનો હોય છે, અથવા સંચો ચાલતો હોય તે જોયા કરવાનું હોય છે. તેમાં તેને ખાસ કુશળતા વાપરવાની નથી હોતી, વિચાર કરવાનો નથી હોતો, તેમ કામની ફેરબદલી કરવાની પણ નથી હોતી. તેથી ઊલટું હાથઓજારો વડે કામ કરનાર કારીગરને પોતાની કુશળતા વાપરવાનો અવકાશ ઘણો રહે છે. વળી વસ્તુની બનાવટના શરૂથી તે અંત સુધીની બધી ક્રિયાઓ તેને જ કરી લેવાની હોય, એટલે તેની આખી યોજના તેને ગોઠવવાની હોય છે. જુદીજુદી ક્રિયા કરવામાં તેને કામની ફેરબદલી પણ થાય છે, અને છેવટે તૈયાર થયેલી વસ્તુના રૂપમાં પોતાની મહેનત અને કુશળતાનું ફળ જોવાનો સંતોષ અને આનંદ પણ તેને મળે છે.

કારકુનીના કામમાં પણ એકની એક વસ્તુની નોંધ કર્યાં કરી, સાંઝ પડચે તેની આવકજાવકના સરવાળા કરી હિસાબ મેળવી આપવાનો હોય, ત્યાં માણસ કંટાળી જાય છે અને તેના શરીરને વધારે ઘસારો પહોંચે છે.

કામ જ્યારે એક જ પ્રકારનું હોય ત્યારે માણસના એક જ અંગને અથવા એક જ પ્રકારની શક્તિને વધારે કામ પહોંચે છે, અને બીજાં અંગો તથા બીજી શક્તિઓને નિષ્ક્રિય રહેવું પડે છે. જે અંગને અથવા શક્તિને વધારેપડતો શ્રમ પડે છે તેને વધારે ઘસારો પડવાથી નુકસાન પહોંચે છે, ત્યારે બીજાં અંગોને અને શક્તિઓને નિષ્ક્રિય રહેવાથી નુકસાન પહોંચે છે આમ કોઈ પણ માણસને આખો દિવસ એકસરખું, એક જ પ્રકારનું કામ

# વિચારચંક્રમણ

રા. વિ. પાઠક

**આ**પણે સામાન્ય રીતે એમ માનીએ છીએ કે આપણને અત્યારે આપણી અવિભક્ત કુટુંબસંસ્થા ગમતી નથી, તે જવી જોઈએ અને જવા બેઠી છે. છતાં કેટલીક બાબતો એવી છે કે જે આનાથી ઊલટાં અનુમાનો કરાવે.

**અવિભક્ત કુટુંબસંસ્થા**

પહેલું તો એ છે કે અવિભક્ત કુટુંબસંસ્થાના ધોરણ અને કાયદા પ્રમાણે અવિભક્ત કુટુંબનો કોઈ પણ માણસ ગમે ત્યારે મઝિયારો વહેંચાવી શકે છે. જો અવિભક્ત કુટુંબ ખરેખર સર્વથા અણગમતું હોય તો માણસો કેમ મઝિયારો વહેંચી કે વહેંચાવી છૂટા થતા નથી? હું માનું છું કે અવિભક્ત કુટુંબવ્યવસ્થા આપણા લોહીમાં છે. આપણને જ છૂટાં થવું ગમતું નથી. ત્યારે બધા તેની સામે બૂમો શા માટે પાડે છે? કારણ એ છે કે અતિ ત્વરાથી બદલાતા આપણા સમાજમાં અત્યારે વ્યક્તિ વ્યક્તિ વચ્ચે આદર્શોનું અને રહેવા સંબંધી, વ્યવહાર સંબધી ઇષ્ટ પદ્ધતિઓ વિશેના અભિપ્રાયોનું એવડું મોટું અંતર પડી ગયું છે કે વ્યક્તિઓને ભેગાં રહેતાં, પહેલાં કરતાં વધારે કલેશ થાય છે. વ્યક્તિ વ્યક્તિ વચ્ચે ઘર્ષણ ઘણું જ થાય છે. પણ આવો સંક્રાન્તિકાલ કંઈ હમેશ રહેતો નથી. અને બેચાર દસકા પછી કંઈક આદર્શભેદનું અંતર ઓછું થયું હશે, અને કંઈક આદર્શભેદ આપણે સહન કરતાં શીખી ગયા હઈશું. વળી અવિભક્ત કુટુંબસંસ્થા મરજીમાં આવે એટલું ભેગાં રહેવાની અને મરજીમાં આવે એટલુ જુદાં રહેવાની અનેક પ્રકારની સગવડો આપે છે, એટલે થોડાં વરસોમાં પાછી એ સંસ્થા કંઈક સગવડવાળું રૂપ પકડી લેશે. અત્યારે શહેરી જીવનને લીધે, અનેક જાતના ધંધામાં દેશદેશાન્તર કરવું પડે છે તેને લીધે, ભાઈઓ ભાઈઓને જુદાં રહેવું જ પડે છે. પણ તેથી અવિભક્ત કુટુંબસંસ્થા તૂટી ગઈ એમ ન ગણાય. હજી કોઈ પણ સમાજ કરતાં આપણા દેશમાં ભાઈ ભાઈનો સંબંધ વધારે નિકટનો અને ઘન છે. અત્યારે જે વિશ્લેષણ શરૂ થયું દેખાય છે, તે આગળ જતાં આખી કુટુંબસંસ્થાને ભેદી નાંખશે એમ માનવા કરતાં તે વિશ્લેષણ જરૂર હશે તેટલે સુધી જઈને અટકી જશે, એમ માનવું મને વધારે યથાર્થ લાગે છે.

અને સાવ તૂટી જવાની જરૂર છે એમ આપણે શા માટે માની લેવું? એક ભાઈ બીજાને ભણાવે, તેને વેપારમાં મદદ કરે તો તેમાં ખોટું શું થઈ ગયું છે? તેથી નવા પરણેલા કોઈ ભાઈને, ઘણે ભાગે મોટાભાઈને, કદાચ પોતાના પરિણીત જીવનની કેટલીક મોજમજા ઓછી કરવી પડશે, પણ આપણા જેવા ગરીબ દેશમાં એમ કરકસરથી ન રહીએ તો ચાલે કેમ? અત્યારે આપણને આ કુટુંબસંસ્થા અળખામણી થઈ છે, પણ આપણા પર પડેલી કેટલીય વિપત્તિમાં તેણે આપણને મદદ કરેલી છે, અને અત્યારે પણ કેટલીયમાં તે મદદ કરે છે! અલબત આ સંસ્થાથી સ્ત્રીઓને જે અન્યાય થતો, પરતંત્રતા ભોગવવી પડતી, આળસુને જે ઉત્તેજન મળતું તે બંધ થવું જોઈએ. પણ હું તો

એમ કલ્પી શકુ છુ કે એવા અનિષ્ટો નીકળી જશે અને તે પછી એ જ સસ્થા પાછી નવી રીતે ગોઠવાઈ જાય એ અનિષ્ટો નાબૂદ થયા નથી ત્યા સુધી જરૂર એ આખી સસ્થાની સામે આપણને વિરોધ થવાનો

મને એક બીજી દૃષ્ટિએ પણ વિચાર કરવા જેવુ લાગે છે દહાડેદિવસે વિદ્યાઓ વધતી જાય છે, શિક્ષણનો સમય વધતો જાય છે પહેલા ૧૮ કે ૨૦ વરસે માણસ કમાવા જેટલુ ભણી રહેતો, હવે ૨૫ વરસે પણ પૂરુ ભણી પરવાર્યો હોતો નથી સમાજના ભણવાની મહેચ્છા રાખતા વર્ગની કમાવાની વય આઘી ઠેલાતી જાય પણ માણસની જુવાની એટલે કે પરણવાની ઉમર એ રીતે આઘી ઠેલાય છે ખરી? અને ખરી ભર જુવાનીમા માણસ પરણી ન શકે એ સમાજ કે વ્યક્તિને માટે ઇષ્ટ છે? અત્યારે સમાજના એક નાના પણ સ્થિતિપ્રતિષ્ઠાને અંગે મહત્ત્વના વિભાગમા કમાવા માડ્યા સુધી ન પરણવુ એવા આગ્રહથી, લગ્નની વય જોઈએ તે કરતા વધારે દૂર થતી ગઈ નથી લાગતી? તેના ખરાબ પરિણામો પણ નથી દેખાવા લાગ્યા? જો અવિભક્ત કુટુબસસ્થાનુ કઈક પણ સમાધાન થાય તો પિતાની સાથે રહેતા જ્યા જુવાન પુત્ર યોગ્ય વયે પરણી શકે

*

**વર્ણાન્તર લગ્નો**

વર્ણાન્તર લગ્નોને કાયદેસર ગણાવવા હિન્દુ સમાજે અત્યાર સુધીમા ઘણા પ્રયત્નો કર્યા છે સામાન્ય રીતે તો હિન્દુ સમાજ અનેક ફેરફાર મોઢે બોલ્યા વિના કરતો આવ્યો છે અને અત્યારે પણ તે એમ કરત પણ અગ્રેજી રાજ્યમા કાયદો અને ચુકાદો થઈ ગયા પછી તે સમાજને બધનકર્તા થાય છે એટલે એ થઈ ગયા પછી તેને તોડીને આગળ જવાને પાછો કાયદો જ કરવો પડે છે અને આધુનિક જમાનામા એમ કરવુ જ પડે આપણને એ હજી ફાવી ગયુ નથી, તેનુ કારણ એ છે કે સરકારી કાયદા ઘડનારા ખાતા હજી સમાજના સ્વાભાવિક અંગો નથી બની ગયા પ્રજાના અભિપ્રાયનો—હૃદ્ગત અભિપ્રાયનો એમા સ્વાભાવિક પડઘો પડતો નથી અને તેથી કરીને પ્રજાએ બુદ્ધિપૂર્વક, કઈક પ્રયત્નપૂર્વક એ કામ કરવુ પડે છે

અત્યાર સુધીમા વર્ણાન્તર લગ્નોને કાયદેસર કરાવવા આપણા અનેક હિન્દુ આગેવાનોએ પ્રયત્નો કર્યા છે અત્યાર પહેલા વર્ણાન્તર લગ્નોને માટે એક જ ઉપાય હતો—સિવિલ મૅરેજનો, લગ્નની નોધણીનો પહેલા નોધણી માટે પરણનારાએ પોતે હિંદુ, મુસલમાન, પારસી, ક્રિશ્ચન વગેરે કોઈ ધર્મના—ખરુ પૂછો તો કોઈ ધર્મના—નથી એમ જાહેર કરવુ પડતું એવી જાહેરાતની જરૂર શ્રી ગોરના કાયદાથી નીકળી ગઈ, માત્ર નોધણીની જરૂર જ રહી એ જરૂર પણ કાઢી નાખવાને પહેલા વસુએ બિલ આણેલુ, તે પછી સદ્ગત વિઠ્ઠલભાઈએ આણેલુ અને અત્યારે બાબુ ભગવાનદાસે આણેલુ છે આ બિલ વિના પણ વર્ણાન્તર લગ્નો થઈ શકે છે પણ તે માત્ર અનુલોમ જ ઊચી વર્ણો હલકી ગણાતી વર્ણોની કન્યા વરી શકે અને એથી ઊલટુ ન થઈ શકે એ એક પ્રકારનો અન્યાય જ હતો તે ટાળવા આ બિલ આણેલુ છે આ બિલ પ્રમાણે અનુલોમ પ્રતિલોમ બન્ને પ્રકારના લગ્નો કાયદેસર ગણાશે

# શરદનો ચન્દ્ર



ચાંદલો ઊગ્યો છે આજ શરદનો ગગંનમાં!
ઊગ્યો ગગંન ઉગ્યો જગમાં એવો જંનમાં!
ચાંદલો ઊગ્યો છે સખી! શરદનો ગગંનમાં!

શમી વીજ ને કાટકા શમ્યા મેઘના ઠાઠ;
ધોડાપૂર નદી શમ્યાં દધી રોષ ઘુઘવાટ.

શમિયાં તોફાન એમ માનસ પ્રસન્નમાં;
ચાંદલો ઊગ્યો છે સખી! શરદનો ગગંનમાં!

ઉઘડ્યું નભ, નીલું અને ઉઘડ્યાં તારકઝુંડ;
સરવર સરવર ઊઘડ્યાં શ્વેત કુમુદનાં વૃંદ.

ઉઘડે છે આશ એમ મંનમાં, વદંનમાં.
ચાંદલો ઊગ્યો છે સખી! શરદનો ગગંનમાં!

આભ નહીં નિર્મલ સદા જીવન નહિ વણક્લેશ,
પણ તેનો ધરિયે નહીં વિષાદ ઉરમાં લેશ,

ઊગ્યા એમ ઊગતા જો રહો સદા જીવંનમાં
ચાંદલો ઊગ્યો છે સખી! શરદનો ગગંનમાં!

ગીતને અનુકૂલ જોડણી રાખી છે.*

---

* મૂળ પ્રસિદ્ધ થવા મોકલેલું વાર્ષિક 'શરદ'ને, જે થોડા સમયમાં બહાર પડવાનું છે.

# સ્વરલેખન*

શ્રી કંચનલાલ મામાવાળા

| × | ० | × | ० |
|---|---|---|---|
| ચાં દ લો | – ઊ – | ગ્યો – છે | આ – જ |
| ધ઼ ધ઼ સા | – સા રે | ગ – મ | ધ પ પ |
| શ ર દ | નો – ગ | ગં – ન | માં – – |
| મ મ પ | મ ગ ગ | (રેસા) રે – સા | સા – – |
| ઊ – ગ્યો | – ગ – | ગ – ન | ઊ ગ્યો – |
| પ – પ | – પ – | મ પ મ | મ ગ – |
| જ ગ માં | એ વો – | જં – ન | માં – – |
| મ મ ધ | ધ પ – | (પમ) ગ મ રે | ગ – – |

સાખી પછીની દરેક લીટી 'ઊગ્યો ગગન...જંનમાં'ની પેઠે ગાવાની છે. સાખીનું સ્વરલેખન આપ્યું નથી. તે ગીતને અનુકૂળ કોઈ પણ ઢાળે ગાઈ શકાશે.

# લક્ષ્યવેધ

નાગરદાસ અ. પંડ્યા

રાજગૃહની શેરીઓ આજે નિર્જનપ્રાય જણાય છે. જુવાનો પોતાના જ કુતૂહલને સંતોષવા અને વૃદ્ધો બાલકોની કૌતુકપ્રિયતાને પોષવા નગરબહાર આજના ઉત્સવને અંગે ગોઠવાયેલી રચના નિહાળવા જઈ રહ્યા છે. આજની વીરોચિત, વીરનરોના કૌશલ્યની પરીક્ષા કરાવનારી રમતો નિહાળવાને માટે મગધસમ્રાટ મહારાજા કણિક, જેમણે અજાતશત્રુની સંજ્ઞાને પણ યથાર્થ કરવાને કમ્મર કસી છે, જેમની આણ સારાય બ્રહ્માવર્તને કંપાવી રહી છે તેઓ પોતે પધારવાના છે.

ભારતને એકેએક ખૂણેથી ધનુર્વિદ્યાપારંગત શૂરવીરો આજે પોતાનું શસ્ત્રનૈપુણ્ય બતાવવા માટે અહીં આવી પહોંચ્યા છે. આજનો રોમાંચક પ્રસંગ જોવામાં આબાલવૃદ્ધ નગરજનો સૌ ભાગ્ય માને છે.

એક વૃદ્ધ બે હાથની આંગળીએ બે બાળકોને વળગાડી નગરબહાર રચવામાં આવેલા આ સમારંભ તરફ જતા જનગણમાં દેખાતો હતો. તેની આંગળીએ વળગેલાં બાળકબાળકી એને અનેક પ્રશ્નો પૂછ્યે જતાં હતાં. બધા પ્રશ્નોના ધીરજથી ઉત્તર આપતો તે રાજશિબિરની બરાબર સામે જ, જ્યાંથી આજે થવાની સ્પર્ધાના અંગની રમતો બરાબર દેખી શકાય ત્યાં ગોઠવાયો. એની બરાબર સામે રાજસિંહાસન હતું.

રાજ્યાસન સામે એક જબરું ચોગાન રમતો માટે રાખેલું હતું એની સીમા સાચવવા માટે સજ્જ થયેલા સૈનિકો ટહેલતા હતા. વર્તુલાકાર દેખાતા આ ખાલી મેદાનની જમણી બાજુ પર ગદાયુદ્ધ માટે તત્પર થઈ રહેલા વીરોની મંડળી હતી, જ્યારે ડાબી બાજુ ઉપર ધનુર્ધારીઓની સંખ્યા જમા થતી હતી. એક તરફ ક્રીડાગજો અને બીજી તરફ હયપતિઓ ગોઠવાયા હતા.

"બહેન, પેલો મોરપીંછવાળો યોદ્ધો જોયો?" આપણા વૃદ્ધની સાથે ભૂમિ ઉપર બેસીને વાતો કરતા પેલા બાળકે પોતાની બહેનને પૂછ્યું. "કેટલો ચાલાક છે? આપણે તો કહીએ છીએ કે એ જ આજે બધાને જીતી જવાનો—"

"તને શું ખબર પડે?" બાળકની બહેને કહ્યું. "એના કરતાં તો પેલો જરા ઊંચો છે તે લાલ કલગીવાળો વધારે તેજદાર લાગે છે. નહિ?" બાળકી વૃદ્ધની પીઠ જોરથી હલાવીને પોતાના અભિપ્રાયનું સમર્થન એની પાસેથી માગવા લાગી.

"બેટા, તમે બૂમો ન પાડો: અહીં બૂમો પાડશો તો બેસવાનું નહિ મળે. હમણાં જુઓ કોણ જીતે છે," વૃદ્ધે કહ્યું.

"પણ જો એ મોરપીંછીવાળો જ બધાને જીતી જાય તો મને શું આપવું?" બાળકે તો પોતાનું જ ગાયું ગાયા કીધું.

કુતૂહલી લોકોની પારાવાર મેદની જામી રહી. આટલી અસંખ્ય મેદની પણ અદ્ભુત

શાંતિ જાળવી રહી હતી તે આજના ઉત્સવપર્વની ગંભીરતામાં ખરે જ પ્રશંસનીય વધારો કરતું હતું. એ સમયનું સજીવ ભારતવર્ષ વિક્રમપ્રિય હતું તેટલું જ સંયમી હતું. લોકદેહમાં જીવન જોરથી વહેતું હતું અને તે શક્તિ અને શાંતિ ઉભય ઉપર પ્રભુત્વ ધરાવતું હતું.

ધીરેધીરે પ્રસંગને શોભાવવા માટે ઉપસ્થિત થયેલા મંડળેશ્વરો, રાજ્યો વગેરે આવવા લાગ્યા. એમની સાથે પોતપોતાનો અંગત પરિવાર હાજર થતાં એમનાં આભૂષણોની પ્રભાથી અને ઉપસ્કરોના ઠાઠથી મેદાન કોઈ અનેરા દમામથી શોભી રહ્યું. આકાશમાં ચડવા લાગેલા સૂર્યદેવના ઋતુને અનુકૂળ રશ્મિઓ પ્રત્યેક સેનાપરિચ્છેદોનાં ઉઘાડાં હથિયારો સાથે અથડાઈને પાછા ફરતાં એ ભૂમિને વધારે ઉજ્જ્વલ કરતાં હતાં, જાણે કે એ પાછાં પડતાં કિરણોથી આખીએ ભૂમિકા રોમાંચિત ન થઈ હોય ?

ધીરધીરે રાજશિબિરમાં પણ ભરતી થવા લાગી. એક સમ્રાટ અજાતશત્રુનું સ્થાન ખાલી હતું. મહામંડળેશ્વરો અંદરઅંદર એમના વિલંબના કારણની જ ચર્ચા કરતા હશે એમ ઇતર પ્રેક્ષકો કલ્પના કરતા હતા. એટલામાં એકાએક વાદ્યનાદોથી પૃથ્વી દોલાયમાન થઈ રહી.

*

તૂરીઓના તીવ્ર નાદો આકાશના ઘુમ્મટને વિદારવાને યત્ન કરી રહ્યા, દુંદુભી ઉપર અસંખ્ય ઘાવ દેવાયા. ઠામઠામથી મહારથીઓના શંખો ફુંકાવા લાગ્યા. કાનઆડે હાથ દેતા સમસ્ત પ્રેક્ષકોની નજર રાજ્યાસન તરફ વળી. એ જ પળે સોળ ઘોડાના સુવર્ણ-રથમાં મહારાજા અજાતશત્રુ કુણિકની સવારી એ સ્થાને ઉપસ્થિત થઈ. રથ અટક્યો અને મહારાજ પોતે ચામરધારીઓ સાથે, બંદીગણોની યશોગાથા સાંભળતા, સિંહાસનારૂઢ થયા.

જેટલો કોલાહલ મહારાજના આગમનને વધાવવા માટે થઈ રહ્યો હતો એટલી જ અદ્‌ભુત શાંતિ એમના આસનારૂઢ થયા પછી સર્વ દિશામાં જામી રહી. મહારાજ પોતાના મંત્રીગણને કંઈ આજ્ઞા આપતા દેખાયા. અને એમના ધીમા શબ્દો પણ સુણવાને અધીરી જનતા, એ આજ્ઞાનો પોતપોતાની ઇચ્છા પ્રમાણે અર્થ કરવા લાગી.

મહાનાયકે મેદાનના અગ્રભાગમાં આવીને ઉત્સવને લગતી રમતો, સ્પર્ધા, હવે શરૂ થાય છે એવી ખબર આપી એટલે આબાલવૃદ્ધ પ્રેક્ષકો વિવિધ દૃશ્યો જોવાને એકપગે થયો.

પ્રથમ કુશળ મહામાત્રોના અંકુશતળે કેળવાયેલા ચાર મોટા મદઝરતા હાથીઓની સ્પર્ધા ચાલી. પૃથ્વી ઉપર કેટલીક સૂક્ષ્મ વસ્તુઓ મેદાનની વચમાં મૂકવામાં આવી હતી એ લેવા માટે, અને બીજા લેનારને અટકાવવા માટે, હાથીઓ સ્પર્ધા કરવા લાગ્યા. સામસામા બળવાન આક્રમણથી એકબીજાને ઉથલાવી નાખવાના પ્રયત્નમાં તેમની ચીસો, મહામાત્રોના તેમને ઉત્તેજિત કરવાના પોકારો, રાજશિબિરમાંથી ઊઠતા પ્રોત્સાહનધ્વનિઓ અને પ્રેક્ષક-ગણોમાંથી કૌતુક અને પ્રેરણા માટે પ્રસરતા ધન્યવાદના અવાજોએ ઘડીવાર ક્રીડાભૂમિને જાણે કે રણભૂમિના રૂપમાં ફેરવી નાંખી.

છેવટે એક મહામાત્ર અને એનો મદગળતો માતંગ વિજયી નીવડ્યા, ભૂમિ પર રહેલી સર્વે સ્પર્ધાના કારણરૂપ વસ્તુઓને પોતાના સૂંઢથી ઉપાડી બીજાઓને અવનીપૃષ્ઠ ઉપર આળોટતા છોડી તે મહારાજાના આસન તરફ જવા લાગ્યો. લોકો એ વિજેતા મહામાત્ર

કોણ છે એ જાણવા ઊંચાનીચા થવા લાગ્યા. મહારાજાને હાથી અને એના સંચાલક બેઉએ નમન કીધું, પોતાનું નામ જણાવ્યું.

તુરત જ બાજુમાં ઊભા કરેલા ચોકઠા ઉપર એ વિજેતાના નામના મોટા સુવર્ણાક્ષરો ગોઠવાયા. એ અક્ષરો આ પ્રમાણે હતાઃ

"શ્રીપાલ શાક્ય, કપિલવસ્તુ."

બહારનો—મગધનો—નહિ એવો એક વીર 'ગજવિગ્રહ'નું પરિતોષિક (ઇનામ) જીતી ગયો હતો તેથી મગધની જનતા ખેદનો અનુભવ કરી રહી. હવે મગધવીરો માટે હયયુદ્ધમાં વિજય મેળવવાની પૂરી જરૂર હતી. જો દરેક સ્પર્ધામાં પરદેશીઓ જ ફાવે તો જરૂર મગધરાજ્યનો વિજયકાલ પૂરો થઈ રહ્યો ગણાય એમ લોકો અંદરઅંદર વાતે ચડયા. પછી અશ્વસ્પર્ધા પણ ચાલી.

કૃત્રિમ દીવાલો ઓળંગી, પાણીથી ભરેલી કૃત્રિમ ખાઈઓ વીંધી, દૂરની વૃક્ષઘટામાં લટકાવેલા લક્ષ્યો ભાલાથી ઝડપી લઈ, જે અશ્વપતિ પહેલો આવે એને આ સ્પર્ધામાં વિજયમાળ મળવાની હતી. અસંખ્ય અને ઠામઠામનાં ઘોડેસ્વારો મથ્યા હતા. રૂપના અંબાર સમા અશ્વો, અને એના ઉપર ભાત પાડે તેવા સવારો 'આ જરૂર જીતશે' એવી આશા પ્રેક્ષકોના અંતરમાં પ્રેરતા હતા. પણ અનેકવાર સર્વને નિરાશા મળી. છેવટે એક ઠીંગણો અશ્વ અને એનો એવો જ ચાલક ચોક્કસ લક્ષ્યને વીંધી લાવીને સંપૂર્ણ વિજય મેળવી શક્યા.

આ વિજેતા પણ રાજશિબિર તરફ ગયો. નમન કરી ઊભો રહ્યો. પોતાનું નામ કહેવા લાગ્યો કે તુરત પેલા ચોકઠા ઉપર એના નામના સુવર્ણઅક્ષરો ચડયાઃ

"પ્રસેનમલ્લ, પાવાનગર."

"આ પણ પરદેશીજ," લોકો ગણગણતા હતા. રાજશિબિર પણ જાણે ઝાંખું પડતું હોય તેવું દેખાયું. "મગધવીરો કયાં સંતાઈ ગયા? એમનો અસ્તકાળ આવી પહોંચ્યો કે શું?" બધે ચર્ચા થવા લાગી.

*

સૌથી વધારે આકર્ષક અને રોમાંચક સ્પર્ધા ધનુર્ધારીઓની હતી. બંને બાજુ અસંખ્ય, ધનુષ્યબાણધારીઓનાં ટોળાં ઊભરાતાં હતાં. ટોળામાં ભાતભાતના લોકો હતા. કાળા, પીળા, ધોળા રંગના એમના દેહો, અને એ દેહને શણગારતાં એમનાં વિચિત્ર આભૂષણો એમની વિવિધતામાં કંઈ નવું જ તત્ત્વ ઉમેરતાં હતાં.

ઠીંગણા અને કાળા નિષાદો, ગોરા આર્યો, પીળા ચિનાઈ, બોડા બર્બરો, બધા આ સ્પર્ધામાં હતા. એ બધામાં એક મોરપીંછની કલગીવાળો અને બીજો લાલ કલગીવાળો યોદ્ધો સર્વત્ર ફેલાતી સામાન્યતામાં જરા નૂતનતા ઉમેરવાનો યત્ન કરતા હતા.

ધનુર્ધારીઓની સ્પર્ધા માટે લક્ષ્યવેધની એક ગંભીર રચના કરવામાં આવી.

રાજશિબિરની દક્ષિણ દિશાએ મહારાજાની દૃષ્ટિમર્યાદામાં એક ચોકઠું ગોઠવાયું. એના મધ્યમાં એક વર્તુલ ચકરચકર ફર્યા કરતું હતું. એ વર્તુલની મધ્યમાં ગગનચારી ગરુડપક્ષીની આકૃતિ દેખાતી હતી. ઘડીમાં એ આકૃતિ પણ વર્તુલથી ઊલટી રીતે ચક્કર લેવા લાગી. આ ફરતા ગરુડપક્ષીનું હૃદય વીંધવાનું ધનુર્ધારીઓને કહેવામાં આવ્યું.

રાજાજ્ઞા સંભળાતાંની સાથે સ્પર્ધાનો આરંભ થયો. નિષાદગણો પ્રયત્ન કરી વળ્યા,

બર્બરો પણ નિષ્ફલ થઈને પાછા ગયા. પછી મગધવીરોનો સમય આવ્યો. "એક, બે, ત્રણ, અરે આ શું વીરોની વીરતા ક્યાં સંતાઈ ગઈ? મગધની શૂરતાનો છેક જ અસ્ત થયો કે શું?" લોકો બોલવા લાગ્યા.

"ધન્ય, ધન્ય, માગધોનો જય, માગધોનો જય," એકાએક લોકોમાંથી પોકાર ઊઠ્યો. ગરુડ બરાબર વિંધાયો દેખાતો હતો. એક મગધ ધનુર્ધારીએ બાણ છોડ્યું હતું અને લક્ષ્યવેધમાં સફળતા મેળવી દેખાતી હતી. ક્રીડાનિરીક્ષક ગરુડ પાસે ગયો, તેણે નિષેધસૂચક હસ્તધૂનન કર્યું. મહારાજા પાસે જઈ એણે જાહેર કર્યું કે ગરુડનું હૃદય નહિ પણ ઉરસ—છાતી—વિંધાયેલ છે. છતાં મગધયોદ્ધાનું નામ સુવર્ણાક્ષરે ચોકડા પર ચડ્યું અને મહારાજે હજી પણ કોઈ ધનુર્ધારી બાકી હોય તો તેને યત્ન કરવા માટે છૂટ આપી.

ઘણા બાકી હતા. પેલા લાલ કલગીવાળા અને મોરપીંછવાળા ધનુર્ધારીઓ પોતાનો સમય મેળવી બહાર પડ્યા. લાલ કલગીવાળાનું બાણ ગરુડની ચાંચ સાથે અફળાઈ નીચે પડ્યું પણ મોરપીંછવાળાના ધનુષમાંથી છૂટેલ શરે તો એ ગરુડના હૃદયને બરાબર વીંધી નાંખ્યું. એ શર જેને પાછળ બરાબર અર્ધા ભાગે નીકળ્યું હતું તેવી ગરુડાકૃતિ તો ફરતી જ હતી. લોકો 'ધન્ય, ધન્ય' પોકારી રહ્યા. ગરુડવેધક અભિનંદનના પોકારો ઝીલતો મહારાજા ભણી જવા લાગ્યો, નામ કહી, નમન કરી, ઊભો રહ્યો.

રાજશિબિરમાં ચર્ચા થવા લાગી. એક મંત્રી ઊભો થઈને બોલી ઊઠ્યો:

"રાજરાજેશ્વર, હું એને બરાબર ઓળખી શકું છું. લિચ્છવી ગણનાયક, પુરશ્રેષ્ઠી શ્રીવર્ધનનો એ પુત્ર છે. પ્રમુખગણનો એ મહામંત્રી છે."

તુરત જ સુવર્ણના અક્ષરો ચોકડા ઉપર બદલાયા અને લોકોએ વાંચ્યું:

"સુષેણ શ્રેષ્ઠી, વૈશાલી."

"સુષેણ, તમારા સમાન વીરને આવે અજ્ઞાત વેશે રાજગૃહમાં આવવું કેમ પડ્યું?" મહારાજાએ વીરને પ્રશ્ન કર્યો.

"રાજરાજેન્દ્ર, લિચ્છવીઓ કોઈ પણ લેખને બીજાથી ઊતરતો નથી માનતા. એમને ત્યાં પુરશ્રેષ્ઠી અને લક્ષ્યવેધ માટે સ્પર્ધામાં ઊતરનાર સામાન્ય યોદ્ધાઓ સમાનતા ભોગવે છે. હું મહારાજને લિચ્છવીગણનો સંદેશ સંભળાવવા આવ્યો છું. આ પ્રસંગ અને રીત મને ઉત્તમ લાગી."

"વીરનર, તમારો સંદેશ? અમારા સંધિદૂતોએ આપેલો ઉપદેશ તમે વિચારી જોયો તો હશે જ," મહારાજાએ મેઘગંભીર વાણીથી ઉચ્ચાર્યું.

"રાજાધિરાજ, એ પછી જ મને મોકલ્યો. અમારા ગણનાયકો રાજેન્દ્રને કહાવે છે કે મગધપતિ લોકસંગ્રહાર્થે જ એકહથ્થુ સામ્રાજ્યનો લોભ છોડી દે, લોકગણની રાજ્યપદ્ધતિ મગધમાં પ્રચલિત કરે તો અન્યોન્ય વૈમનસ્યનું કારણ ન રહે," સુષેણ દૃઢતાથી બોલી રહ્યો.

"આટલી ઉદ્ધતાઈ, આટલો ઉન્માદ લિચ્છવીઓને ભારે પડશે. આ તો તમે મૃત્યુને જ નોતરી રહ્યા છો!" મહારાજાએ કઠોરતાથી કહ્યું. શ્રોતાગણ અદ્‌ભુત નિઃશબ્દતા જાળવીને રાજાજ્ઞા સાંભળતા હતા.

"મૃત્યુ માટે નિર્ભયતા કેળવીને જ લિચ્છવીઓ આજ સુધી સ્વતંત્ર છે અને રહેવાના. યુદ્ધ માટે આપનું આહ્વાન અમને શિરોધાર્ય છે. માત્ર નિષ્ફલ માનવસંહાર અટકાવવા માટે જ મારે આટલે સુધી મહારાજના પાદવંદન માટે આવવું પડ્યું છે," સુષેણ એની એ જ દઢતાથી બોલ્યો.

"સુષેણ, દૂતને શું થઈ શકે? નહિ તો આટલી નિરંકુશ વાણીનો જવાબ બીજો જ મળે. નિરુપાયે તને જવા દેવો પડે છે," મહારાજા બોલ્યા. આસન ઉપરથી તેઓ વેગથી ઊભા થઈ ગયા અને ઉત્સવની સમાપ્તિ જાહેર કરવામાં આવી.

પછી સુષેણ ક્યાં ગયો એ કોઈને ખબર પડી નહિ. પણ બીજે દિવસે રાજમહેલનો સુવર્ણધ્વજ પોતાને ઉચ્ચ સ્થાનેથી છેદાઈ જઈને મહાલયના ચોકમાં પડેલો ખુદ મહારાજા અજાતશત્રુએ જોયો. ધ્વજના છેદાયેલા દંડમાં એક શર ચોંટેલું હતું એના ઉપર સુવર્ણના અક્ષરે લખેલું હતું:

"સુષેણ શ્રેષ્ઠી, વૈશાલી લિચ્છવીગણનો જય."

---

## મરણમિત્ર

પ્રભુદાસ કાલિદાસ વ્યાસ

(પૃથ્વી)

ઉરે અટળ આગભૂખ ભડકે બળે ને ગળે
ભલે જબર હોય કાય, સર્મપે શિશુ ટળવળે;
સહે સકલ શીતતાપવરષા, ન રે ઝૂંપડું,
કુટુંબકલહે, ભયે દુઃખ સદા સમીપે ખડું.
અનેકવિધ આધિ, વ્યાધિ વસમી વપુને વરે
સરે શરીર-શૌર્યતેજ, કફ-લીંટ છૂટે અરે!
વહે વમન, રક્ત-પાચ-વિણ મૂત્રમાં માળખું
સડે, સરત કારમીય કિકિયારી હા, કષ્ટ શું!
ચડે મરણ વ્હાર તે સમય જીવને છોડવે
ઉપાધિ-ભય-રોગ-ક્લેશ ચક્રી જાળ જંજાળથી;
સુખી શયનમાં સુવારી વર શાંતિ દે શાશ્વતી
અને નવલ જિંદગી નવલ જન્મથી જોડવે.
મીઠાં મરણમિત્રથી ધ્રુજવું બીવું શાને અરે!
અનન્ત ઉપકારીને મળવું તો હસીને ખરે!

---

# યોગ

વર્ષાતણો આર્દ્ર આભ ઘેરે
ને અંતરે ભાર ફરી છવાય
જેવો ભર્યો ઓછિમ અંધકારમાં
ફિક્કા 'સુખે કામ' કરી રહેતા
અનેક કર્યાર્કો સહુ કુ હતો તદા

નિષ્પથ શા કાર્યતણા પ્રવાહમાં.
ચાલ્યા' કરે હાથ અખંડ ધારા
ધરા' ઉરે ગભીર વ્યોમથી પડે
એ પ્રાણનો ભવ્ય અખંડ યોગ

આકાશકોર ફલકે છવાતા
શ્યામાભ, ધારા પડતી પ્રચંડ
એ બીનના યૌગિક નિમ્ન ગાન,
નિસ્તબ્ધ વૃક્ષો, પ્રમસ્ત પાણી,
છવી રહેલા પથ ને'રનાળાં,
હશે હશે કલ્પક કો હમી રહ્યા
અનન્ત સાન્નિધ્ય વિલીનતામાં,
પ્રહર્ષની- ઉન્નત વ્યાપ્તિમાં ચડી
કવિવરો ગાન અકથ્ય ગુંજતા,
મયૂર કેકા, ટહુકંત કોકિલા,
પડી જતાં કોઈ ઘરો, દટાતા
મરી જતાં કોઈક ક્ષુદ્ર જીવો,
હશે હશે બાહ્ય વિરાટ વિશ્વમાં
કે સૂક્ષ્મ ને સ્થૂલ લીલા મચી રહી,
ચિદ્ભાતિ કૈ વિધ જીવતી રહી,

છતાંય એ નિષ્પથ કાર્ય કાગળો,
એ લેખનો એમ અખંડ ચાલતાં,
અગમ્ય કો પ્રીતિ ઉરે કસી જતી
ક્ષણેક, ને અન્ય ક્ષણે જ શૂન્ય

## પ્રસ્થાન

લેખપ્રવાહો સરતા: ન ચિત્ત
વ્યથા, સ્પૃહા, આશ, વ હર્ષ કે સુધા
તેણા તરંગે ખમતું જણાય;

પરંતુ એ યોગ અનંત પેટનો
અનંતનો એ ઇતિહાસ ચાલતો;
પરિસ્થિતિ ક્ષુદ્રપણું અસંખ્યનું
નિર્ધ્યેય પંથે પગ પ્રેરનારું
સમષ્ટિના નિર્મમ યોગ જેવું

'દમાણુ' શું એ સમજું ન અર્થ
છતાંય આજે જગ પાંસ પ્રશ્ન.

## न च लिङ्गं न च वयः ।

નટવર મ. પટેલ

ચરણરજ પ્રભુકેરી અમ સૌ!— ધ્રુવ
પૂછું સાધુસંત!

હો સંતન! કેવી આપણ જાત?
*હો સંતન! જાણી ના એ વાત,*

નાતજાતની વાત ન જાણી

શ્વેત પદ્મ શી જાત
ચરણરજ પ્રભુકેરી અમ સૌ.

શાને પૂછો વર્ષ?

હો સંતન! હું તો નાનો બાલ,
હો સંતન! તોડી વયની પાળ;

બાલ, વૃદ્ધ વા નર વા નારી

હોય હરિનાં લાલ,
ચરણરજ પ્રભુકેરી અમ સૌ!

# આંતરરાષ્ટ્રીય સાઠમારીની સમસ્યા

મુકુન્દ દેસાઇ

જૂનની ૨૮ મી તારીખે ઈ. સ. ૧૯૧૯માં યુરોપની યાદવાસ્થળીનો અંત આવ્યો. તે વખતે જગતની અંદર સુલેહ સદાને વાસ્તે ટકાવી રાખવા માટે જાતજાતના કોલકરારો કરવામાં આવેલા અને તેનો એક ફણગો તે લીગ ઑફ નેશન્સ છે. ઈ. સ. ૧૯૧૪ની લડાઈ પહેલાં હેગ ખાતે આંતરરાષ્ટ્રીય ઝગડાનો પતાવટ કરવા માટે એક અદાલત ઊભી કરવામાં આવી હતી. આ અદાલતની પહેલી પરિષદ ઈ. સ. ૧૮૯૮માં રશિયાના ઝાર નિકોલાસ બીજાએ બોલાવેલી અને તેમાં ભવિષ્યમાં લડાઈ ન થાય તે માટે જગતની સર્વે સત્તાઓએ હથિયાર, લશ્કર અને લડાઈનો સરંજામ ઘટાડવો એ ભાવના પર ગરમાગરમ ચર્ચા થયેલી. અંતે તે પરિષદમાં જર્મની વિરુદ્ધમાં હોવાથી આ વિચાર પડતો મૂકવામાં આવેલો. ત્યારબાદની દક્ષિણ આફ્રિકાની બોઅર વૉર, અને રશિયા અને જાપાનની લડાઈ થઈ, પરતુ હેગની અદાલત કોઈ પણ રસ્તે પતાવટ કરી શકેલી નહિ. અલજીરિયા, મોરોક્કો, ટ્રિપોલી, ઇજિપ્ત અને બાલ્કનના ઝગડામાં પણ હેગની અદાલત નિવેડો લાવી શકી નહિ, તેથી તેની આબરૂ દિનપ્રતિદિન ઓછી થતી ગઈ, અને છેવટે ઈ. સ. ૧૯૧૪માં તેની ભાવનાને સદાને માટે તિલાંજલિ આપવામાં આવી. અંતે પાછી એ જ ભાવના પર વરસેઇલ્સના કોલકરારોને ટકાવી રાખવા માટે જીનીવામાં લીગ ઑફ નેશન્સની સ્થાપના કરવામાં આવી હતી.

**વરસેઇલ્સના કોલકરારો**

પરતુ જે વખતે લીગ ઑફ નેશન્સની એક બાજુ ભાવનાઓ ઘડાતી હતી તે વખતે બીજી બાજુ રશિયા સામે જગતનાં 'મહાન રાજ્યોએ' આક્રમણ શરૂ કરેલાં. સામ્યવાદનો પ્રચાર વધારે પ્રસરે નહિ તે જોવાને ચારેબાજુથી ઊગતી રશિયાની ભાવનામય યોજનાને કચડી નાંખવા પોલેન્ડને તેમજ રશિયાના ઝારના પક્ષકારોને યા તો ત્યાંના મૂડીવાદીઓને ઉઘાડે છોગે મિત્રરાજ્યો મદદ કરતાં હતાં. પશ્ચિમમાં આ સ્થિતિ હતી, ત્યારે પૂર્વમાં રશિયાની અંદરની અંધાધૂંધીનો લાભ લઈને જાપાને પણ રશિયાને કચડી નાંખવાનું બીડું ઝડપેલું. લીગ ઑફ નેશન્સની જગતમાં સદાને માટે સુલેહ સાચવી રાખવાની ભાવનાને શરૂઆતથી જ સ્થાન મળ્યું નથી, કહીએ તો ચાલે. કારણકે જ્યારે લીગ ઑફ નેશન્સ સ્થપાઈ ત્યારે ત્રણ સત્તાઓનું જોર બહુ જ હતું: ઇંગ્લંડ, ફ્રાન્સ અને યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા)નું. અને એમાં જર્મની, ઇટલી અને જાપાનની તદ્દન અવગણના જ કરવામાં આવેલી.

**લીગ ઑફ નેશન્સના સંચાલકો**

છેલ્લા દસકામાં તો ઇટલી, જાપાન અને જર્મનીને જણાયું કે, યુનાઇટેડ સ્ટેટ્સને લીગ ઑફ નેશન્સમાં પૈસાપૂરતું જ સગું છે, અને સર્વે સત્તા તો ઇંગ્લંડ અને ફ્રાન્સ જ

**લીગ ઑફ નેશન્સ નકામી છે**

ભોગવ્યા કરે છે. પરંતુ જ્યારે જાપાને પાસિફીક મહાસાગરમાં પોતાની સત્તા જમાવવા માંડી, મંચુરિયા પચાવવા પ્રયાસ કરવા માંડ્યા, અને ઈટલીએ ફ્યુમ બંદર ઓહિયાં કર્યું અને જર્મનીએ ગઈ લડાઈનું દેવું ચૂકવવા ના પાડી, ત્યારે તરત જ પાછી નવી શરતો કરવા ઇંગ્લંડ, ફ્રાન્સ અને યુનાઈટેડ સ્ટેટ્સ તૈયાર થયાં. ૧૯૨૧માં વૉશિંગ્ટનમાં પરિષદ મળી, ૧૯૨૩માં લુસેર્ફન પરિષદ; ૧૯૨૫ લોકારનો પેક્ટ; ૧૯૨૭માં નૌકાસૈન્ય ઘટાડવા માટે નેવલ કૉન્ફરન્સ જીનીવામાં; અને ત્યારબાદના કેલોગ કરારો ૧૯૨૮માં; ૧૯૩૦માં રેપરેશન કૉન્ફરન્સ હેગ ખાતે અને જર્મનીના દેવાનો સવાલ; ૧૯૩૨માં ઓટાવા કૉન્ફરન્સ અને મંચુરિયાના સવાલ પર લીટનનું કમિશન; ૧૯૩૩માં જગતની આર્થિક પરિષદ; ૧૯૩૪માં જાપાનનું મંચુરિયા પર આક્રમણ અને ૧૯૩૫માં જર્મનીથી ડરી જઈને ઇંગ્લંડ તરફથી જર્મનીને નૌકાસૈન્ય ૩૫ ટકા રાખવાની કબૂલાત તથા ૪૫ ટકાના પ્રમાણમાં સબમરીન બાંધવા દેવાની મંજૂરી આપવામાં આવી, અને એબિસિનિયાને ઓહિયાં કરવાની ઈટલીની નીતિ—આ સર્વે વિષયો પર જો વિચાર કરવામાં આવે તો જણાશે કે લીગ ઑફ નેશન્સ કંઈ પણ પગલું ભરી શકવાને તદ્દન અશક્તિમાન છે.

વરસેઇલ્સના કોલકરારો જર્મનીએ અત્યારે કચરાપેટીમાં નાંખ્યા છે; ઈટલી એબિસિનિયાને દબાવવા લશ્કર મોકલે છે; જાપાન મંચુરિયા ખાઈ ગયું અને મોંગોલિયા પર આક્રમણ કરે છે; જ્યાં લીગ ઑફ નેશન્સ કશું કરી શકતું જ નથી. ચીલી, પેરુ અને બ્રાઝિલ અથડાયાં કરે પણ લીગ ઑફ નેશન્સ તે લડાઈ બંધ કરાવી શકે તેમ નથી. આ બતાવી આપે છે કે લીગ ઑફ નેશન્સ નકામી સંસ્થા છે અને તે નાબૂદ કરવી જોઈએ.

**જ્યાં સત્તા છે ત્યાં જોખમદારી પણ છે**

લીગ ઑફ નેશન્સ જો એમ માનતી હોય કે જગતની સુલેહનો આધાર તેના પર જ છે, તો તેણે તાત્કાલિક પગલાં લેવાં જોઈએ. જે સત્તા તેની સામે પડે તેના પર લડાઈ કરીને તેને દબાવી દેવી જોઈએ, યા તો તેનો ખરો હક હોય તો તે પ્રમાણે તેની સ્વતંત્રતા મેળવી આપવામાં મદદગાર થવું જોઈએ. આ જોખમદારી લીગ ઑફ નેશન્સ જ્યાં સુધી લેવા તૈયાર નથી ત્યાં સુધી તેના આદર્શો પળાવાના જ નથી.

**હિટલરને ઇંગ્લંડની મદદ**

જર્મનીમાં ચારેબાજુએ પ્રજા પર નાઝી પક્ષનો જુલમ ચાલે છે, અને તે પરથી એમ જણાય છે કે રશિયાના સામ્યવાદને ડરાવવા જર્મનીને પગભર કરવાની જરૂર ઇંગ્લંડે જોઈ છે. તે પાછું ફ્રાન્સથી પણ ડરે છે, કારણકે જગતમાં વધારે પ્રમાણમાં એરોપ્લેનનું (હવાઈ જહાજ)નું લશ્કર ફ્રાન્સ પાસે છે, અને ફ્રાન્સને ડરાવવા પણ જર્મનીને મદદ આપે જ છૂટકો.

જ્યારથી હિટલર પક્ષ સત્તામાં આવ્યો છે ત્યારથી ઇંગ્લંડે જર્મનીનો સદાએ પક્ષ ખેંચ્યો છે. જર્મની લશ્કર ઊભું કરે તે સામે તેણે વિરોધ કર્યો નહિ, પરંતુ નૌકાસૈન્ય વધારવા માટે ઊલટો ટેકો આપ્યો. ઈટલીની સામે પણ હિટલરને ઉશ્કેરવા માટે પ્રયાસો હજુ ચાલુ છે.

એબિસિનિયાની અંદર જગતની મહાન સત્તાઓ સંડોવાયેલી છે. ઇટલીના બે મસ્થાનો—એક રાતા સમુદ્રનું અને બીજું હિંદી મહાસાગરમાનુ—વચ્ચે નાનું સરખું મસ્થાન ફ્રાન્સનું છે તે ફ્રેચ સોમાલીલેન્ડ તરીકે ઓળખાય છે, અને તેનું અંદર જીબુટી છે વચ્ચે બ્રિટિશ સોમાલીલેન્ડ પણ છે, એટલે ઇટલી, ફ્રાન્સ અને ઇગ્લડના સસ્થાનો એબિસિનિયાની પૂર્વમા આવેલા છે ઉત્તરમા અને પશ્ચિમમા બ્રિટિશ સત્તા જોરમા છે—ઇજિપ્ત, સુદાન અને યુગાન્ડા અગ્રેજોના તાબામા છે એબિસિનિયાનો મુલક પહાડી છે અને તેમાથી નાઇલ નદીને પાણી મળે છે પરતુ જો ઇટલી અને એબિસિનિયા અથડાય તો સુદાનની નાઇલ નદીને જે પાણી મળે છે તે કદાચ બધ થાય સુદાનની અદર અમેરિકાના જેવુ રૂ (કપાસ) ઇગ્લડ ઉગાડે છે, અને ભવિષ્યમા લેંકેશાયરને અમેરિકા પર આધાર રાખવો ન પડે તે જ દૃષ્ટિ આની પાછળ છે

**એબિસિનિયાની ગૈરજ પર**

નાઇલ નદીનુ પાણી એબિસિનિયાના સાના તળાવમાથી આવે છે અને આ પાણી એબિસિનિયામા વાળવા માટે એક ૬૦૦૦ ફૂટની ડેમ(બધ) બાધવા માટે અમેરિકાની વાઇટ એન્જીનિયરીંગ કુપનીને છેલ્લા આઠ વર્ષથી નકશાઓ દોરવા બોલાવી છે, અને આ લોકોએ રૂા ૩૦,૦૦૦,૦૦૦નો અડસટો આકયો છે એટલે આનો કાન્ટ્રાકટ લેવા અમેરિકા પોતે મથે છે, એટલુજ નહિ પણ કપાસનુ વાવેતર કરવા માટે તે ઇગ્લડની સામે પ્રયાસ પણ કરે છે અને જોઈએ તો એબિસિનિયાને લોન આપવા પણ તૈયાર છે

**૬,૦૦૦ની ડેમ બધ**

એબિસિનિયાની રાજ્યધાની આદીસઅબા જવુ હોય તો એડનના સામા આફ્રિકાના કિનારા પર આવેલા જીબુટી બંદર મારફતે જ રેલના રસ્તે ત્રણ રોજમા જવાય છે, અને સુદાનના ખરટુમના રસ્તે જતા દોઢથી બે માસ લાગે છે ખરટુમની અદર ગોર્ડને જાન આપેલો અને એ જ સુદાનમા કીચનરની ચડતી થયેલી આ સુદાનની ૩૦–૪૦ લાખ એકર જમીન પર કપાસનુ વાવેતર કરવા ઇગ્લડનો પ્રયાસ છે, અને તે આશા રાખે છે કે ૨,૫૦,૦૦૦ (અઢી લાખ) રૂની ગાસડીઓ જેટલો માલ ત્યા પેદા કરી શકાય છેક ૧૯૨૭–૨૮થી એબિસિનિયાની અંદર ખટપટો ચાલ્યા કરે છે અને જ્યોર્જ લોઇડે (મુબઈના પહેલાના ગવર્નરે) આમા પોતાનો સારો ફાળો આપ્યો છે

**ચાલીશ લાખ એકર જમીનનું કપાસનું વાવેતર**

એબિસિનિયાને હાથમા રમાડવા ઇંગ્લડ અને ઇટલી પ્રયાસ કરે છે તેનો વેપાર હાથ કરવા અન્ય દેશો પણ જહેમત ઉઠાવી રહ્યા છે ફ્રાન્સની જીબુટીની રેલવે મારફતે ચાલતો વેપારરોજગાર બધ કરાવવા બધી સત્તાઓ મથે છે બ્રિટિશ લોકો કેરોથી કેઇપની રેલવેની યોજના લઈને ગડાર પડયા છે, અને તે મારફતે જો એબિસિનિયા વેપાર કરે તો રેલવે લાઇન એબિસિનિયાથી બ્રિટિશ મસ્થાનમા નાખી આપવા અને તે માટે લોન આપવા ઇગ્લડ તૈયાર છે ઇટલી પોતાનું સસ્થાન ટકાવી રાખવા તેવા જ પ્રકારની વાતો કરે છે, અને

**રેલવેની લાઇનદોરી**




પ્રિય મિત્રવર્ય,

આ પત્રનું આ રીતે મથાળું વાંચીને કોઈ ધારશે કે આ કેવું જૂનવાણી સંબોધન! પણ એમ નથી. સંબોધનોનો એક ધોરી નિયમ એ છે કે સંબોધિત વ્યક્તિ જેમ દૂર તેમ તેનું સંબોધન લાંબું હોઈ શકે. આ સિદ્ધાંત સૂક્ષ્મ અને સ્થૂલ બન્ને દષ્ટિએ સાચો છે. સ્થૂલ દષ્ટિએ જે માણુસ સામે જ બેઠું હોય તેને આપણે સંબોધીએ જ નહિ, એને નામ કે કંઈ પણ સંબોધન વિના સીધેસીધું 'તું,' 'તમે,' કે 'આપ' કહીને આગળ ચાલીએ. માણુસ દૂર હોય તો તેને નામે બોલાવીએ. અને વધારે દૂર હોય તો લાંબે, વિલમ્બિત, વૈયાકરણો કહે છે તેમ પ્લુત અવાજે બોલાવીએ. એમાં જેમ એક તરફ સ્થૂલ રીતે અવાજ લંબાવાય છે તેમ બીજી તરફ નામને વિશેષણો લગાડીને લખાણમાં સંબોધન લંબાવાય છે. સામે બેઠેલ જે માણુસને કોઈ દિવસ 'ભાઈ' પણ ન કહેતા હોઈએ તે વ્યક્તિને 'પ્રિય ભાઈ', 'પ્રિય ભાઈશ્રી', 'સ્નેહી ભાઈ', 'પરમસ્નેહી ભાઈશ્રી', વગેરે લાંબે સંબોધને લખતા જઈએ છીએ. ઘરમાં જે બહેનને 'નંદુડી' કહીને બોલાવતા હોઈએ તેને પત્રમાં 'અખંડ સૌભાગ્યવંતાં બહેન શ્રીમતી નંદકુંવરબહેન' લખીએ. ઘરમાં માત્ર 'બા' કે 'બાડી' કહેતા હોઈએ તેને 'પરમપૂજ્ય ગંગાસ્વરૂપ માતુશ્રી' વગેરે કહીએ. અલબત આમાં એક અપવાદ થયેલો યાદ છે. એક વિદ્વાનને એક શેઠિયા માન આપવા ઊભા થયેલા ત્યારે એ વિદ્વાનોની સભામાં જરા ગંભીર અને ગૌરવશાળી વિશેષણો વાપરવાની ઇચ્છાથી એ શેઠિયાએ 'મરહૂમ સાક્ષરવર્યશ્રી' એમ સંબોધન કરેલું. પણ તેથી મારો નિયમ ખોટો નથી પડતો. હમેશાં જેમ સારા નિયમોને, એટલે સારા માણુસોએ નક્કી કરેલા નિયમોને, દેખાતા અપવાદોથી સમર્થન મળે છે, તેમ અહીં પણ થાય છે. 'મરહૂમ' વિશેષણુમાં પણ 'દૂર દૂર સુદૂર' હોવાનો અર્થ રહેલો છે. એટલે સંબોધનો દૂરતાથી લાંબાં, ગૌરવશાળી, ગંભીર, ગહન વગેરે બને છે જ. તોપણ આપણાં અતિ પરિચિત માણુસોને આપણે બહુ મોટાં વિશેષણો આપતાં જરા શરમાઈએ. નવો પરણેલો પતિ પોતાની વહુને 'પ્રિયતમા,' કે 'પ્રાણુસમ વહાલી,' કે એવું કંઈક લખે, પણ ચિરપરિચય પછી તો સૌ. ફલાણી એટલું જ લખે. એ

'સૌ.' માં સૌ વિશેષણો, સારાં ખરાબ,'સર્વે શુભાશુભોપમા, આવી જાય. ત્યાં પણ એ જ નિયમ તો છે, કે હૃદયની બહુ નિકટ હોય તેને ઝાઝાં વિશેષણો આપતાં આપણે શરમાઈએ. તેમ છતાં તને આ પ્રમાણે ગંબોધું છું તેનું કારણ એ છે કે તું મારી નજીક નથી. નજીક નથી તે મારાથી દૂર ગયો છે એવા કારણથી નહિ, પણ તું હજી મને જડયો જ નથી. એ બાબતમાં મારે પણ જરા ગાંધીજી જેવું છે. એમ બહુ બાબતમાં હું અને ગાંધીજી મળતા આવીએ છીએ. ગાંધીજીને એપેન્ડિસાઈટિસનું ઓપરેશન કરેલું ત્યારે મને પણ ડૉકટરે એપેન્ડિસાઈટિસ હોવાનો સંભવ કહેલો. એ તો પછી નીકળ્યું કંઈક બીજું જ. પણ મારે ગાંધીજી સાથે એમ ઘણું મળતાપણું છે. ગાંધીજીને પોતાના ગુરુ ને ઈશ્વર જડયા નથી, તેમ મને પણ તું જડ્યો નથી. મારી સ્થિતિ તો ગાંધીજી કરતાં પણ વધારે ખરાબ છે. ગાંધીજીને ખબર છે કે ઈશ્વર છે ખરો, માત્ર તેમને જડતો નથી; પણ મારે તો ઊલટું છે. હું તો જાણું છું કે આ દુનિયામાં કોઈ મિત્ર છે જ નહિ! અને છતાં તને પત્ર લખવાનું મન થાય છે. તેમાં તું કે હું જવાબદાર નથી; આ સાહિત્ય અથવા દુનિયા જવાબદાર છે. દુનિયામાં એવું ઘણું છે જે પરમપ્રિય મિત્ર કે મિત્રવર્યને કાગળરૂપે જ માત્ર લખી શકાય. તેને માટે બીજી કોઈ શૈલી કામ ન આવે. પછી હું શું કરું? હું જાણું છું, તું નથી, મળવાનો નથી, છતાં તારા સંબોધનથી જ મને પ્રેરણા મળે છે. કોઈ તત્ત્વજ્ઞાન ભણેલો ડાહ્યો કહેશે કે અભાવ તે વળી પ્રેરણાત્મક થાય ખરો! અરે મારાથી ઘણાં મોટાં માણસોમાં એમ બનેલું છે. ડેન્ટી જાણતો હતો કે તેને કદી બિએટ્રિસ મળવાની નથી. છતાં એ સ્ત્રીએ જ તેને પ્રેરણા આપી. 'ડલ્સીનિયા' કદી હતી જ નહિ, પણ તે અદૃષ્ટ અને અદૃશ્ય સુંદરીના પ્રેમથી જ ડૉન કિવકઝોટ જગતના એક મહાન ગ્રન્થનો નાયક બન્યો. સાહિત્યમાં એમ બનતું આવ્યું છે. તો તારાથી મને પ્રેરણા મળે તેમાં શી નવાઈ!

તને તો આ પત્ર સંભળાવી શકાતો નથી. માટે આ પત્રને બધા સાંભળે—વાંચે એવી રીતે પ્રસિદ્ધ કરું છું. એ જ સાચો માર્ગ છે. કંસની ઇચ્છા કૃષ્ણને મારવાની હતી, પણ કૃષ્ણ જન્મ્યો છે કે નહિ, અને તે જન્મ્યો હોય તો કયાં છે, કયો છે, તેની ખાતરી કે ખબર ન હોવાથી તેણે છોકરાંમાત્રને મારવાનો નિશ્ચય કર્યો. આપણને કોઈ અજ્ઞાત વ્યક્તિ ખરાબ હોવાનો અનુભવ થાય ત્યારે આપણે આખી નાત, આખા પ્રાંત કે આખી કોમ કે આખા દેશને ભાંડીએ છીએ. તેમ તું જડતો નથી માટે આ વાત હું આખી ગુજરાતી આલમને સંભળાવવા ઇચ્છું છું. આવી વસ્તુ દુનિયામાં બને છે. જોકે તેની હજી માનસપૃથક્કરણશાસ્ત્રીને ખબર નથી પડી. પડી હોત તો વૃત્તિઓ ઉન્નત બને છે, નીચ બને છે, એમ સ્વીકાર્યું છે તે સાથે વૃત્તિઓ એકને છોડી અનેક તરફ વળે છે એમ પણ સ્વીકારત. હમણાં એવો એક દાખલો બન્યો. એક રશિયન કવિ કે એવો કોઈ કલાકાર કોઈ સુંદરીને ચહાતો હશે, પણ પેલી સુંદરી તેને સામી ચાહતી નહોતી. પછી પેલા કવિએ શું કર્યું? તેને એકવાર રેડિયો ઉપર ગાવાનો પ્રસંગ મળ્યો, ત્યારે તેણે એ સુંદરીને ગંબોધીને લખેલાં ગીતો ગાયાં. તેણે રેડિયો ઉપર કહ્યું, કે 'આજે આખું રશિયા મારાં ગીતો સાંભળશે તે સાથે તું પણ સાંભળીશ જ. અને જો સાંભળીશ, તો ઓ નિર્દય સુંદરી! આ પણ સાથેસાથે સાંભળતી જા અને સમજતી જા, કે તારે માટે હું શું કરું છું!' એમ કહીને તેણે ત્યાં ને ત્યાં પિસ્તોલ ખાધી. તે રશિયન કવિની પેઠે તું સાંભળતો નથી માટે હું આ સર્વને સંભળાવું

છું. છતાં તેની પેઠે હું પિસ્તોલ ખાવાનો નથી. કારણકે આ લખીને પિસ્તોલ ખાઉં તોપણ આ સ્વૈરવિહારમાં બધા એ પિસ્તોલ સાંભળવાના નથી. એટલે બીજા કશામાં મૌલિકતા ન બતાવી શકાય ત્યારે જે એક જ બાબત એવી છે જેમાં મૌલિકતા બતાવી માણસ મહાન થઈ શકે છે તેમાં હું મહાન થઈ શકું એમ નથી. પણ મને મહાન થવા માટે એવી ઇચ્છા પણ નથી. હું મહાન કેમ થાઉં એનો મને વિચાર આવતો જ નથી. કારણકે હું મહાન છું તેની મને ખાતરી છે, માત્ર જગત જ જાણતું નથી કે હું મહાન છું, એટલું જ બાકી છે. ઘણા પૈસાદાર માણસોને પૈસાદાર થવાપણું હોતું નથી, ત્યારે 'નાત કેમ જાણે કે હું પૈસાદાર છું' એવા વિચારથી તેઓ પૈસાદાર છે એમ બતાવવા નાતમાં નાતો કરે છે. ઘણા મહાન પુરુષોને મહાન થવાપણું હોતું જ નથી, માત્ર જગતને પોતે મહાન છે એમ બતાવવાનું જ બાકી હોય છે. અને એમ બતાવવા તેઓ મહાન પ્રયત્નો કરે છે. પણ મને જગતની એ મર્યાદા ટાળવાની ઇચ્છા નથી થતી. એટલો મારી મહત્તામાં અને તેમની મહત્તામાં ફરક છે. પણ આપણા કમનસીબ દેશને તો એ રીતે પિસ્તોલ ખાઈ મરવાની મૌલિકતા બતાવવાને પણ અવકાશ નથી. પ્રથમ તો તમને પિસ્તોલ આવડે જ ક્યાંથી? આ પિસ્તોલની વાત લખું છું ત્યાં મારા ઘર આસપાસ કોઈ સી. આઈ. ડી.વાળા તો નથી ફરતા એવા ભયથી ઊઠીને બારણું બંધ કરવું પડે છે—આ કર્યું—ત્યાં એવી રીતે પણ હું કે કોઈ શી રીતે મહાન થઈ શકીએ!

અને પ્રિય મિત્ર! એ રશિયન કવિની પેઠે, તું મને નથી મળતો માટે તને નિર્દય પણ હું કહેવાનો નથી! નિર્દય તો શું પણ તારામાં કાંઈ પણ અવગુણ હું માનતો નથી. માણસ જાતમાં રહેલો એક મોટો અવગુણ—

> 'ખીમરા! મોટી ખોડ એક માણસને મરવાતણી,
> બીજી લાખ કરોડ પણ ઈ જેવી એકે નહિ.'

એ ખોડ તારામાં નથી. કારણકે તારી હયાતી નથી. જેને હયાતી હોય છે તેનામાં જ ખોડ આવે છે. સત્ય પણ એકલું પુસ્તકમાં બાંધી મૂકીએ ત્યારે શુદ્ધ, સ્વચ્છ, નિર્દોષ હોય છે, પણ વ્યવહારમાં મૂકીએ ત્યારે અનેક માણસો તેમાં ખોડ કાઢી શકે છે. માટે ગાંધીજીનાં કાર્યોમાં ઘણા વિદ્વાનો, જેમનાં પુસ્તકોમાં સ્વચ્છ સત્યો ભર્યાં હોય છે તેઓ દોષ દેખે છે. માટે જ એક શિષ્ટાચાર પડી ગયો છે કે મરેલાના દોષો ન જોવા. માટે જ સરકાર પણ ગમે તેવો ભયંકર ફોજદારી આરોપનો કેસ પણ આરોપી મરી ગયા પછી આગળ ચલાવતી નથી. એટલા માટે જ કેદી મરી ગયા પછી તેની કેદનાં વરસો અધૂરેથી અટકે છે. નહિતર સરકારની સત્તા કંઈ ઓછી નથી. એ ધારે તો પાંચ વરસમાં પચીસ વરસની કેદ વસૂલ કરે. એ ધારે તો ઓર્ડિનન્સ કાઢીને છોકરાની કેદ બાપ પાસેથી વસૂલ લે, બાપ ન હોય તો તેના સાળા, તેના બનેવી, પિતરાઈ ગમે તેની પાસેથી વસૂલ લે. સરકાર જાણે છે કે હિંદી લોકો લાંબાલાંબાં સગપણો બહુ સાચવે છે. પણ નહિ, સરકાર મૃત્યુને માન આપે છે. ફાંસી દેતી વખતે પણ કેદી માંદો નથી, વગેરે પૂરી સંભાળ લે છે. અરે જીવતી પ્રજાની કે જીવતા કેદીની સંભાળ ન લે તેટલી ફાંસીએ લટકાવવાના કેદીની સંભાળ લે છે, અને રવિવારે ખ્રિસ્તી દેવળોમાં વાગે છે તેવા ઘંટ વગાડી તેને માટે સ્વર્ગનાં દ્વારો ઉઘાડી નાંખવાને

સ્વર્ગના દ્વારપાલને ખબર આપે છે. કોઈ પણ રાજ્યપ્રકરણી પુરુષને પણ મરી ગયા પછી તેને વખાણે છે, અને તેનો ધડો લઈ જીવતા રાજ્યપ્રકરણી પુરુષોને સારા થવા શિખામણ આપે છે. સરકાર જરૂર ગાંધીજીને સમજાવે કે તિલકમહારાજ અત્યારે હોય તો આમ ન કરે! વગેરે. ! એટલા માટે જ. . પણ આ મૃત્યુમહિમાની વાત તો મૃત્યુ જેટલી લાંબી છે.

એક પ્રશ્ન થયા વિના રહેતો નથી. મને મારા મિત્રો જરૂર પૂછશે કે મારો પ્રિય મિત્ર તે સ્ત્રી છે કે પુરુષ? કારણકે હમણાં આપણો આખો સમાજ આ વિષયમાં ખૂબ રસ લઈ રહ્યો છે!—બધા કહે છે તેમ 'રસ લૂંટી' રહ્યો છે. અલબત અત્યાર સુધી તો મેં મિત્ર આવ્યો ગયો એમ લખેલ છે. પણ તે તો મિત્ર પુંલિંગ છે માટે. આપણો મિત્ર સ્ત્રી હોય તોપણ તેને માટે મિત્ર આવ્યો એમ જ લખવું પડે. એટલે તું સ્ત્રી છે કે પુરુષ એ મારે બધાને કહેવું પડશે. અને તેને વિશે હું આમ નક્કી કરું છું અને તેનાં કારણ પણ જણાવી દઉં છું. છેવટે તે પુરુષ જ છે એમ નક્કી કરું છું. કંઈક લખવામાં, છાપવામાં ઠીક પડે માટે એ કારણ તો ખરું જ. પણ વિશેષ એટલા જ માટે, કે એક આદર્શ સ્ત્રીમાં ક્યાતી ન હોય તેના કરતાં એક આદર્શ પુરુષમાં ક્યાતી ન હોય એ હું વધારે પસંદ કરું છું! એમ કરવામાં સ્ત્રીઓ તરફ મારો પક્ષપાત કારણ છે, કે પુરુષો તરફનો પક્ષપાત કારણ છે કે કોઈ દ્વેષ છે કે કોઈ. . .એ હવે અત્યારે તો નથી કહેતો. પણ છેવટે આમ જ નક્કી કરું છું. સમજ્યો! એથી બીજું કંઈ નહિ તો કોઈને મારા સૌભાગ્યની ઈર્ષા નહિ આવે, ને તને બધા વધારે હેરાન નહિ કરે!

મિત્રના કાગળમાં સૌથી પહેલું તો કુશળ સિવાય બીજું શું લખવાનું હોય! સૌથી મોટું સુખ તો એ છે કે મારે સાંભળવો ન હોય તોય સાંભળવો પડે તેટલે નજીક કોઈ રેડિયો નથી. મુંબઈમાં રહેતા માણસ વિશે સામાન્ય રીતે બધા એવી ચિન્તા કરે કે આ મોટરો, ગાડીઓ, બસો, ટ્રામો દોડતી હોય ત્યાં ફરવું બહુ જોખમકારક છે. પણ એ ગાડીઓ કરતાંય મને તો રેડિયો વધારે ઉપદ્રવકારક લાગ્યો છે. ઘરમાં બેસી રહો તો તમારા ઉપર ટ્રામ કે બસ ધસી આવવાની નથી તેની તમને ખાતરી છે; પણ ઘરમાં બેસો તોય, તમારે જરા પણ ન સાંભળવું હોય તોય, તમારા પર રેડિયો આક્રમણ કર્યા વિના રહેતો નથી. મને તો લાગે છે કે જેમ મોટાં શહેરોમાં અમુક રસ્તે જ ગાડીઓ ચાલે, અમુક રસ્તે જ મોટરો ચાલે વગેરે નિયમો થાય તો સારા એમ ગણાય છે, જેમ સરકાર આપણા હિન્દુઓને અને ગોરાઓને જુદા વસાવવા માટે હુકમો કાઢે છે, તેમ રેડિયો માટે પણ થાય તો સારું. બધા રેડિયોવાળાને જુદા જ લત્તામાં રાખવા, એ લત્તામાં રેડિયો ફરજિયાત કરવો. અને રેડિયો બંધ કરવાની ચાવી જેવું કશું રાખવું નહિ. કારણકે ચાવી રાખો તો કેટલાક રેડિયોવાળા, હાલ જેમ રેડિયોની વિશિષ્ટતા બતાવવા રેડિયો ચાલુ રાખે છે તેમ, પછી રેડિયો છે છતાં અમે નથી વગાડતા એવી નવી વિશિષ્ટતાનો કદાચ મોહ કરે; પણ નહિ. બંધ કરાય તેવો રેડિયો દેશમાં આયાત જ ન કરવો અને રેડિયાલત્તામાં રેડિયો ચાલ્યા જ કરે—ચાલ્યા જ કરે, એમ કરવું, ત્યારે કંઈક આ રેડિયોવાળાને સમજાશે કે રેડિયોને બૂમો પાડતો રાખવો એ શું છે! મને ખાતરી છે કે એક માસમાં બધા રેડિયોવાળા બિનરેડિયોનાં

લત્તામા આવવા મરજી કરશે, બિનરેડિયો લત્તાના ભાડા વધી જશે, અને બગલાના અને જમીનના સટ્ટા ચાલશે, આખા મુમઈના વેપારમા તેજી આવશે, સરકારની આવક પણ વધશે અને સરકાર પણ ખુશખુશ થઈ જશે વગેરે, વગેરે

. અને અહીં મુમઈમા આવ્યો છુ છતા જરાય દેશ છોડીને આવ્યો હોઉં એવુ લાગતુ નથી, તેનુ કારણ આપણી ભાષા, આપણા મિત્રો, પરિચિત રીતરિવાજો એ બધુ ખરુ, પણ સૌથી વિશેષ તો અહીંનો ઉકરડો જ્યારે મારી સામે ઉકરડો વધતો જોઉં છુ ત્યારે લાગે છે, 'ના ના, છુ તો હજી ગુજરાતમા!' અને ગાઈ જવાય છે

'જ્યા જ્યા વસે એક ગુજરાતી ત્યા ત્યા સદાકાળ ગુજરાત!'

નકામા લોકો વધતા ઉકરડા સામે ફરિયાદ કરે છે ઉકરડો વધે નહિ તો બીજુ કરે શુ? આ મુમઈના સુધરાઈવાળાઓ મોટામોટા પીપો નાખે છે—કચરો ભેગો થવા એમ તો અમારા ગામમા પણ કચરાની છત્રીઓ કરેલી છે પણ ઉકરડો તો ફેલાય જ સમુદ્ર માઝા ન મૂકે પણ ઉકરડો તો મૂકે જ એની સામે ફરિયાદ કરનારા સમજતા નથી તેનું કારણ સમજે તો કોઈ ફરિયાદ ન કરે ઉકરડો એટલે ગંદવાડની જગા એ તો ખરુ ને? હવે અમે ચોખ્ખા માણસો એટલી બધી ગદી જગાની અડોઅડ તો ન જ જઈ શકીએ ને? એટલે કચરો દૂરથી ફેંકવાનો રહ્યો એ દૂરથી ફેંકતા ફેંકનાર માણસ સુધી તેનો થોડો ભાગ તો જરૂર વેરાય ટેનિસ રમનાર દડો ફેંકે છે તે પણ દર વખત ધાર્યા ચોકઠામા નથી પડતો પણ કચરો શુ કાંઈ એમ જ દડા જેવો છે? તેમા તો એકેક ચીજ દડાથી નાની મોટી હોય છે અને કચરાનુ પીપ કે છત્રી કંઈ ટેનિસના ચોકઠા જેવડી છે? એટલે કચરો દૂરથી ફેંકતા થોડો ભાગ તો ફેંકનાર માણસ સુધી વેરાય જ એ વેરાય એટલે ઉકરડો ત્યા સુધી ફેલાય તેથી તેની પછી જે માણસ રહીને કચરો નાખવા આવે તેને એ નવી હદથી બહાર ઊભા રહીને કચરો ફેંકવો પડે અને તેથી થોડો કચરો વેરાય વળી ઉકરડાની હદ વધે તેમા બિચારા માણસો શુ કરે?

અહીંના ઉકરડાઓનું બારીકાઈથી અવલોકન કરતા એક મોટી શોધ હું કરી શક્યો છુ, અને તે બને બહાર પાડવાનો વિચાર છે કોઈ એક જગાએ—કહોને કે યુનાઈટેડ સ્ટેટ્સમા, એ લોકો એવુ ઊંધુચત્તુ બહુ કરે છે—મચ્છરોનો ત્રાસ ઘણો હતો ત્યા કોઈને મચ્છર ટાળવાને ચામાચીડિયા લઈ જવાનું સૂઝ્યુ અને તે માણસે તે દેશ ઉપર બહુ ઉપકાર કર્યો એમ ગણાય છે હું પણ કહું છુ, ઉકરડાને માટે માણસો ઉપર કચરા સબધી નિયમો લાવવા એ નકામુ છે, એને માટે મ્યુનિસિપાલિટીમા વધારે માણસો રાખવા એ પણ નકામુ છે, કારણકે ગમે તેટલા માણસો રાખો પણ તે કચરાને અને કચરો નાખનારાને કદી પહોચી શકવાના નથી તેને માટે તો કોઈ કુદરતી ઉપાય શોધવો જોઈએ અને તે કુદરતી ઉપાય મેં શોધેલો છે અહીં મુમઈના લગભગ બધા પરામા કચરા સાફ કરવાનું કામ ભૂડ કરે છે એ ભૂડને ગુજરાતમા ઠેકઠેકાણે છૂટા મૂકી દીધા હોય તો ક્યાય પણ કચરો ન રહે કચરો પેદા કરનાર માણસો વધે તે કરતા તે ઘણા ઉતાવળા વધી જશે અને ત્યા ભૂડને કોઈ મારનાર કે ખાનાર નથી, કારણકે માત્ર ક્રિશ્ચનો જ તેને ખાય છે, એટલે તેની સખ્યાને કોઈ કૃત્રિમ મર્યાદા નડવાની નથી મને તો આ પ્રાણી એટલુ

ઉપયોગી, એટલું સુંદર, એટલું ગહન લાગે છે કે તેના ઉપર કાવ્ય કરવાનું મન થઈ જાય છે.

જ્યારે તે કાદવના રગડામાં મોં ઘાલી ફૂંફૂં ખાતું હોય છે, ત્યારે તે શું ખાતું હશે તે કરતાં શ્વાસ કેમ લેતું હશે તેનો વિચાર મને વધારે તાજુબ કરે છે. તે વરુણની માફક પાણીમાં અધિષ્ઠાન કરે છે, સાક્ષાત્ સર્વભક્ષી હુતાશ તેના ઉદરમાં છે, एकोऽहम् बहु स्याम् તેના અવન્ધ્યત્વમાં છે. પૃથ્વી જેવી તેની સહનશીલતા અને ક્ષમા છે, તે જગતનું જૂનામાં જૂનું પ્રાણી છે; લજ્જાળુ નવોઢા પેઠે તે નીચી નજરે ચાલે છે, હાથી જેવો તેનો રંગ, તેના જ જેવી તેની મંદ ગતિ છે, અને મુંબાઈની વીજળીની રેલગાડીની સીટી જેવો તેનો અવાજ છે. બસ, બસ, બન્ધુ, હવે ગદ્યમાં વધારે વાર રહી શકતો નથી. પદ્યમાં ચાલ્યાં જવાની ઇચ્છા થાય છે, અને તે પદ્યની પ્રેરણા માટે કોણ જાણે કોને ઉદ્દેશીને લખવું પડશે તે જાણતો નથી. લખનાર કોણ હશે, રસ કયો હશે, છન્દ કયો હશે, પ્રાસ કયો હશે, શૈલી કઈ હશે, તે કશું જ જાણતો નથી, એટલે આ પત્ર અત્યારે તો પૂરો કરું છું.

લિ૰
'સ્વૈરવિહારી'

---

## ગીતદોર

મોહિનીચન્દ્ર

[ મન્દાક્રાંતા ]

પંખી! ઊડો ગગનતલમાં લ્હેરતાં કેલિલીલા;<br>
જે ઝીણા ને કનકરસના ગીતના દોર અંતે<br>
બાંધી રાખો નભ-જગ તમે એકબીજાથી દૂર,<br>
તે માગું હું કદી ન સરકો: એક છેડો અહીંને<br>
બીજા છેડે વિપદ્વનમાં પ્હોંચવા કાજ ઝંખું:<br>
ને તેથી હું યુગયુગ થવાં જન્મ ધારું અનેક.

# વાંસળી વેચનારો

ઉમાશંકર જોષી

'ચ્ચાર આને!
હેલી અમીની વરસાવો કાને!
ચ્ચાર આને!
હૈયાં રુધાયાં વહવો ન શાને?'
મીઠી જબાને લલચાવી હૈયાં
હસે પૂરા કિંતુ ખીસે અધૂરા,
ગ્રામીણ કો'ને અમથુ રિબાવતો
ખરાડતો જોમથી બંસીવાળો.

ઘરાક સાચા સુણવા ન પામે
વેગે જતી ગાડી મહીં લપાઈ જે
બેસી સુણંતા પુણ્યોર્મિગોપિકાની.
'ચ્ચાર આને!'
ના કોઈ માને,
અને ખભે વાંસળી જૂથ એનું
થયું ન રહેજે હળવું, ભમ્યો છત..
'ચ્ચાર આને!
લો, ને રમો રાતદિ સ્વર્ગતાને!

'ચ્ચાર આને!'
'દે એક આને!'
'ના, ભાઈ, ના, ગામ જઈશ મારે,
છો ના ખપી! ઇંધણથી જશે નહીં
ચ્ચાર આને! બસ ચાર આને!!'

પાછા વળતા, પછી, જૂથમાંથી
ખેંચી મઝાની બસ એક બંસી,
આષાઢની સાંજની ઝર્મરોમાં
સુરોતણા રંગધનુ ઉડાવતી
એણેય છેડી ઉરમાંથી ઝર્મરો.

છ્વત આવી સુણી જાહિરાત, કો
બારી મહીંથી જરી બ્હાર ઝૂકતી,
બોલાવતી તાલીસ્વરેથી બાલા.

હવે પરંતુ લયલીન કાન,
ઘરાકનું લેશ રહ્યું ન ભાન.

❧

# શબ્દચર્ચા અને વાક્યચર્ચા

ડોલરરાય રં. માંકડ

[ ઘણા દિવસથી આ વિષયના લેખોને 'પ્રસ્થાન'માં સ્થાન આપવાની ઇચ્છા હતી તે આ લેખથી શક્ય બને છે. આપણી ભાષામાં શબ્દના અર્થો, વ્યુત્પત્તિ, વ્યાકરણ, વાક્યના અર્થો, રૂઢિપ્રયોગો વગેરે વિષે ઘણી રસિક રીતે ચર્ચા થઈ શકે એમ છે, અને તેવા લેખકો માટે આ વિષયમાં રસ લેનારા સર્વને અમે આમન્ત્રણ આપીએ છીએ.—રા. વિ. ]

## કૌમુદી
### ( અર્થસંક્રાન્તિચર્ચા )

'કૌમુદી' શબ્દનો 'ચન્દ્રિકા' એવો અર્થ શા આધારે પ્રચારમાં આવ્યો હશે? મૂળ તો[1] 'કુમુદ' ઉપરથી એ બન્યો છે. कुमुदस्य इयम् कौमुदी. કુમુદશબ્દ પોતે कौ मोदते इति कुमुदं એમ વ્યુત્પન્ન થાય છે. પૃથ્વી (कु) ઉપર ઉલ્લસે છે તે કુમુદ. ત્યારે આમાં ચન્દ્ર કે ચન્દ્રિકાનો અર્થ ક્યાં આવ્યો? પૃથ્વી ઉપર શોભે છે એવા એ ફૂલને રૂઢિવશાત્ કુમુદ નામ અપાયા પછી, કવિકલ્પનાએ આ કુમુદને જુદું જ વ્યક્તિત્વ આપ્યું. કવિસમય મુજબ કુમુદ ચન્દ્રની હાજરીથી ખીલે માટે એ બન્ને પ્રેમીઓ છે એવી માન્યતા ચાલુ થઈ છે. ચન્દ્ર અને કુમુદ તથા સૂર્ય અને કમલ—આ બે જોડકાં સંસ્કૃતસાહિત્યમાં એટલાં તો પ્રસિદ્ધ છે કે અહીં એનાં દૃષ્ટાન્તો આપવાનો નિરર્થક પ્રયત્ન કરવાની જરૂર નથી. અહીં તો માત્ર અર્થસંક્રાન્તિવિદ્યાનો ( Semantics ) એક વિશિષ્ટ દૃષ્ટાન્ત ચર્ચવાનો જ હેતુ છે.

ચન્દ્રની હાજરીથી ખીલે અને એની ગેરહાજરીથી કરમાય તે કુમુદ. એટલે ચન્દ્ર અને કુમુદવિકાસનો અવિનાભાવ થયો. ચન્દ્ર અને ચન્દ્રિકાનો અવિનાભાવ તો સ્વતઃસિદ્ધ છે. વળી, કુમુદ અને કૌમુદીનો (એના વાચ્યાર્થમાં, એટલે કે કુમુદ ઉપરથી ઊપજે તે કુમુદનો પ્રકાશ એ અર્થમાં) અવિનાભાવ પણ સ્વાભાવિક છે. આમ ચન્દ્ર અને કુમુદ વચ્ચે તથા ચન્દ્રિકા અને કૌમુદી વચ્ચે લોકમાનસે (કે કવિમાનસે) અવિનાભાવ સાધ્યો હશે? ગુણી ( ચન્દ્ર અને કુમુદ ) તથા ગુણ ( ચન્દ્રિકા અને કૌમુદી )ના સમ્બન્ધથી—એટલે કે બે ગુણી વચ્ચે અવિનાભાવ અને એના બે ગુણો વચ્ચે અવિનાભાવ એવા સમ્બન્ધથી—આવી અર્થસંક્રાન્તિ શક્ય બને ખરી. બીજી રીતે કહીએ તો, ચન્દ્રનો શ્વેત પ્રકાશ તે ચન્દ્રિકા અને કુમુદનો શ્વેત પ્રકાશ તે કૌમુદી—એ બે વચ્ચે શ્વેતત્વના કારણે એકરૂપતા સધાઈ હશે. બન્નેનો સાધારણધર્મ શ્વેતત્વ છે.

પણ આ શાસ્ત્રીય રીતે સમજતાં એ. એક માણસ ચન્દ્રનો શ્વેત પ્રકાશ જુએ છે, તેમજ કૌમુદીનો શ્વેત પ્રકાશ પણ જુએ છે. તેથી બન્ને વચ્ચે સરખાપણું છે એમ તેના

---

1 સામાન્ય વ્યુત્પત્તિ—कौ मोदन्ते यस्यां तेनासौ कौमुदी मता—(આપ્ટેનો કોશ) એમ છે, તે તો દેખીતી જ અશાસ્ત્રીય છે.

મનમાં ઊગે છે. અને વિચારના ઉત્સાહમાં એ બન્ને વચ્ચે એકરૂપતા સાધે છે અને (ચન્દ્રના પ્રકાશને અનુલક્ષીને) બોલી ઊઠે છે, "આ કૌમુદી છે." ત્યારે આ વાક્યમાં 'કૌમુદી' શબ્દ પરત્વે કયો શબ્દવ્યાપાર કામ કરે છે? અહીં કૌમુદી એના વાચ્યાર્થમાં (કુમુદપ્રકાશના અર્થમાં) તો લઈ શકાય તેમ નથી તેથી મુખ્યાર્થબાધ થતાં આપણે બીજો અર્થ (લક્ષ્યાર્થ) લઈએ છીએ. તેથી અહીં લક્ષણા નામે શબ્દશક્તિ કામ કરે છે એટલું તો સમજાય છે. 'આ કૌમુદી છે'વાળા વાક્યમાં 'આ' 'ચન્દ્રિકા'ને બદલે વપરાયો છે. તેથી એ વાક્ય આમ પણ બોલાય: 'ચન્દ્રિકા કૌમુદી છે.' એ વાક્યમાં ચન્દ્રિકા અને કૌમુદી વચ્ચે ઉપમાનોપમેયભાવ છે, તેથી આ લક્ષણાને ગૌણી લક્ષણા કહેવાય. વળી જેમ 'ગૌઃ વાહીકઃ' અને 'ગૌરયમ્' એ બે દૃષ્ટાન્તમાંથી બીજામાં વાહીક નિગીર્ણ બને છે તેથી ત્યાં આપણે સાધ્યવસાના ગૌણી લક્ષણા કહીએ છીએ તેમ, 'આ કૌમુદી છે'વાળાં વાક્યમાં ચન્દ્રિકા નિગીર્ણ બને છે તેથી ત્યાં પણ સાધ્યવસાના ગૌણી લક્ષણા નામે શબ્દશક્તિપ્રકાર પ્રવર્તે છે એમ કહી શકાય.

વળી આ અર્થસંક્રાન્તિમાં કયા કયા સમ્બન્ધો કામ કરે છે તે પણ જોઈએ. ચન્દ્ર અને કુમુદ વચ્ચે કાર્યકારણભાવ છે. ચન્દ્ર અને ચન્દ્રિકા વચ્ચે તેમ જ કુમુદ અને કૌમુદી (કુમુદપ્રકાશ) વચ્ચે ગુણગુણીભાવ છે. ચન્દ્રિકા અને કૌમુદી વચ્ચે ઉપમાનોપમેયભાવ છે. તે આમ બરાબર સમજાશે:

| | ગુણી | ગુણ | |
|---|---|---|---|
| કારણ | ચન્દ્ર | ચન્દ્રિકા | ઉપમાન |
| કાર્ય | કુમુદ | કૌમુદી | ઉપમેય |
| | ગુણી | ગુણ | |

આમ પહેલા કાર્યકારણભાવથી ચન્દ્ર અને કુમુદ વચ્ચેનો સમ્બન્ધ સમજાય છે, પછી ગુણગુણીભાવથી કુમુદ અને કૌમુદી વચ્ચેનો સમ્બન્ધ સમજાય છે. અને છેવટે ઉપમાનોપમેયભાવથી કૌમુદી અને ચન્દ્રિકા વચ્ચેનો સમ્બન્ધ સમજાય છે. આવી રીતે આ ત્રણ સમ્બન્ધો આ અર્થસંક્રાન્તિવ્યાપારમાં કામ કરે છે. એમાંથી છેલ્લો સમ્બન્ધ આ વ્યાપારને ગૌણીલક્ષણાનો વિષય બનાવે છે.[૧]

---

૧ હમણાંહમણાં પશ્ચિમમાં Semantics નો અભ્યાસ શાસ્ત્રીય પદ્ધતિએ થવાની શરૂઆત થઈ છે. આપણા પ્રાચીન જમાનામાં શબ્દશક્તિઓની જે ચર્ચા થતી તે અર્થસંક્રાન્તિવિધાના નિયમોની જ ચર્ચા હતી એમ કહીએ તો ખોટું નહિ. એ દૃષ્ટિએ અભિધા, લક્ષણા અને વ્યંજનાની ઉપયોગિતા ઘણી વધુ, આજના જમાનામાં છે.

# લંડનથી પત્ર

શશિકાન્ત દલાલ

૧

પ્રિય ભાઈશ્રી,

લંડન સ્કૂલ ઓફ ઈકોનોમિક્સમાં એક બનાવ બની ગયો. જરા જૂની વાત છે, પણ તમને રસ પડશે.

હિંદુસ્થાની વિદ્યાર્થીઓની, લંડન સ્કૂલમાં, ઈંડિયા સોસાયટી નામની એક સંસ્થા છે. તેનું વાર્ષિક જમણ હતું. ઘણા હિંદી વિદ્યાર્થીઓ હાજર હતા. સ્કૂલમાં કેટલાક પ્રોફેસરો ને સ્કૂલના ડાયરેક્ટર સર વિલિયમ બીવરિજ પણ હાજર હતા. જમણ પૂરું થયું ને 'ટોસ્ટ' આપવાનો વખત આવ્યો. ઈંડિયા સોસાયટીની કમિટીએ મંત્રીને ચોખ્ખેચોખ્ખું કહ્યું હતું કે રાજાનો 'ટોસ્ટ' ન આપવો. અમારા બધાની અજાયબી વચ્ચે મંત્રીએ રાજા માટે ટોસ્ટની[1] દરખાસ્ત કરી. પાછળથી કમિટીએ મંત્રીની ઝાટકણી કાઢી ત્યારે મંત્રીએ બચાવમાં કહ્યું: "હું શું કરું? ડાયરેક્ટરે ખૂબ દબાણ કર્યું." કમિટીએ તરતોતરત બીજો ઠરાવ કર્યો કે હવેથી કોઈ દિવસ રાજાનો ટોસ્ટ ન આપવો.

આ પહેલાં અહીં આવા બે બનાવ બની ગયા હતા. એક ઑક્સફર્ડમાં ને એક કેમ્બ્રિજમાં. ત્યાંના હિંદી વિદ્યાર્થીઓમાં લંડનના હિંદી વિદ્યાર્થીઓ કરતાં વધારે જુસ્સો છે. આમાંના એક ઠેકાણે તો લોર્ડ રીડીંગ હાજર હતા. ટોસ્ટ આપવાને વખતે ઑક્સફર્ડમાં તો લોર્ડ રીડીંગના કહેવા છતાંએ મંત્રીએ તે આપવાની ના પાડી. પછી લોર્ડ રીડીંગે જાતે ઊઠીને તે આપ્યો. કેમ્બ્રિજમાં મંત્રી જરા વધારે માથાનો ફરેલો હતો. એણે પોતે આપ્યો નહિ ને કોઈને આપવા પણ ન દીધો.

હમણાં કેટલાક વખતથી છાપામાં વર્ણભેદ ( colour bar )ના બનાવો વિષે વધારે ખબર આવતી જાય છે. થોડા વખત પર હિંદુસ્થાનથી એક ટીમ ટેબલટેનીસ રમવાને આવી હતી. જે હોટેલમાં એમની સગવડ કરી હતી, તે હોટેલવાળાએ એમને ઉતારવાની ના પાડી દીધી. ટીમને બોલાવનારા અંગ્રેજ વ્યવસ્થાપકો સમજુ હતા. એમણે હોટેલવાળાને ધમકી આપી કે હિંદુસ્થાની ટીમને નહિ ઉતારશો તો બીજી બધી ટીમોને બીજી હોટેલમાં લઈ જશે. હોટેલવાળાને નમી જવું પડ્યું.

ગયા અઠવાડિયે 'સનડે રેફરી (Sunday Referee)'માં ખબર હતી કે બે હિંદુસ્થાની વિદ્યાર્થીઓને એક સ્નાનાગાર (swimming bath)માં દાખલ ન થવા દીધા. એમણે વિરોધ કર્યો. સ્નાનાગારના વ્યવસ્થાપકને મળ્યા, પણ વીલે મોંએ પાછા આવવું પડ્યું.

---

[1] ઈંગ્લંડમાં જાહેર ખાણામાં છેવટે કોઈની તંદુરસ્તી ખાતર બે શબ્દો બોલી છલકું પીણું પીવાનો રિવાજ છે. તેને ટોસ્ટ (toast) કહે છે.

દાઝયા પર ડામની માફક આ જ વિષય પર આ અઠવાડિયાના 'સનડે રેફરી'માં કોઈક બે જણાએ કાગળ લખ્યા છે: એક 'ફેરપ્લે' ('Fairplay')ના નામથી લખે છે, ને બીજો કર્નલ છે. ફેરપ્લેએ હિંદુસ્થાનમાં પણ વર્ણભેદ છે એ બતાવવાનો પ્રયત્ન કર્યો છે. પુરાવા તરીકે તેણે નામનિશાન આપ્યા વગર થોડા દાખલા ટાંક્યા છે. કહે છે કે એક અંગ્રેજ કોઈ હિંદી માલિકીની હોટેલમાં ગયો. માલિકે એને દાખલ કરવાની ના પાડી. કારણ પૂછતાં જણાવ્યું, "અમે અંગ્રેજોને રાખીએ તો અમારા હિંદી ઘરાકો ચાલી જાય." અંગ્રેજ હિંદુસ્થાની માલિકીની હિંદી ઢબની હોટેલમાં જાય એ તો સૂર્ય પશ્ચિમમાં ઊગવા બરાબર છે. લખનારે આ વાત ધ્યાનમાં લીધી છે ને કહે છે કે આ અંગ્રેજ પોતે કલાકાર હતો ને એને હિંદી જીવનનો પરિચય કરવો હતો.

બીજા દાખલામાં એક અંગ્રેજ એક નદી પર ગયો ને ત્યાં નહાતા લોકોએ એને કેમ હાંકી કાઢયો તેનું વર્ણન આવે છે.

એકવાર એક અંગ્રેજ એક મંદિરમાં જવા ગયો, ત્યાંના મહંતે એને ઘુરકિયાં કરીને કાઢી મૂક્યો.

આ દાખલાઓમાં કેટલું સત્ય છે તે તો આપણે વાંચતાની સાથે સમજી શકીએ એમ છીએ. પણ એના કરતાં વધારે હાસ્યજનક તો એના પત્રમાં બીજી વસ્તુ છે:

"હિંદુસ્થાનનાં છાપાંઓમાં લગ્નની જાહેરખબરો આવે છે, તેમાં રંગભેદ ચોખ્ખો દેખાય છે. પરણવા ઇચ્છતા પુરુષો હંમેશ ગોરી ને રૂપાળી (white and fair) છોકરીઓ માગે છે."

જોયો આ લખનારની બુદ્ધિનો નમૂનો? મિસ મેયો જેવી દલીલો છે કે નહિ? આ અર્ધસત્ય હસવા જેવું નથી? જાણી જોઈને કેવો ખોટો અર્થ કરે છે?

બીજા પત્રમાં કર્નલસાહેબ સલાહ આપે છે કે હિંદી છોકરાઓએ સ્નાનાગાર વગેરેનો લાભ લેવો હોય તો હિંદી છોકરીઓને સાથે લઈ જવી. એનો અર્થ એ કે હિંદી છોકરીઓ હિંદી છોકરાઓની સાથે હશે તો જ હિંદીઓના ચારિત્ર્યમાં વિશ્વાસ મૂકી શકાશે; નહિ તો નહિ. અંગ્રેજની સાથે સરખેસરખું જીવન ગાળવું હોય તો આપણે આપણી લાયકાત પહેલાં બતાવવી પડશે. હું માનું કે આવી લાતો ખાવાથી જ અંગ્રેજનું જીવન જીવવાનો મોહ આપણામાંથી ઊતરશે. વિલાયત જતી વખતે "બેટા, ઇંગ્લીશ લોકો સાથે ભળજે ને એમની 'લાઇફ' (life–જીવન) જોજે," એમ સલાહ આપનારાં માબાપોને આ વર્ણભેદના દાખલા બતાવીશું ત્યારે જ ખબર પડશે કે એમના દીકરાઓના અહીં શા હાલ થાય છે!

હમણાં હમણાં આ જાતિદ્વેષની વૃત્તિ અહીં વધારે જોવામાં આવે છે, તેનું કારણ એ છે કે કેટલાંક છાપાંઓ આ વસ્તુને હાથે કરીને ઉત્તેજન આપે છે. લેબર પાર્ટી જેમાં લિબરલો ને કોંગ્રેસ બન્નેને જબરો વિશ્વાસ છે તે પણ આવા ગંદા પ્રચારકાર્યથી પર નથી. થોડા મહિના પર મેં લેબર પાર્ટીના મુખપત્ર 'ડેલી હેરલ્ડ'માં હિંદુસ્થાનને વિષે ખબર વાંચી. કલકત્તામાં એક મોટો મેળો ભરાવાનો હતો. વ્યવસ્થા સાચવવાને સ્વયંસેવકોની એક ટુકડી પણ ઊભી કરી હતી. તેનું વર્ણન કરતાં 'હેરલ્ડ' લખે છે, "વ્યવસ્થા સાચવવા ઉપરાંત આ સ્વયંસેવકોનું કામ લોકોને ડૂબતા બચાવવાનું છે; કારણકે ધર્મના જુસ્સામાં લોકો ડૂબવાને ધસશે."

મિસ મેયોની વર્ણનકળા આમાં નથી દેખાતી? અને આ પાર્ટીને આપણે આપણી હિતસ્વી કહીએ છીએ! જેને સત્ય શું છે તે જાણવાની પડી નથી, જેને લોકોને ખુશ કરવા વાતોમાં મીઠુંમરચું ભભરાવવાની ટેવ છે, તે પાર્ટી પર વિશ્વાસ રાખીને આપણે ક્યા ખાડામાં પડવાની તૈયારી કરી રહ્યા છીએ તે મને સમજાતું નથી.

પણ એના કરતાં આપણી વધારે આંખ ઉઘાડે એવી વાત તો હમણાં બની છે. લેબર પાર્ટીએ ખુલ્લેખુલ્લું જાહેર કર્યું છે કે બ્રિટિશ જહાજ કંપનીઓમાં કામ કરતા બિનસફેદ ખલાસીઓને બદલે બ્રિટિશ ખલાસીઓ રાખવા. આ બિનસફેદ ખલાસીઓમાં મોટા ભાગના હિંદી લાસકરો છે. આની સામે હિંદુસ્થાનમાં એક મજૂર નેતાએ—ઘણું કરીને ફૂલ્કરે—વિરોધનો સૂર પણ કાઢ્યો છે. ઘરનું તોફાન દૂર કરવા લેબર પાર્ટીને હિંદુસ્થાનીઓનું માથું કાપતાં પણ આંચકો નથી આવતો. પણ મને ખાતરી છે કે આપણી આંખ આગળ એવાં પડળ બાઝેલાં છે કે હજુએ આ 'મુખમાં રામ બગલમાં છૂરી' જેવી લેબર પાર્ટીની નીતિ આપણે જોઈ શકીશું નહિ.

આ ઉપલી વાત મેં અમસ્તી લખી નથી. એને અને ઇંગ્લંડમાં વધતા જતા વર્ણદ્વેષને ગાઢો સંબંધ છે. ઇંગ્લંડમાં મજૂરોમાં ઠીક જાગૃતિ છે. કામદારો સમજે છે કે 'ગમે તેટલી બેકારી છતાં એકને કાઢીને પોતે એની જગા લેવી એ એક બીજાના પેટ પર પગ મૂકવા જેવું છે. અહીંની કોમ્યુનિસ્ટ પાર્ટી આ બાબતમાં સખત પ્રચાર કરી રહી છે. બ્રિટિશ સરકાર ને એની પાછળ દોરી ખેંચનારા મૂડીદારો મજૂરોની જાગૃતિથી અકળાયા છે. કામદારોમાં પ્રસરી રહેલી જબરદસ્ત બેકારી ક્રાંતિકારક વિચારોને પોષણ આપી રહી છે. ક્રાંતિ અટકાવવાનો એમની પાસે એક જ રસ્તો છેઃ બેકારી જેમ બને તેમ ઓછી કરવાનો. એમની આ જરૂરિયાતને ખાતર બિનસફેદ ખલાસીઓનો ભોગ અપાય છે. તે સિવાય બીજો છૂટકો જ નથી. પણ બિનસફેદ ખલાસીઓને કાઢવા એ કહેવા જેટલું સહેલું નથી. જબરદસ્ત વિરોધ થવાનો સંભવ છે. કદાચ જાગૃત થયેલા અંગ્રેજ કામદારો પણ સહાનુભૂતિ બતાવે તેની મોટી બીક છે. આ વખતે મજૂરોનું ભાન ભુલાવવાની જરૂર પડે છે. ધર્મની માફક વર્ણદ્વેષ પણ લોકોને ગાંડા કરે છે, ને તેનો પૂરેપૂરો ઉપયોગ આ કટોકટીના વખતમાં અંગ્રેજ મૂડીદારો કરી રહ્યા છે. ધીરેધીરે પદ્ધતિસર મૂડીદારો આ વિષ પ્રસારી રહ્યા છે. બિનસફેદ કામદારોને મળતી ડોલ (dole) સામે હમણાં પોકાર થયો હતો. હિંદીઓ અંગ્રેજ છોકરીઓને પરણે છે તેની સામે પણ આછીઆછી ચળવળ ચાલી રહી છે. થોડા વખતમાં પૂર્વ આફ્રિકા જેવું વાતાવરણ થઈ જાય તો મને અજાયબી થાય નહિ.

આ ઝેર પ્રસારવાનો બીજો પણ ઉદ્દેશ છે. જેમ વર્ષો જાય છે, તેમ હિંદુસ્થાનમાં વધારે ને વધારે જાગૃતિ આવતી જાય છે. લોકો વધારે ને વધારે માથું ઊંચકતા જાય છે. અંગ્રેજ સરકારને પોતાની સલામતી માટે વધારે ને વધારે ચિંતા થતી જાય છે. તેઓ એમ માને છે કે પચ્ચીસ વર્ષ પછી કદાચ એવો વખત આવી જાય કે વિશ્વાસુ હિંદી લશ્કર પર પણ ભરોસો ન મૂકી શકાય. અંગ્રેજોનું બચાવનું સાધન ફક્ત અંગ્રેજ લશ્કર જ રહેશે. એ લશ્કર અહીંના મજૂર ને કામદારવર્ગમાંથી જ ઊભું થાય છે. જો અહીંનો કામદારવર્ગ હિંદુસ્થાનના કામદારવર્ગ સાથે એકતા સાધે તો અંગ્રેજ લશ્કર પર પણ બહુ ભરોસો ન મુકાય. તેથી અત્યારથી જ પાણી પહેલાં પાળ બંધાય છે. અત્યારથી જ અંગ્રેજ કામદારોના

મનમાં આપણે માટે ધિક્કારની લાગણી વધારે પ્રબળ કરવાના પ્રયત્નો થાય છે.

આ વસ્તુસ્થિતિમાં આપણે શું કરવું? હજુ સુધી વર્ણભેદનો પ્રશ્ન હિંદુસ્થાનની કોઈ પણ રાજકીય સંસ્થાએ બરાબર નથી ઉપાડી લીધો એ ગજકારણમાં આપણો અધાપો કેટલે સુધીનો છે તેની નિશાની છે એક વાત તો ચોક્કસ છે આપણે અંગ્રેજોની માફક હિંદુસ્થાનીઓના મનમાં વર્ણભેદનું ઝેર નથી ભરવું નહિ કે આપણને બીક લાગે છે કે હિંદુસ્થાનમાં વર્ણભેદ સામે પ્રચારકાર્યથી ઈંગ્લંડમાં વર્ણભેદ વધશે પણ આપણે ખરેખર માનીએ છીએ કે વર્ણદ્વેષ એ ઝેર છે એ ઝેર ગ્રહણ કરવાની આપણે જરૂર નથી પણ પારકા દેશોમાં વર્ણદ્વેષને લીધે આપણી કેવી દશા થાય છે તેનું જ્ઞાન તો હિંદુસ્થાનમાં થવું જ જોઈએ હિંદુસ્થાન, ઈંગ્લંડ ને બીજા દેશોમાં હિંદુસ્થાનીઓ સામે આ ગંદી વર્તણૂક કેટલે સુધી ચલાવવામાં આવે છે તેની તપાસ કરવાને તરત ને તરત એક કમિટી ઊભી થવી જોઈએ વીગતો ભેગી કરીને પ્રસિદ્ધ થવી જોઈએ અને આપણે આપણા દેશમાં ને પરદેશમાં આ સ્થિતિમાં કેવી રીતે વર્તવું તે બતાવવું જોઈએ પણ એ કરે કોણ?

હિંદુસ્થાની ખલાસીઓનો પ્રશ્ન ઉપાડી લેવાને અહીં કોઈ સંસ્થા નથી એ લોકોને માટે એક 'હિંદુસ્થાની સોશિયલ ક્લબ' (Hindusthani Social Club)નામની સંસ્થા છેલ્લા આઠેક મહિનાથી ઊભી થઈ છે પણ એ સંસ્થાની આવા મોટા પ્રશ્નો હમણાં હાથમાં લેવાની હિંમત નથી હાલમાં તો મફત ચાપાણી આપીને હિંદુસ્થાની લાસ્કરાને એ ખુશ કરવા માગે છે આ ક્લબના મંત્રીને મળવાનો મને પ્રસંગ મળ્યો હતો એમના કહેવા પ્રમાણે આ ક્લબે એ લોકોના નાના નાના દુઃખો દૂર કરવાના પ્રયત્નો શરૂ કર્યા છે મારા દેખતા જ એક ક્ષયથી પીડાતા દરદીને એક હિંદુસ્થાની દાક્તર પાસે મોકલી આપ્યો દાક્તર દરદીને મફત તપાસે છે કોઈને હિંદુસ્થાન જવું હોય ને પૈસા ન હોય તો આ ક્લબ એને ઇંડિયા ઑફિસ પાસે પૈસા મેળવી આપવાને મદદ કરે છે ઇંડિયા ઑફિસના કેટલાક અમલદારો આ બાબતમાં લાસ્કરોની ખૂબ કનડગત કરે છે લાંચો પણ લે છે એમ સાંભળ્યું છે જોવાની ખૂબી તો એ છે કે આ કનડગત હિંદુસ્થાની અમલદારો તરફથી જ થાય છે! લાસ્કરોને માટે એક ઉર્દૂ ને એક બંગાળીમાં નાનું છાપું પણ નીકળે છે એની નકલ હું તમને મોકલી આપીશ

*છેલ્લા સાત મહિનાથી એક બીજી સંસ્થા પણ અહીં સ્થપાઈ છે—Indian Progressive Writer's Union* દરેક પખવાડિએ યુનિયનની સભા ભરાય છે હું છેલ્લી ત્રણેક સભામાં ગયો હતો ઉર્દૂ, બંગાળી, હિંદી ને ગુજરાતીના સાહિત્યકારોની ચર્ચા સાંભળીને ખરેખર આનંદ થયો આપણા વિદ્યાર્થીઓની હમેશાની ટેવ મુજબ ઘણા આવી સંસ્થાઓમાં રસ નથી લેતા, પણ જે પચીસેક જણ હાજર રહે છે તેમના ઉત્સાહનો પાર નહોતો એક સભામાં ઉર્દૂ સાહિત્ય પર એક લેખકે નિબંધ વાંચ્યો નિબંધ વાંચતા પહેલા એમણે જણાવ્યું કે સાહિત્ય એ દરેક જમાનાની આરસી છે સમાજની સંસ્કૃતિનો આકાર સમાજની આર્થિક સ્થિતિથી ઘડાય છે, ને સંસ્કૃતિના પડછાયા સાહિત્યમાં પડે છે સાહિત્ય ને ઇતિહાસની મદદથી કોઈ પણ જમાનાનું આબેહૂબ ચિત્ર આપણે આપણા મન આગળ ખડું કરી શકીએ છીએ ઉર્દૂ સાહિત્યમાં મોગલરાજની પડતી વખતની સામાજિક સ્થિતિના પડછાયા છે ઉપલા વર્ગમાં કેટલો ભયંકર સડો પેઠો હતો ને આ ઉપલા વર્ગમાં સ્ત્રીનું સ્થાન કેટલું

નીચું હતું તેની ઉર્દૂ કવિતા સાક્ષી પૂરે છે. લેખકના કહેવા પ્રમાણે તે વખતની ઉર્દૂ કવિતાનો નાયક કોઈ સુંદર કોમળ છોકરો યતો અથવા તો વેસ્યા યતી. ઘરની સ્ત્રીનાં વખાણ તે વખતની ઉર્દૂ કવિતામાં ક્યાંય દેખાતાં નથી. આ તે વખતના ઉપલા વર્ગની, રાજારજવાડા ને અમીરઉમરાવોની, બે વૃત્તિઓ—વેસ્યાવૃત્તિ ને Homosexuality–બતાવે છે.

આ ટીકા સાંભળીને મને પહેલવહેલો તો આઘાત જેવું જ લાગ્યું. પણ વિચાર કરતાં લાગે છે કે ઉર્દૂ સાહિત્યનું પૃથક્કરણ કરવામાં કદાચ ટીકાકારે અતિશયોક્તિ કરી હશે, પણ જે સિદ્ધાંતો પર આધાર રાખીને ટીકા કરી છે તે સિદ્ધાંતો પૂરેપૂરા વૈજ્ઞાનિક છે. સાહિત્યને સમાજથી વિખૂટું પડાય જ નહિ. અને સાહિત્ય સમાજના જે વર્ગનું હોય તે વર્ગની આર્થિક સ્થિતિ ને તેને લીધે ઉત્પન્ન થતી મનોદશાનું પ્રતિબિંબ પાડ્યા વગર રહે જ નહિ. લેખક પોતે મુસલમાન છે. એમનું નામ તાસીર. એમનો લેખ તમને મોકલી આપવાનો વિચાર કરું છું. ભાષાંતર કરવા જેવો છે. કંઈ નહિ તો આ નવું દષ્ટિબિંદુ તો ગુજરાતીમાં મૂકવા જેવું છે.

આ જ અરસામાં બીજી બેત્રણ અગત્યની સભાઓ ભરાઈ ગઈ. એક ઠેકાણે 'નવી લડાઈ જાગે તો હિંદુસ્થાને શું કરવું ?' એ વિષય પર રાલ્ફ ફૉક્સનું ભાષણ હતું. રાલ્ફ ફૉક્સનું નામ તો તમે સાંભળ્યું હશે. અહીંની કૉમ્યુનિસ્ટ પાર્ટીના એ સભ્ય છે. એમણે અત્યારસુધીમાં એક હિંદુસ્થાન પર, એક લેનિન પર ને એક કૉમ્યુનિઝમ પર ચોપડીઓ બહાર પાડી છે. આ સિવાય એમણે ઘણાં પુસ્તકો બહાર પાડ્યાં હશે, પણ આ પ્રખ્યાત છે. હમણાં જ કૉંગ્રેસ સોસ્યાલિસ્ટ પાર્ટીએ યુદ્ધવિરોધી ઠરાવો પસાર કર્યા તેની બરાબર ચર્ચા થઈ શકે એ હેતુથી જ આ સભા ગોઠવવામાં આવી હતી.

બીજી સભામાં 'આંતરરાષ્ટ્રીય રાજકારણમાં રશિયાનો ભાગ ને તેની સુલેહની નીતિ' એ વિષય પર વિવેચન હતું. ત્રીજી સભામાં સકલાતવાળા ને કૉંગ્રેસ સોસ્યાલિસ્ટ પાર્ટીના મંત્રી શ્રી. મસાણી બોલ્યા હતા.

આ ત્રણે સભાનું વીગતવાર વર્ણન આવતી વખતે મોકલીશ.

# લોકચર્ચા

પરીક્ષિતલાલ મજમુદાર

'ભાઈ, મારી ભેંસને મુંબઈ ચડાવશો નહિ, હો,"

"સારુ બહેન, હું તો વડોદરામા દૂધ વેચવાનોયે ધધો કરુ છુ"

ઉપર પ્રમાણે વાતચીત કરીને, વડોદરા પાસેના એક ગામે રૂ ૫૫ મા એક ભેંસ ખરીદીને બપોરે રૂપિયા આપી જવાની શરતે ભેંસનો એક વેપારી રવાનો થઈ ચાલતો થયો તેની જોડે લગભગ દોઢ માઈલ સુધી સ્ટેશન સુધી ચાલવાની મને તક મળી

મેં પૂછ્યુ "આ ભેંસો આખરે તો મુંબઈ જવાની ને?"

જવાબ "શુ કરીએ? મુંબઈનો વેપારી તૈયાર છે રૂ દસ વધારે આપશે એટલે ભેંસ તો જવાની, લોકો ભેંસ મુંબઈ ન ચડાવવાની શરતે આપે પણ શુ કરીએ? તમે વડોદરામા જુઓ તો અમારા લોકોનો વેપાર બહુ ચાલે છે પણ તમે અમારા લોકોને તરતા નહિ જુઓ લોકોની અને ઢોરની આતરડી કકળાવવી પડે ને!"

મેં પૂછ્યુ "પણ આ ભેંસોને વસૂકી ગયા પછી મુંબઈથી પાછી લાવવાનુ પોસાતુ નથી?"

જવાબ "એ જો પોસાતુ હોય તો આની ગામડી ભેંસોના રૂ ૫૦-૫૫ કોણ આપે?"

તમે જુઓ તો મોટી હાથણી જેવી ભેંસો મુંબઈ જાય છે, પણ તે પાછી નહિ આવવાની

પશુપાલનની દૃષ્ટિએ તેમજ આર્થિક કારણે આ પ્રશ્ન એક કોયડો નથી? મુંબઈ જનારી માલગાડીઓમા સખ્યાબધ ડબ્બાઓ આ ભેંસો અને બકરાના હોય છે આ બધા સદાને માટે વિદાય થાય છે વસૂકાયા પછી ઢોરને દેશમા લાવવાનુ પોસાય નહિ, એટલે તેમને કસાઈને ત્યા આપી દેવાના રહ્યા!

મુંબઈ પાસે થોડે દૂર પરાઓમા ઘાસના મોટા બીડ રાખીને આવા ઢોરોને ત્યા રાખી શકાય, અને પાછા તેમને દૂઝણા કરીને ઉપયોગમા લેવાય, તો કેટલેક અંશે આ હત્યા અટકે, અને કદાચ મુંબઈના દૂધ સસ્તા થાય—જોકે એ વસ્તુ વધારે અભ્યાસ માગે છે



## (૧) અમેરિકામાં ઔદ્યોગિક પુનરુદ્ધાર

### નીરા

**નીરા** ( N. I. R. A. )ના યુનાઇટેડ સ્ટેટ્સમાં પ્રયોગ સંબંધી સૌ કોઈએ વાંચ્યું હશે. આ મહાભારત યોજના વિષે આપણે ત્યાં ખૂબ અજ્ઞાન છે. સને ૧૯૩૩ના માર્ચ માસમાં અમેરિકામાં મંદીની સંપૂર્ણ અસર જણાઈ હતી. લગભગ એકવીશ હજાર બેંકો ખૂટી પડી. મોટીમોટી બેંકો જેમાં કરોડો ડોલરોની પ્રજાની થાપણ હતી તેમની સ્થિતિ ડામાડોળ થઈ પડી. મોટી વીમા કંપનીઓ જેમાં અમેરિકનોએ પોતાનું વધારાનું નાણું રોક્યું હતું તે પણ ડામાડોળ થવા માંડી. સરકારી જામીનગીરીના ભાવો ઘટી ગયા. સધ્ધર ગણાતી કંપનીઓના શેરો પણ ખૂબ ઘટી ગયા. પરિણામે માલની ખપત ઘટી, તૈયાર ચીજોના ભાવો ગગડી ગયા, પ્રજાની ખરીદશક્તિ ઘટી, બેકારી ખૂબ વધી, દોઢ કરોડ જેટલી મોટી સંખ્યામાં લોકો બેકાર તરીકે રજિસ્ટરમાં નોંધાયા, કામદારોના પગારમાં કાપ મુકાયો, અને મજૂરોની મજૂરી ઘટી; સંકટ ભારે અને વ્યાપક રીતે ફેલાયું.

ખેતીમાં પેદા થતા અનાજ અને કપાસના ભાવો અર્ધા થઈ ગયા. ખેડૂતોને ખર્ચ જેટલું માંડ પેદા થયું. સરકારી વેરા ભરી શકાયા નહિ. બેંકોનું દેવું આપી શકાયું નહિ. બેંકોએ ડીક્રીઓ કરાવી લિલામ કરવા માંડયાં. ખેડૂતોએ ભારે એકસંપી કરી લિલામમાં પાણીના મૂલે ડીક્રીઓ ખરીદવા માંડી. પરિણામે આખું શરાફી ચક્ર અવ્યવસ્થિત થઈ ગયું.

આવા સંજોગોમાં રૂઝવેલ્ટ પ્રમુખપદે આવ્યો. તેણે અબજો ડોલરોનો ખર્ચ કરી નીરા કોડ—ધોરણ—અમલમાં મૂક્યો. ઉદ્યોગો અને ખેતીના પુનરુદ્ધારને માટે તેણે ત્રણ વ્યવસ્થાઓ કરી.

પ્રથમ રક્ષણમાં જે કટોકટીનો મામલો ઊભો થયો હતો તેને માટે તરત જ પગલાં લેવાનાં હતાં. સરકારી હુકમથી બેંકો બંધ થઈ હતી, તે પાછી ખોલવામાં આવી. સધ્ધર બેંકોને સરકારે મોટી રકમનાં નાણાં વ્યાજે આપી તેમના દ્વારા નાની બેંકોને સધ્ધર બનાવી. બેકારોને કામ આપવા મોટી રકમ—અબજો ડોલરો—ખર્ચી સ્ટીમરો, રસ્તાઓ, નવી નહેરો, જળદ્વારા વિદ્યુત્ ઉત્પન્ન કરવાનાં મોટાં કારખાનાં વગેરે પ્રજાકીય બાંધકામો મોટે પાયે શરૂ કર્યાં. ખેડૂતોનાં દેવાં ભરપાઈ કરવા માટે મોટી સરકારી મદદ કરી. કામદારોના પગારોમાં સારો વધારો કર્યો. સરકારે આ સંબંધમાં ભગીરથ પ્રયત્નો કર્યા. મજૂરોને કામ આપ્યું. ખેડૂતોને કરજમુક્ત જેવા કર્યા. દેશમાંની વસ્તુઓના ભાવો વધારી વસ્તુઓની પેદાશ વધે તેવા રસ્તા લીધા. વિઘ્નો ઘણાં નડયાં. ફોર્ડ જેવા મોટા કારખાનાવાળાઓ સામા થયા, પરંતુ દઢપ્રતિજ્ઞ રૂઝવેલ્ટે સૌ વિઘ્નો હટાવી દીધાં. જગતમાં કોઈ પણ રાજ્યે આટલું નાણું ખર્ચ્યું નથી.

બીજું, પુનઃ રચના અને તેનો ઉદ્દેશઃ નાણાં, ઉદ્યોગ તથા ખેતીના ધંધાની નવેસરથી રચના કરી તેમાના દોષો નિવારવા માટે રૂઝવેલ્ટે અનેક યોજનાઓ અમલમાં મૂકી. મોટાં ટ્રસ્ટો જેઓ અમેરિકાનો વેપાર અઢળક ધનના બળથી પોતાના હાથોમાં રાખી શકતા હતાં, તેમના ઉપર સખત આઘાત પહોંચાડયો. સૌના હિસાબો તપાસ્યાં. મોટા પૈસાદારો ઉપર ભારે કરો નાંખ્યા (હમણાં જ ૧૦ થી ૭૫ ટકા જેટલો માત્ર પૈસાદારોની અંગત પેદાશ ઉપર કર નાંખવાનો કાયદો પસાર થયો છે). બેંકોની ધીરધારના સખ્ત કાયદા બનાવ્યા. ડોલરનો ભાવ સાઠ ટકા રાખી ચાલીસ ટકા ઓછો કર્યો. સોનાનો મોટો સંગ્રહ રાખી તેના ભાવો એકદમ વધારી દીધા. ચાંદીનો પણ સગ્રહ કર્યો ખેડૂતોને મોટી ધીરધાર કરી. ભાવો વધારવા અનાજ તથા કપાસની ખેતીમાં લાખો એકરોમાં ઓછી વાવણી ફરજિયાત કરાવી. ઓછી વાવણી માટે દરેક એકરે દશ ડોલર બદલો અપાયો. ખેડૂતોને ખૂબ મદદ કરી તેમની ખરીદશક્તિમાં વધારો કર્યો.

ત્રીજો પુનરુદ્ધારના માર્ગદ્વારા દેશપરદેશમાં અમેરિકન માલની ચડઉત વધારી. પરદેશો સાથે વેપારી સંધિઓ કરી. પોતાના ઉદ્યોગોને રક્ષણ આપ્યું. મોટી રકમના કપાસ અને ઘઉંનો જથ્થો ખરીદી પરદેશોને વેચવા પ્રયત્નો કર્યા. લોકોમાં વિશ્વાસ ઉત્પન્ન કર્યો. લોકોની જરૂરિયાતો વધારી માલનો ખપ વધાર્યો. પ્રજાના અનેક વેપારઉદ્યોગને સહાયક સંસ્થાઓ ઊભી કરી. સેંકડો નવાં ખાતાંઓ ઊભાં કર્યાં. ખર્ચ તરફ બિલકુલ નજર રાખી નહિ. પ્રજામાં ચેતન ઉત્પન્ન કરી દીધું.

બજારોમાં દરેક વસ્તુના ભાવો પંદરથી વીશ ટકા વધ્યા છે. એક કરોડ માણસને કામ મળ્યું છે. અણીને વખતે નિરાશામાં ડૂબતા દેશનો ઉદ્ધાર કર્યો. આર્થિક પુનઃરચના કરી દેશની પ્રજાને જાગૃત કરી. પરંતુ તે માટે જે ખર્ચ થયો છે, તે અબજો ડોલરો જેવડો ગંજાવર છે. આ સર્વે નાણાં કરજે લઈ સરકારે ખર્ચ કર્યો છે. તેનું વ્યાજ આપવા માટે હમેશાં ભારે કરજો પડયા રહેવાનાં.

બીજું મોટું વિઘ્ન નડયું છે. ત્યાંની મોટી કોર્ટે પગાર વધારવાનાં અને બીજાં સરકારી પગલાંને ગેરકાયદેસર ઠેરવ્યાં છે. નવા કરો વસૂલ કરવાની વિરુદ્ધ કોર્ટે સેંકડો મનાઈ હુકમો આપ્યા છે. ત્યાંની પાર્લામેંટે બહુ અગત્યનાં રેલ્વે બિલને મજૂરી આપી નથી. આનો અર્થ એમ કે યોજનાનું આખું તંત્ર ચકડોળે ચડયું છે. મોટી કોર્ટે આ ગંજાવર યોજનાના મૂળ ઉપર કુહાડનો જોગથી ઘા કર્યો છે. પ્રેસિડેન્ટે પોતાની કાઢેલી ડીક્રીઓને વાજબી ઠેરવવા અને તેને કાયદાનું પીઠબળ આપવા નવો કાયદો 'હાઉસ ઓફ રેપ્રેઝેન્ટેટિવ'માં પાસ કરાવ્યો છે. સેનેટમાં તે પાસ થવાનો છે. ત્યાં સુધી બધા વાતાવરણમાં અને સ્થિતિમાં મોટો ફેર પડી ગયો છે. શું થાય છે તે જોવાનું છે. પરંતુ જગતના મોટામાં મોટા મંદી નિવારવાના પ્રયત્નને અકાળ મૃત્યુ ન મળે તે માટે સૌ ઉતકંઠ છે. પ્રેસિડેન્ટની આબરૂને આ જજમેંટથી મોટો ફટકો પડયો છે. પ્રેસિડેન્ટનો આ પ્રયત્ન હજી પ્રયોગદશામાં છે.

## (૨) બ્રિટનનું ત્રૈમાસિક બજેટ—૧૯૩૫-૩૬

**બ્રિટનની ત્રણ માસની** પેદાશ તેર કરોડ પાઉંડ અને ખર્ચ સાડા અઢાર કરોડ પાઉંડનું થયું છે. સાડાપાંચ કરોડ પાઉંડ વધારે ખર્ચ થયું છે. કરો વધ્યા છે. પેદાશ પણ વધી છે,

વેપારઉદ્યોગ પણ ઠીક વધ્યા છે. છતાં ખર્ચ તેથી પણ વધ્યો છે. યુરોપમાં પરસ્પર ઈર્ષા, અસહિષ્ણુતા, રાગ, દ્વેષ, લોભ, મહત્ત્વાકાંક્ષા પણ ખૂબ પ્રમાણમાં વધ્યાં છે. સૌ રાજ્યો પોતાનાં લશ્કર, દરિયાઈ લડાયક સ્ટીમરો અને લડાયક વિમાનો વધારવા મંડ્યાં છે. ગ્રેટબ્રિટન પણ નવાં લડાયક ૨,૫૦૦ વિમાનો બાંધે છે. બેકારોને મોટી મદદ આપવા મોટી રકમો ખર્ચાય છે. આથી પેદાશ કરતાં ખર્ચ ખૂબ વધે છે. આથી કરજમાં ભારે વધારો થશે.

## (૩) ફ્રાંસની વિમાસણ

**જર્મનીના** ભવિષ્યના ભયથી ફ્રાંસ હમેશાં સતર્ક અને સચેત રહે છે. તેનું જમીનનું લશ્કર આખા યુરોપમાં સૌથી મોટું અને મજબૂત ગણાય છે. જર્મનીએ હમણાં પોતાનાં વાયુયાનોમાં ગંજાવર વધારો કર્યો તે જોઈ ફ્રાંસે પણ ૩૫,૦૦૦ લાખ ફ્રાંક ખર્ચી પોતાના બચાવોની મજબૂતી કરવાની જરૂર જોઈ છે. ફ્રાંસનું બજેટ સમતોલ નથી. પેદાશ કરતાં ખર્ચ ઘણું વધારે છે. છેલ્લાં ત્રણ વરસો થયાં કરજે નાણાં લઈ બજેટની ખાધ પૂરી કરાય છે. હવે પેદાશ ઘટે છે. જર્મનીનો ભય અને યુરોપનું પ્રથમ સ્થાન તેને લશ્કરી ખર્ચ ઘટાડવા દે તેમ નથી. તેથી બીજી કરકસર માટે ફ્રાંસે પ્રયત્નો કર્યા. ત્રણ પ્રધાનમંડળો ભાંગી પડ્યા પછી મો. લાયલનો કરકસર કરવાનો કાયદો પસાર થયો છે. કુલ ૧,૧૦,૦૦૦ લાખ ફ્રાંકની કરકસર કરવાની ગણતરી છે. તે માટે મો. લાયલના પ્રધાનમંડળે તેત્રીસ ડીક્રીઓ બહાર પાડી છે. ફ્રાંસમાં પ્રધાનમંડળ ભાંગી પડતાં વાર લાગતી નથી. છતાં મો. લાયલને હમણાં તો પાર્લામેંટનો ટેકો મળ્યો છે. તેણે કાયદા મારફતે રાજ્ય તરફથી થતા દરેક નાણાંચુકાવામાંથી દસ ટકા કાપ મૂક્યો છે. પેનશન, વ્યાજ, ગવર્નમેંટ લોનોનાં વ્યાજ દશ ટકા ઓછાં અપાશે. પગારદાર સિવિલ સર્વંટના પગારમાંથી ત્રણથી દશ ટકા કાપી લેવામાં આવશે બધી મ્યુનિસિપાલિટિઓ અને લોકલ બોર્ડો પણ નાદારીની અણી ઉપર છે. તેમને ૧૩,૮૫૦ લાખ ફ્રાંક મદદ અપાશે. ગરીબો અને મધ્યમ વર્ગને રાહત માટે ભાડામાં, મોર્ટગેજોમાં, દશ ટકા ભાવો ઓછા લેવાનો પ્રબંધ કરવામાં આવ્યો છે. વિદ્યુતના વપરાશમાં, ગ્યાસના વપરાશમાં અને તૈયાર રોટલીઓના વેચાણમાં તથા કોલસાના વેચાણમાં પણ યોગ્ય ઘટાડા કર્યા છે. આટલી કાપકૂપ છતાં બજેટનાં બે પાસાં ઈશ્વર પૂરાં કરે! શક્તિ માટેનો લોભ માણસ અથવા રાજ્યને શું નથી કરાવતો?

## (૪) જાપાનઃ ૧૯૩૫-૩૬

**સામ્રાજ્ય** માટે ભૂખ્યું જાપાન પણ આર્થિક સંકટમાં સપડાયું છે. તેનું કરજ વધ્યું જ જાય છે. જાપાન હવે ઔદ્યોગિક દેશ બન્યો છે. તેની મહત્ત્વાકાંક્ષાનો પાર નથી. દેશની પ્રગતિ કૂદકે અને ભૂસકે થાય છે. સને ૧૯૦૦માં પેદાશ માત્ર ૩૪ કરોડની હતી, તે હવે ૨૪૪ કરોડ ઉપર ગઈ છે. મંચુરિયા જીત્યા પછી જાપાનને મોટું લશ્કર નિભાવવું પડે છે. તેને દરિયાઈ મનવારો બ્રિટન જેટલી જ રાખવાના કોડ છે તેથી આંધળું થઈ તે ખર્ચ કરે છે. તેનું કરજ ખૂબ વધીને ૨૯,૦૦૦ લાખ યેનનું થયું છે. બજેટ સમતોલ થતું નથી. પેદાશ ખૂબ વધે છે. બજેટ કરતાં ૭ માસમાં જ ૭૫૦ લાખ યેન

પેદાશ વધી હતી, પણ ખર્ચ ત્રણગણું વધ્યું છે. જાપાન હવે લૂટારું બન્યું છે. સસ્તા પદાર્થો બનાવી જગતની પ્રજાઓને લૂંટવી, અને ભારે જંગી લશ્કર, વિમાનો અને મનવારો રાખી પાડોશીઓનાં રાજ્યોને ગરક કરી જવાં. તેથી જ તે પ્રજાસંઘમાંથી છૂટું થયું છે. નાણાંખાતાનો પ્રધાન લોનો ઊભી કરી બજેટનો ખાડો પૂરવાની નીતિ વખોડી કાઢે છે. પણ લશ્કરી નાદે ચડેલી અને મહત્ત્વાકાંક્ષાની ભાંગ પીધેલી જાપાનની પ્રજા કોઈનું સાંભળે તેમ નથી. સામ્રાજ્ય સ્થાપવાનો તેને મદ ચડ્યો છે. જાપાનમાં બેકારી જેવું નથી. બીજાં રાજ્યોની પેઠે ભારે મંદીની અસર પણ નથી. દેશ પોતાના કારીગરો અને મજૂરોને ખૂબ કામ આપે છે.

## (૫) ચીનની ચારવર્ષીય ઔદ્યોગિક યોજના

હિંદમાં પાંત્રીસ કરોડ અને ચીનમાં પિસ્તાલીસ કરોડ દુકાળિયા દેવતાઓ વસે છે. બન્ને દેશો પછાત છે. બન્નેની પ્રજા આધિ, વ્યાધિ, ઉપાધિથી ભરપૂર છે. બન્ને પ્રજાઓ વહેમ, કુસંપ અને દરિદ્રતાથી પીડાય છે. છતાં હિંદ પરતંત્ર છે; ચીન સ્વતંત્ર છે. ચીને ચારવર્ષીય યોજના કાઢી છે, તેનો ટૂંક સારાંશ નીચે મુજબ છે.

પ્રથમ ખેતીવાડી જે હિંદની પેઠે ચીનનો પ્રધાન અને મુખ્ય ઉદ્યોગ છે, તેની સુધારણા કરવી. મધ્યસ્થ ખેતી સુધારણાખાતું સ્થાપવાની યોજના મંજૂર થઈ છે. તે અનુસાર એક લાખ ડૉલર જમીન ઉપર, ૧ લાખ ડૉલર બિલ્ડીંગો ઉપર અને એક લાખ ડૉલર લેબોરેટરી અને લાયબ્રેરી ઉપર ખરચવાનું નક્કી થયું છે. કામ શરૂ થઈ ગયું છે.

જાનવરો ઉછેરવાના અખતરાઓનાં સેંકડો સ્થાનો છે. તે સૌને એકતંત્ર, એકવ્યવસ્થા નીચે મૂકવાની ગોઠવણ થઈ છે. જુદાં સ્થાનોની પુનઃરચના કરવામાં આવનાર છે. ખેડૂતોને આ ઉપયોગી પ્રશ્ન છે.

ચીનમાં રેશમનો અતિ પ્રાચીન અને વ્યાપક ઉદ્યોગ છે. પરંતુ બનાવટી રેશમના અતિ સસ્તાપણાને લીધે આ ઉદ્યોગ માર્યો જાય છે. તેને ટેકો આપવા અને પુનઃરચના કરવા સરકારે ત્રીશ લાખ ડૉલર ગઈ સાલે કાઢ્યા છે. આ વરસે વીશ લાખ ડૉલરના ડિબેંચરો કાઢવા વિચાર છે. રેશમ માટે સારા કીડા ઉત્પન્ન કરવા, તેના ગૃહઉદ્યોગની સુધારણા માટે નવી નવી ડિઝાઈનો કાઢવી, અને માલને વેચવા માટે વેપારી રીતે ગોઠવણો કરવી, એ સૌ કાર્યમાં પ્રગતિ કરવામાં આવે છે.

ચીનમાં માછલીઓને માટે મોટો ઉદ્યોગ છે. તેના પુનરુદ્ધાર માટે મચ્છીઓનો વેરો નાંખવામાં આવ્યો છે. એ વેરાની પેદાશથી મચ્છી પકડવા માટે સારાં સાધનો અને વ્યવસ્થિત બજારો ઊભી કરવામાં આવશે. માછીમારોને નાણાંની ધીરધાર કરવામાં આવશે. આખા ઉદ્યોગને પરસ્પર સંગઠિત કરવામાં આવશે. તેને માટે પ્લાનો તૈયાર કરવામાં આવ્યા છે. નાનકીનની સરકાર આ ઉદ્યોગનો ઉદ્ધાર જરૂર કરશે.

ત્રણ માસની અંદર પચાસ લાખ ડૉલરના ખર્ચે એક મોટી પેપર એટલે કાગળની મિલ વેંચીખાતે સ્થાપવાનું નક્કી થયું છે. સરકાર ત્રીસ લાખ અને પ્રજા વીશ લાખની મૂડી કાઢશે. એક એમોનિયા-સલ્ફેટ બનાવવાનું કારખાનું પણ સ્થપાશે.

યાંગસે નદીમાંથી જળવિદ્યુત ઉત્પન્ન કરવા માટે દશ કરોડ ડૉલરની યોજના તૈયાર છે. તે હજુ મંજૂર થઈ નથી.

ચીને ચાર વરસોની જે યોજના નક્કી કરી છે તેમાં નીચે મુજબ ખર્ચ થશેઃ
૪૮।। કરોડ ડૉલર ઉદ્યોગો અને ખાણુ માટે;
૧૧ કરોડ ડૉલર ખેતી માટે.
આ ઉપરાંત ૧૫ કરોડ ડૉલર વાર્ષિક ખરચવાનો સરકારનો ઇરાદો છે. આ નાણું કરોમાંથી પેદા કરવાનો ઇરાદો છે.

ડુંગરશી ધરમશી સંપટ

## (૬) જુવાનોમાં બેકારી

**આંતરરાષ્ટ્રીય** મજૂર કાર્યાલયે (ઑફિસે) અડસટ્ટો કાઢ્યો છે કે દુનિયામાં અઢી કરોડ માણસો બેકાર છે તેમાંથી આશરે ચોથો ભાગ એટલે ૬૦ થી ૭૦ લાખ પચીશ વર્ષની અંદરના જુવાનો છે. ગ્રેટબ્રિટનમાં ચૌદથી ચોવીશ વર્ષની અંદરના ૧૯૩૧ની સાલમાં ૩૦.૨ ટકા બેકાર હતા. આ આંકડો પ્રિન્સ ઑફ વેલ્સે ખુલ્લા મૂકેલા નૅશનલ જ્યુબીલી ટ્રસ્ટની અગત્ય પુરવાર કરે છે. સ્વીટ્ઝરલૅંડમાં ૧૯૩૪માં આ પ્રમાણ ૧૫ ટકા હતું, જ્યારે હંગેરીમાં ૧૯૩૦ની અંદર એ ૪૨ ટકા પહોંચ્યું હતું. ઇટલીમાં ૧૯૩૨ની અંદર પંદરથી પચીશ વર્ષ સુધીના ૪૧।। ટકા બેકાર હતા. આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદ જે ૪થી જૂને મળવાની છે તેમાં આ આંકડાઓ બેકારી વિશે ચર્ચાઓમાં એના વિસ્તારનું પ્રમાણ સૂચવવા ઉપયોગી થશે. પણ એ ચાલુ બેકારી મનુષ્યના ચારિત્ર્ય ઉપર કેટલી માઠી અસર કરે છે એ બતાવતું નથી. અને આવી અસર મોટી ઉંમરના મનુષ્યો કરતાં જુવાનો ઉપર વધારે ગંભીર થાય છે. આ સ્થિતિને પહોંચી વળવા જુદાજુદા દેશોએ જે પગલાં લીધાં છે તે આંતરરાષ્ટ્રીય મજૂર ઑફિસે ચર્ચાની ભૂમિકા તરીકે તૈયાર કરેલા અહેવાલમાં બતાવવામાં આવ્યા છે. એ અહેવાલ સૂચન કરે છે કે જુવાનોમાં બેકારીનું દર્દ હળવું કરવાને ખરડાઓ ઘડવા કરતાં અનુભવોનું એકીકરણ કરવાની વધારે જરૂર છે. શાળા છોડવાની ઉંમર વધારીને પંદર વર્ષની કરવી, હુન્નરઔદ્યોગિક શાળાઓ મોટી સંખ્યામાં ઊભી કરવી, રોજગાર આપનારી જાહેર સંસ્થાઓના સંબંધમાં ધંધાદારી કેળવણી આપનાર કેન્દ્રોની યોજના કરવી, અને હરવાફરવાના તથા શારીરિક કેળવણી વગેરેનાં સ્થાનોની સ્થાપના કરવી, વગેરે વિષયો ઉપર ખાસ ભાર મૂક્યો છે.

વિ.

'નેચર' ૧૮મી મે, ૧૯૩૫]

## (૭) મૃત્યુકિરણનું મોત

**વર્તમાનપત્રોમાં** મૃત્યુકિરણ આપણું રોજિંદું સાથીદાર બની રહેલું છે ને તે કદી પણ આપણો સાથ છોડશે નહિ એમ લાગે છે. પરંતુ અત્યાર સુધી એવું મૃત્યુકિરણ અસ્તિત્વ ધરાવતું હોય એવું જાણ્યામાં આવ્યું નથી. એ બાબતનો જેટલો ઉહાપોહ થયો છે ને જેટલાં મોટાં મથાળાં ચિતરાયાં છે એટલું ભયંકર એ ભરખાયું નથી. રોજરોજ આપણે વાંચીએ છીએ કે કોઈ નવી જાતનું, રામબાણ જેવું, ભેદી મૃત્યુકિરણ શોધાયું છે. ભવિષ્યના જગદ્યુદ્ધની કરપીણ આગાહીથી આપણે કંપી ઊઠીએ છીએ. પરંતુ હવે લોકો એવી બીનાથી ભડકી ઊઠતા નથી, વૈજ્ઞાનિક જ્ઞાન ધરાવનાર તો એવી વાર્તાને ગપાટા જ સમજે છે.

છેલ્લું જાહેર થયેલું મૃત્યુકિરણ 'મૃત્યુકિરણ છે, પરંતુ એ નવું શોધાયેલું નથી. રશીય-

સોનિયન સંસ્થાએ હમણા જ એના ડિરેક્ટરની શોધોનો હેવાલ બહાર પાડ્યો છે. ડૉ. ચાર્લ્સ જી એબેટ તારાની ગરમી માપવાનો પ્રયત્ન કરતા હતા પરતુ આ કામ નવુ નથી, જૂનુ કામ મહેજ નવી રીતે કરવામા આવ્યુ છે એની સંપૂર્ણતાની અવધિએ પહોચના પહોચતા 'અલ્ટ્રા વાયોલેટ' ભૂમિકામાના તારાઓની થોડી ચમકનો ઉપયોગ કરવામા આવ્યો છે વૈજ્ઞાનિક રીતે આ 'અલ્ટ્રા વાયોલેટ' કિરણો મૃત્યુકિરણો જ છે કારણ સૂર્યપ્રકાશમા એવા જે કિરણો છે તેથી નાના કિરણો જીવનો નાશ કર્યા વિના રહેતા નથી તારામડળની પેઠે સૂર્ય પણ એવા કિરણો પ્રસારે છે, પરતુ પૃથ્વીનું વાતાવરણ એને પોતાનામા શમાવી દે છે એટલે તેમની વિનાશક શક્તિ નાબૂદ થઈ જાય છે વાતાવરણની આ શમનશક્તિ અદૃશ્ય થાય તે દિવસે જ આ પૃથ્વીનું અસ્તિત્વ ફીટી જાય આ રક્ષણાત્મક વાયુનું અસ્તિત્વ કેટલીકવાર ચમત્કાર મનાય છે, કેટલીકવાર એ વાયુ માત્ર વિનાશક કિરણો જ નાબૂદ કરે છે, એ પ્રકારને એક અજબ યોગાનુયોગ જ માનવામા આવે છે કદાચ પૃથ્વીના વિકાસની શરૂઆતથી જ પૃથ્વીનું ચેતન સૂર્યકિરણની લબાઈને અનુકૂળ બની રહ્યુ હશે સૂર્યની લબાઈમા શમાઈ જનાર એવી બીજી લબાઈઓ અપનાવવામા પણ ચેતનને હરકત પડત નહિ (મેષ્ટા શહેરો નજીક જ કુદરતે સુદર બદરો ખીલવ્યા છે, એ હકીકત જેમ ચમત્કાર લાગે છે તેવી જ રીતે આ સામ્ય પણ અસ્તિત્વ ધરાવે છે )

પરતુ પૃથ્વીની સપાટી પર સૂર્યકિરણો પહોચે ત્યાર પહેલા આકાશી વાતાવરણથી તે માહેના મૃત્યુકિરણો નાબૂદ થઈ ગયેલા હોય છે, એટલે પૃથ્વીના પટ પર મૃત્યુકિરણનુ અસ્તિત્વ હોતુ નથી વર્તમાનપત્રો તો પોતાના વાચકોને માત્ર ચમકાવવા જ મૃત્યુકિરણને નામે મોટામોટા મથાળા બાધે છે, કારણ કે ભર હોય તોપણ સનામત અતરે છે એ વાતની સૌને ખાતરી છે માત્ર વૈજ્ઞાનિક વસ્તુસ્થિતિને ભડકાવનારી રીતે જ રજૂ કરવામા આવે છે સ્મીથસોનિયન સસ્થા પણ એ ચેપથી બચી નથી

બાકી, મનુષ્યે બનાવેલુ મૃત્યુકિરણ, જેનાથી ભવિષ્યના યુદ્ધમા હાહાકાર વર્તાવવાની આગાહી અપાય છે તે ખરેખર તો હસ્તી ધરાવતુ નથી જ[1]

## (૮) સાફસૂફ કરનારને સૂચના

**પુસ્તકના** પર શાહીના ડાઘ પડ્યા હોય તે કાઢવાનુ કામ ખૂબ જ કટાળાભરેલુ છે આખુય પુસ્તક સાવ બગડી ગયેલુ લાગે છે તેથી જ આપણે આપણા પુસ્તકો પર શાહી ઢોળવાનું પસદ કરતા નથી પરતુ શાહીના ડાઘ કાઢવા પણ આપણે માનીએ છીએ તેટલા અઘરા નથી

થોડાક ઓક્ઝેલીકેસીડથી પુસ્તક પર પડેલા શાહીના ડાઘા સાફ કરી શકાય—માત્ર જરા વધારે શાતિ રાખવાની જરૂર પડે છે એસીડમા ગરમ પાણી રેડી પ્રથમ જરા વધારે પાતળુ બનાવવુ, પછી બહુ જ સાચવીને તે માત્ર ડાઘ ઉપર જ ચોપડવુ પછી કોઈ સુવાળી વસ્તુથી તે લોહી નાખવુ ડાઘ સિવાયના ભાગને અડકતા જ એસીડ પોતાનુ કામ કર્યા વિના નહિ રહે, માટે બહુ જ સભાળથી તે ચોપડવુ જોઈએ માત્ર ડાઘ ઉપર જ તે પડે ને તે પણ ખૂબ જ થોડા પ્રમાણમા આ રીતે ડાઘ સાફ કર્યા બાદ પુસ્તકને સાચવીને સૂકવવામા આવે તો ડાઘ જતો રહેશે ને બીજુ જરા પણ નુકસાન થશે નહિ[2]

રમણીકલાલ દલાલ

૧ 'Scientific American', December, 1934 : Death of the Death Ray.

૨. 'The People', 25th December, 1935 : A Cleaning Hint.




**રંગરેખા:** પંદર ચિત્રો, ચિત્રકાર: સોમાલાલ શાહ; પ્રકાશક: ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ; શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર, ભાવનગર. અઢી રૂપિયા.

ગુજરાત જેને માટે અભિમાન લઈ શકે એવા થોડા ચિત્રકારોમાં શ્રી સોમાલાલની ગણના થઈ શકે. તેમણે પોતે પ્રસ્તાવના તરીકે લખેલ હદ્દગત ઉપરથી જણાશે કે તેમનો કલાનો અભ્યાસ બંગાળામાં થયો છે. બીજા જે જે ગુજરાતી કલાકારોએ બંગાળામાં આ કલાનો અભ્યાસ કર્યો છે તેમના સર્વમાં છે તેવી બંગાળી કલાની અસર એમનાં ચિત્રોમાં છે, અને છતાં જ્યાં જ્યાં ચિત્રોને વાસ્તવિક ભૂમિની જરૂર પડી છે ત્યાં ત્યાં ચિત્રો સ્પષ્ટ રીતે ગુજરાતનું—કાઠિયાવાડસહિત ગુજરાતનું—વાતાવરણ પેદા કરે છે. તેમના ગુરુ પ્રમોદકુમાર ચેટરજીએ કહ્યું છે તેમ તેમણે પોતાની શૈલી પેદા કરી છે.

આ સંગ્રહમાં ૧૫ ચિત્રો છે. તેમાંનું પહેલું 'છૈયો', બીજું 'મીઢળબંધો', પછી 'ગોવાલણ', 'પનિહારી', અને 'બહેનાં' એ સર્વ ગુજરાતકાઠિયાવાડનું વાતાવરણ ઊભું કરે છે. 'પનિહારી' અને 'બહેનાં' બન્ને આખા ગુજરાતમાં મળી આવે; 'છૈયો', 'મીઢળબંધો' અને 'ગોવાલણ' સ્પષ્ટ રીતે કાઠિયાવાડી છે. 'છૈયો'માં માબાપની વત્સલતા સુંદર રીતે પ્રગટ થઈ છે, સ્ત્રીપુરુષ પતિપત્ની નહિ પણ માબાપ તરીકે દેખાય છે. પુરુષનું અરધું દેખાતું મુખ પણ પૂરો ભાવ પ્રદર્શિત કરે છે, અને ચિત્ર એવી રીતે દોરાયું છે કે સહેજે જોનારની નજર પણ માબાપની પેઠે જ બાળક પર કેન્દ્રિત થાય. 'મીઢળબંધો'માં ભાવોનું સુભગ સંમિશ્રણ દેખાય છે. નાયક-નાયિકા નવપરિણીત ક્ષત્રિય દંપતી છે, અને પરણીને ઘેર આવીને પોતાના કુલમાં શહીદ થયેલા નરવીરોના પાળિયા જોઈ પાછાં ફરતાં હોય છે. ઊછળતો લગ્નપ્રેમ અહીં ગતવીરોની ભક્તિમાં અને નવીન અંકુરિત થતા કર્તવ્યભાનમાં ગંભીર બની જાય છે. પુરુષ પોતાને પરિચિત આત્મઊંડાણમાં ઊતરતાં આંખો મીંચી ઊભો છે અને સ્ત્રી ભક્તિ સાથે નવીન પરિસ્થિતિના કુતૂહલથી ચકિત થઈ જોઈ રહી છે. નવા લગ્નનો મંગળવેશ, ભૂતકાળના કાળા પાળિયા સાથે વિરોધ પામતાં છતાં, ભાવમાં તેની સાથે મેળ ખાય છે. 'ગોવાલણ', 'પનિહારી' અને 'બહેનાં' જોતાં વેંત ઓળખાઈ ચિત્તને આકર્ષે છે. આ ચિત્રો ગુજરાતનાં અને કાઠિયાવાડ જેને શ્રી સોમાલાલે પોતાનું હાલનું નિવાસસ્થાન કરેલ છે ત્યાંનાં છે. 'થાપણ' ગુજરાતમધ્યનું નહિ પણ મોડાસા—નાની મારવાડ—જે શ્રી સોમાલાલની મૂળ રહેણાક છે ત્યાંનું ઐતિહાસિક વાતાવરણ ઊભું કરે છે. માલિકના પુત્રને બચાવવા નિમકહલાલ નોકર નાઠેલો છે અને ડુંગરની ઓથે બેઠેલો છે. પછવાડેનો ઘેરા રંગનો ડુંગરો અને આગળનું રંગબેરંગી ચકચકતું ઘાસ નોકરના મનની જોખમથી ગંભીર થયેલી સ્થિતિ અને અણસમજુ બાળકનો અજ્ઞાન નિર્દોષ આનંદ બતાવે છે.

આ સંગ્રહમાં કેટલાંક પૌરાણિક પ્રસંગોનાં અને પાત્રોનાં ચિત્રો છે, અને તેમાં પાત્રોને

અપાર્થિવ બનાવવામા બગાળી શૈલીનો ઉપયોગ કરેલો જણાય છે અનુલ્યાની ભક્તિલીનતા તેના એકેએક અગમા દેખાતા સાથે તે ચિત્રનો રેખાસવાદ પણ આકર્ષક થયો છે ગધિકાનૃત્યમા નૃત્યનો વેગ, જીવતતા, સુમરોડ દેખાડવા માથે આખા દશ્યની સાથે તેના રગો અને રેખાઓનો સુમેળ નજરબહાર રહે તેવો નથી 'કાચે તાતણે'મા કૃષ્ણની સ્વસ્થતા, દ્રૌપદીની ચિંતા અને મનોયોગ, અને તેને પડછે પરિજનોનુ વૃથા ધાધાપણુ એક જ ચિત્રમા મૂળ ભાવને મગસ રીતે પુષ્ટ કરે છે 'કર્ણ-કુન્તી'મા મહાભારતનુ એક હૃદયભેદક દશ્ય છે—અત્યારસુધી જે પુત્રને વિષમમા વિષમ અન્યાય કર્યો છે તેની પાસેથી જ બીજા પુત્રો માટેના પ્રાણરક્ષણની યાચના કરતી માતા! તેથી જ વૃદ્ધ કુતા એટલા દીન દેખાય છે અને મોટામા મોટી ઉદારતા બતાવતો, અને તે સાથે મહાભારતમા કરુણમા કરુણ અન્યાયને માટે જન્મેલો કર્ણ એટલો ઊર્ધ્વ ગભીર, ઉન્નત, ઉદાર દેખાય છે કર્ણની પાછળનો સૂર્ય એક તરફથી કર્ણના પિતાનુ સૂચન કરે છે, બીજી તરફથી કર્ણના તેજમા વધારો કરે છે એ મહાભારતનુ ભેદકમા ભેદક એક દશ્યને ચિત્રકારે અહીં વર્ણમા સદર રીતે ઉતાર્યું છે 'અજની-વાયુ'મા વાયુનુ બળ, તેનુ દેવત્વ અને અજનીનુ માનવત્વ સર્વ રગરેખાથી ચિત્રકાર સૂચવી ગયા છે 'ભવન્ત', 'શિશિરવસત' અને 'પાનખર' ઉપર પછવાડેના ટિપ્પણમા પૂરતુ લખેલુ છે પણ છેલ્લા 'જિજ્ઞાસા'ની પ્રશસા કર્યા વિના અમે રહી શકતા નથી સ્ત્રીમા અમ્ય કૌતુક રહેલુ છે એમ પરાપૂર્વથી મનાય છે, તેમ જ સ્ત્રી પુરુષ કરતા વધારે બીકુ પણ હોય છે અહીં સ્ત્રીનો પતિ તરફનો પ્રેમ, તેના બળ ઉપરનો વિશ્વાસ, તેનુ ખીણમા જોવાનુ કૌતુક, અને કૌતુક નીચે રહેલો ભય સર્વ એ દપતીના અગવિન્યાસમા સ્પષ્ટ રીતે પ્રકટ થાય છે સ્ત્રીનો અદ્ધર રહી ગયેલો હાથ પણ કેટલો બધો સૂચક બન્યો છે!

આ ચિત્રસગ્રહ બહાર પાડવા માટે શ્રી દક્ષિણામૂર્તિ ભવનના નિયામક શ્રી નાનાભાઈને અભિનન્દન ઘટે છે આ ચિત્રો ગુજરાતને ગમશે એ એમની આશા એમને સફળ થશે એમ માનીએ છીએ પણ આ ચિત્રોનો સગ્રહ વેચાઈ રહે એટલુ બસ નથી રગચિત્રો ગમે તેટલા સારા છપાયા છતા તે મૂળની તો છાયા માત્ર હોય છે ગુજરાતના કલાપ્રિય ધનાઢ્યોને લાઝિમ છે કે એ મૂળ ચિત્રો ઉદાર દિલે ખરીદી લઈ આપણા ચિત્રકારને તેના કામમા ઉત્તેજન આપે

રા. અને રુ.

**શ્રી પ્રબંધચિંતામણિનું ગુજરાતી ભાષાન્તર**:—ભાષાન્તરકર્તા રા રા દુર્ગાશકર કેવળરામ શાસ્ત્રી, પ્રકાશક શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુબઈ, ગ રા અબાલાલ બિ જાની, બી એ મહામત્રી, મૂલ્ય રૂ ૧—૦—૦

આ પુસ્તકનુ મહત્ત્વ ભાષાન્તરકર્તાના પોતાના શબ્દોમા જણાવી શકાય "[આ ગ્રન્થ] ગુણદોષવાળો હોવા છતા ગૂજરાતના ઇતિહાસના સાધન તરીકે આ ગ્રથ એની પહેલાના કે પાછળના કોઈ પણ એક ગ્રથ કરતા વધારે મૂલ્યવાન છે, એમા સદેહ નથી 'રાજતરગિણી'ની તોલે તો પ્ર ચિ વગેરે કોઈ ગ્રથ ન આવે, પણ એને બાદ કરતા એ મધ્યકાળના સાડાપાચસો વર્ષ જેટલા લાબા ગાળાનો ઇતિહાસ ઉકેલવામા ઉપયોગનુ પ્ર ચિ જેવુ કોઈ પણ પુસ્તક હિંદુસ્તાનના બીજા પ્રાતમા મળ્યુ હોય એવુ મારા જાણવામા નથી રાજપૂતાનામા ખ્યાતો છે, તે પ્ર ચિ પછીની લખેલી છે" આ ગ્રથ વિ સ ૧૩૬૧મા મેરુતુગસૂરિએ પૂરો કર્યો.

આ ગ્રથ મૂળ લખાયેલ તો છે જૈન સાધુઓને વ્યાખ્યાનો રસિક કરવામા ઉપકારક

થાય તેવાં આખ્યાનો પૂરાં પાડવા માટે. પણ શ્રી શાસ્ત્રી કહે છે તેમ આના લેખક મેરુતુંગમાં ઇતિહાસદૃષ્ટિ તો નહિ પણ એક પ્રકારની ઇતિહાસને ઉપકારક સત્યપ્રિયતા હોવાથી તેણે ઇતિહાસને ઉપયોગી થાય તેવી ઘણી હકીકત આપી છે.

ઇતિહાસને માટે આ પ્રબંધોનો ઉપયોગ કરતાં તેની હકીકતોને ચાળવાની જરૂર રહે જ. પણ તે સમયના સમાજમાનસનું મૂર્ત્ત દર્શન કરાવવામાં આમાંની સાચી કે ખોટી બધી હકીકત એકસરખી રીતે ઉપકારક થાય. ગુજરાતના સમાજમાનસના મુખ્ય પ્રવર્તક હેતુઓનું આમાં ઘણું સારું દર્શન થાય છે, એ વસ્તુ આપણા ભવિષ્યના ઐતિહાસિક વાર્તાકારોને ઘણું પ્રેરણાપ્રદ નીવડે.

માત્ર ભાષાન્તર તરીકે જ આ પુસ્તકની કિંમત નથી. આમાં ભાષાન્તરકારનો મૌલિક ફાળો છે, અને તે નોંધોનો અને પરિશિષ્ટોનો. ઐતિહાસિક વ્યક્તિઓનાં આ પુસ્તકોમાં આપેલાં વૃત્તાંતોમાંથી જેટલાં બીજા પ્રબંધોમાં મળે છે તેમની તુલનાત્મક ચર્ચા કરી પોતાનો અભિપ્રાય ટિપ્પણીઓમાં અને પરિશિષ્ટોમાં બતાવેલો છે. આ જોતાં કર્તાનું આ વિષયનું વિશાલ વાચન અને આ વિષયની તેમની દૃષ્ટિ જણાયા વિના રહેતી નથી.

અમે સાંભળ્યું છે કે શ્રીયુત શાસ્ત્રીએ ગુજરાતનો સળંગ ઇતિહાસ લખ્યો છે. ગુજરાત પાસે ઇતિહાસનાં સાધનો બીજા પ્રાંતોની સાથે સરખાવતાં સારાં છે, અને શ્રી શાસ્ત્રી મતમતાંતરથી ઊર્ધ્વ રહી ઐતિહાસિક હકીકતો સંબંધી તર્કશુદ્ધ નિર્ણયો કરે છે એ જોતાં આવો ગ્રન્થ વહેલો પ્રસિદ્ધ થાય એમ ઇચ્છીએ છીએ.

**ચતુર્વિંશતિ પ્રબંધનો ગુજરાતી અનુવાદઃ**—સંશોધક, અનુવાદક અને વિવેચકઃ પ્રો. હીરાલાલ રસિકલાલ કાપડિયા, એમ. એ.; પ્રકાશક ઉપર પ્રમાણે; મૂલ્ય રૂા. ૧-૦-૦.

આ ગ્રન્થ વિ. સં. ૧૪૦૫ માં એટલે 'પ્રબંધચિંતામણિ' પછી એક સૈકે લખાયેલો છે. આ અંતરને લીધે તેમજ તેના લેખક શ્રી રાજશેખરસૂરિના વધારે સાંપ્રદાયિક ઝોકને લીધે 'પ્રબંધચિંતામણિ' કરતાં ઐતિહાસિક દૃષ્ટિએ એ ઓછો મહત્ત્વનો છે. આ સામાન્ય રીતે 'ચતુર્વિંશતિપ્રબંધ'ને નામે ઓળખાય છે, પણ તે તો તેની સંખ્યાને લીધે પડેલું નામ છે. તેનું મૂળ નામ પ્રબંધકોશ છે. આ પ્રબંધોમાં દસ સૂરિના, ચાર કવિના, સાત રાજાના અને ત્રણ શ્રાવકના છે.

આ પુસ્તક પણ ગુજરાતના ઇતિહાસનું એક સાધન છે. શ્રી ફાર્બસ સભાએ આવા મહત્ત્વના ગ્રંથો બહાર પાડીને એક અગત્યની સેવા કરી છે.

**ગુજરાતના કેટલાએક ઐતિહાસિક પ્રસંગો અને વાર્તાઓઃ**—સંગ્રહી લખનારઃ સ્વ. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ; પ્રકાશક ઉપર પ્રમાણે; મૂલ્ય ૦-૧૨-૦.

શ્રી ફાર્બસસાહેબે જે વસ્તુ ઉપરથી 'રાસમાળા'ના બે ભાગો લખ્યા તે વિવિધ પ્રકારના વસ્તુનું સદ્‌ગત કવીશ્વર દલપતરામે કરેલ આ ગુજરાતી ભાષાન્તર છે. એ પુસ્તક લાંબા વખતથી પડી રહેલ હતું. તે તૂટક સ્થિતિમાં મળી આવ્યું તેવું અહીં છાપેલ છે. આ પ્રકારનું ઐતિહાસિક વસ્તુ કેવું છે તે જોવા માટે આ પુસ્તક ઉપયોગી છે.

**જીવનસંગીતઃ**—લેખકઃ ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ; સોલ એજન્ટઃ ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ; કિંમત ૨-૦-૦.

વાર્તાલેખક પ્રસ્તાવનામા લખે છે કે વાર્તા જેલમા લખાયેલી હોવાથી તેમા જોડણી વગેરેની ભૂલો રહી ગઈ છે એ ખરુ છે તેથી જ વાર્તાના બીજા અંગઉપાગો તપાસીએ તો પ્રમાણના દોષો પણ જણાયા વિના રહે તેવા નથી ક્વચિત્ મૂળવાર્તાનો તતુ એક બાજુ રહી જઈને દેશની કે પૂ ગાધીજીની કે એવી કોઈ બીજી વાત ચાલવા માડે છે. અંદર અતરેઅતરે કલા અને જીવન સબધી વિચારો આવે છે જે માન કોઈ પાત્રના મોમા મૂકયા હોય એના લાગે છે પણ એ સવળુ છતા આખુ પુસ્તક અથથી ઇતિ સુધી સુવાચ્ય બન્યુ છે તેનુ કારણ એ છે કે વાર્તાના અગો મક્કાકાર અને સુઘટિત હશે એવી અપેક્ષા કર્તા શરૂઆતથી જ ઉપસ્થિત થવા દેતા નથી પુસ્તકમા જે કના, જીવન, દેશસેવા, વગેરે ઉપરના પોતાના વિચારો અને વિશેષે તો ભાવના કર્તાને કહેવા છે તેને માટે આ વાર્તા એક ઓઠુ છે એમ કર્તા નિખાલસ રીતે મિત્રભાવે વાચનારને એવી રીતે સૂચિત કરે છે કે વાચનાર ટીકાદષ્ટિને ઢીલી કરી શરૂથી વાચવુ શરૂ કરે છે અને એ તો દેખીતુ છે કે કર્તા જે જે વિશે વિચારો દર્શાવે છે તે અત્યારના જમાનાના બહુ જ માર્મિક પ્રશ્નો છે, અને કર્તાના વિચારોમા વાચનારને તેમની નિખાલસતા અને ભાવનાની સત્યતા તો નિ શક પ્રતીત થાય છે ડૉ હરિપ્રસાદે જીવનની તડકીછાયડી દીઠી છે, તેમની અરધી સદીના અનુભવનુ તેમને જે જણાયુ તે સાચ્ચુ તારણ આમા મૂકેલુ છે, અને તેમણે અત્યાર સુધીના દેશજીવનમા રહસ્યની લગભગ બધી હિલચાલનો હાર્દિક સબધ સાધેલો છે, એટલે તેમનો અનુભવ પણ કીમતી છે વાર્તામા સાચો અનુભવ અને ખરી અનુભવેલી ભાવના મૂકી હોય તો ઘાટની કે એવી કોઈ કલાના પ્રયત્ન વિના પણ વાચન રસિક થઈ શકે તેનો આ વાર્તા દાખલો છે અમે આશા રાખીએ છીએ આ વાર્તા બધામા રસથી વંચાશે અને ખાસ કરીને આપણો જુવાન વર્ગ આમાથી ભાવના મેળવશે

**નૃત્યકલા** લેખક ઉપર પ્રમાણે, સોલ એજન્ટ ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, ગાધીરોડ, અમદાવાદ, ૦–૨ ૦

હેવલૉક એલિસના 'ડાન્સ ઑફ લાઇફ' નામના પુસ્તકના વિવરણરૂપ આ લેખ છે ગુજરાતમા નૃત્યકલા માટે રુચિ ઊઘડતી જાય છે તે વખતે આવા ગભીર લેખની ખરેખર જરૂર છે મનુષ્યજીવનમા આની કલાને કેવુ અને શાથી સ્થાન છે તે કલાની સાથેસાથે સમજવાની જરૂર છે ડૉ હરિપ્રસાદે આપેલા આ ઉપયોગી નિબધનો સૌ લાભ લેશે એમ આશા રાખીએ છીએ

**નવી દૃષ્ટિ** —લેખક હરભાઈ, પ્રકાશક ગોપાળરાવ ગજાનન વિદ્વાસ, શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમદિર ભાવનગર, દસ આના

માધ્યમિક શાળાના શિક્ષકો માટે આપેલા શિક્ષણવર્ગમા આપેલા વ્યાખ્યાનોની નોધ ઉપરથી આ પુસ્તક લખેલુ છે તેમા સ્વાતત્ર્ય અને શિસ્તશિક્ષા માર્ક્સ હરીફાઈ, ડૉલ્ટન યોજના વગેરે નવી કેળવણીના મુખ્યમુખ્ય વિષયોની ચર્ચા છે માનસશાસ્ત્ર, જાતીયશાસ્ત્ર વગેરે વિષયોનો પણ આમા સ્પર્શ કરેલો છે શ્રીયુત હરભાઈને કેળવણીશાસ્ત્રના અભ્યાસ સાથે લાબો શિક્ષણનો અનુભવ પણ છે એટલે પુસ્તક ઉપયોગી બન્યુ છે ડૉલ્ટન પદ્ધતિ જેમ કેટલાક દૃશ્યોના દાખલાથી દર્શાવી તેમ શિસ્ત પણ તેમણે દર્શાવી હોત તો વધારે સારુ શિસ્ત અને સ્વાતત્ર્યની ચર્ચા વધારે મૂર્તરૂપે કરવાની જરૂર છે શિક્ષગુમા અને

વિશેષે કરીને માધ્યમિક શિક્ષણમાં રસ લેના સર્વને આ પુસ્તક ઉપયોગી છે.

**શિક્ષક હો તોઃ**—લેખકઃ ગિજુભાઈ; પ્રકાશક ઉપર પ્રમાણે; કિંમત દસ આના.

શ્રી ગિજુભાઈની લાક્ષણિક શૈલીનું આ પણ એક ઉપયોગી પુસ્તક છે. આમાં શિક્ષણને લગતા અનેક નાનામોટા પ્રશ્નો ચર્ચેલા છે. આમાં શિક્ષણપદ્ધતિના પ્રશ્નો છે તેમજ શિક્ષક કેવો હોવો જોઈએ, શિક્ષણને અને જીવનને કેવો સંબંધ હોવો જોઈએ એવા પ્રશ્નો પણ ચર્ચેલા છે. કેળવણીની બાબતમાં, વિષયની પસંદગીમાં, વિદ્યાર્થીને સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપવું એ સિદ્ધાન્ત સ્વીકારતાં એકબે બાબતો વિચારવાની રહે છે. પ્રથમ તો એ કે દરેક વ્યક્તિની કેળવણી માટે ઇતિહાસ, ભૂગોલ, ગણિત વગેરે વિષયોનું અમુક જ્ઞાન તો આવશ્યક છે. કોઈ પણ એક જ વિષયના જ્ઞાનને માટે પણ બીજા અનેક સ્વતંત્ર દેખાતા વિષયોના જ્ઞાનની પણ જરૂર છે. અને બાળક નાનપણથી એક જ વિષય તરફ ખાસ ઉગ્ર પક્ષપાત બતાવે એટલી જ હકીકત તે તે વિષય માટે ખાસ લાયકી ધરાવે છે તેના ચિહ્નરૂપ ન ગણી શકાય. કદાચ એમ કહેવામાં આવે કે પક્ષપાત પ્રમાણે બાળકને જવા દેવો ને પક્ષપાત ખોટો હશે તો એની મેળે એ વિષય છોડી બીજામાં જશે. પણ જિંદગીમાં કેળવણી માટેનાં વરસો એટલાં બધાં મોટાં છે કે આવા એકબે પ્રયોગો કરવા દઈએ તો તે વરસો પૂરાં થઈ જાય. અને એ પણ વિચારવાનું રહે છે કે એક વિષય તરફનો ગમે તેટલો ઉગ્ર પક્ષપાત હોય તોપણ બીજા વિષયો અમુક ઓછામાં ઓછી ઠરાવેલી હદ સુધી પણ ન કરી શકે એટલી બધી બીજા વિષયો ભણવાની સ્વભાવસિદ્ધ પ્રતિકૂળતા બાળકમાં કલ્પી લેવી યથાર્થ નથી. બધાં સામાન્ય શક્તિનાં બાળકોમાં તો બધા વિષયો અમુક સુધી શીખવાની સ્વાભાવિક શક્તિ હોય છે, એમ અમે માનીએ છીએ. અને આવી પદ્ધતિએ શીખનારાં બધાં બાળકો ઘણે ભાગે ગણિતમાં પછાત શા માટે હોય છે તેની વધારે ઊંડી તપાસ થવાની જરૂર છે.

શિક્ષણપ્રદેશમાં કામ કરનારા ભાઈઓ આ પ્રશ્નો તરફ ધ્યાન આપે એમ ઇચ્છીએ છીએ.

**માબાપ થવું આકરું છેઃ**—લેખક પ્રકાશક ઉપર પ્રમાણે; દસ આના.

આ નાનું પુસ્તક દરેક માબાપે વાંચવાલાયક છે. છોકરાં કેટલી બધી કુટેવો, કુસંસ્કારો માબાપ પાસેથી શીખે છે તે આ પુસ્તક વાંચવાથી સમજાશે. માબાપને ખ્યાલે પ ન હોય એ રીતે તેમનાં વર્તન કે વચન ઉપરથી છોકરાં માબાપ કલ્પી પણ ન શકે એવા સંસ્કારો પકડી લે છે. અને પછી એ જ સંસ્કારો વિશે માબાપો છોકરાં સામે ફરિયાદ કરે છે. છોકરાંને માટે અજ્ઞાનથી માબાપ કેવું પ્રતિકૂળ વાતાવરણ ઊભું કરે છે તે પણ આથી જણાય છે. કેટલાંક દશ્યોનાં વર્ણનો તાદશ હોવાથી પુસ્તક એક નવલકથા પેઠે વંચાશે. અમે દરેક માબાપને આ વાંચવાની ભલામણ કરીએ છીએ.

**જાણવું જોઈએઃ**—લેખકઃ શંકરલાલ રતિલાલ શાહ; પ્રકાશક ઉપર પ્રમાણે; પાંચ આના.

પુસ્તકને પ્રસ્તાવના નથી પણ પુસ્તક જોતાં તેનો ઉદ્દેશ બાળકોને સામાન્ય રીતે નજરે પડતી વસ્તુઓ વિષે સામાન્ય જ્ઞાન આપવાનો છે. પુસ્તક સવાલ ને જવાબના રૂપમાં લખેલું છે. આ એક પુસ્તકનિરૂપણની પદ્ધતિ છે. કંઈ દરેક સવાલ બાળકોને ઉત્પન્ન થાય એવો છે એમ કહી શકાય નહિ. કેટલાક સવાલો ખાસ અમુક જ્ઞાન આપવાને જ

યોજ્યા છે. પણ તેમાં કશું ખોટું નથી. આ આપણી જૂની પદ્ધતિને આખરે પણ અવકાશ છે. એરોપ્લેન, આગગાડી, મ્યુનિસિપાલિટી, રેડિયો, મોટરકાર, સ્ટીમર વગેરે વિશે બાળકો સમજી શકે તેવી અને તેટલી માહિતી બાળકો સમજી શકે તેવી રીતે આપેલી છે.

**મોટાં થઈશું ત્યારેઃ**—લેખકઃ જયંતીલાલ ઓઝા; પ્રકાશક ઉપર પ્રમાણે; પાંચ આના.

આ પુસ્તકને પણ પ્રસ્તાવના નથી. પુસ્તકમાં ત્રણ નાનાં નાટકો છે. નાટકોમાં ઘણાંખરાં પાત્રો અને મુખ્ય પાત્રો બાળકો આવે છે. પણ નાટકનું વક્તવ્ય બાળકોને માટે નથી પણ બાળકોનાં માબાપોને માટે છે એટલે આ નાટકો બાળનાટકો ન કહેવાય. ત્રણેય નાટકોમાં કેળવણીનો સાચો પ્રકાર કેવો હોવો જોઈએ અને માબાપોએ બાળકોની સારી કેળવણી માટે કેમ વર્તવું જોઈએ એ લેખકનું મુખ્ય વક્તવ્ય છે. એ વાત કહેવા જતાં કલા ઘણી જગાએ ઉપદેશાત્મક અને આછી થઈ જાય છે. આવાં વક્તવ્યવાળાં નાટકો ન જ હોઈ શકે એમ કહેવું નથી, પણ તેને માટે જે કલા જોઈએ તે આમાં આવી શકી નથી. છતાં આ નાનું પુસ્તક સુવાચ્ય છે અને માબાપોએ વાંચવા લાયક છે.

**આર્થિક ભૂગોળઃ**—જે. એફ. હોરેબિનના પુસ્તકનું ભાષાન્તર. ઉતારનારઃ ભાસ્કરરાવ વિદ્વાંસ; પ્રકાશક ઉપર પ્રમાણે; સવા રૂપિયો.

આ નાનું પુસ્તક ઘણું ઉપયોગી છે. તેમાં ભૂગોળ દેશદેશના ઇતિહાસમાં કેટલું કામ કરે છે તે બતાવેલું છે. બધા દેશોના ઇતિહાસમાંથી બહુ વિવેકથી મુખ્ય મુખ્ય બનાવો તારવી કાઢી તેનો ખુલાસો ભૂગોળની દૃષ્ટિએ કરેલો છે. માત્ર ભૂગોળ માણસનો ઇતિહાસ ઘડે છે એમ કહ્યું નથી, પણ એ ઇતિહાસમાં શો ભાગ ભજવે છે તે બતાવેલું છે. અત્યારના જગતના રાજ્યપ્રકરણના મુખ્ય પ્રવાહો ઉપર પણ આથી પુષ્કળ પ્રકાશ પડે છે.

છતાં આ પુસ્તક પશ્ચિમની સંસ્કૃતિને ધ્યાનમાં રાખી, તેને કેન્દ્રમાં રાખી, લખાયેલું છે. પૂર્વના દેશોનું સ્થાન તેમાં ગૌણ છે, હિંદનું સ્થાન તો ગૌણ જ છે. હિંદને અને તેના ઇતિહાસના બનાવોને, તેના આપણે ઘડવા માગતા ભવિષ્યને, લક્ષમાં રાખી આવી ભૂગોળ લખાવી જોઈએ. અમે આશા રાખીએ છીએ કે કોઈ ઉત્સાહી, ઉદ્યોગી શિક્ષક આ પ્રશ્નનો સ્વતંત્ર અભ્યાસ કરી આ ઉપર પુસ્તક લખશે.

**આરતીઃ**—કર્તાઃ સુરેશ ગાંધી; પ્રકાશકઃ 'નવચેતન' કાર્યાલય, ૧૦ પોલોક સ્ટ્રીટ, કલકત્તા; મૂલ્ય રૂપિયો સવા.

આ અગિયાર ટૂંકી વાર્તાનો સંગ્રહ છે. લેખક પોતે જણાવે છે કે વાર્તાને સારી કરવાને તેમણે સારી મહેનત કરી છે, અને પોતાની કૃતિઓને બહાર પાડવા પહેલાં વારંવાર સુધારવી એ સારું છે. પણ વાર્તા એકવાર બંધાઈ ગયા પછી માત્ર તેના શબ્દો સુધારવાથી કે તેમાં અલંકારો પૂરવાથી વિશેષ ફાયદો થતો નથી. ખરું તો વાર્તાનું મૂળ માળખું સ્વાભાવિક અને સુશ્લિષ્ટ જોઈએ. તેમાં રહેલી કચાશ પછી સુધરી શકતી નથી. દાખલા તરીકે 'પલ્લવી'ના મુખ્ય બનાવો જ માનવસ્વભાવમાં સંભવિત લાગતા નથી. નાની હેમાંગિની ભોલાને પૂછે છે કે માણસો મરી શા માટે જાય છે? અને ભોલો કહે છે, એ બધા સાસરે જાય છે. આ તો મશ્કરીથી કંઈ વિશેષ જણાતું નથી. આના પહેલાંના પ્રશ્નનો ઉત્તર, જે દાદી એ માખીઓ ઉડાડવાની સાવરણી છે એ, મશ્કરી જ છે. પણ પછી હેમાંગિનીના લગ્નસમયે ભોલો "તું શ્વસુરગૃહે ન જતી, ત્યાંથી કોઈ પાછું આવતું નથી" એમ કહે, અને હેમાંગિની એ માનીને શ્વસુરગૃહે જવાની ના કહે, એ કોઈ રીતે સ્વાભાવિક લાગતું નથી.

એમ બને તો એ માત્ર ઘેલછા કહેવાય. લાગણીની તીવ્રતા અને ઘેલછા બે જુદી વસ્તુએ છે. આપણા ઘણાખરા લેખકો આ ભેદ વારંવાર ભૂલી જાય છે. છેલ્લાં થોડાં વરસથી ટૂંકી વાર્તાના લેખકોનું વલણ જ કંઈક ઘેલછા મારફત લાગણી બતાવવાનું થતું જાય છે, અને તેથી અહીં આ બાબત ઉપર ભાર મૂકવાની અમને જરૂર જણાય છે. એવી જ હાલના વાર્તાલેખકોની બીજી એક ત્રુટિ તે બનાવોને ગમે તેમ મૂકીને કરુણાન્ત લાવવાની અને માનવસ્વભાવના સંભવાસંભવને એક બાજુ મૂકી વાર્તામાં અગમ્યતા લાવવાની છે. જાણે કે વાર્તામાં દુઃખ લાવવા માટે જ બનાવો યોજ્યા હોય એમ કળાઈ જાય છે, અને ત્યાં કલા અદૃશ્ય થાય છે.

વળી લેખકે એકની એક જાતનાં વર્ણનો પણ બહુ આવવા ન દેવાં જોઈએ. એનો એ દાંતિયો, એનાં એ મુચકુન્દનાં ફૂલ, એની એ રસગંગા, એનાં એ મેઘધનુષ્યો, એનું એ 'મુખારવિન્દ' ઉબકો આપે છે. લાંબે અંતરે છપાતી વાર્તામાં આ ન જણાય, પણ સંગ્રહમાં આવાં પુનરાવર્તનો તરત નજરે ચડે.

આ દરેક નવા લેખકનાં ભયસ્થાનો છે, અને આ લેખક તેનાથી મુક્ત રહી સ્વતંત્ર, સુઘટિત વાર્તાઓ લખે એમ અમે ઇચ્છીએ છીએ.

સંધ્યાના રંગઃ—લેખકઃ બાબુરાવ જોશી; પ્રકાશકઃ જયંતિલાલ રેવાશંકર દોશી, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ (કાઠિયાવાડ); કાચું પૂઠું ૧–૦–૦, પાકું પૂઠું ૧–૪–૦.

આ ૧૮ વાર્તાનો સંગ્રહ છે. આમાં પણ હાલના જુવાન નવીન લેખકની કેટલીક ત્રુટિઓ દેખાય છે. આગલા જમાનામાં જેમ નીતિવાળાં જ પાત્રો હોવાં જોઈએ એવા આગ્રહને લીધે કલા બગડતી હતી, તેમ હાલ મૂડીવાદ, સ્ત્રીની પરતંત્રતા, વગેરે સંબંધી પ્રચલિત થયેલા કેટલાક પૂર્વગ્રહોથી વાર્તા બગડે છે. કર્તા પોતાની દૃષ્ટિ વાર્તામાં લાવવાની ઉતાવળમાં સંભવાસંભવ ભૂલી જાય છે, અને વાર્તાના બનાવો અપ્રતીતિકર રીતે બને છે. 'કંગાલિયત'ની વાર્તામાં નાથાને અંગ્રેજી વૈદ્ય ઉપર આટલો વિશ્વાસ હોય, તે ગરીબ છતાં માની દવા માટે આટલું દેવું કરીને દાક્તરી દવા કરવાનો વિચાર કરે, ગામડાનો દાક્તર ગાડી માગે, અને એટલા જ ઉપરથી નાથામાં સામ્યવાદીના સિદ્ધાન્તો આવી જાય, એ બનાવની સાંકળનો દરેક અંકોડો નિર્બળ છે. ચોરની વૃત્તિ ને સમાજવાદના સિદ્ધાન્ત બે વચ્ચે કશો સંબંધ નથી. અને દરેક ગરીબ સ્ત્રી સારી છે, અને દરેક મૂડીદાર પૈસાની સત્તાથી સ્ત્રીઓનું શિયળ ભંગ કરે છે. એ પણ પૂર્વગ્રહ જ છે, બીજું કંઈ નહિ. આમ દુર્ગુણો બધા પૈસાદારોમાં મને સદ્ગુણો અને નિર્દોષતા બધી ગરીબોમાં એમ વહેંચણી કરવાથી વાર્તાઓ કૃત્રિમ બની જઈ ધારી અસર કરી શકતી નથી. વાર્તાકારનું કામ આવા પૂર્વગ્રહોને સહેલાઈથી પકડી લેવાને બદલે માણસના સ્વભાવમાં ઊંડે ઊતરી તેની સાચી, સૂક્ષ્મ કામ કરતી વૃત્તિઓ પકડી તેના વ્યાપારો નિરૂપવાનું છે, અને કોઈ પણ વસ્તુ તરફ રાગદ્વેષ વિના તેને સમજી તેનો રેકૉર્ડ' કરવાનું છે.

આમાંની કેટલીક વાતો વાર્તા જ બની નથી, માત્ર એકાદ બનાવનું ચિત્ર આપે છે. પણ તેમાં વસ્તુ સુઘટિત, સમગ્ર બનતું જ નથી. એ ખરું છે કે મોટા વાર્તાકારો પણ કોઈવાર અમુક બનાવ અધૂરો મૂકી વાર્તા પૂરી કરી છે. અસલ બનાવની પૂર્ણાહુતિ વાર્તાને અંતે હોવી જ જોઈએ, એવું અમારું વક્તવ્ય નથી. પણ વાર્તામાં જે કંઈ બનાવ આવે તેના ગર્ભમાં રહેલા રહસ્યથી વાર્તામાં સમગ્રતા આવવી જોઈએ. 'જીવનના રંગ'માં એક યુવાન એક યુવતીને એકાંતમાં મળે છે, તેને સિનેમા જોવા લઈ જાય છે. પાછાં આવી

પુરુષ સ્ત્રીને ચૂમે છે વાર્તામા છેલ્લુ વાક્ય છે "એનાથી ચુમાયેલી અન્યથી ચુમાઈ. ." । આમા રહસ્ય શુ આવ્યુ ? પહેલા ચુમાઈ એ ખોટુ હતુ, હમણા ચુમાઈ એ ખોટુ હતુ, બન્ને વખત ખોટુ હતુ દુનિયામા કશુ સાચુ જ નથી, આમ કેમ બન્યુ, ટૂકમા જે કોઈ રહસ્યથી આ વસ્તુ વાર્તાયોગ્ય વસ્તુ બની શકત તેમાનુ કશુ જ આમા આવતુ નથી। ખરુ તો આવી આકાક્ષા જાગૃત કરે એટલે સુધી પણ વાર્તા આપણા ચિત્તને ગમોદ્દબુદ્ધ કરતી નથી। તેમ જ 'ભૂત ! ભૂત !'મા પણ વાર્તા બનતી નથી કો[ કોઈ માણસને રાતે પોતાને ખબર ન પડે એમ જાગીને કામ કરવાની ટેવ હોય છે, એટલુ જ આમાથી નીકળે છે એ વૈજ્ઞાનિક સત્ય તો વિજ્ઞાન વધારે સારી રીતે કહી શકે, અને આ વાર્તા એ વસ્તુ કઈ ખાસ ચમત્કારક રીતે કહેતી નથી 'કોણ કોનુ ?' એમા એક નાનુસૂનુ સત્ય કહેવાને માટે ઘણા પાત્રોને મારી નાખવા પડયા છે, અને છતા કહેવુ જોઈએ કે આપણા પ્રાકૃત જનો પણ બીજું કઈ નહિ તો એક રૂઢિના ભયથી કે ધાર્મિક માન્યતાથી મરવા પડેલાને છોડી જતા નથી। અને છતા એક પ્રશ્ન રહે છે પ્રમોદ પોતે તેને છોડી જનાર કરતા વધારે ઉદાર પરગજુ હતો ખરો ? હતો એવુ ક્યાય દેખાતુ નથી તો પોતાના જેવા બીજા સ્વાર્થી તરફ તિરસ્કાર કરવાનો અર્થ શો ?

કોઈ કોઈ જગાએ વર્ણનો અર્થહીન જણાય છે પૃ ૧૪૨ ઉપર ભૈરવીના અદશ્ય સૂર' સભળાઈ રહ્યા હતા સૂર તો હમેશા અદશ્ય જ હોય છે। કઈ અહીં જ હતા એમ નથી આના જ બીજા પ્રયોગો પૃ ૮૯ [ સિતારનુ ] 'મૂક સગીત,' પૃ ૧૦૨ 'નયનમા મૂક અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો'

અમે જાણીએ છીએ કે લેખકો વાર્તા લખવાને પ્રામાણિકપણે મહેનત કરે છે પણ વાર્તાલેખન શરૂ કર્યા પહેલા અનેક વાર્તાઓ વાચીને કલાની એકતા, સુરુચિ, કૃત્રિમ વાતાવરણ અને જગતના સભવાસભવ સબધી બુદ્ધિ પકવ અને જાગૃત થવી જોઈએ અને એમ થશે તો લેખક સારી વાર્તાઓ લખવામા સફળ થશે એમ અમને જણાય છે

રા.

**શાળોપયોગી સાહિત્ય**[1] ગુજરાતીને મેટ્રિકમા સ્થાન મળ્યુ તેના પરિણામે ગુજરાતી સાહિત્યનો અભ્યાસ કરવામા વિદ્યાર્થીઓને મદદરૂપ થાય તેવા પુસ્તકો પ્રસિદ્ધ થવા માડયા છે (૧) આ પ્રકારનુ પુસ્તક છે હાઇસ્કૂલના ચોથા, પાચમા, અને છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીઓને પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગી થાય તેવો સગ્રહ કરવા માટે સપાદકે ઠીક શ્રમ લીધો છે સગ્રહને જેમ બને તેમ અદ્યતન બનાવવાનો પ્રયત્ન પણ તેમણે કર્યો છે એવુ પ્રથમ દૃષ્ટિએ જ દેખાઈ આવે છે

(૨) અને (૩) ૧૯૩૬ ની મુબઈ યુનિવર્સિટીની મેટ્રિક્યુલેશન પરીક્ષાના ગુજરાતી 'ગદ્યપદ્યસગ્રહ' ઉપર વિવરણરૂપે લખાયેલ છે ગુજરાતી ભાષા યુનિવર્સિટીએ સ્વીકારી એને તેનુ શિક્ષણ આપવાનુ હાઇસ્કૂલો માથે એકાએક આવી પડયુ આ જવાબદારી

(૧) સાહિત્યદર્શન-ભાગ ૧-૨-૩ સપાદક, અબાલાલ નૃ શાહ, પ્રકાશક, મોહનલાલ બી. તલાટી, અમદાવાદ

(૨) સાહિત્યપ્રકાશિની લેખક, શકરપ્રસાદ રાવળ, પ્રકાશક, એન. એમ ત્રિપાઠી, મુબઈ

(૩) ૧૯૩૬ની મેટ્રિકની પરીક્ષાનુ માર્ગદર્શન, લેખક, કાન્તિલાલ વ્યાસ પ્રકાશક, ગુજરાત સાહિત્ય મદિર, અમદાવાદ.

ઉકાવવા માટે બહુ જ થોડી હાઇસ્કૂલો પાસે તૈયારી હતી. વિદ્યાર્થીઓ ખૂબ મોટી સંખ્યામાં ગુજરાતી લેવા મંડયા, પણ તેમને યોગ્ય શિક્ષણ આપી શકે તેવા શિક્ષકો અત્યારે થોડી જ હાઇસ્કૂલો પાસે છે. એટલે પરીક્ષામાં પાસ થવા માટે વિદ્યાર્થીઓએ નોટોનો આશ્રય લીધે જ છૂટકો. ગયા વર્ષે ગુજરાતીના વિષયમાં જ મોટી સંખ્યામાં વિદ્યાર્થીઓ નાપાસ થયા, એ ઉપરથી આપણી શાળાઓમાં આ વિષયના શિક્ષણ પર કેવું ઓછું ધ્યાન અપાય છે તે માલૂમ પડી આવ્યું છે. વર્ગમાં જો શિક્ષકો બરાબર શીખવે, તો આવા પ્રકારની નોટોની જરૂર જ ન રહે.

(૨) ના લેખક ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં અજાણ્યા નથી. 'દયારામનું જીવનચરિત્ર' વગેરે પુસ્તકોદ્વારા તેમણે ગુજરાતી સાહિત્યની કરેલી સેવા જાણીતી છે. હાલમાં તેઓ મુંબાઈની કબીબાઈ હાઇસ્કૂલમાં ગુજરાતીના શિક્ષક તરીકે કામ કરે છે, એટલે તેમણે પોતાના શિષ્યોને અપાતા લાભમાં સર્વ ગુજરાતી શિષ્યોને ભાગીદાર બનાવ્યા છે. (૩) ના લેખક પણ અમદાવાદની પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ જેવી મહાન માધ્યમિક શાળામાં ગુજરાતીના શિક્ષક તરીકે કામ કરે છે. 'માર્ગદર્શન'માં ગુજરાતી સાહિત્યનો તેમનો ઊંડો અને વિશાળ અભ્યાસ દેખાઈ આવે છે. બન્ને પુસ્તકો વિદ્યાર્થીઓને ઉપયોગી થાય તેવાં છે. (૩) ની તો બે આવૃત્તિઓ કાઢવી પડી એમ સાંભળ્યું છે. એ જ તેની ઉપયોગિતા પુરવાર કરે છે.

**નવલરામ ત્રિવેદી**

**પ્રાચીન ભારતવર્ષઃ**—લેખક, ડૉ. ત્રિભુવનદાસ લ. શાહ, વડોદરા; પ્રકાશક, શશિકાન્ત ઍન્ડ કું., વડોદરા.

ઈ. સ. પૂર્વે ૯૦૦ થી ઇ. સ. ૧૦૦ સુધીના એક હજાર વર્ષનો ભારતવર્ષનો ઇતિહાસ હોવાનો આ ગ્રન્થનો દાવો છે. આખો ગ્રન્થ ચાર ભાગમાં અને બે હજાર પાનામાં પૂરો કરવાની યોજના છે. અને એ ચારેય ભાગની કુલ કિંમત રૂ. ૨૦ રાખી છે. હાલમાં તો એ ચાર ભાગમાંથી લગભગ ૫૦૦ પાનાનો પ્રથમ ભાગ જ બહાર પડ્યો છે, અને એ જ અમને અવલોકનાર્થે મળ્યો છે.

આ પહેલા ભાગમાં ઇ. સ. પૂર્વે ૯૦૦ થી પૂર્વે ૪૦૦ સુધીનો સમય લીધો હોય એમ આ પુસ્તકના છેલ્લા પ્રકરણ ઉપરથી અનુમાન થાય છે. પણ બુદ્ધ અને મહાવીરનાં જીવનની વાતો આ ભાગમાં નથી આવી, એ બીજા ભાગમાં આવવાની છે.

"અતિપ્રાચીન શિલાલેખ, સિક્કાઓ અને પ્રમાણભૂત ઇતિહાસવેત્તાઓના આધાર આપી ઐતિહાસિક દૃષ્ટિએ તદ્દન નવીન હકીકત' પોતે લખી હોવાનો આ ગ્રંથકર્તા દાવો કરે છે. આ ગ્રંથમાં આવેલી ઘણી વાતો ખરેખર નવીન છે, પણ એમાં ઐતિહાસિક દૃષ્ટિ છે એમ કહેવું એને શબ્દનો દુરુપયોગ જ કહેવો પડશે.

આવડા મોટા ગ્રન્થ માટે વીગતવાર દાખલાદલીલો આપીને ઐતિહાસિક દૃષ્ટિનો અભાવ સિદ્ધ કરવા માટે તો મોટું પુસ્તક લખવું પડે. વળી અત્યંત વિવાદાસ્પદ અને દેખીતી રીતે હાસ્યાસ્પદ વસ્તુ તો હજી બીજા ભાગમાં આવવાનું છે, એટલે વીગતવાર સમાલોચના ભવિષ્ય માટે અને કોઈ બીજા માટે રાખી અત્યારે તો સમગ્ર રીતે આ પુસ્તક મને કેવું લાગે છે તે ટૂંકામાં કહી દેવા માગું છું. લેખક પોતે જ 'ગ્રંથવિષયપ્રશસ્તિ'ના મથાળા નીચે કહે છે, "કેટલાકને એમ પણ લાગશે કે લેખકે પોતે (અ) જ્યાં ને ત્યાં

ધર્મની વાતો ઘુમાડી દીધી છે એટલુ જ નહિ પણ (આ) પોતે અમુક ધર્મ તરફનો પક્ષ-પાતી હોઈ તથા (ઇ) કેમ જાણે તેનુ પ્રચારકાર્ય કરી બેઠો ન હોય તેવી જ વસ્તુઓ પ્રતિપાદન કરી ગયેલ છે ધારો કે આ ત્રણે આક્ષેપો સત્ય છે" (પૃ ૭) આ આક્ષેપોનો બચાવ કરવાનો લેખકે આગળ ચાલતા પ્રયાસ કર્યો છે, પણ એના મનની બીક સાચી છે, અને ઉપરના આક્ષેપોમાથી લેખક બચી શકે એમ જ નથી એમ મને તો લાગે છે કારણ કે આ ગ્રન્થ એટલે જૈન દંતકથાને ઐતિહાસિક આકાર આપવાનો એક પ્રયાસ

ગ્રન્થકર્તાની મનોદશા 'પ્રશસ્તિ'ના એમના જ શબ્દોથી સ્પષ્ટ દેખાય છે ભગવાન બુદ્ધ અને ભગવાન મહાવીરના સમયમા તથા તે પહેલાના પણ એકસો શતકોમા (આ લેખક જેટલી ચોકસાઈથી બોલવાની મારામા તો હિંમત નથી) ઉત્તર હિંદમા સોળ રાજ્યો હતા એમ જૂની બૌદ્ધ દંતકથા છે, જ્યારે જૈન ગ્રંથોમાથી આ લેખકે સાડી પચ્ચીસ દેશોના નામો કાઢ્યા છે (છવીશ ન ગણતા સાડી પચ્ચીસ કેમ ગણે છે તે સમજાતુ નથી) આ બધા દેશોમા ઉપર કહેલા એક હજાર વર્ષ દરમ્યાન "એક જ ધર્મની (જૈનધર્મની) બોલબાલા હતી" (પૃ ૨૪) છતા પાશ્ચાત્ય તથા અન્ય ઇતિહાસ-લેખકોએ આજ સુધીમા લખેલા આ દેશના પ્રાચીન ઇતિહાસના ગ્રન્થો વાચતા વાચનારના મન ઉપર બૌદ્ધધર્મનુ તથા કઈંક બ્રાહ્મણધર્મનુ જોર એ કાળમા હોવાની છાપ પડે છે આ ખોટી છાપ ભૂસી નાખવાના અને જૈનધર્મની એ કાળે કેવી બોલબાલા હતી એ દેખાડવાના ઉદ્દેશથી આ પુસ્તક લખાયુ છે

કોઈ પણ માણસને પોતાના ધર્મ તરફ તથા એ ધર્મના ગ્રન્થો તરફ પક્ષપાત હોય એ ક્ષમ્ય છે, પરતુ કોઈ પણ ધર્મગ્રન્થમા આપેલી દંતકથા એ ઇતિહાસ નથી જે સમયના તે વખતે જ લખાયેલા ઇતિહાસગ્રન્થો ઉપલબ્ધ નથી તે સમય વિષે જે કઈ દંતકથાઓ ગમે તે મૂળમા—પ્રસ્તુત વિષયમા જૈન, બૌદ્ધ કે બ્રાહ્મણગ્રન્થોમા—મળી આવે તે બધી ઐતિહાસિક સામગ્રી જરૂર ગણી શકાય અસભવાદિ દોષોથી રહિત હોય તો જુદી તરેહની સ્વતંત્ર ઐતિહાસિક કસોટીમા દંતકથાનો જેટલો અશ પાર ઊતરે તેટલો અશ ઇતિહાસમા ખુશીથી સ્વીકારી શકાય પણ એવી દંતકથા તે દંતકથા, લોકવાર્તા જ એનુ લોકકથા કે ધાર્મિક કથા તરીકે ગમે તેટલુ મૂલ્ય હોય, પણ ઇતિહાસ તરીકે તો મૂલ્ય શૂન્ય જ ગણાય

પણ આ ગ્રન્થકર્તાએ જૈન દંતકથાને જ ઇતિહાસ માની લીધેલ છે, અને જૈનેતર દંતકથાનો તેમજ શિલાલેખો, પરદેશીઓએ લખેલા વૃત્તાન્તો વગેરે સમકાલીન તથા બળવત્તર પુરાવાઓનો પણ જૈન દંતકથાની કસોટીથી કસીને—એટલે જૈન દંતકથાને અનુસરતુ કથન છે કે વિરુદ્ધ એ જોઈને—સ્વીકાર કે ત્યાગ કર્યો છે જરૂર ન હોવા છતા એ રીતે બેહદાપણુ તથા હાસ્યાસ્પદતા દર્શાવતા દાખલાઓ નોધુ છુ (૧) ગિરનાર વગેરે સ્થળેથી જેના શિલાલેખો મળ્યા છે તે મૌર્ય રાજાને એ લેખોમા "દેવાના પ્રિય પ્રિયદર્શી રાજા" કહ્યો છે આ પ્રિયદર્શી તે બૌદ્ધ દંતકથા, જૈનદંતકથા અને બ્રાહ્મણદંતકથામા કહેલો મૌર્ય ચંદ્રગુપ્તનો પૌત્ર અશોક જ છે એમ અનેક પુરાવાઓથી બધા ઐતિહાસિકોમા સિદ્ધ મનાય છે હવે આ લેખક કહે છે કે એ પ્રિયદર્શી અને અશોક એ જુદા શિલાલેખોનો પ્રિયદર્શી તે અશોકનો પૌત્ર સંપ્રતિ એમ ઠરાવે છે એટલુ જ નહિ, પણ અશોકના મનાતા

એ શિલાલેખોમાં[1] જૈનધર્મનો ઉપદેશ છે એમ એ કહે છે. મતલબ કે અત્યાર સુધીના બધા પુરાતત્ત્વવેત્તાઓ—આ દેશના તેમજ પરદેશના—અને છેલ્લાં સો સવાસો વર્ષમાં થયેલા સેંકડો વિદ્વાનો એ લેખોમાં બૌદ્ધધર્મનો ઉપદેશ જોવામાં ભૂલ્યા છે, એમ આ લેખકની માન્યતા છે. ધર્માંધતા સાથે કેટલો અહંકાર !

જૈન દંતકથાનો, છેલ્લાં થોડાં વર્ષથી પ્રાચીન ઇતિહાસ ઉકલવામાં ઠીક ઉપયોગ થવા માંડ્યો છે, અને તે યોગ્ય જ છે. આ લેખકે જૈન દંતકથાઓનું ઐતિહાસિક દૃષ્ટિથી સંશોધન કર્યું હોત, તો આ દળદાર પણ ઐતિહાસિક કિંમતવગરના પુસ્તક કરતાં વધારે ઉપયોગી થાત. અમુક દંતકથા કયા સમયના, કયા ગ્રન્થમાં છે, એનો બીજા મૂળની દંતકથા સાથે કેટલો અવિરોધ છે, વગેરે પરીક્ષણપદ્ધતિ પ્રસિદ્ધ છે. આ ગ્રન્થકારે જૈન દંતકથાનો જ અંતર્વિરોધ પણ તપાસ્યો નથી. દા. ત., જૈન દંતકથાને આધારે આ ગ્રન્થકારે ચંદ્રગુપ્ત મૌર્યનો ગાદીએ બેસવાનો સમય ઈ. સ. પૂર્વે ૩૭૨ માન્યો છે ( પૃ. ૩૬૭ ). ત્યારે એ જૈન દંતકથાનો જ આધાર લઈને ઐતિહાસિક સંશોધનના એક યુવાન અભ્યાસી ડૉ. શાન્તિલાલ શાહે એ સમય ઈ. સ. પૂર્વે ૩૧૭ માન્યો છે ( જુઓ Chronological Problems in the early History of India and a brief Account of the Jain Chronology નામનું બૉન-જર્મનીમાં એમણે ૧૯૩૪ માં છપાવેલું પુસ્તક પૃ. ૧૬–૧૭ ). આધાર એક જ હોવા છતાં નિર્ણય જુદાજુદા હોવાનું કારણ એકમાં ઐતિહાસિક વિવેચનનો અભાવ અને બીજામાં સદ્ભાવ. ધાર્મિક ગ્રન્થોમાં આપેલા કાળક્રમને ઐતિહાસિક સંશોધનની કસોટીએ ચડાવ્યા વગર એમ ને એમ માની લેવાથી શું પરિણામ આવે તેનો જૈન દાખલો જેમ આ અવલોકનવિષય ગ્રન્થ છે, તેમ બ્રાહ્મણ દાખલો જોવો હોય તો આચાર્ય રામદેવ અને શ્રી સત્યદેવ વિદ્યાલંકાર એમણે પ્રસિદ્ધ કરેલો 'ભારતવર્ષ કા ઇતિહાસ' નામનો હિંદી ગ્રન્થ જોવાથી ઘણી રમૂજ મળશે. એ ગ્રન્થમાં વિષ્ણુપુરાણોક્ત દંતકથાને જ આધાર માની 'ઇતિહાસ' લખ્યો છે. તેમાં ઈ. સ. પૂર્વે ૧૯૯૫ માં બુદ્ધનો જન્મ થયો. મૌર્યવંશ ઈ. સ. પૂર્વે ૧૫૩૫ થી ૧૨૧૯ અને ગુપ્તવંશ ઈ. સ. પૂર્વે ૩૨૮ થી ઈ. સ. પૂર્વે ૮૩ વગેરે અપૂર્વ કાલક્રમની યોજના છે. આ પ્રકારની અંધતા વિશે શું કહેવું ? હાસ્યાસ્પદ તો એ છે જ.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

**કાશ્મીરની કુંજોમાં**:—લેખકઃ 'અપ્તરંગી'; મૂલ્ય રૂ. ૦–૮–૦.

આપણી ભાષામાં પ્રવાસસાહિત્યનું ખેડાણ ઘણું ઓછું થયું છે. આ પુસ્તક લેખકની નિત્યનોંધ માત્ર છે. નિત્યનોંધ સાધારણ રીતે પ્રસિદ્ધિ અર્થે લખાતી નથી. છતાં પ્રવાસ દરમ્યાન કરેલી નોંધો ઉપરથી પ્રવાસવર્ણનનું સુન્દર પુસ્તક તૈયાર થઈ શકે એ વિશે શક નથી. શ્રી. 'અપ્તરંગી'એ એમ કરવાને બદલે નિત્યનોંધ જ છપાવી નાખી છે. આવી નોંધ વ્યવસ્થિત અને કલામય હોય તો છપાવવી ખોટી નહિ. પરંતુ આ પ્રકાશન એ પ્રકારનું નથી. જ્યાં જ્યાં લેખકે વિચારદર્શન કરવા કરાવવાનો પ્રયત્ન કર્યો છે, ત્યાં ત્યાં કાં તો વક્રદર્શન કે વિકૃતદર્શન થયું છે. લેખકનું ભાષા ઉપર પ્રભુત્વ અત્યંત અલ્પ છે.

[1] અશોકના શિલાલેખો જ નહિ પણ બધા બૌદ્ધ મનાતા સ્તૂપો, સ્તંભો, ખડકલેખો વગેરે બૌદ્ધ નહિ પણ જૈનધર્મી છે એવો આ લેખકનો દાવો છે ( પ્રશસ્તિઃ પૃ. ૨૯ ).

પાને પાને અંગ્રેજી શબ્દો અને વાક્યોનો આશ્રય એમને લેવો પડે છે, અને ગણુતર વિશેષણોની પુનરુક્તિ કરવી પડે છે. કાશ્મીરના પ્રવાસ વિશેના પુસ્તકમાં સાધારણ રીતે એ કાવ્યમય પ્રદેશના સૌન્દર્યધનની કંઈક પ્રતીતિ થાય એવાં મનોરમ વર્ણનોની અપેક્ષા રહે. આ અપેક્ષાની પરિતૃપ્તિ છેવટ લગી થતી નથી, એ આ પુસ્તકનો મોટો દોષ અમને જણાય છે. અંગ્રેજી સાહિત્યના આ સાહિત્યરૂપના ઉત્કૃષ્ટ નમૂનાના પ્રકાશમાં આ કૃતિની તુલના કરવાનું સૂચન લેખકને કરીએ તો તે અસ્થાને નથી.

ચમચકિયાં:—લેખકઃ શ્રી. ફિરોઝશાહ રુસ્તમજી મહેતા; મૂલ્ય રૂ. ૦—૮—૦.

શ્રીયુત મહેતાના આ નિબન્ધનો આમુખ પ્રો. ઠાકોરે અંગ્રેજીમાં લખ્યો છે તેમાં Epigram વિશે ચર્ચા કરેલી છે. લેખકે Epigramનો ઇતિહાસ નોંધીને સવિસ્તર ચર્ચા કરી છે. Epigrams શબ્દનો પ્રચલિત અર્થ સ્વીકારીએ તો નોખા સાહિત્યરૂપ તરીકે તે વિકસાવવું આવશ્યક જણાતું નથી. અન્ય લખાણમાં ઉચિત પ્રસંગે, સ્વાભાવિક રીતે, Epigrams પ્રગટી નીકળે તે જ ઇષ્ટ છે. Epigrams લખવાના સભાન પ્રયત્નમાં કૃત્રિમતા આવી જવાનો ભારે ભય છે.

Epigrams માટે 'ચમચક' ઉપરથી 'ચમચકિયાં' શબ્દ લેખકે ઘડ્યો છે અને તેનું સમર્થન લેખકે પોતે અને આમુખલેખકે કર્યું છે. શ્રી કાકાસાહેબે પણ પોતાના અભિપ્રાયમાં 'હું તમારો શબ્દ ચાલુ કરવામાં વાંધો જોતો નથી' એમ લખ્યું છે. આમ છતાં Epigrams શબ્દની આસપાસ જે સંસ્કારો બંધાયા છે, તે 'ચમચકિયાં'માં ભાગ્યે જ જણાય છે. એ શબ્દનો પ્રયોગ રૂઢ થતાં સંસ્કારો એની મેળે બંધાઈ જશે એમ બચાવ કરીએ તો ભલે.

'ચમચકિયું' શબ્દની સિદ્ધિ પણ વ્યાકરણશુદ્ધ છે કે કેમ તે પ્રશ્ન છે. 'મરણ' ઉપરથી 'મરણિયું'માં નામને 'ઇયું' પ્રત્યય લાગી વિશેષણ થયું છે. કુરકુરિયું, ગલુડિયું તેમાં પણ પ્રત્યય હોય તો તે નામને લાગેલ છે. 'ચમચક' વિશેષણને 'ઇયું' પ્રત્યય લગાડી એવી જ રીતે નામ કરી શકાય, એ પ્રશ્ન છે.

નિબન્ધને અંતે એકસો એક Epigrams જાતે બનાવીને લેખકે આપેલાં છે. તેના ગુણદોષની વીગતોમાં ઊતરવાનું અનાવશ્યક છે; પરંતુ ગુજરાતી સાહિત્યની પ્રતિષ્ઠિત કૃતિઓમાંથી Epigrams ની વીણણી કરી હોત તો વૈવિધ્ય આવત અને લેખકને પોતાને અમુક નમૂના વિશે સ્વતંત્ર ચર્ચા માટે વિશેષ અવકાશ રહેત.

રસગંગાઃ—લેખકઃ શ્રી વ્રજલાલ શાસ્ત્રી, સંપાદક શંકરલાલ શાસ્ત્રી; ગ્ર. વ. સોસાયટી; કિમ્મત ચાર આના.

રસચર્ચાના ગ્રન્થો ગુજરાતીમાં બહુ ઓછા છે એટલે આવું પ્રકાશન થાય ત્યારે આવકારપાત્ર બને છે. પ્રાચીન સંસ્કૃત પ્રણાલીને અનુસરીને જ શાસ્ત્રીજીએ નિરૂપણ કરેલું છે. સંસ્કૃતનું થોડુંઘણું જ્ઞાન હોય તો આ પુસ્તક સમજવામાં મદદ મળે ખરી. આધુનિક માનસશાસ્ત્રના પ્રકાશમાં, આધુનિક સાહિત્યકૃતિઓને ચર્ચાવિષય બનાવીને, રસવિષયનું નિરૂપણ કરવામાં આવે તો રસચર્ચા જીવન્ત બનીને વિશેષ ઉપકારક બને, એમ લાગે છે. આમ કરવામાં પ્રાચીન નિરૂપણની ઉપેક્ષા ન જ થવી જોઈએ.

આ લઘુ પુસ્તકના આરંભમાં શાસ્ત્રીજીનું સંક્ષિપ્ત જીવન શ્રી. શંકરલાલ શાસ્ત્રીએ લખેલું છે. શાસ્ત્રીજીના જીવન વિશે એમાં આપી છે તેથી વિશેષ માહિતી ઉપલબ્ધ નથી એ ખેદનો વિષય છે.

મિ. વ.

# રોજનીશી

તા. ૧૦-૮-૩૫ : મજૂરનેતા શ્રી. એસ. જી. પાટકરની ધરપકડ; સરહદના ગાંધી ખાન અબદુલ ગફારખાનની સાબરમતી જેલમાંથી બરેલી જેલમાં બદલી; વડી ધારાસભાના મહાસભાવાદી સભ્ય લાલા ફકીરચંદનું અવસાન; શ્રી. મહાદેવ દેસાઈનું અમદાવાદમાં આગમન; વડોદરાનરેશ સર સયાજીરાવ સમવાયતંત્રમાં જોડાશે એવા બહાર આવેલા સમાચાર; અત્યાચાર દમનના કાયદા હેઠળ ઢાકા (બંગાળ) ના જિલ્લા મેજિસ્ટ્રેટે એક વર્ષ માટે કરફ્યુ ઓર્ડર જાહેર કર્યો. લોહારુ રાજ્યમાં પ્રજાજનો ઉપર પારાવાર જુલમ, અસંખ્ય માનુસોનાં મરણ, સ્ત્રીઓ પર અત્યાચાર.

તા. ૧૧-૮-૩૫ : શ્રી. ધૂમકેતુનું 'સાહિત્યનાં પ્રેરકબળો' એ વિષય ઉપર અમદાવાદમાં વ્યાખ્યાન; લાહોરની 'લેબર રીસર્ચ સોસાયટી', તેની કમિટીઓ અને શાખાઓને સરકારે ગેરકાયદેસર જાહેર કરી; રાજપૂતાનામાં આવેલ બુંદી સ્ટેટમાં ક્રિમિનલને લગતો નવો ઓર્ડિનન્સ બહાર પડ્યો

તા. ૧૨-૮-૩૫ : એબિસીનિયાના શાહેનશાહનું ભાષણ: 'લોહીના છેલ્લા બુંદ સુધી દેશને બચાવીશું'; હિંદી પ્રચારફંડમાં ઇંદોર નરેશે રૂ. પાંચ હજાર ભર્યા.

તા. ૧૩-૮-૩૫ : ઝાલાવાડનરેશે બ્રિટિશ હિંદમાંથી ૨૨ પરગણાંઓની માગણી કર્યાની વીગત બહાર આવી; ઇટાલી-એબિસીનિયા ઝગડા અંગે યુરોપીય રાજ્યોના પ્રધાનો વચ્ચે પેરિસમાં મસલત; બરદ્વાન પાસેની દામોદર નદીમાં ભારે રેલ.

તા. ૧૪-૮-૩૫ : દિલ્હીની એક મસ્જિદમાંથી ખોટા સિક્કા પાડવાનું કારખાનું પકડાયું;

તા. ૧૫-૮-૩૫ : મરાઠી અઠવાડિક 'સકાલ'ના પ્રકાશક તેમજ એ જ પ્રેસના કીપર પાસે પ્રેસ ઇમરજન્સી એક્ટ મુજબ રોક એક હજાર રૂપિયાની જામીનગીરી મંગાઈ.

તા. ૧૬-૮-૩૫ : પંડિત રામચંદ્ર શર્મા અને તેમના સાથીઓ સામે દક્ષિણ કલકત્તાના કાલીઘાટ ખાતેના કાલીમંદિરની હદમાં દાખલ ન થવાનો પ્રતિબંધ; અખિલ હિંદ ટ્રેડ યુનિયનના પ્રમુખ શ્રી. રૂઇકરને રાજદ્રોહના આરોપ માટે ૧ વર્ષની સખત કેદની સજા; મુંબઇના અફઘાન કોન્સલે અફઘાન સ્વતંત્રતાની ૧૭ મી સંવત્સરી ઊજવી.

તા. ૧૭-૮-૩૫ : અખિલ હિંદ પત્રકારપરિષદ 'લીડર' પત્રના તંત્રી શ્રી. સી. વાઇ. ચિંતામણિના પ્રમુખપણા હેઠળ કલકત્તામાં ભરાઈ.

તા. ૧૯-૮-૩૫ : મિ. રેવન નામના એક રેડિયો એન્જીનિયરે વીજળીક મૃત્યુકિરણની શોધ કરી—આ કિરણ પોતાના ટ્રાન્સમીટરની ફરતા ૫૦ થી ૬૦ માઈલની હદ સુધીમાં અસરકારક કામ કરે છે એવી બાતમી બહાર આવી; ટી' વેલેરા એબિસીનિયાની પડખે ઊભા રહેશે એવી ખબર બહાર આવી; હિંદી સરકારે ઇટાલી-એબિસીનિયા લડાઈના સંજોગોને લીધે પોતાના રીઝર્વ અમલદારોને તૈયાર રહેવાની સૂચના આપી દીધી છે એવી વીગત બહાર આવી.

તા ૨૦-૮-૩૫ લંડનમા ચાદીના ભાવ ગગડ્યાને પરિણામે મુબઈના ચાદી બજારમા ચાદીના ભાવ ગગડી ગયા, ને તેજીવાળાઓની સ્થિતિ ગભીર બનવાને લીધે મુબઈનુ ચાદી બજાર બધ રહ્યુ બુલિયન એક્સચેન્જની મળેલી તાત્કાલિક મિટિંગ.

તા ૨૧-૮-૩૫ અમદાવાદમા સ્વ પડિત વિષ્ણુ દિગબરના સ્મારકરૂપે ગાન્ધર્વ મહાવિદ્યાલય ખુલ્લુ મુકાયુ

તા ૨૬-૮-૩૫ સિકન્દરાબાદમા રથયાત્રાના સબધમા તોફાન, ૧૪૪ મી કલમનો અમલ, એના મરણ સિત્તેર ઘાયલ, અસખ્ય હિદુ મુસ્લિમોએ શહેર છોડ્યુ, મુસોલિનીની રાષ્ટ્રસઘને ગભીર ચેતવણી ઇટલી સામે રાષ્ટ્રસઘ પગલા લેશે તો તે રાષ્ટ્રસઘને છોડશે ઇટલીની સામે યુદ્ધ થશે તો ઇટલી તેની સામે લડી લેશે'

તા ૨૭-૮-૩૫ ઇરાકની સરકારને ઉથલાવી પાડવાના કાવતરા માટે પકડાયેલા એક ક્રાન્તિકારને દેહાત દડની સજા કરતા તે કોર્ટમા ઢળી પડ્યો, પરિણામે કોર્ટ માર્શલ તેની સજા ઘટાડી તેને જન્મટીપની સજા કરી ઇદોરમા મહારાણી અહલ્યાબાઈ હોળકરની સવત્સરી ઉજવાઈ, કલકત્તા મ્યુનિસિપાલિટીએ શ્રી શરદચદ્ર બોઝને માનપત્ર આપ્યુ

તા ૨૯-૮-૩૫ મોટર અકસ્માતથી બેલ્જિયમની રાણીનુ મરણ જબલપુર પાસેના બેન્ગા ગામે ૨૩ લશ્કરી સિપાઈઓએ વર્તાવેલા કેર બદલ તેમની સામે કેસ મડાયો સર જેમ્સ ગ્રેગ અને મુબઈના વેપારી ચેમ્બરની કમિટી વચ્ચે મહત્વની ચર્ચા, હિંદ અને બર્માની સરકારો વચ્ચે વેપારી કરારો થયા

તા ૩૦-૮-૩૫ સર જેમ્સ ગ્રેગ અને શ્રી મનુ સુબેદાર વચ્ચે હિંદી વેપારી કમિટીમા લાબી ચર્ચા હુડિયામણના દર ઘટશે નહિ સરચાર્જ વહેલી તકે દૂર થશે, હિટલરે દુનિયાના બજારો સર કરવા માટે વિરાટ યોજના ઘડી કાઢ્યાના અને તેને અગે ૧૦ કરોડ પાઉંડ ખાધના જુદા કાઢ્યાના બહાર આવેલા સમાચાર

તા ૩૧-૮-૩૫ ગુજરાત સાહિત્યસભાના ઉપક્રમથી શ્રી શકરપ્રસાદ હરિભાઈ દેસાઈનુ 'ઇરાનની આધુનિક કાવ્યસમૃદ્ધિ' ઉપર જાહેર ભાષણ એબિસીનિયાના તેલના કૂવાના ઇજારા વિશે બ્રિટન ઇટાલી વચ્ચે ચકમક ઝરી ખેડા જિલ્લા લોકલબોર્ડે ગવર્નરને માનપત્ર ન આપવાનો ઠરાવ પસાર કર્યો

તા ૧-૯-૩૫ આગામી ગુજરાતી સાહિત્ય સમેલન ફેબ્રુઆરીને બદલે ડિસેમ્બરમા નાતાલની રજાઓ દરમ્યાન ભરવાનો નિર્ણય જાહેર થયા ગુજરાત વિદ્યાપીઠના આશ્રય હેઠળ સગીત વિદ્યાલયની સ્થાપના થઈ મુબઈમા તેમજ અમદાવાદમા 'એબિસીનિયા-દિન' ઉજવાયા પ્રો કાડવ્ઝવની સરદારી હેઠળ સાત સોવિયેટ વિજ્ઞાનશાસ્ત્રીઓ કામસ્ચાટકાના સૌથી ઊંચા જ્વાળામુખી ક્લાઉટ શેવકીના શિખર સુધી ચડી ગયાના અને ભૂકપ સબધી અગત્યના પ્રશ્નો ઉકેલતા કેટલાક સત્યોની નોધ કર્યાના સમાચાર જાહેર થયા અમેરિકાની સરકારે સોવિયેટ સરકારને પોતાની આતરિક વહીવટની બાબતમા માથુ ન મારવાની સૂચના આપી અરબસ્તાનમા આવેલી જાગૃતિને પરિણામે યમનના આગેવાન ગવર્નરોની એક પરિષદ ભરાઈ અને તેમા હેનદ ખાતે ઉભવામા છ-ની ટનના હથિયારો સહિત એક નૌકાસૈન્ય રાખવાનો નિર્ણય થયાના બહાર આવેલા સમાચાર

તા ૨-૯-૩૫ ઇટલીની ટુકડીઓએ ઇરીટ્રિયાની સરહદ ઓળગી દનાકીલમા પ્રવેશ કર્યાના સમાચાર જાહેર થયા

તા. ૩-૯-૩૫ : અમદાવાદની ગુજરાત મહિલા પાઠશાળાનો સોળમો ઉત્સવદિન ઊજવાયો; પંડિત જવાહરલાલ નેહરુનો છૂટકારો.

તા. ૪-૯-૩૫ : કમાલપાશાના પ્રમુખપણા હેઠળ આવતી વસંત ઋતુમાં તહેરાન ખાતે એશિયાટિક રાષ્ટ્રસંઘની સ્થાપના થશે એવા સમાચાર જાહેર થયા; પંડિત જવાહરલાલ નેહરુ ઈમ્પીરિયલ એરવેઝના બ્રિન્ડીસી જતા વિમાનદ્વારા યુરોપ તરફ ઊપડી ગયા.

તા. ૫-૯-૩૫ : કોચીનના બંદર માટે કોચીનના દીવાન શ્રી. ષણ્મુખમ્ ચેટ્ટી અને હિંદી સરકાર વચ્ચે ચાલી રહેલી મંત્રણા.

તા. ૬-૯-૩૫ : અમદાવાદમાં શિક્ષણ સપ્તાહની શરૂઆત; મુંબઈમાં દેશી રાજ્યોના પ્રધાનોની સભા; ઈન્સ્ટ્રુમેન્ટ ઑફ એક્સેશન પર ચર્ચા; મુંબઈમાં વસતા હબસી મજૂરોએ 'અમને અમારા ખર્ચે હબસી લશ્કરમાં જોડાવા જવા દેવાની છૂટ આપવામાં આવે,' એવી મુંબઈ સરકારને અરજી કરતાં અને તે મંજૂર થતાં તેઓ પોતાને સ્વદેશ જવા ઊપડી ગયા; વર્ધા આશ્રમવાળા શ્રી. વિનોબા ભાવે રાજકારણમાંથી નિવૃત્ત થયા.

તા. ૭-૯-૩૫ : ઇટાલી એબિસીનિયા વચ્ચેના ઝઘડાની પતાવટ માટે પાંચ સભ્યોની નિમાયેલી કમિટીએ સુલેહ થવાની આશા પ્રદર્શિત કરી; રાજકીય પ્રશ્નો ઉપર વિચાર કરવા માટે સમાજવાદી પક્ષનો મુંબઈમાં પરિષદ ભરવાનો નિર્ણય; ઈટલીની સરકારનો નિર્ણય: એબિસીનિયામાંથી એલચીઓને બોલાવી લેશે.

તા. ૮-૯-૩૫ : ઇંગ્લંડના પરદેશ ખાતાના મંત્રી સર સેમ્યુઅલ હોર વિમાનદ્વારા જીનિવા તરફ ઊપડયા.

તા. ૯-૯-૩૫ : અમેરિકન સિનેટર હુ લોંગ પર જીવલેણ હુમલો.

# અનુક્રમણિકા





લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૬॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક રણછોડજી ઈસુરભાઈ મિસ્ત્રી પ્રસ્થાન કાર્યાલય પારસી અગિયારી સામે ખમાસા ચોકી અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ., આદિત્ય મુદ્રણાલય રાયખડ રોડ · અમદાવાદ.
તા. ૧૨-૯-૧૯૩૫

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૨૦ આસો · ૧૯૮૧ અંક ૬



## શાશ્વત અસંતોષ

પૂજાલાલ

[અનુષ્ટુપ્]

કહે છે કોણ કે "પૃથ્વી અમારી આ અભાગણી,
દરિદ્રતા અને દુઃખો વણ અન્ય ન કૈં અહીં;
અહીં તો આંખમાં ખૂંચે અપૂર્ણતાતણી કણી,
ત્યાગી એને જવું યોગ્ય ઊંચા કો સ્વર્ગની મહીં,
સામજસ્યતણા બાગે સુખપુષ્પો જહીં ખીલે
કદી વિલાય ના એવાં, પ્રમોદે મન રંજતાં;
ક્લેશ લેશ નડે ના જ્યાં અમૃતાનંદ સૌ ઝીલે,
મોજાં જેનાં મહાકાય કાળડુંગર ભંજતાં?"

હશે, છો હોય દેવો ત્યાં એકતાન સુખે મચ્યા:
મને તો મોતના જેવી લાગે એ એકમેવતા;
ભલે પૃથ્વી પરે સર્વ અમે દુઃખદલે ખચ્યા
રહીએ, ચહીએ કિંતુ ન એ સ્વર્ગસુરેખતા.
દેવો સંતુષ્ટ છે માત્ર છે તેનાથી જ; ના અમે
કદીએ પામીએ તોષ, ભભૂકે અમ અંતરે
અગ્નિ, ઊંચે વધુ ઊંચે તેથીયે પ્રેરતાઃ રમે
ના ચિત્ત અમ પામીને સિદ્ધિ એક તહીં, ભરે
ફાળ તેથી વધુ ઊંચી; વ્યોમની પર વ્યોમમાં
સોપાનો પર સોપાનો ટકવી શુભ્ર જ્વાળનાં
ખૂંદીએ ઊર્ધ્વ ઊંડાણો અમે જીવંત જોમમાં,
પ્રવેશી ગૂઢમાં કોરી કાળજાં ઘોર કાળનાં.
એક અજ્ઞાતથી બીજા અજ્ઞાતે જઈએ અમે,
મૌન કેરા મહામંત્રો આકાશોમાં ઉકેલતા;
આનંદામૃત જ્યોતિના વિભવો અમને ગમે,
રીઝીએ નહિ તેથીયે, સૌ એ પાછળ મેલતા.
અમે તો ચિરયાત્રીઓ અનંત અંતરે તણા,
વૈકુંઠે વિરમીએ ના, મુક્તિનો મોહ ત્યાગતા,
ભુક્તિમાં ન થતા લુબ્ધ, સર્વમાં દેખતા મણા
અસંતોષતણી આગે રહીએ નિત્ય જાગતા.

# સહશિક્ષણ

કિશોરલાલ ઘ. મશરૂવાળા

જ્યારે આચારધર્મની મર્યાદાઓનો અતિરેક થાય છે, મર્યાદાઓની મર્યાદા તૂટે છે, ત્યારે કોયડાઓ ઉત્પન્ન થાય છે વિવેકયુક્ત મર્યાદાઓ રાખી તેમા રહેવાનો આગ્રહ રહે છે ત્યા સુધી જટિલ સમસ્યાઓ ઉપજતી નથી

મર્યાદાનો અતિરેક બે રીતે થાય અસ્વાભાવિક મર્યાદાઓ બાધીને, તેમજ ઉચિત મર્યાદાઓની અવગણના કરીને

સ્ત્રી અને પુરુષ વચ્ચેનો ભેદ ગાય અને ઘોડા જેવો યોનિભેદનો નથી, અને કથીયે ઓછો બિલાડી અને ઉદર જેવો ભક્ષક-ભક્ષ્ય પ્રાણીઓના જેવો એ બે વચ્ચે લિંગભેદ છે—યોનિભેદ નથી જે નિયમો એમને જુદી યોનિના પ્રાણી જેવા ગણી જુદાજુદા ગોઠ કે પાજરામા રાખવા પ્રયત્ન કરે છે, તે નિયમોનો પણ ભગ થાય છે કારણ, એમનામા રહેલી સજાતીયતા કોઈક રીતે પણ જોર કર્યા વિના રહેતી નથી

પણ સ્ત્રીપુરુષ વચ્ચે લિંગભેદ અવશ્ય છે જ તે લિંગભેદ અકસ્માતરૂપે નથી, પણ સૃષ્ટિની એક મહત્ત્વની અને વ્યાપક હકીકતરૂપે છે એ ભેદની પાછળ જુદાજુદા ધર્મો રહેલા છે એ લિંગભેદ છે જ નહિ એમ કલ્પના કરીને જે આચાર રાખવાનો પ્રયત્ન કરવામા આવે છે, તે પ્રયત્નો પણ મિથ્યા જ થાય છે કારણ, એ ભિન્નતા પ્રકૃતિએ જ નિર્માણ કરેલી છે, અને તેથી તે પણ કોઈક રીતે જોર કર્યા વિના રહેતી નથી.

મનુષ્ય પણ છેવટે તો એક પશુ જ છે માટે એણે પોતાને પશુ સમજી, પશુની જેમ જ બધનોથી પર થઈને, કુદરતની પ્રેરણાઓ પ્રેરે તેમ વર્તવુ, એ એક દિશાનો અતિરેક છે કારણ, માણસને પ્રકૃતિએ તો પશુ બનાવ્યો છે, પણ એણે પોતાનુ જીવન પ્રકૃતિઓળે જ રાખી મૂક્યુ નથી એણે પોતાની આખી રહેણી અને જીવનવ્યવસ્થા વિકૃત અથવા સસ્કૃત કરેલી છે કેટલીક બાબતમા વિકૃત કરી છે, કેટલીક બાબતમા સસ્કૃત કરી છે આથી અનિયન્ત્રિત અથવા પ્રકૃતિનિયન્ત્રિત જીવન જ એને માટે શક્ય નથી. આ હકીકત ન સ્વીકારવામા એક અતિરેક થઈ જાય છે

પણ માણસ અપ્રાકૃત બનેલો છે, માટે સર્વ પ્રાણીના સમાનધર્મોથી તદ્દન પર થઈ શકે છે, એ પશુ છે જ નહિ,—એ ખ્યાલમાથી બીજો અતિરેક ઉત્પન્ન થાય છે કારણ વિકૃતિ અને સસ્કૃતિ બન્ને ડાળો પ્રકૃતિમાથી જ ફૂટી છે, અને તેમાથી જ, છેવટે તો, એને જીવનરસ મળે છે આથી, એનામા રહેલા પશુભાવને પણ સમજ્યે જ છૂટકો છે

આ રીતે મનુષ્ય બીજા પ્રાણીઓની જેમ પ્રકૃતિનુ એક બાળક છે, પણ તેનામા પ્રકૃતિને વિકૃત કે સસ્કૃત કરવાની શક્તિ રહેલી છે, પણ એથી સપૂર્ણ સ્વતન્ત્ર થવાની શક્તિ નથી બીજા પ્રાણીઓની જેમ એનામા સ્ત્રીપુરુષના ભેદ છે એ ભેદ ગાય-ઘોડાની જેમ યોનિભેદ ઉત્પન્ન કરનાર નથી, પણ ગાય-બળદની જેમ ભિન્ન ધર્મો ઉત્પન્ન કરનાર જ છે.

વન્ને ગળ્યે જ છૂટકો, અને લગામ અને પેંગડા પર હમેશા ધ્યાન આપ્યે જ છૂટકો પછી એ ધ્યાન આપવાની એવી ટેવ પડી જાય કે એમા ખાસ પરિશ્રમ કરવો પડે છે એમ માલૂમ ન પડે એ જુદી વાત એ મહાવરાનુ—કુશળતાનુ પરિણામ ગણાય પણ મહાવરા પડી ગયો છે, તેથી ધ્યાન આપવુ જ પડતુ નથી એમ ન કહેવાય ધ્યાન આપવામા શ્રમ જણાતો નથી એટલુ જ

*

આ રીતે માણસે કુટુંબ બાંધી અનુભવ્યુ કે સ્ત્રીપુરુષ વચ્ચે અવિકારરહિત પ્રેમ પણ સાધી શકાય છે માદીકરા, બાપદીકરી અને ભાઈબહેન વિજાતીય હોવા છતા તેમની વચ્ચે વિકાર સાથે સબધ ન હોય એવા એક જાતનો સહજપ્રેમ વધારી શકે છે

પણ ડાહ્યા માણસે એ પણ જોયુ કે એ પ્રેમ પણ વિકારના ભયથી મુક્ત જ છે એમ ન કહી શકાય એ પ્રેમસબધ સસ્કૃતિથી નિર્માણ થયેલો છે, પ્રકૃતિગત નથી તેથી એના પર પણ સાવધાનીભરી મર્યાદા ન હોય તો તે પણ વિકૃત થઈ જાય છે એણે એ પ્રેમની મહત્તા અને પવિત્રતા જોઈ અને તે સાચવવાની આવશ્યકતા ઓળખી એની શુદ્ધતાને આંચ ન આવે માટે એણે માદીકરા, બાપદીકરી અને ભાઈબહેન વચ્ચે પણ આચારના નિયમો સૂચવ્યા, એમની વચ્ચેના પ્રેમાશ્વને પણ લગામ અને પેંગડાથી નિયત્રણમા મૂક્યો

*

પ્રાણીઓની જેમ જ—બાળામાથી એકાદ વ્યક્તિને બાદ કરીએ તો—ઘણાખરા માણસોને મોડીવહેલી વિજાતીય પરિચય અને સ્પર્શની વાસના જાગ્રત થાય છે પ્રજાતતુ ચાલુ રહે તે માટે પ્રકૃતિએ જે યોજના કરી રાખી છે તેને અનુસરીને એ વાસના છે પરિચય, પરિચયાત્મક સ્પર્શ અને સભોગ એમ ક્રમવાર એ વાસના વધે છે

પશુઓ કપડા પહેરતા નથી અને ઘર બાંધીને કુટુંબમા વધારે રહેતા નથી, તેથી તેમની એ વાસના પ્રકૃતિની પ્રેરણાને અધીન જ રહે છે પ્રકૃતિ અમુક કાળે એમની એ વાસના જાગ્રત કરે છે અને તે કાળ વીત્યા બાદ એમને શાત પણ કરે છે માણસ વિકૃત—સસ્કૃત થયેલો હોવાથી એની વાસનાના નિયત્રણનો માર્ગ એણે પોતે જ વિચારવો પડે છે

આથી, સ્ત્રીપુરુષના પરિચયની, સ્પર્શની અને સભોગની મર્યાદાઓ ઉત્પન્ન થાય છે

એ મર્યાદાની અદર થતો પરિચય સદ્ભાવનાઓનો પોષક થાય છે, સ્પર્શ સેવા માટે થાય છે, સભોગ દોષહીન થાય છે એ મર્યાદા છોડી થયેલો પરિચય અને સ્પર્શ વિકારી ભાવનાઓને પોષે છે, અને વ્યભિચાર તથા વર્ણસકરતામા પરિણમે છે

પણ, પરિચય, સ્પર્શ અને સભોગની મર્યાદા રાખવાને બદલે જો તેમનો આત્યતિક નિષેધ કરવામા આવે તો તેથી પણ કામ સરતુ નથી પ્રકૃતિની પ્રેરણા વિકૃત માર્ગો લે છે

*

એટલે, સહશિક્ષણનો પ્રશ્ન એ સ્ત્રીપુરુષના પરિચય, સ્પર્શ અને સભોગની મર્યાદા કરે એ વિશાળ પ્રશ્નનો જ એક અશ છે

કારણ, સહશિક્ષણમા કેવળ છોકરાછોકરીઓને સાથે ભણાવવાની સમસ્યા નથી, પણ

શિક્ષકો અને શિષ્યાઓ, તથા શિક્ષિકા (કે ગુરુપત્ની) અને શિષ્યોના સહવાસ અને સ્પર્શની, તેમજ સ્ત્રીપુરુષની મૈત્રી અને સહકાર્યની પણ સમસ્યાઓ છે.

*

ઘણા એમ કહે છે, અને હું પણ સ્વીકારું છું કે જીવનમાં બ્રહ્મચર્યાશ્રમ એ સૌથી મહત્ત્વનો છે. પણ બ્રહ્મચારીનો જન્મ પણ ગૃહસ્થને ત્યાં થાય છે એ વાત યાદ રાખવી ઘટે છે. એટલે કે, પ્રજાનું ગૃહસ્થજીવન જેટલું પવિત્ર હશે તેથી વધારે પવિત્ર બ્રહ્મચારીઓ કોઈ સમાજ નિર્માણ કરી નહિ શકે એ વાત સમજવાની જરૂર છે. જે પ્રજામાં ગૃહસ્થજીવન અપવિત્ર હશે—પાતિવ્રત્ય અને પત્નીવ્રત્યનો આદર્શ શિથિલ હશે—તે પ્રજામાં ઘણા શુદ્ધ બ્રહ્મચારી પાકવા અશક્ય છે.

માટે આપણું કૌટુંબિક જીવન કેવું છે તે તપાસવાની જરૂર છે. આપણી માનવાની ઇચ્છા થાય છે તેટલું તે શુદ્ધ નથી.

સ્ત્રીઓને આપણે પાતિવ્રત્યના અને સતીત્વના આદર્શોનો ઉપદેશ કરતા આવ્યા છીએ. સતી સ્ત્રીઓની આપણે કેટલીય કથાઓ ઘડી કાઢી છે. સતીની નામાવલીના શ્લોકો છે. પણ, જો પુરુષોના મોટા ભાગમાં પત્નીવ્રતની અને સત્પણાની ભાવના મંદ હોય તો શિયળને અતિશય સાચવવાવાળી સ્ત્રીઓ ન જ ઉત્પન્ન થઈ શકે એ વાત સારી પેઠે સમજવાની જરૂર છે.

શાંતપણે આપણે આ વિષયનું અવલોકન કરીશું તો જણાશે કે—

એક તો, અબ્રહ્મચર્યના દોષો સહશિક્ષણની સંસ્થાઓમાં જ થાય છે એમ નથી; કેવળ છોકરા કે કેવળ છોકરીઓની સંસ્થાઓમાં પણ થાય છે, અને કુટુંબની વચ્ચે પણ થાય છે.

બીજું, પુરુષનાં સ્ખલનો પ્રત્યે સમાજને એટલી ઘૃણા નથી, જેટલી સ્ત્રીઓનાં સ્ખલનો પ્રત્યે છે. પોતે કે પોતાના દીકરાએ દોષ કર્યો હોય તો કૂવે પડવા જેવું નથી લાગતું; નથી એમ થતું કે હવે એ દીકરાનું કદી મોઢું જોવું નથી; પણ પોતાની પત્નીએ કે દીકરીએ દોષ કર્યો હોય તો પોતાને અને કુળને કલંક લાગ્યા જેવું લાગે છે. પણ, જે બીજાના કુળને બટ્ટો લાગે તેને તુચ્છ સમજી શકે છે, તેણે પોતાની પત્ની કે દીકરી પ્રત્યે કે તેને અભડાવનાર પ્રત્યે ગુસ્સો કરવો નકામો છે.

ત્રીજું, આપણે આ હકીકતો ન ભૂલીએ:

છેક પ્રાચીન કાળથી દુનિયામાં વેશ્યાવૃત્તિ એક રાજમાન્ય અને સમાજમાન્ય ધંધા તરીકે પોષાતી આવી છે;

વામમાર્ગની પણ એક ફિલસૂફી બનાવવામાં આવી છે, અને તેણે વ્યભિચારને સાધનાનું એક અંગ ગણ્યું છે; ઘણીવાર વેદાન્તવિચારકોએ પણ તેનું સમર્થન કર્યું છે, અને તેને પોષનારો ભક્તિમાર્ગ પણ પડેલો છે;

જેમાં શરીરસ્પર્શ અનિવાર્ય થઈ પડે એવા અંગત સેવાના બધા ધંધા સામાન્યપણે સ્ત્રીઓના જ ગણાય છે; રજવાડાઓમાં દાસીઓ, ઇસ્પિતાલોમાં નર્સો, હમામખાનાંઓમાં માલિશ કરનારીઓ.

ઉપલા ગણાતા વર્ણોમાં પરાણે વૈધવ્ય પળાવવામાં આવે છે, અને આર્થિક જવાબદારીમાંથી છૂટવા માટે જ પુરુષો અને સ્ત્રીઓને અવિવાહિત જીવનની આવશ્યકતા લાગે છે.

ચોથું, સામાજિક તત્ત્વજ્ઞાનમાં આજે નીચે પ્રમાણેના વિચારો ફેલાઈ રહ્યા છે

(૧) વિવાહ એ કૃત્રિમ વ્યવસ્થા છે એ પશુધર્મ—અથવા જેને તેઓ 'મુક્ત પ્રેમ' કહે છે તે નથી પ્રાયોગિક વિવાહ, મર્યાદિત કાળ માટે વિવાહ, વગેરેની પ્રથાઓ ચર્ચાઈ રહી છે

(૨) સંભોગથી પ્રજાનિર્માણ થવાની અને કેટલાક રોગો થવાની ધાસ્તી રહે છે એને જો સલામત રીતે ટાળી શકાય તો તે પ્રત્યે કોઈ પ્રકારની ધર્મની કે અધર્મની ભાવનાથી જોવાની જરૂર નથી, પણ કેવળ આરોગ્યની, પરસ્પર સમતિની અને આનંદ-પ્રાપ્તિની દૃષ્ટિએ જ વિચારવાની જરૂર છે એ એક તારુણ્યોચિત, પણ જરા જોખમભરેલી, રમત જ છે, અને ધર્માચાર કે કામાચાર માનવો બન્ને વહેમ છે

(૩) લિંગભાન ( sex consciousness )નું સ્ફુરણ થવું એ જ વિકારનું કારણ છે વિજાતીય પરિચય કે સ્પર્શ તેનું કારણ નથી વિજાતીય પરિચય કે સ્પર્શની ટેવ ન હોય તો સહેજ નિમિત્તથી પણ એ ભાન ઉત્પન્ન થઈ આવે છે પરિચય અને સ્પર્શની નિત્યની ટેવ પડી ગયા પછી પોતે તથા સામી વ્યક્તિ પુરુષ છે કે સ્ત્રી તેનો ખ્યાલ આવતો નથી, અને વિકારનો અનુભવ થતો નથી

(૪) બાપદીકરીએ, માદીકરાએ કે ભાઈબહેને પણ મર્યાદામાં વર્તવું જોઈએ એવું સૂચવનાર સ્મૃતિકારમાં વિકૃત લિંગભાનની અવધિ થઈ છે ઊલટું, એવો વિચાર સૂચવવો જોઈતો હતો કે બાપદીકરી, માદીકરો અને ભાઈબહેન પરસ્પરના વર્તનમાં જે નિઃસંકોચપણું અનુભવે છે, તે જ નિઃસંકોચતા ગુરુ અને શિષ્યા, શિક્ષિકા (કે ગુરુ-પત્ની) અને શિષ્ય, વિદ્યાર્થી અને વિદ્યાર્થિની કે બીજી રીતે સહકાર્ય કરનાર સ્ત્રીપુરુષોએ પરસ્પરના વ્યવહારમાં દેખાડવા મહાવરો પાડવો જોઈએ જે બાપ કે ભાઈ દીકરી કે બહેનનો હાથ ઝાલતાં, કે તેની સાથે એકલો બેસતાં, કે તેને ખભે હાથ મૂકતાં, કે પ્રેમ આવે ત્યારે તેને ચુંબન કરતાં, કે એને વસ્ત્રહીન દશામાં જોતાં વિચારમાં પડે એ બહુ છીછરો માલુમ હોવો જોઈએ. અને, જો ત્યાં એ નિર્વિકારિતા કે નિઃસંકોચતા અનુભવી શકે તો બીજે પણ ન અનુભવવાનું કારણ નથી આથી, એ જેમ પોતાની દીકરી કે બહેન સાથે વર્તે તેમ પોતાની શિષ્યા કે મૈત્રિણી સાથે નિઃસંકોચ વ્યવહાર રાખવાની ટેવ પાડે

*

મને લાગે છે કે, સહશિક્ષણને લીધે દોષો ઉદ્ભવે છે કે ભિન્ન શિક્ષણથી નીતિ શુદ્ધ રહે છે એમ નથી પણ શાળાઓમાં કે સમાજમાં ધાર્મિક તત્ત્વજ્ઞાનને નામે કે સામાજિક તત્ત્વજ્ઞાનને નામે ઉપરના જેવા વિચારો ફેલાઈ રહ્યા છે એ આજના અબ્રહ્મચર્ય નામથી દોષોનું એક મહત્ત્વનું કારણ છે

હું આ વિચારોને પ્રજાઓને અધોગતિ પ્રત્યે લઈ જનાર સમજું છું જ્યારે કોઈ દેશમાં કે ધાર્મિક સંપ્રદાયમાં પૈસો વધી જાય છે, ત્યારે આવું તત્ત્વજ્ઞાન જુદાજુદા વેશે લઈ ઉત્પન્ન થઈ આવે છે પણ એ કેવળ પૈસાદાર વર્ગમાં જ રહેતું નથી કરભારે એ ગરીબોમાં પણ ફેલાય છે, અને એનાં માઠાં પરિણામ તે તત્ત્વજ્ઞાનના ઉત્પાદકો કરતાં ગરીબોને વધારે ખમવાં પડે છે.

સંસ્કૃતિ એ ઊર્ધ્વગતિ છે ઊર્ધ્વગતિમાં પગેપગે પ્રયત્ન કરવો પડે છે ઘણા જોરથી ઊંચે નાખેલો દડો કેટલીક સેકંડ સુધી ઊંચો ચડતો લાગે છે ખરો, પણ નીચે પાડનાર

બળની જ અસર ક્ષણેક્ષણે એના પર વધારે ને વધારે આક્રમણ કરતી જાય છે, અને તેથી ક્ષણેક્ષણે એ નીચે જ પડતો હોય છે; કારણ, ઊંચે ચડાવનારું બળ હાથમાંથી છૂટ્યા પછી ચાલુ રહેતું નથી. નીચે પડવામાં ગતિનો વેગ વિનાપ્રયત્ને વધતો જાય છે. માનવજીવનમાં સંસ્કારિતા અને વિકારિતાને આવા જ નિયમો લાગુ પડે છે. માનવજાતિએ અનેક સદ્ગુણોનો અને ઉચ્ચ ચારિત્રનો જે વિકાસ કર્યો છે તે પગલેપગલે તેના પર અનુશીલનનો પ્રયત્ન કરવાથી થયો છે. એ પ્રયત્ન છોડી દેવામાં આવે તો ગમે તેટલી ઉચ્ચ દશાએ સંસ્કારિતા પહોંચી હોય તોપણ થોડા સમયમાં તેનો લોપ થઈ જઈ શકે છે. અહિંસક મનોવૃત્તિવાળા માણસને પોતાની વૃત્તિ હિંસક કરવી હોય, નિઃસ્વાર્થીને સ્વાર્થીપણું કેળવવું હોય, યતિને સ્વચ્છંદી થવું હોય તો મનને ચલિત કરવા એક જ વાર ધક્કો દેવો પડે છે. પછી તો પોતે કલ્પના કરી હોય તે કરતાંયે વધારે નીચો ઊતરી પડે છે. પણ અહિંસક વૃત્તિ કેળવવા, નિઃસ્વાર્થી થવા, સંયમી થવા ક્ષણેક્ષણે મનનું અનુશીલન કરવાનો જરૂર પડે છે.

*

પ્રાણીઓમાં રહેલો લિંગભેદ એ જન્મસિદ્ધ ભેદ છે—પ્રકૃતિનો ભેદ છે. તેથી લિંગભાનનું સ્ફુરણ બિલકુલ ન થવું એ અશક્ય છે. એ સ્ફુરણને વિકારી કે સંસ્કારી કરવું એ આપણા હાથની વાત છે. વિકારી સ્ફુરણની પણ ટેવ પાડી શકાય છે, અને સંસ્કારી સ્ફુરણની પણ ટેવ પાડી શકાય છે. ટેવ પડી ગયા પછી થનારી ક્રિયા 'ભાન' (consciousness)-પૂર્વક થાય છે એમ કહેવાતું નથી. એટલી એ સહજસાધ્ય થાય છે. જે સહજતાથી આંખની રક્ષા માટે પાંપણ હાલી ઊઠે છે, માથા પર આવતો ફટકો નિવારવા હાથ ઊંચો થઈ જાય છે, સાઇકલિસ્ટ પોતાનું તોલ જાળવે છે, પાણિયારી પોતાનું શરીર તેમજ ઘડો સંભાળીને ખેંચે છે; જે સહજતાથી મૂર્તિપૂજકનું માથુ દેવની મૂર્તિને જોઈ નમી જાય છે, કે એક સભ્ય પુરુષ પરિચિત વ્યક્તિને મળતાં નમસ્કાર કરે છે; તેવી જ સહજતાથી સંસ્કારી પુરુષ કે સ્ત્રી અન્ય સ્ત્રી કે પુરુષ પ્રત્યે મર્યાદા જાળવીને વર્તે છે. સભ્ય સમાજમાં જેમ વડીલ અને બાળક વચ્ચે આદર અને આચારના એક પ્રકારના નિયમો હોય છે, સમાન વચ્ચે જુદા પ્રકારના હોય છે, અધિકારી અને અધિકારિત વચ્ચે ત્રીજા પ્રકારના હોય છે, તેમ સ્ત્રી અને પુરુષ વચ્ચે આદર અને આચારના એક પ્રકારના શિષ્ટ નિયમો મનાયેલા છે, અને સભ્ય પુરુષ તેને જાળવીને જ વર્તે છે. એમાં લિંગભાન નથી એમ ન કહેવાય; પણ એનું વિકારી સ્ફુરણ થાય છે કે સ્પષ્ટ સ્ફુરણ થાય છે એમ પણ ન કહેવાય. એ એનો સહજ સ્વભાવ બની જાય છે. જેમ શિષ્ટ સમાજના ઊઠવા, બેસવા, ખાવા, પહેરવા વગેરેના એ નિયમો પાળે છે, તેમ આ નિયમો પાળવામાં એ પોતાની સભ્યતા સમજે છે. એથી એની અને સમાજની બન્નેની રક્ષા થાય છે અને સંસ્કારિતા વધે છે.

*

સ્ત્રીપુરુષના સંબંધમાં અનેક માર્ગો અને રૂઢિઓ આજ પર્યંત પ્રચારમાં આવી છેઃ કેટલીક દક્ષિણ અને કેટલીક વામ.

એમાંથી જે આશયમાં દક્ષિણ ગણાય તેની, પણ અતિરેકયુક્ત હોવાથી પરિણામે વિકૃત માર્ગે વાળનારી રૂઢિઓ થઈ છે તેનો પણ વિચાર કરવો ઘટે છે.

પહેલી રીત તે ઋષ્યશૃંગી ઉછેરની. સ્ત્રીજાતિનું અસ્તિત્વ દુનિયામાં છે જ નહિ એવા અજ્ઞાનમાં રહે એવી પરહેજમાં ઉછેરવાની. એમાં વિજાતિનું દર્શન જ ન થાય એવી રીતે નિયંત્રણ મૂકવાની વિવિધ પદ્ધતિઓ યોજાય છે. સ્ત્રીઓનો પડદો—ઘૂમટો એમાં સરાત: એ જ વિચારનો અવલંબ છે.

• બીજી રીત, વિકારનું અસ્તિત્વ માનીને જ વિકાર નિર્માણ થયા છે એમ માની, વિકારના અસ્તિત્વનો જ ઇનકાર કરી, જે નિર્દોષતા બેત્રણ વર્ષનાં બાળકોમાં હોય છે તેવી જ નિર્દોષતા સદાએ રહી શકે છે એવા વિશ્વાસથી ઉછેરવાની. એટલે જેમ બેત્રણ વર્ષનાં બાળકોના વ્યવહાર પર લિંગભાનની દૃષ્ટિએ કોઈ અંકુશ નથી, તેમ બધી ઉમર માટે. એટલે અંકુશ કે નિયમથી પવિત્રતા રાખવાનો વિચાર ન કરતાં એમનામાં રહેલાં શુભ બીજોને પોષ્યા કરી, તે જ એમને છૂટથી મસર્ગમાં આવતાં છતાં નિર્દોષ રાખશે એમ માનીને ચાલવાની.

• બન્ને માર્ગોમાં અતિરેક હોવાથી, પ્રકૃતિની સત્તા, વિકૃતિનો વેગ અને સંસ્કૃતિનો નિયમ એ ત્રણેની અવગણના હોવાથી, સહેજ પણ નિમિત્ત મળતાં એ માર્ગોમાં ઉછરેલાઓનું વહેલુ સ્ખલન થાય છે.

એથી ઉલટી રીત વામમાર્ગીઓની છે. એમાં મર્યાદામાત્રની હાંસી રહી છે. શિક્ષણશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, વેદાન્તશાસ્ત્ર, યોગશાસ્ત્ર અને ભક્તિશાસ્ત્ર બધામાં એના પ્રવર્તકો મળે છે. એમાં અનીતિનો રીતસર પ્રચાર હોય છે.

*

બન્ને સીમાઓનો ત્યાગ કરી વચલો માર્ગ એ જ શુદ્ધિ જાળવવામાં અને સંસ્કારિતા પોષવામાં સમર્થ થઈ શકે એવો છે. જે કુટુંબો કે વ્યક્તિઓ પ્રલોભનોમાં સપડાયાં નથી, અથવા આવીને ઉગરી ગયાં છે, તેમનો પુરાવો લેશુ તો, મને લાગે છે કે, તેઓ સંસ્કારી મર્યાદાપાલનની આવશ્યકતા સ્વીકારશે.

કેવળ ‘મન ચંગા’નો સિદ્ધાન્ત શરીરને સાચવી શકતો નથી, કેવળ શરીરના સ્થૂળ નિયમોનું પાલન મનને બગડતુ અટકાવી શકતુ નથી, અને તેથી છેવટે શરીરને પણ અટકાવી શકતું નથી. શુદ્ધ સસ્કારોથી મનનું અનુશીલન અને સારા નિયમોનુ પાલન એ બન્ને સ્વીકાર્યે જ છૂટકો છે.

મારી દૃષ્ટિએ એ સંસ્કારો તથા નિયમો આ છે:—

૧. સ્ત્રી તેમજ પુરુષ બન્નેનું શરીર એક પવિત્ર વસ્તુ છે. એને પ્રયોજન વિના કોઈના સ્પર્શથી દૂષિત કરવું ન જોઈએ. કોઈએ—એટલે સ્ત્રીએ પુરુષને, કે પુરુષે સ્ત્રીને જ નહિ, પણ સ્ત્રીએ સ્ત્રીને કે પુરુષે પુરુષને પણ—નકામો સ્પર્શ ન કરવો જોઈએ. આવશ્યકતા વિના કોઈનો સ્પર્શ થાય, તો તે પ્રત્યે અણગમો લાગે, અને કોઈનો સ્પર્શ કરતાં સંકોચ લાગે એવો સ્વભાવ બનવો જોઈએ. આથી નકામા નકામા કોઈને ભેટી પડવાની, હાથ પકડી લેવાની, ગળે હાથ નાંખવાની, બાઝવાની વગેરે ટેવો ખરાબ—અશિષ્ટ—સમજવી જોઈએ. જગ્યા હોય છતાં અડીને બેસવાની રીત અગ્રાહ્ય મનાવી જોઈએ. ચુંબન ગંદી ક્રિયા છે. નાનાં બાળકોને સૌ કોઈ ચુંબન કરે છે, પણ બાળકોની જુબાની લેશું તો માલૂમ પડશે કે ‘માતા સિવાય કોઈ બીજાનું ચુંબન બાળકોને ભાગ્યે જ ગમે છે. તેઓ તેને સહન કરે છે એટલું જ. નાની

ઉંમરનાં બાળકોને બહુ નાનાં શિશુઓને ચુમ્મી કરવાનું મન થાય છે. પણ તેમાં ચુંબનની વૃત્તિ નથી હોતી. તેઓને તો જે પ્રકારનું વહાલ છૂટે છે તે એવા પ્રકારનું કહી શકાય જેવું ખેડૂતોને ખેતરમાં ફરતાં કૂમળી કાકડી, ટિંડોળાં, ગલકાં વગેરે શાકભાજી જોઈને છૂટે છે— એટલે કે ખાઈ જવાનું. કોઈ નાનાં શિશુનાં કૂમળાં હાથપગ જોઈને, જાણે તે ખાઈ જાઉં એવું મન થયાનું કહેતાં ઘણુઓએ બાળકોને સાંભળ્યાં હશે. સંયમથી તેઓ બાળકને ચુમ્મી કરીને અટકે છે. ઓછી સમજણવાળાં બાળકો કદીક બચકું પણ ભરે છે. પણ પોતાની ચુમ્મી લેવડાવવાનું બાળકોને ભાગ્યે જ પસંદ હોય છે. ગમે તેમ પણ ચુંબન લેવું કે કરવા દેવું એ પ્રત્યે અણગમાની લાગણી ઉત્પન્ન કરવી જોઈએ. બાળકોને તે સહન કરવાની ફરજ ન પાડવી જોઈએ.

આ નિયમ માદીકરા, બાપદીકરી, ભાઈબહેન સૌને લાગુ પડે છે. કારણ, અહીં નિયમ નથી સૂચવ્યો, સંસ્કાર સૂચવ્યો છે.

૨ અતિપરિચિત સ્પર્શ એ અર્ધસંભોગ જ છે. પૂર્ણ સંભોગ માટે એક વ્યક્તિ અને અર્ધસંભોગ માટે બીજી એક કે અનેક વ્યક્તિઓ એ પવિત્ર જીવન નથી. માટે પોતાના શરીરને પરિચિતપણાનો સ્પર્શ કરવા દેવાનો અધિકાર—આપત્તિ વિના—એકને જ હોય; તે પોતાનો ( લગ્ન થયા બાદ ) પતિ કે પત્ની. દરેક સ્ત્રી તેમજ પુરુષને એવી અપેક્ષા રાખવાનો અધિકાર છે કે તેની જોડે પરણનારે કોઈના સ્પર્શથી પોતાનું શરીર અભડાવ્યું નહિ હોય.* જે દંપતીએ પરસ્પરના આ અધિકારને નિષ્ઠાપૂર્વક સંભાળ્યો છે, તે દંપતી પવિત્ર છે. એમનો સંયમ તેમજ સંભોગ સમાજનું હિત કરશે.

૩ માદીકરો, બાપદીકરી, ભાઈબહેનના સહવાસમાં પોષાતો પ્રેમ એ એક ઇષ્ટ પ્રકારનો પ્રેમસંબંધ છે. એ સહવાસ પણ આપત્તિ વિના એકાંતમાં ન હોય. એમાંયે આવશ્યકતા વિના સ્પર્શ ન હોય. એ મર્યાદામાં રહી ઉપર પ્રકારની સંસ્કારિતાવાળો ગુરુ શિષ્યાના, શિક્ષિકા શિષ્યના, શિષ્ય કે શિષ્યા ગુરુપત્ની કે શિક્ષિકાના પતિના કે વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ પરસ્પરના પરિચયમાં આવે, તો તે હાનિકર નથી, પણ સમાજને અને તે વ્યક્તિઓને પણ હિતકર છે. જ્યાં એ સંસ્કારિતા નથી, એ મર્યાદાઓ માટે આદર નથી, ત્યાં વિજાતીય પરિચય ભયભર્યો છે.

૪. સંસ્કારી ગૃહસ્થો પોતાના ઘરને એક પવિત્ર સ્થાન સમજે છે. એમાં ભોગ છે, પણ તે નિયંત્રિત માર્ગે; એટલે, જેમ દેવને અર્પેલા ભોજનમાં પ્રસાદની ભાવના છે, તેમ એ ભોગ વિષે પવિત્ર કર્મની ભાવના છે. આથી, ઘરની પવિત્રતા સાચવવા માટે તેમને પેઢીની શાખ સાચવવા જેટલી કાળજી રહે છે. એવી સંસ્કારિતામાં ઉછરેલાં બાળકોનું સ્ખલન સહેજે નથી થતું. એમાં ભાઈબહેન, દિયરભોજાઈ, સસરોવહુ વગેરે સાથે રહે છે, અને એકબીજાંને જોઈ ઘૂમટા તાણતાં નથી કે સંતાઈ જતાં નથી, અબોલાં લેતાં નથી, કે પડદામાંથી બોલતાં નથી; પણ સહવાસમાં મર્યાદા અવશ્ય રાખે છે. આ પવિત્રતા શાળા વિષે હોવી જોઈએ. શાળા એ વરવધૂ શોધવાનું બજાર નથી; પારકાની દીકરીઓ જોડે છૂટ લેવાનું, હાંસીમશ્કરી કરવાનું સ્થળ નથી. શિક્ષક એમાં પોતાની દીકરીઓને જુએ, વિદ્યાર્થીઓ પોતાની બહેનોને અને માતાઓને જુએ, તો એ સહવાસ એકબીજાની વૃત્તિઓને સ્થિર અને ગંભીર કરનારો થઈ શકે. એ ભાવના ન હોય તો એમાં મલિનતા નિર્માણ થયા વિના રહે જ નહિ.

---

* અર્થાત્, પુનર્વિવાહમાં પોતાનાં પૂર્વ પતિ-પત્નીનો અપવાદ સમજવો જોઈએ.

૫ પચ્ચીસતીસ વર્ષ સુધી પતિનપત્ની બ્રહ્મચર્યથી રહેવું અશક્ય છે એ વહેમ છોડાવવો જોઈએ, ગૃહસ્થાશ્રમમાં પડવું એ પતન છે કે શરમાવનારી વસ્તુ છે એવો સંસ્કાર પણ ન નાખવો ઘટે, સંભોગ એ કેવળ કામાચાર છે એ ભાવના પણ ખોટી છે સેંકડો સ્ત્રીઓ અને પુરુષો યથાકાળે કામવાસનાથી પ્રેરિત થવાના જ છે એમ માનીને ચાલવું ઘટે માટે ધર્મથી અવિરુદ્ધ કામની એમને દીક્ષા મળે તે રીતે સંસ્કાર પાડવા જોઈએ ધર્માવિરુદ્ધ કામની શરતો એ છે કે વિવાહ પહેલાં કોઈ સ્ત્રીપુરુષ પ્રત્યે કામાતુર દૃષ્ટિ થવી એ પાપ છે, કામાતુર દૃષ્ટિથી કોઈનો સ્પર્શ કરવો એ પણ પાપ છે જે સ્પર્શની આવશ્યકતા નથી, તેનો નકામો સ્પર્શ નિર્દોષ લાગે, તે કર્તવ્યરૂપ ન હોવાથી ન જ કરવો જોઈએ આ દૃષ્ટિએ વિવાહ એટલે પોતાના પવિત્ર રાખેલા શરીરને ધર્મને અવિરોધી સંભોગથી ધાર્મિક પ્રજા નિર્માણ કરવા માટે અર્પણ કરવાનો સમારંભ

• ૬ આથી, કામવિહ્વળ થઈ સ્ત્રીને કે પતિને શોધવાની પ્રવૃત્તિ, અથવા કોઈ સ્ત્રી કે પુરુષ પર પહેલાં કામાસક્ત થઈ પછી તેની સાથે વિવાહનો નિશ્ચય કરવાની પ્રવૃત્તિ, એ સંસ્કૃતિ નથી, વિકૃતિ છે દરેક માણસ અમુક વયે જાણે જ છે કે કામવાસના એટલે શું અને પતિપત્નીનો વ્યવહાર એટલે શું પછી એણે વિચાર કરવાનો તે એ કે એ વાસનાના જ્ઞાન છતાં એનો વેગ પોતામાં કેટલો તીવ્ર છે, તથા કેટલી મુદત સુધી એણે સંયમધર્મ રાખવો આવશ્યક જ છે જો શરીરસંપત્તિ તથા બીજી પરિસ્થિતિઓ અનુકૂળ હોય, યોગ્ય વયે પહોંચ્યો હોય, અને એક વ્યક્તિના સ્પર્શ કે સંભોગને સહન કરી લઈ શકે એટલી એની સ્પર્શ ઘણા ઓછી થયેલી અનુભવતો હોય, તો કામદૃષ્ટિથી નહિ પણ, વ્યવહારદૃષ્ટિથી યોગ્ય ભાગીદારને શોધવા તે પ્રયત્ન કરે, હિતચિંતકોદ્વારા કરાવે

૭ કામવાસનાને ઓળખી શકનાર તથા પતિપત્નીના વ્યવહારની કલ્પના કરી શકનાર સંસ્કારી સ્ત્રીપુરુષ પોતાને થોડા સૂતકી માને, અને કોઈનોયે સ્પર્શ કરવામાં તેમજ દૃષ્ટિ ઠગરીને જોવામાં વધારે કાળજી રાખે એમાં કશો દોષ નથી, વિનય—સભ્ય વર્તન—જ છે

અર્થાત્, આ નિયમો દર્શાવનારા હજારો સ્ત્રીપુરુષો માટેનો રાજમાર્ગ સૂચવ્યો છે એકાદ લોકોત્તર વ્યક્તિ માટે નિયમ નથી બતાવ્યો, પણ કોઈ લોકોત્તર પવિત્ર વ્યક્તિ આવા નિયમો પાળવાથી નાની નથી થઈ જવાની એ ધર્માવિરુદ્ધ કામી નહિ પણ નિષ્કામી હશે ધર્માવિરુદ્ધ કામની વાત સાંભળી એને કામના ઉત્પન્ન થવાનો ડર જ નથી વળી, એવા નિષ્કામ સ્ત્રીપુરુષો ઉત્પન્ન થવાની આશા જ નથી, જો સમાજમાં હજારો જોડાઓ ગૃહસ્થાશ્રમમાં ધર્મથી અવિરુદ્ધ કામને સેવતા ન હોય જે સમાજના ગૃહસ્થાશ્રમમાં ધર્માવિરુદ્ધ કામનો અભાવ હોય તે સમાજે નૈષ્ઠિક બ્રહ્મચર્યનો મહિમા ગાવો એ પોથીમાંના રીંગણાં છે

જે સમાજમાં આવા સંસ્કારો પોષાય, તે સમાજમાં સ્ત્રીપુરુષોની એકત્ર સંસ્થાઓ ચાલી શકે જાગ્રત સંચાલકના હાથ તળે ચાલતી એવી સંસ્થાઓમાં ઓછામાં ઓછા દોષો રહે સ્ખલનો બિલકુલ થાય જ નહિ એવી ખાતરી તો કોણ આપી શકે? પણ જે સમાજ તથા સંસ્થાની વિચારસરણી, સંસ્કારિતા, અને નિયમાવલિ આવી હોય તેમાં જો સ્ખલન થાય તો તે વ્યક્તિનો રોગ થાય, સંસ્થાનો રોગ ન થાય, તેમ તે રોગ ઉપદ્રવરૂપે ન ફાટી નીકળે, એમ મને લાગે છે

# હિંદની બેંકિંગ સંપત્તિ

ચંદ્રપ્રસાદ હ. દીવાનજી

વર્ષોથી ચર્ચાઈ રહેલી મધ્યસ્થ બેંકિંગ સંસ્થા આખરે હસ્તીમાં આવી, અને જુલાઈ મહિનાથી તો એ સંસ્થા જેને 'રિઝર્વ બેંક ઑફ ઇંડિયા'નું નામ આપવામાં આવ્યું છે તેણે 'રિઝર્વ બેંક ઑફ ઇંડિયા'ના ખાસ ઘડાયેલા કાયદાનુસાર ખરુંજ કામકાજ કરવા માંડયું. ઘણી ઘણી આશાઓ અને આદર્શો એ સંસ્થાની હસ્તી પાછળ સેવવામાં આવ્યાં છે; પણ એમાંથી કેટલાં ફળીભૂત થાય છે તે તો ભવિષ્ય જ કહી શકશે.

હિંદની બેંકિંગ સંપત્તિનો ખ્યાલ આપવા માટે બેંકિંગના નીચે પ્રમાણે ભાગલા પાડીએ:

(૧) રિઝર્વ બેંક, (૨) ઇમ્પીરિયલ બેંક, (૩) પરદેશી બેંકો, (૪) દેશી બેંકો, (૫) સહકારી બેંકો, (૬) પોસ્ટ ઑફિસની બેંકો, અને (૭) દેશી શરાફો, મહાજન વગેરે.

## રિઝર્વ બેંક

રિઝર્વ બેંક તો આ જ વર્ષે હસ્તીમાં આવી છે એટલે, અને તેને લગતા ખાસ લેખો પણ તુરતમાં જ ઘણા લખાઈ ગયા છે એટલે, એ વિષે અત્યારે વધારે લખવું અસ્થાને ગણીને એની પછીના ભાગલા ઉપર આપણે આવીશું.

## ઇમ્પીરિયલ બેંક

બંગાળ, મદ્રાસ અને મુંબઈ બેંકોનાં ૧૯૨૧ના જોડાણથી ઇમ્પીરિયલ બેંક હસ્તીમાં આવી ને ત્યારથી દેશની મધ્યસ્થ બેંક તરીકે એણે જ અત્યાર સુધી ભાગ ભજવ્યો છે. બેંકની પ્રગતિ માટે નીચેના આંકડા પૂરતા થશે:

| વર્ષ | બહાર થયેલી થાપણ | અનામત ભંડોળ | જમા |
|---|---|---|---|
| ઈ. સ. ૧૯૨૨ | રૂ. ૫,૬૨,૫૦,૦૦૦ | રૂ. ૪,૧૪,૫૪,૦૦૦ | રૂ. ૭૧,૧૬,૩૦,૦૦૦ |
| ઈ. સ. ૧૯૩૧ | રૂ. ૫,૬૨,૫૦,૦૦૦ | રૂ. ૫,૧૪,૦૫,૦૦૦ | રૂ. ૭૨,૧૭,૭૫,૦૦૦ |
| ઈ. સ. ૧૯૩૨ | રૂ. ૫,૬૨,૫૦,૦૦૦ | રૂ. ૫,૪૨,૯૬,૦૦૦ | રૂ. ૭૫,૪૩,૩૦,૦૦૦ |

ઉપરના આંકડા બતાવે છે કે બેંકની થાપણ રૂ. ૫,૬૨,૫૦,૦૦૦ રહી, જ્યારે એનું અનામત ભંડોળ ૧૯૨૨માં જે રૂ. ૪,૧૪,૫૪,૦૦૦ હતું તે વધીને ૧૯૩૨માં રૂ. ૫,૪૨,૯૬,૦૦૦ થયું. એ જ દરમ્યાન બેંકની જમા રૂ. ૭૧ કરોડ પરથી વધીને રૂ. ૭૫ કરોડ થઈ.

## પરદેશી બેંકો

પરદેશી બેંકો એટલે કે જે બેંકોની વડી ઑફિસ હિંદુસ્તાનની બહાર છે અને જેનું મૂળ કામકાજ પરદેશી હૂંડિયામણનું છે. તેવી બેંકોને અંગ્રેજીમાં 'એક્સચેંજ' બેંકો કહે છે. એવી બેંકો, જેના આંકડાઓ સરકારી પ્રકાશનોમાંથી મળી શકે છે તે નીચે પ્રમાણે છે:

| વર્ષ | સરકારને આંકડા પૂરા પાડતી બેંકો | હિંદમાં જમા થયેલી રકમ | હિંદમાંની જવાબદારીની સામે હાથમાં રાખેલી રોકડ |
|---|---|---|---|
| ઈ સ ૧૯૨૨ | ૧૮ | રૂ ૭૩,૩૮,૪૪,૦૦૦ | રૂ ૧૬,૧૭,૬૩,૦૦૦ |
| ઈ. સ. ૧૯૩૨ | ૧૮ | રૂ ૭૩,૦૬,૫૬,૦૦૦ | રૂ ૯,૫૯,૯૯,૦૦૦ |

ઉપરના આંકડા બતાવે છે કે એ બેંકોની હિંદમાં જમા ૧૯૨૨ થી ૧૯૩૨ સુધીમાં રૂ ૭૩ કરોડ રહી છે, જ્યારે એ જવાબદારીની સામે એ બેંકોની હાથમાંની રોકડ તો રૂ. ૧૬ કરોડ પરથી ઘટીને રૂ ૯½ કરોડ થઈ ગઈ છે એ બતાવે છે કે હિંદુસ્તાનના લોકોને એ બેંકો ઉપર વધારે વિશ્વાસ હોવો જોઈએ અને તેથી જ આટલી ઓછી રોકડ હિંદમાં હાથ પર રાખીને એ પોતાનો વહીવટ ચલાવી શકે છે આ પરદેશી બેંકોમાં પાંચ અગત્યની બેંકો તે ચાર્ટર્ડ બેંક આફ ઇંડિયા, ઑસ્ટ્રેલિયા અને ચાઈના (કહેવાની જરૂર નથી કે બેંકની આસ્ટ્રેલિયામાં એક પણ શાખા નથી), ઇસ્ટર્ન બેંક લિ મર્કનટાઈલ બેંક ઑફ ઇંડિયા લિ નૅશનલ બેંક ઑફ ઇંડિયા લિ અને પી અન્ડ ઓ બૅંકિંગ કૉરપોરેશન લિ. છે એ પાંચે બેંકોની ધીરધાર અને સરકારી જામીનગીરીમાં રોકાણના આંકડા નીચે પ્રમાણે છે

| | ઇ સ ૧૯૨૮ | ઇ સ ૧૯૩૧ | ઇ સ ૧૯૩૨ |
|---|---|---|---|
| સરકારી જામીનગીરીમાં | પાઉંડ ૩,૭૧,૫૬,૦૦૦ | પાઉંડ ૩,૯૮,૮૭,૦૦૦ | પાઉંડ ૪,૭૯,૭૭,૦૦૦ |
| રોકાણ બેંકોની ધીરધાર | પાઉંડ ૫,૫૬,૪૬,૦૦૦ | પાઉંડ ૪,૭૩,૪૮,૦૦૦ | પાઉંડ ૩,૯૬,૧૩,૦૦૦ |

ઉપરના આંકડા ઉપરથી જણાય છે કે મોટી પરદેશી બેંકોએ પોતાની સરકારી જામીનગીરીમાં રોકાણ વધાર્યું છે અને પોતાની ધીરધાર કમી કરી છે એટલે કે હિંદમાંથી એકઠી કરેલી જમાનો મોટો ભાગ હિંદના વેપારઉદ્યોગને ઉપયોગી થવાને બદલે પરદેશી વેપારઉદ્યોગના કામમાં રોકાય છે, અને ફાજલ નાણું સરકારી જામીનગીરીમાં રોકાય છે

## દેશી બેંકો

દેશી બેંકો એટલે જેને ઇંડિયન જોઇંટ સ્ટૉક બેંકો કહે છે તે તે બેંકોમાં પણ દેશી વહીવટ અને પરદેશી વહીવટ નીચેની એવો વિભાગ છે પરદેશી વહીવટ નીચેની બેંકો જે હાલમાં હસ્તીમાં છે તેમાંની બે ખાસ આગળપડતીમાંની બેંક ઑફ ઇંડિયા લિ અને અલ્હાબાદ બેંક લિ છે એ બેંકોના મૅનેજરો યુરોપિયન છે, પણ ડાયરેક્ટરોની બહુમતિ હિંદીઓની છે દેશી વહીવટવાળી બેંકો કે જેના ડાયરેક્ટરો તેમજ અમલદારો પણ બધા હિંદીઓ જ છે, એની સંખ્યા વધતી જાય છે એ ઘણું સારું ચિહ્ન છે એ બેંકોની પ્રગતિના આંકડા નીચે પ્રમાણે છે

| વર્ષ | બેંકો | થાપણ | અનામત ભંડોળ | જમા | રોકડ હાથમાં |
|---|---|---|---|---|---|
| ૧૯૨૨ | ૬૮ | રૂ ૮,૮૫,૨૪,૦૦૦ | રૂ ૨,૯૯,૩૦,૦૦૦ | રૂ ૬૫,૦૧,૩૬,૦૦૦ | રૂ ૧૨,૫૯,૯૦,૦૦૦ |
| ૧૯૩૨ | ૮૩ | રૂ ૮,૬૧,૮૬,૦૦૦ | રૂ ૭,૭૯,૮૬,૦૦૦ | રૂ ૭૬,૧૬,૦૪,૦૦૦ | રૂ ૧૦,૪૦,૫૫,૦૦૦ |

ઉપલા આંકડા પરથી આપણે જોઈ શકીએ છીએ કે સરકારને આંકડા પૂરા પાડતી બેંકોની સંખ્યા ૬૮ પરથી વધીને ૮૩ થઈ છે અને તે પ્રગતિ ૧૯૨૨ થી ૧૯૩૨ સુધીના દસ વર્ષમાં જોકે એ બેંકોની કુલ થાપણ ઓછી થઈ છે છતાં પણ અનામત ભંડોળ રૂ બે કરોડ પરથી વધીને ૭ કરોડ થયું છે જ્યારે એ જ દરમ્યાન લોકોની જમા રૂ ૬૫ કરોડથી

વધીને ૭૬ કરોડ થઈ છે. જોકે જમા વધી છે તોપણ બેંકોની હાથમાં રોકડ રૂા. ૧૨ કરોડ પરથી ઘટીને રૂા. ૧૦ કરોડ થઈ છે. આ ઓછી રોકડથી બેંકો પોતાનો વહીવટ ચલાવી શકે છે, તે બતાવી આપે છે કે લોકોનો વિશ્વાસ દેશી બેંકોમાં ધીરેધીરે વધતો જાય છે, અને એ દેશી બેંકોનું ઉજ્જ્વળ ભવિષ્ય દેખાડે છે. તદ્દન દેશી વહીવટની બેંકોમાં સેન્ટ્રલ બેંક ઓફ ઇંડિયા લિ., પંજાબ નેશનલ બેંક લિ, ઇંડિયન બેંક લિ., બેંક ઓફ હિંદુસ્તાન લિ., વગેરે અગત્યની બેંકોનો સમાવેશ થાય છે.

## સહકારી બેંકો

સહકારી બેંકો જેને કોઓપરેટીવ બેંકો કહે છે તે બેંકોના પ્રગતિના આંકડા નીચે મુજબ છે:

| વર્ષ | સંખ્યા | ભરપાઈ થયેલી થાપણ | અનામત ભંડોળ | જમા | રોકડ હાથ ઉપર |
|---|---|---|---|---|---|
| ૯૨૨–૨૩ | ૭૭ | રૂા. ૧,૩૨,૩૧,૦૦૦ | રૂા. ૪૨,૩૪,૦૦૦ | રૂા. ૮,૪૩,૦૭,૦૦૦ | રૂા. ૬૨,૭૯,૦૦૦ |
| ૯૩૨–૩૩ | ૨૧૬ | રૂા. ૩,૯૦,૧૦,૦૦૦ | રૂા. ૩,૧૦,૯૫,૦૦૦ | રૂા ૩૭,૦૨,૩૯,૦૦૦ | રૂા. ૩,૫૩,૭૨,૦૦૦ |

સહકારી બેંકોની ઈ. સ. ૧૯૨૨–૨૩ થી દસ વર્ષમાં પ્રગતિ ઘણી સુંદર થઈ છે, એમ ઉપરના આંકડા પરથી આપણે જોઈ શકીએ છીએ. એની સંખ્યા ૭૭ થી વધીને ૨૧૬ થઈ છે. જ્યારે ભરપાઈ થયેલી થાપણ રૂા. ૧૩૨ લાખથી વધીને ૩૯૦ લાખ થઈ અને અનામત ભંડોળ તો રૂ. ૪૨ લાખથી વધીને રૂા. ૩૧૦ લાખ થયું તેમજ જમા રૂા. ૮ કરોડથી વધીને રૂા. ૩૭ કરોડ થઈ જે હાથમાંની રોકડના પ્રમાણમાં ઘણી વધારે રહી છે. પણ આનું કારણ અનાજના ઘટેલા ભાવો અને ખેડૂતોની નબળી સ્થિતિને લઈને એ બેંકોની ઓછી થયેલી ધીરધાર આપી શકાય.

## પોસ્ટ ઓફિસોની બેંકો

હિંદની પોસ્ટ ઓફિસ સેવિંગ બેંકો અને પોસ્ટ ઓફિસ કેશ સર્ટિફિકેટ પણ બેંકિંગમાં મોટો ભાગ ભજવે છે. તેના આંકડા નીચે પ્રમાણે આપ્યા છે:

| વર્ષ | પોસ્ટ ઓફિસ સેવિંગ બેંક જમા | પોસ્ટ ઓફિસ કેશ સર્ટિફિકેટ. |
|---|---|---|
| ઇ. સ. ૧૯૨૨–૨૩ | રૂા. ૨૩,૧૯,૦૦,૦૦૦ | રૂા. ૩,૧૩,૦૦,૦૦૦ |
| ઇ. સ. ૧૯૩૨–૩૩ | રૂા. ૪૩,૪૦,૦૦,૦૦૦ | રૂા. ૫૫,૬૪,૦૦,૦૦૦ |
| ઇ. સ. ૧૯૩૩–૩૪ | રૂા. ૫૨,૩૨,૦૦,૦૦૦ | રૂા. ૬૩,૭૨,૦૦,૦૦૦ |

ઉપરના આંકડા બતાવે છે કે પોસ્ટ ઓફિસ સેવિંગ બેંકમાં લોકોની જમા જે ૧૯૨૨–૨૩માં રૂા. ૨૩ કરોડની હતી તે વધીને ૧૯૩૩–૩૪માં રૂા. ૫૨ કરોડ થઈ છે. જ્યારે એ સમય દરમ્યાન પોસ્ટ કેશ સર્ટિફિકેટ રૂા. ૩ કરોડ પરથી વધીને રૂા ૬૩ કરોડ થયા. આ લોકોની જમા દેશના વેપારઉદ્યોગને બિલકુલ ખપમાં નથી આવતી, એટલે એ જમા ગમે તેટલી વધે તો તેથી દેશના વેપારને કે ઔદ્યોગિક પ્રગતિને કશો જ ફાયદો નથી. દેશને આડકતરી રીતે એ ફાયદો થયો છે કે સરકારને નાણાવિષયક વહીવટમાં એ જમા ઘણી ઉપયોગી થઈ પડી, અને તેટલે અંશે સરકારને નવાં નાણાં બજારમાંથી ઓછાં લેવાં પડ્યાં.

## દેશી શરાફો

હિંદની બૅંકિંગ પ્રગતિની ગણતરી કરતી વખતે આપણે દેશી શરાફોને છોડી દઈ શકીએ જ નહિ. જોકે સરકારી આંકડાશાસ્ત્રીઓ બહુ જ સગવડભરી રીતે શરાફોને લગતા આંકડાઓ આપતાં ભૂલી જાય છે કે એ શરાફો દેશના કેટલા મોટા વેપારને મદદ કરે છે. તેનો ખ્યાલ આપવાને આપણે રિઝર્વ બેંક સાથે જોડાયેલી બૅંકોના ઓગસ્ટ ર૭ના આંકડાઓ લઈએ:

| | | |
|---|---|---|
| ૧. દર્શની જવાબદારી | રૂા. ૧૧૦.૧૧ | કરોડ |
| ૨. મુદતની જવાબદારી | રૂા. ૯૮.૬૫ | કરોડ |
| ૩. રોકડ હાથમાં | રૂા. ૫.૭૫ | કરોડ |
| ૪. રિઝર્વ બૅંકમાં જમા | રૂા. ૨૯.૧૧ | કરોડ |
| ૫. હિંદમાં ધીરધાર | રૂા. ૯૩.૭૯ | કરોડ |
| ૬. હૂંડીમાં રોકાણ | રૂા. ૩.૯૩ | કરોડ |

ઉપરના આંકડામાંના નં. ૫ અને નં. ૬ આંકડાઓ બૅંકોના વેપારને મદદ સૂચવે છે. લગભગ રૂા. ૨૦૦ કરોડની જમામાંથી બૅંકોની ધીરધાર રૂા. ૯૭ કરોડ છે. હવે જો આપણે હિંદનો પરદેશી વેપાર આયાત અને નિકાસના આંકડા ઉપર લઈએ તો તે રૂા. ૩૩૫ કરોડ છે, અને આંતરિક વેપાર પરદેશી વેપાર કરતાં ૧૫થી ૩૦ગણો આંકડાશાસ્ત્રીઓ ગણે છે. આપણે વીશગણો આંતરિક વેપાર લઈએ તોપણ તે આંકડો રૂા. ૬,૭૦૦ કરોડ થાય. હવે આપણે જોયું કે બૅંકોની ધીરધાર કુલ રૂા. ૯૭ કરોડ છે. ત્યારે આપણે ખ્યાલ કરી શકીએ કે બાકી બધો આંતરિક વેપાર કેટલા પ્રમાણમાં અને કેટલી મોટી રકમનો દેશી શરાફોની મદદથી ચાલે છે. આ ઉપરથી એ પણ આપણે ખ્યાલ કરી શકીએ કે એ શરાફોની પાસે કેટલી મોટી થાપણ હોવી જોઈએ, કે જેથી આટલો મોટો વેપાર એ શરાફોની મદદથી ચાલી શકે છે. કમનસીબે એ આંકડાઓ મળતા નથી, અને રિઝર્વ બૅંકની સ્થાપના થઈ ત્યારે પણ દેશના એ મહાન બૅંકરોને તો તેમાંથી બહાર રાખવામાં આવ્યા છે. પાશ્ચાત્ય બૅંકિંગના અભ્યાસીઓએ શરાફોની અગત્યનો ખ્યાલ કર્યા વગર એમની બૅંકિંગ પદ્ધતિને અને એ સંસ્થાને ભાંડવામાં જ મોટાઈ માની છે. શરાફોમાં પણ ગુજરાતી શરાફોની આંટ, આબરૂ, સાહસિક વૃત્તિ અને કુનેહ આખાય દેશમાં મશહૂર છે. અને તેથી જ આશા રાખી શકાય છે કે એ શરાફોને સંગઠિત કરીને તેમની ઉપયોગિતા અને કામગીરી પ્રકાશમાં લાવવાને ગુજરાત આગળપડતો ભાગ ભવિષ્યમાં ભજવે અને ભવિષ્યકાળમાં આખા દેશમાં ફેલાયેલી ગુજરાતી શરાફોની આબરૂને વધારે ઉજ્જ્વળ બનાવે.

રિઝર્વ બૅંક તો આ જ વર્ષમાં હસ્તીમાં આવી એટલે તેની પ્રગતિના આંકડા આપણે છોડી દેવા પડશે. અને દેશી શરાફોના કામકાજના આંકડાઓ મળતા નથી, એટલે તે પણ છોડી દેવા પડશે. હવે આપણે જે બાકીના પાંચ વિભાગ રહ્યા તેમના જ આંકડાથી સંતોષ માનવો રહ્યો. એ બધા વિભાગના આંકડાઓ એકઠા કર્યાથી આપણને દેશની બૅંકિંગ સંપત્તિનો સહેજે ખ્યાલ આવશે. સગવડને ખાતર આંકડામાં ત્રણ મીંડાં મૂકી દેવામાં આવ્યાં છે, અને હજારના આંકડાઓ સમજવા.

| વર્ષ | ઇમ્પીરિયલ બેંક | પરદેશી બેંક | દેશી બેંક | સહકારી બેંકો | પોસ્ટ સેવિંગ અને કેશ સર્ટિ૦ | કુલ |
|---|---|---|---|---|---|---|
| ૧૯૨૨ | રૂ. ૭,૧૧,૬૩૦ | ૭,૩૩,૮૬૪ | ૬,૫૦,૬૩૬ | ૮૪,૩૦૩ | ૨,૬૩,૨૯૦ | રૂ. ૨૪,૪૩,૧૧૭ |
| ૧૯૩૨ | રૂ. ૭,૫૪,૩૬૦ | ૭,૩૦,૬૫૬ | ૭,૬૧,૬૦૪ | ૩,૭૦,૨૩૯ | ૯,૬૦,૪૦૦ | રૂ. ૩૫,૭૭,૨૨૯ |

ઈ. સ. ૧૯૨૨થી ૧૯૩૨ સુધીમાં હિંદની બેંકિંગની જમા રૂા. ૨૪૪ કરોડ પરથી વધીને રૂા. ૩૫૭ કરોડ થઈ. લોકોની જમામાં થયેલો વધારો જે બેંકિંગ સગવડો છે તેના પ્રમાણમાં સંતોષકારક ગણી શકાય. પણ બેંકિંગની સગવડના આંકડા આપણે બીજા દેશો સાથે સરખાવીએ તો હિંદ આપણને એ બાબતમાં ઘણું જ પછાત લાગશે!

| દેશ | દશ લાખના આંકડામાં વસ્તી | બેંકની ઓફિસો | દરેક દશ લાખે સરેરાશ બેંકની ઓફિસ |
|---|---|---|---|
| અમેરિકા | ૧૧૯ | ૧૮,૦૬૭ | ૧૫૨ |
| ગ્રેટબ્રિટન | ૪૬ | ૧૦,૦૬૬ | ૨૧૯ |
| કેનેડા | ૧૦ | ૩,૭૭૨ | ૩૭૭ |
| સ્વીડન | ૬ | ૬,૦૧૨ | ૧૬૮ |
| જાપાન | ૬૧ | ૧,૫૦૭ | ૨૫ |
| યુનિયન (આફ્રિકા) | ૮ | ૬૭૧ | ૮૪ |
| ફ્રાન્સ | ૪૧ | ૧ ૮૫૭ | ૪૫ |
| ઇટાલી | ૪૧ | ૩,૫૪૭ | ૮૬ |
| હિંદ | ૩૧૯ | ૮૯૮ | ૩ |

આ ઉપરાંત નીચેના ચાર દેશોની સરખામણી પણ હિંદની બેંકિંગ સગવડની અધોગતિ સૂચવે છેઃ

| દેશ | દરેક બેંકદીઠ ચોરસ માઈલ | દરેક બેંકદીઠ માણસની વસ્તીની સંખ્યા | સરેરાશ દરેક જણદીઠ બેંકમાં જમા |
|---|---|---|---|
| અમેરિકા | ૧૧૮ | ૩,૦૨૫ | પાઉંડ ૮૬–૦–૦ |
| ગ્રેટબ્રિટન | ૧૧ | ૪,૮૧૬ | પાઉંડ ૪૮–૦–૦ |
| જાપાન | ૨૩ | ૯,૪૯૧ | પાઉંડ ૭–૦–૦ |
| હિંદ | ૨,૭૩૫ | ૪,૮૪,૦૦૦ | પાઉંડ ૦-૧૦-૨ |

ઉપરના બંને કોઠા દેશમાં પાશ્ચાત્ય બેંકની પછાત સ્થિતિ પુરવાર કરવાને પૂરતા છે. જો દેશની બેંકિંગ સંપત્તિ સમૃદ્ધ કરવી હોય તો શરાફો, જેઓ દેશના આંતરિક વેપારના મોટા ભાગને મદદ કરે છે તેમને બેંકની મધ્યસ્થ સંસ્થા એટલે રિઝર્વ બેંક સાથે જોડવા જ જોઈએ. જો દરેક જુદો શરાફ એ રીતે ન જોડાઈ શકતો હોય તો પ્રાંતિક શરાફ મહાજન સ્થાપી તેમને જોડવા, અથવા શરાફોએ પોતાની અલગ શરાફી બેંક કાઢી તેને રિઝર્વ બેંક સાથે જોડવી. જેમ રિઝર્વ બેંકરોની બેંક તરીકે કામ કરે છે તેમ એ શરાફી બેંક એકલા શરાફોના જ બેંકર તરીકે કામ કરે, તો દેશી શરાફોની બેંકિંગ સંપત્તિ સંગઠિત કરવાની મુશ્કેલી મોટે અંશે દૂર થઈ જાય.

# વણઝાર

ઉમાશંકર જોષી

[સ્રગ્ધરા]

ઘાંટી બે ડુંગરોનાં ઘસી ઘસી પડખાં ઊંડી ઝાઝેરી જામી,
રાતે અંધારતાળાં અણડગ લગિયાં ઘોર, ખંભાતી, દ્વારે;
તે આવીને ઉષાએ સ્મિતકિરણથકી મોકળાં ખોલિયાં, ને
જીવોનો ક્રાન્તદર્શી નવઓજસભર્યો પંથ ખોલ્યો પુરાણ.
સૂતેલી રાત આખી રજ સળવળી, ને તોષવા રગતૃષ્ણા
ઊડી ઊંચે સુતેજે રમતી, ઊડી જવા પૃથ્વીને યે નિમંત્રે.
ગાઢા નાદે ખરીના પથ પર ઝૂકતાં વાંસનાં ઝૂંડ જાગ્યા,
જાગ્યો શૃંગેથી ધીરે શ્રમ પરહરીને સ્ફૂર્તિલો માતરિશ્વા.
જાગ્યો, જાગ્યો, જગાડી કુદરત કલકિલ્લોલથી કુંજકુંજે,
વિસ્તાર્યો દીર્ઘ, જાગ્યા સુભગ મનુ કને, વારસો જાગૃતિનો.
હું યે મીઠી પરોઢે વનઅનિલતણાં માની આમંત્રણોને,
ઘાંટીની ચોકીએ જૈ ક્રમ ઊલટભર્યો સૃષ્ટિનો ન્યાળતો'તો.
ત્યાં ઘાંટી ઘેરી ઘોડાપૂર સમ વહી આવંતી દીઠી જ પોઠ,
ને ખોળો માનવીને પશુથી પ્રકૃતિમાંનો દીઠો ઊભરાતો.
જોઈ ઘેરો વિશાળો છલછલ વહતો પ્રાણકેરો પ્રવાહ,
આત્માના બંધ તૂટ્યા, રગરગ ધબકી સોગણા સત્ત્વવેગે.
શો એ મત્તપ્રવાહ! ધસમસ વહતી શક્તિનો ઘોષ શો એ!
સેવાનો બોજ પીઠે, પણ નવ ગણકારી ધસે સાંઢિયા, ને
કુક્કાડી ભાંભરીને અ વ ર પ ડ ખ માં શીગડાં ભેરવતા;
આ કાળા, ગોરિયા આ,—પરિચિતઉચ્ચારે સમાલી ય લેતા
ડાંગાળો માલધારી, પશુથકી નિજની ભિન્નતાનો ન દંભી,
ચાલે સ્વાસ્થ્યે ભરેલો, પ્રકૃતિપશુમહીં એક થૈ માનવી, ને
સોહે ર્હે ડાંગ લૈને કદમ ભરી રહી બેલ હકારતીનાં,
મોઘાં આકાશઊંડાં નયનસરમહીં તો સુહે દેવ જેવો.
લાદેલા સાંઢપીઠે, શિશુગણ ગણનાં જેહને આંગણા શા,
ડોલંતા ઢોલિયા, તે કમકપીઠ પરે ડોલી રહેતી ધરા શા.
વચ્ચે દોડી દૂંધાળા, વજનહીણ, ઉમગે ઘૂમે વાછડાઓ;
એની કૈં ઠેકડીઓ બટક બહુ કરે જાણી પોતા સરીખા.
ઘેલી વ્હેલે પરોઢે શ્રમિત બનતી કો પ્રેમપંથી કિશોરી,
સ્વીકારે બેલસ્વારી, અ નિ લ ફ ર ક તી ઘાબળીમાંથી ડોલે.
એના નિર્દંભ-રૂપે ન કસ ન કમખો, માત્ર સૌન્દર્યજ્યોતિ,
ને પોઠી હાંકવાને મસ પિયુ દીસતાં સ્વર્ગીલી પ્રેમમૂર્તિ.

આ એ, હા! એ જ મોટી અણખૂટ મનુવંશોતણી કારવાન,
સૃષ્ટિના બાલપ્રાતે પુનિત વહી હતી પૂર્વ ને પશ્ચિમે જે.
આજે આ એ જ આભે પ્રથમ સમ તપંતા પૂષનથી જ પ્રેરી,
પૃથ્વીખોળે વહંતી પ્રગતિ ધખી રહી પ્રાણધારા પ્રચંડ.
જેવી ર્‌હે ઉત્તરેથી ઊતરી બલવતી આર્યવીરોની પોઠ
વાંછી ર્‌હેતી વિસામા યુગયુગપથના ચૂરપે ભારતે જે;
ને એની એડી નીચે દ્રવિડકુલતણી, બર્બરોની, રિબાતી
માતેલી કારવાનો જીવનકલહ પ્રેરી ધપંતી સવેગ
ગોબી વીંધી વિશાળે જગપટ રગવા દોડતા મોંગલોની,
ગાઢી વીરત્વઘેરી પ્રલયરસભરી કારવાનો કરાલી;
ને પોઠો આરબોની ભમતી રતરતે નાખતી ક્યાંક ડેરા
ઊંડે વિશ્રામ કાજે અટકી તલસતી કો રણદ્વીપ શોધી;
નીલાનાં નીર છાંડી મિસરથકી મુસાપ્રેરી ઇસ્રૈલિટોની
જંગી ધીંગી જમાતો જતી દ્યુતિઘનથંભે પ્રભુપંથ પ્રેક્ષી,
પુણ્યાપૃથ્વીપુરાણી મનુજહૃદયની સંસ્કૃતિનાં હૂંફાળાં,
સ્થાપંતી ભવ્ય થાણાં સ્થલસ્થલ—પ્રભુની પ્રેરણાનાં નવાણો.
ને અગ્નિપૂજકોની નિજવતન તજી આવતી કારવાન
ઝૂકંતી ગુર્જરોને ગૃહતટ, ગુલવાડી શું છોડી , ઇરાન;
કાયા સોનાની ભોગે ગુલવતનતણી સંસ્કૃતિની સુવાસે,
સોહી ર્‌હેતી, દિશાઓ ભરતી નિજ મહાઆત્મમૂલા ખજાને;
સંગારો વ્હાણકેરી સ્વજનથકી તજ્યાં દુઃખિયાં યાત્રિકોની,
ધાન્યે ગોદામ લાદ્યાં પણ ન કણ મળ્યે દેશ છોડી જતાંની;
દૂરે સિંધુકિનારે રવિશશીઉડુની માત્ર મૈત્રી ભરોસે,
દેશાન્યે દૈન્યપ્રેરી જળપટ વહતી આંગ્લભૂખ્યાં દુખ્યાંની.
ને સ્વાતંત્ર્યાર્થી શૂરા પતિતદલિતના દેવદૂતોની મીઠી
ઉલ્લાસી કારવાનો યુવકયુવતીની, ક્રૂચ સૈબીરિયાને
કારાગારે, કરાલે કરતી, હસમુખી ભાવનાથી સિંચંતી,
મોંઘી માનવ્યવેલી ઉરછલત અમી પાઈ કુર્બાનીકેરાં.—
—ઘાટીચોકી વટાવી દૂર ડૂબી જતી એ પોઠના ધૂળગોટે,
ઝાંખી મેં સ્તબ્ધ નેણે ગઈ-ન-ગઈ યુગોની મહાકારવાનો.
કૂદી અદ્રિ અહીંથી તહીં જતી વણઝારો દીઠી, ને કતારો
સૂનાં સૂકાં રણોમાં કદમ બઢવતાં રેતીનાં જ્હાજ કેરી.
ને ન્યાળી સિંધુખોળે ધરતોદોંધ લઈ સંપત્તિસિદ્ધિ બ્હોળી
છૂટેલાં, બાણ જેવાં પવનપણછથી, વ્હાણની કારવાન.
સાચાં મોતીની દીઠી વીજળીશિંગડીએ શોભતી મેઘપોઠ,
ને તારાલાદી પેલી જગહિતવહતી વિશ્વવણઝાર ભવ્ય.

# ઈટાલી અને એબિસીનિયા

ગુલાબદાસ બ્રોકર

ઈટાલી અને એબિસીનિયા વચ્ચેના સમયપલટણે મેની શરૂઆતના દિવસોમા યુરોપના બીજા મહારાજ્યોને ચિંતા અને વિચારના કારણો આપ્યા હતા, અને કદાચ પહેલી જ વખત જીનીવામા ગંભીર એવી પરિસ્થિતિ ઊભી કરી દીધી હતી

ઈટાલીની આકાક્ષાઓને ઘેરી વળતો ગૂઢતાનો પટ આ ચિંતાઓને ઊભી કરવામા કારણભૂત હતો એમ કહેવામા આવે છે કે આ આખુ ય એબિસીનિયા પરત્વેનું ઈટાલીનુ સાહસ મુસોલિનીની પોતાની ઇચ્છા ઉપર જ યોજાયેલુ છે અને ઈટાલિયન જાણકારોએ તો તેની વિરુદ્ધ સલાહ આપેલી છે પણ આ બધાનો અર્થ શો છે? શુ મુસોલિનીને એબિસીનિયાને કબજે કરી ઈટાલીના મહારાજ્યમા ભેળવી દેવુ છે? શુ મુસોલિની પોતાના બળનો દેખાવ કરી એબિસીનિયાના લોકોને ભય પમાડી તે લોકો પાસેથી માગ પ્રમાણમા જમીન પડાવી લેવા માગે છે? જમીન—જેથી ઈરિટ્રિયા અને ઈટાલિયન સોમાલીલેન્ડ જોડાઈ શકે, અને ઈટાલીને વ્યાપારી અધિકારો પણ મળી શકે? અથવા તો, તે પોતે કોઈ કોઈવાર કહે છે તેમ, તે પોતે શાંતિનો એક મહાન ઉપાસક છે, અને આફ્રિકામા તો તેણે એટલા જ માટે રાજાવર લશ્કરો અને લશ્કરી સામાનો મોકલ્યા છે? કે એબિસીનિયામા લશ્કરની ભરતી જોઈને, એબિસીનિયાને ખૂબ લશ્કરી સરંજામ ખરીદતુ જોઈને અને ત્યાના અમીરઉમરાવોની નવી સરહદ સાધવાની વિચારણા સામે વિરોધ જોઈને પોતે મુંઝાયો છે? પણ આ છેલ્લી કલ્પના માનવાને માટે તો ઘણા થોડા માણસો જ તૈયાર છે પહેલા બે કારણોમાથી એક સ્વીકારવાને હવે કારણ રહ્યુ, અને એમ માનવાના કારણો વધતા જાય છે કે મુસોલિની જગત સમસ્તના વિરોધ છતા પણ વિજય અને સામ્રાજ્ય વધારવાના કાર્યમા રચ્યોપચ્યો રહેવા માગે છે જ

એબિસીનિયા સબંધેની ઈટાલીની ફરિયાદો અને તેના ભાષણોની ગર્જનાઓ છાપાઓના ધડાકા અને લડાયક તૈયારીઓએ વચ્ચે મોટો વિસંવાદ રહેલો છે ફરિયાદોનો એક વર્ગ તો ઈટાલિયન અને એબિસીનિયન સૈનિકોની વચ્ચે વાલ્વાલમા થયા તેવા ઝઘડાઓની સાથે સબંધ ધરાવે છે પરતુ આ તો ટાચણીઓના ઘા સરખુ ગણાય વર્ષો થયા મોરોક્કોની અને બીજી સરહદો ઉપર આથી પણ વધારે ખરાબ જાતના હુમલાઓ કન્ય લોકો શાંતિથી સહન કર્યે આવે છે એ કરતા પણ વધારે અસરકારક સરખામણી કરીએ તો એંગ્લો-ઇજિપ્શિયન સુદાનમા અંગ્રેજ સત્તાધારીઓએ વર્ષો સુધી ન દાબી શકતી હોય એવી ઇજિપ્શિયન જાતિઓનો મારો પોતાની સરહદ ઉપર સહન કર્યો છે, અને તે અટકાવવાને મોટી રકમોનો ખર્ચો પણ કર્યો છે, પણ એમણે પોતાનો મિજાજ ગુમાવ્યો નથી તેઓ આ પ્રમાણે વર્ત્યા છે, કારણ કે તેમને ખબર છે કે આ હુમલા કરનારને દબાવવા માટે એબિસીનિયન સરકારે પ્રામાણિકપણે પોતાથી બનતુ બધુ કર્યું હોય છે

ઈટાલિયન ફરિયાદોના બીજા વર્ગને સરહદની અચોક્કસ વ્યાખ્યા અને વાલ્વાલ, આફદુબ અને બીજી સરહદો પર આવેલા થોડા કૂવાઓ પરની હકૂમત સાથે સંબંધ છે. એમ કહેવાય છે કે ઈટાલીના સત્તાવાર નકશાઓ ૧૯૨૫ સુધી તો તકરારમાં પડેલાં આ વિસ્તારને એબિસીનિયાની સરહદમાં દોરતા હતા. પણ જો ઈટાલીનો દાવો સાચો હોય તો-પણ પ્રસ્તુત કૂવાઓ ઉજ્જડ, વૃક્ષહીન, ચારાને માટે પણ કામ ન આવે એવી નકામી ભૂમિને ભીંજવતા ખારા પાણીથી ભરેલા નકામા છે. અને સરહદની હદ ગમે ત્યાં દોરાઈ હોય તોપણ જેમ સેંકડો વર્ષો થયાં સરહદની બન્ને બાજુ પર રહેતી જાતિઓ પોતાનાં ઢોરોને પાણી તો તે કૂવાઓમાંથી પાતી આવી છે તેમ પાયે જ રાખે. તે વસ્તુ યુદ્ધનું કારણ ન બની શકે.

ઈટાલીની આ ચળવળે ફ્રાન્સ અને ગ્રેટબ્રિટનમાં જે ભય અને વિરોધ ઊભા કર્યા છે તેનાં વિવિધ કારણો છે. એ ભય અને વિરોધનો અમુક ભાગ તો નિર્બળ, નાના એબિસીનિયાને તેના સબળ દુશ્મનની સામે ઊભું રહેલું જોઈને તેના તરફની સહાનુભૂતિને અંગે ઊભો થયો હશે. અમુક ભાગ તો જે પ્રજાસંઘમાં એબિસીનિયાને અમુક વર્ષ પહેલાં ફ્રાન્સે દાખલ કરાવ્યું તે પ્રજાસંઘનું માન જળવાવું જોઈએ એ શ્રદ્ધા ઉપરથી ઉપસ્થિત થયો હશે. પરંતુ આ બધાં કરતાંયે વધારે વાસ્તવિક કારણો બતાવી શકાય તેમ છે.

૧૯૦૬ના ત્રિપક્ષીય કરારદ્વારા ગ્રેટબ્રિટન, ફ્રાંસ અને ઈટાલીએ એબિસીનિયાનું સ્વાતંત્ર્ય જાળવવાનું નક્કી કર્યું; પરંતુ એ સાથે પોતપોતાની જ વગ લાગી શકે એવા અમુક પ્રદેશો પણ નક્કી કર્યા. જીબુતીથી એડિસ અબ્બાબા સુધીના ટ્રેનના રસ્તા સંબંધમાં ફ્રેન્ચ લોકોએ પોતાના અમુક હક્કો બાંધ્યા. આસમાની નીલ નદીનાં મૂળોમાંના એકરૂપ સાના સરોવર ઉપર કોઈ પરદેશી સત્તા હકૂમત ન ચલાવે તેવા હક્કો બ્રિટનને મળ્યા. અને ઈટાલીએ તો એવી ચોખવટ કરી લીધી કે જો એબિસીનિયન સ્વાતંત્ર્યને કંઈ અડચણ આવી તો પોતાના ભાગ તરીકે ઈટાલી દક્ષિણ એબિસીનિયાને રાખી લેશે. એ ત્રિપક્ષીય કરારોમાં હમણાંના ઈટાલી અને ફ્રાન્સ વચ્ચેના કરારોથી સુધારો કરવામાં આવ્યો હતો. એ છેલ્લા કરારથી ઈટાલીને જીબુતીથી એડિસ અબ્બાબા સુધીના ટ્રેનના રસ્તામાં થોડો ભાગ મળ્યો. પરંતુ ફ્રાન્સ અને બ્રિટનની એવી ઇચ્છા તો નથી જ કે વિજયવંત ઈટાલી એબિસીનિયા માંહેના તેમના હક્ક કુંઆડી દે. અને ઈટાલીને તે લોકો આફ્રિકામાં એવી રીતે ગુંચવાઈ જવા દેવા નથી માગતા કે જેથી જર્મની સામેની ઈટાલી, ઇંગ્લંડ અને ફ્રાંસની નજરબંદીને હાનિ આવે.

એ નજરબંદીને બેમાંથી એક રીતે હાનિ આવે. જો ઈટાલી અને એબિસીનિયા વચ્ચે યુદ્ધ ફાટી નીકળે તો ઈટાલી ધારે છે એ કરતાં તેની વધારે શક્તિઓનો એ યુદ્ધમાં હ્રાસ થાય અને આર્થિક દૃષ્ટિએ તો તે ખાલી જ થઈ ગયું હોય. જે સમજી શકે છે તેવા એક પણ માણસને શંકા નથી કે યુદ્ધની કિંમત પૈસા અને લોહીમાં આકરી પડશે, અને પરિણામ અચોક્કસ રહેશે. એ પહાડી પ્રદેશ, એ ગરમ આબોહવા, અને ઇથિયોપિયન જાતિઓનું એ ઝનૂની લડાયક માનસ બહુ મોટા પાયા ઉપરના લશ્કરી કાર્યક્રમને અશક્ય બનાવી દે, અને તેમાં મોટી હાર ખાવાની શક્યતાઓ પણ સમાયેલી રહે જ. પરંતુ પ્રજાસંઘનાં મહારાજ્યોનું ઐક્ય બીજી રીતે પણ નષ્ટ થાય. જો પ્રજાસંઘ ઈટાલીને યુદ્ધ કરતું અટકાવવાને પોતાની સર્વ શક્તિઓનો વ્યય કરી નાંખે તો મુસોલિનીને ગુસ્સે કરી તેમાંથી

નીકળી જવાની વૃત્તિ થાય અને તેનું પરિણામ તો મુસોલિની અને હિટલરના જોડાણમાં આવે ઇટાલીના છાપાઓએ તો ગ્રેટબ્રિટન પ્રત્યે પુષ્કળ વૈમનસ્ય દાખવ્યું છે એટલું તો યાદ રાખવું જ જોઈએ કે મુસોલિનીને પોતાનું માન ગુમાવવું ઝાઝું પાલવે તેમ નથી, કારણ કે તો તો ઇટાલીની આંતરિક પરિસ્થિતિ—જે અત્યારે જ ખળભળી ગયેલી છે તેના ઉપર તેનો પ્રત્યાઘાત વિષમ થાય ગમે તે દૃષ્ટિએ જુઓ, પરંતુ એટલું તો નક્કી જ કે આવી રીતે ઉદ્ધતાઈથી આ સાહસ ખેડવામાં મુસોલિનીએ જે સ્થિતિ ઊભી કરી છે તેમાં ઘણા ભયો રહેલા છે

મેની ૭મી તારીખથી કટોકટીની સ્થિતિ શરૂ થઈ છે તે નિમિત્તે મુસોલિનીએ બે લાખ સિપાહીઓને આફ્રિકામાં લડાઈ માટે તૈયાર થવાનો હુકમ આપ્યો અને ઈંગ્લંડની પ્રજાને 'વસ્તુસ્થિતિની ગંભીરતા' ધ્યાનમાં લેવા સૂચના કરી સાથોસાથ જ સંસ્થાનખાતાના નાયબ મંત્રીએ (મુસોલિની પોતે સંસ્થાનખાતાનો પ્રધાન છે) જાહેર કર્યું કે "ગુલામીની પ્રથાવાળો ઈથિયોપિયા જેવો જંગલી દેશ આફ્રિકાના આટલા મોટા ભાગ ઉપર રાજ્ય કરે તે તિરસ્કારયોગ્ય જ ગણાય"

મેની ૧૦મીએ લંડન અને પશ્ચિમ સર્વ જગ્યાઓએ આ વિષયની રાજદ્વારી મંત્રણાઓ થઈ ઇટાલીની તૈયારીઓથી ચોંકી બ્રિટિશ અને અન્ય છાપાઓ રોમમાં બિનસત્તાધારી મંત્રણાઓની, સમૂહગત દબાણની અને દરમ્યાનગીરીની પણ સૂચનાઓ છાપવા લાગ્યા આથી પ્રેરાઈ મુસોલિનીએ ૧૪મી મેને દિવસે ઈટાલિયન સેનેટ સમક્ષ એક અસરકારક ભાષણ કર્યું એણે ચોખ્ખેચોખ્ખું કહી દીધું કે ઇંગ્લંડ અને ફ્રાન્સની વાતચીતોથી તેને ગુસ્સો ચડ્યો હતો તેણે કહ્યું કે ઇટાલીની ઇચ્છામાં આવે તેટલું લશ્કર ઇટાલી આફ્રિકામાં મોકલશે પોતાના સંસ્થાનોના રક્ષણ માટે ઘણી થોડી નહિ પરંતુ ઘણી ઝાઝી દરકાર ઇટાલી રાખશે અને આવી નાજુક બાબતમાં ઇટાલી કોઈની દરમ્યાનગીરી તો શું પણ શિખામણ પણ સાંભળશે નહિ તેમ સાથેસાથે સૂચક રીતે, આ બનાવનો શાંતિમય રીતે અંત આવે તેમ માનવાના 'ભ્રમ'ના ભયનો પણ તેણે ઉલ્લેખ કર્યો

આ અશુભ વાણીનો તેથીયે અશુભ પડઘો ઇંગ્લંડના છાપાઓએ પાડ્યો ફ્રાન્સ અને જર્મની જેવી પ્રજાઓ ઈથિયોપિયા જેવા દેશમાં હથિયાર મોકલે તેમાં રહેલા દોષનો તેમણે ઉલ્લેખ કર્યો જ્યારે પોતે જ સુદાનની સરહદ ઉપર લશ્કર જમાવવું હોય ત્યારે ઇટાલીની લશ્કરી તૈયારીઓનો વિરોધ કરવામાં રહેલા બ્રિટનના દંભનો તેમણે સામનો કર્યો તેમણે ભાર મૂકીને જણાવ્યું કે એબિસીનિયાના ગુલામોની પ્રથાવાળા જંગલી લોકો આફ્રિકાની સંસ્કૃતિ ઉપર એક કલંકરૂપ છે તેમણે જાહેર કર્યું કે ઇંગ્લંડ અને ફ્રાન્સે તો ઇટાલી એબિસીનિયાનો નાશ કરીને તેમના સંસ્થાનો ઉપરનો ભય પણ નાશ કરે છે એટલે રાજી થવું જોઈએ અને ૧૯૨૮ના કરારો મુજબ સમાધાની માટે કમિશનરો ન નીમવા માટે તેમણે ઈથિયોપિયન સરકાર સામે હલ્લો કર્યો

છાપાઓના આ ઉભરાઓમાં જેટલો દંભ હતો તેટલી જ અસંગતિ હતી જર્મનીએ એબિસીનિયા તરફ હથિયારો મોકલવાની વાતનો ઇનકાર કર્યો ઇંગ્લંડે સુદાનની સરહદને લશ્કરથી સુરક્ષિત રાખવાની વાતનો ઇનકાર કર્યો ઈથિયોપિયા ગુલામી પ્રથાનો નાશ કરવાનો પ્રયત્ન કરી રહ્યું જ છે મેની ૧૮મી તારીખે એબિસીનિયાના શહેનશાહ હેઈલ

સેલાસીએ આખા રાજ્યમાંથી ગુલામીની પ્રથાનો નાશ કરવાનો હુકમ ફેરવ્યો હતો. જૂનાં અમીરઉમરાવોવાળા એ રાજ્યમાં આ હુકમનો અમલ કરવામાં સમય તો જશે જ, પરંતુ શુભ શરૂઆત તો થઈ ચૂકી છે જ. અને સમાધાન માટે તો ૧૭મી મેને દિવસે, ચુંટાએલા બે ઈટાલિયન કમિશનરો સાથે એબિસીનિયાએ પણ પોતાના બે કમિશનરોનાં નામો આપી દીધાં હતાં. તેના પ્રતિનિધિઓમાં એક પીટમેન બી. પોટર નામનો અમેરિકન છે, અને બીજો આલ્બર્ટ દલા પ્રાદેલ નામનો ફ્રેન્ચમેન છે. પણ ઈટાલિયન સરકારે તો એ કમિશનને પહેલેથી જ પાંગળું કરી મૂક્યું હતું. તેણે તો ભાર દઈને જણાવ્યું કે તે કમિશને વાલ્વાલની સરહદના બનાવ વિષે જ તપાસ કરવી, અને જે ખાસ ઉપયોગી મુદ્દાઓ હતા—જેવા કે સરહદની વ્યાખ્યા બાંધવી અને સરહદ સંબંધીની સંધિઓના અર્થ કરવા—તેમને વિષે વિચાર કરવાનું પણ તેણે બાજુએ રાખવું.

ઈટાલીનો સમગ્ર વર્તાવ અને એબિસીનિયાના જંગલીપણા વિષેનો તેનો દંભ યુદ્ધજનક જ લાગ્યો. જ્યારે વરુ ઘેટાની ગુનેગારી વિષે તેને દમ મારવા બેસે ત્યારે ઘેટું જરૂર ગભરાય. મેની ૨૦મી તારીખે ભરાયેલી પ્રજાસંઘની સમિતિની ૮૬મી બેઠકમાં કૅપ્ટન ઇડને બતાવેલું નીડર નેતૃત્વ આના પરિણામરૂપ ગણાય. પોતાની ફરજોમાંથી છટકી જવું પ્રજાસંઘ માટે હવે અશક્ય થઈ પડ્યું. મેની ૧૬મીના તેમના સુંદર ભાષણમાં વાઇકાઉન્ટ સેસીલે જણાવ્યું કે પ્રજાસંઘના મિત્રો તેને તેની ફરજમાંથી છટકવા દેશે નહિ. તે ઉપરાંત બ્રિટિશ અને ફ્રેન્ચ સરકારોએ જાહેર કર્યું કે મુસોલિનીએ સ્ટ્રેસા પરિષદ વખતે આપેલાં વચનો તેમને ઈટાલીને સલાહ આપવાનો અધિકાર બક્ષતાં હતાં. ઇડન અને ઈટાલીનો પ્રતિનિધિ બૅરન એલોઈઝી મેની ૧૯મી તારીખે જીનીવામાં આવ્યા. બીજે દિવસે એબિસીનિયાના શહેનશાહ હેઈલ સેલાસીએ ઈટાલીના આક્રમણમાંથી પોતાના દેશને બચાવવાની એક અસરકારક તારદ્વારા પ્રજાસંઘને વિનંતિ કરી, અને ઇડન અને એલોઈઝીએ પોતાની ખાનગી મંત્રણાઓ શરૂ કરી.

મુસોલિનીને ગમે નહિ તેવાં સત્યો—જેથી પોતાનું ભવિષ્ય જોખમાય તેવાં સત્યો—બૅરન એલોઈઝીએ સંભળાવવા છતાં પણ જ્યારે મુસોલિની અચળ રહ્યો, ત્યારે કૅપ્ટન ઇડને ફ્રેંચ પરદેશખાતાના પ્રધાન મોં. લાવાલને પોતાને મદદ કરવા વિનંતિ કરી. જે કરારોએ મુસોલિનીને પૂર્વ આફ્રિકામાં થોડી છૂટછાટો આપી હતી તે રોમના કરારોમાં આ વર્ષની જાન્યુઆરીની ૮મી તારીખે સહી કરનાર આ મોં. લાવાલ જ હતો. તેથી તે જોરદાર રીતે મુસોલિની સાથે કામ લઈ શકે તેવી સ્થિતિમાં હતો. અને જોરદાર રીતે જ તે કૅપ્ટન ઇડનની મદદે દોડી આવ્યો. આ બન્નેએ ઈટાલીના સર્વસત્તાધીશને ચેતવણી આપી કે જો તે નમતું નહિ આપે તો તે લોકો આ ઝઘડાને પ્રજાસંઘના આર્ટિકલ ૧૫મા તળે લઈ જશે અને સંપૂર્ણ તપાસ કર્યા બાદ તે તપાસનું પરિણામ જગત સમક્ષ રજૂ કરશે. પોતાની આફ્રિકાની વેતરણો જગત સમક્ષ વિરોધી અહેવાલદ્વારા પ્રગટ થાય તે ઈટાલીને પોસાય તેમ નહોતું. મેની ૨૨થી ૨૪ તારીખ સુધી ત્રણ દિવસ માટે મુસોલિની નમતું આપે છે કે નહિ, અને આપે છે તો કયી રીતે આપે છે, તેની રાહ જગતે જોઈ. છેવટે ૨૫મી તારીખે જગતને જાણ થઈ કે આગલી રાત્રે બહુ મોડામોડા ઈટાલીએ

નમતું આપ્યું હતુ, અને બે ઠરાવો તેણે કબૂલ કર્યા હતા કે જે ઠરાવો સમિતિએ તુરતા-તુરત પસાર કર્યા હતા

* * *

આ છતા પણ હજી મુસોલિનીને યુદ્ધ જોઈતું હોય તેમ જ લાગતુ હતુ હજી તો મેની ૨૫મીએ પ્રતિનિધિઓએ જીનીવા છોડયુ નહિ હોય, તેટલામા તો ઈટાલીના સર્વસત્તાધીશે ઈટાલીના ઉદ્યોગીઓની સભામા એક નવુ અને ગરમાગરમ ભાષણ કર્યું કદાચ પોતે નમતુ આપ્યુ હતુ તે પછી પણ પોતાનો વટ જાળી રાખવા આવુ બોલાયુ હોય, પણ વધારે સાચુ તો એ લાગતુ હતુ કે એ પોતાની પ્રજાને ખાતરી આપવા માગતો હશે કે પોતે જે નમતુ આપ્યુ છે તેનો કઈ અર્થ જ નથી તેણે એબિસીનિયા ઉપર બે ભયકર ગુનાઓનુ આરોપણ કર્યું' ૧૯૨૯મા તે પોતાના લશ્કરની પુનર્વ્યવસ્થા કરવા માડ્યુ હતુ, અને ૧૯૩૦મા તે લડાયક સરજામ પેદા કરવા માડ્યુ હતું તેણે ઈગ્લિશ્યન પ્રજાજનોને ઇરિટ્રિયા અને સોમાલીલેન્ડના રક્ષણ માટે તૈયાર રહેવા હાકલ કરી તેણે કહ્યુ કે આવુ સમાધાનીના પ્રયાસો તો વાલવાલના બનાવપૂરતા જ રહેશે અને તે 'વિષય સબધી પણ ઝાઝો ભ્રમ ન સેવવા'ની સલાહ આપી તેણે જાહેર કર્યું કે ઈટાલીના મસ્તક સામે નિરતર તકાયેલી સગીન જેમ એબિસીનિયા રહી શકશે નહિ અને 'ઈટાલી બધી—છેવટ સુધીની પણ—જોખમદારી સ્વીકારવાને માટે તૈયાર છે,' તેમ કહીને તેણે પોતાનુ ભાષણ ખતમ કર્યું આ બધુ કદાચ અન્તરરૂપે પણ વપરાયુ હોય એવો દુ ખદ સભવ તો ગ્રીસ ઉપર કોર્ફુ ખાતે થયેલા અત્યાચારની પુનરાવૃત્તિની પ્રસ્તાવના જેવા દેખાય છે તે અત્યાચાર દબાવી દેવામા યુરોપને વિજય મળ્યો હતો. અત્યારે યોજાઈ રહેલા આ અત્યાચારને તે નહિ અટકાવી શકે ?*

---

## 'એ' ની અવકૃપા

ઉમેશ કવિ

પ્યાલામહીં ભરી આ વિસ્મરણવિષ ઘોળ્યું,  
ઢોળ્યુય ને પછી કા ને ફેર ભરી જાતી ? ૧  
દૃષ્ટિમિલાપ દીપે પૂરેલ તેલ આશા,  
વિશ્વાસજ્યોત ફૂંકી કા વામ કરી જાતી ? ૨  
પહેલા ગણેલ પ્યારો સીંચેલ હૃદયક્યારો,  
ન્યારો ગણી નિહાળી કા શુષ્ક કરી જાતી ? ૩  
સાથે લઈ તને હુ મનહોજમાહીં ડૂબુ,  
વ્યાકુળ બનાવી કા બાહેર તરી જાતી ? ૪  
તુને નિહાળવાને તલસી રહેલ તોરી—  
આતુર આખમાથી તુ કેમ સરી જાતી ? ૫

---

* 'કરન્ટ હિસ્ટરી' જુલાઈ, ૧૯૩૫માથી, લેખક એલન નેવિન્સ.

# માનસપૃથક્કરણશાસ્ત્રના પ્રવાહો

નરોત્તમભાઈ પટેલ

માનસપૃથક્કરણશાસ્ત્ર એક પદ્ધતિસર શાસ્ત્ર તરીકે જગત સમક્ષ વીસમી સદીના પહેલા દશકામાં મુકાયું. મનુષ્યની કેટલીક સ્વાભાવિક વૃત્તિઓને દાબી દેવાથી; યોગ્ય દિશામાં વહેવા ન દેવાથી, વિકૃતિ થાય છે અને એ વિકૃતિને લીધે આખા જીવનમાં ઝેર રેડાય છે. આ વિકૃતિઓ હિસ્ટીરિયા, ગાંડપણ અને બીજા કેટલાક માનસિક રોગોરૂપે બહાર આવે છે. માનસપૃથક્કરણશાસ્ત્રના અભ્યાસી દાક્તર દાબી દીધેલી વૃત્તિના પ્રવાહને યોગ્ય દિશામાં વાળે છે. માનસિક રોગથી પીડાતા દરદી પાસેથી તે કુનેહથી વાતો કઢાવે છે, એનો પ્રેમ જીતી લે છે, અને દરદીના સાચા હિતેચ્છુ હોય એવી રીતે વર્તે છે. આવા દરદીઓનો મોટો ભાગ સ્ત્રીઓ હોય છે, એટલે એમને માટે શ્રદ્ધા સ્વાભાવિક હોય છે. દાક્તર દરદીની વિચારમાળા પર પૂરતું ધ્યાન આપે છે. વિચારોને અને જીવનના બનાવોને છૂટથી, વિના-સંકોચે કહે એવા સંજોગો ઊભા કરે છે. છેવટે એવી સ્થિતિ લાવી મૂકે છે કે જે વિચારે દરદીના જીવનમાં ભારેમાં ભારે અસર કરી હોય અને જેને લીધે એની માનસિક વિકૃતિ થઈ હોય એ વિચાર દાક્તરને કહ્યા સિવાય રહી શકાતું નથી. હંસ જેવી રીતે પાણી અને દૂધ જુદાં તારવી કાઢે છે તેવી રીતે વિચારોના ગૂંચળામાંથી કયા વિચારને લીધે દરદીની માનસિક વિકૃતિ થઈ છે તે દાક્તર શોધી કાઢે છે. શાને લીધે વિકૃતિ થઈ છે એનું દરદીને ભાન થયા પછી લાગણીનો પ્રવાહ દાક્તર તરફ વળે છે. કેટલાક કિસ્સા એવા ગુંચવાઈ જાય છે કે દાક્તર તરફ વળેલા લાગણીના પ્રવાહને સામાન્ય સ્થિતિ પર મૂકવો મુશ્કેલ થઈ પડે છે. દરદી જ્યારે સામાન્ય સ્થિતિ પર આવી જાય છે ત્યારે દાક્તર માટેનો રાગ પણ કાયમ રહેતો નથી, અને સામાન્ય મનુષ્યોના જેવું વર્તન વર્તે છે. આ રીતથી છેલ્લા મહાન યુદ્ધ વખતે યુરોપમાં ઘણાય માનસિક રોગથી પીડાતા દરદીઓને સારા કરવામાં આવ્યા હતા, અને આ શાસ્ત્ર દિવસેદિવસે સુધરતું અને વિકસતું જાય છે.

જ્યારે વિજ્ઞાનની શોધ થઈ નહોતી ત્યારે રોગોને સારા કરવા માટે ખાસ કરીને કુદરત પર આધાર રાખવામાં આવતો. શરીરનું અંગ કોહી ગયું હોય તો તેને માટે કુદરતી ઉપચાર કરાવાતા. વિજ્ઞાનની શોધ થયા પછી શસ્ત્રક્રિયાની મદદથી કોહી ગયેલા ભાગને કાપીને કાઢી નાંખી એ અવયવ જલદી સારું કરી શકાય છે, તૂટી જતી જીવનદોરીને સાંધી શકાય છે. આ રીતે વિજ્ઞાને કુદરતના કામને મનુષ્યની દૃષ્ટિએ ઘણું સરળ કરી મૂક્યું. તેવું જ માનસ-પૃથક્કરણશાસ્ત્રનું છે. એ શાસ્ત્રની શોધ થયા પહેલાં લોકો માનસિક રોગોને મટાડવાને ધર્મ, ભૂવા, જતિ વગેરે પર આધાર રાખતા. વીસમી સદીના ચોથા દશકામાં પણ મોરનાં પીછાંની નાનકડી ઝારી ( પીંછી ) અને લીંબુના શસ્ત્રથી હિસ્ટીરિયાના કેસોને સારા કરવાની હામ ભીડનાર ભૂવા, જતિ વગેરે ' માનસપૃથક્કરણશાસ્ત્રીઓ ' અને એમાં શ્રદ્ધા મૂકનાર માણસોની આપણા દેશમાં ખોટ નથી! માનસપૃથક્કરણશાસ્ત્ર પણ માણસનું

વિજ્ઞાન છે, માનસિક વિકૃતિ જેવી કે ગાંડપણ, હિસ્ટીરિયા, વગેરે રોગોથી સડવા માંડેલા મગજ પર વૈજ્ઞાનિક રીતની શસ્ત્રક્રિયા છે.

આ શાસ્ત્રની શોધ થયા પહેલાં યુરોપમાં દા. બ્રુઅર, દા. ફ્રોઈડ જેવા મહાન દાક્તરો હિપ્નોટિઝમની મદદથી માનસિક રોગોને સારા કરવાના પ્રયોગો કરતા હતા. હિપ્નોટિઝમથી માનસિક રોગ તાત્કાળિક સારા થતા, પરન્તુ ફરીથી ઊથલો મારવાના ઘણા કિસ્સાઓ હોસ્પિટલમાં આવતા. તેથી કરીને હિપ્નોટિઝમના પ્રયોગ પર દાક્તરોને શકા આવવા માંડી. આખરે દા. ફ્રોઈડના ગુરુ બ્રુઅરે માનસપૃથક્કરણશાસ્ત્રની મદદથી એક દરદી સારા થયાનો કિસ્સો દા. ફ્રોઈડ આગળ વર્ણવ્યો. ખંતીલા શિષ્યને આજ સુધી છુપાઈ રહેલા જ્ઞાનભંડારની ચાવી મળી ગઈ. એની મહેનત અને ખંતમાંથી જગતને આશીર્વાદરૂપ માનસપૃથક્કરણ-શાસ્ત્રનો જન્મ થયો. દા. બ્રુઅર આ શાસ્ત્રના જનક અને દા. ફ્રોઈડ એને મહેનત અને ખતથી પાળી પોષીને જગત સમક્ષ મૂકનાર પાલકપિતા.

સામાન્ય રીતે દરેક મનુષ્ય જુદીજુદી રીતે વિચાર કરે છે. દરેકની માનસિક દુનિયા જુદી હોય છે. એક જ મનુષ્યમાં વિરોધી તત્ત્વોનો આભાસ થવાથી વધારે ગુંચવણ ઊભી થાય છે. આમ છતાં પણ કેટલાક એવા મૂળભૂત સર્વસામાન્ય નિયમો હોય છે કે જે બધાને અસર કરી શકે છે. આકાશમાં કેટલાંય સૂર્યો, ગ્રહો, ઉપગ્રહો અને નક્ષત્રમંડળો છે. એ દરેકની દુનિયા જુદી હોય છે, ગતિ પણ જુદી હોય છે. છતાં એ બધાં ગુરુત્વાકર્ષણના સામાન્ય નિયમને વશ હોય છે. એવી જ રીતે મનુષ્યોનું પણ છે. દરેકના વિચારમાં, જીવનની રહેણીકરણીમાં ભલે આકાશપાતાળ જેટલો ફેર હોય, છતાં કેટલીક મૂળભૂત લાગણીઓ બધામાં સામાન્ય હોય છે, અને એના ઉપર જીવનની ઇમારત રચાયેલી હોય છે. દા. ત., જાતિ (sex) નું આકર્ષણ—પુરુષનું સ્ત્રી પ્રત્યે અને સ્ત્રીનું પુરુષ પ્રત્યેનું આકર્ષણ—બધામાં સામાન્ય છે. કયી સ્વાભાવિક લાગણી ઉપર મનુષ્યના જીવનનો પાયો ચણાયેલો છે એ વિષે માનસપૃથક્કરણશાસ્ત્રીઓમાં ભારે મતભેદ છે. વિયેનાના ફ્રોઈડે આ દિશામાં કામ કરવા માંડ્યું એટલે દા. એડલર અને ઝુરીચથી દા. યુગ શિષ્યો તરીકે આ વિદ્યા શીખવા આવ્યા. થોડાં વર્ષ સાથે કામ કર્યા પછી ઈ. સ. ૧૯૧૦થી એડલરને ફ્રોઈડના મન્તવ્ય પર શંકા આવવા માંડી એટલે એણે છૂટા પડી પોતાની દિશામાં સ્વતંત્ર રીતે કામ કરવા માંડ્યુ યુંગે શરૂઆતમાં ફ્રોઈડના મતને ટેકો આપતાં પુસ્તકો પણ બહાર પાડ્યાં, પરંતુ પાછળથી એનો વિચારપ્રવાહ પણ ફ્રોઈડથી જુદો પડ્યો. માનસપૃથક્કરણશાસ્ત્રના આ ત્રણ મુખ્ય સ્તભોના વિચારો કયી દિશામાં વહે છે તે જોઈએ.

દા. ફ્રોઈડ માને છે કે મનુષ્યના જીવનનો મુખ્ય આધાર જાતિ પર અવલંબે છે. સામાન્ય ઉપયોગમાં આપણે જાતિનો જે સંકુચિત અર્થ કરીએ છીએ એનાથી ઘણા વિસ્તૃત અર્થમાં ફ્રોઈડ એ શબ્દનો ઉપયોગ કરે છે. જાતિની ઇચ્છા મનુષ્ય જ્યારે પુખ્ત ઉંમરે પહોંચે છે ત્યારે એ એક ફુટી નીકળે છે એમ નથી, પરન્તુ એ ઇચ્છા જન્મથી જ જીવન સાથે જડાયેલી છે: બાળક રસપૂર્વક સ્તનપાન કરે છે, શા માટે? ભૂખ મટાડવી, અને શરીરનું પોષણ કરવું એ મુખ્ય કારણો નથી; પરન્તુ એમાં એને રસ પડે છે, આનંદ આવે છે, માતા પ્રત્યેની જાતિની નિષિદ્ધ ઇચ્છા—incest sexual desire—સંતોષાય છે એ મુખ્ય કારણ છે. સ્તનપાન પછી બાળક માતાના સ્તનને મોંમાં રાખીને જે ઊંઘ લે

છે તેને ફ્રૉઈડ જાતિના અનુભવ—sexual experience—પછી પુખ્ત ઉંમરના માણસને આવતી ઊંઘની સાથે સરખાવે છે. સૂતાં સૂતાં, પગ હલાવતી વખતે, બન્ને સાથળો ઘસવામાં, અંગૂઠો ચૂસવામાં, રબરની તોટી ચૂસવામાં અને નગ્ન રહેવામાં બાળકને આનંદ પડે છે. જાતિય ઇચ્છાનો સંતોષ થાય એ ક્રિયામાં બાળક વધારે રસ લે છે. માતાપિતાનો બાળક પ્રત્યે અને બાળકનો માતાપિતા પ્રત્યે કવિઓ અને લેખકો વર્ણવે છે તેવો શુદ્ધ પ્રેમ નથી, પરંતુ કુટુંબ અને સમાજની વ્યવસ્થા માટે નિષેધોની દીવાલો ચણીને ઊભી કરેલી વસ્તુ છે. *Totem and Taboo* નામના પુસ્તકમાં દા. ફ્રૉઈડ જંગલી જાતિઓના દાખલા લઈને આ વસ્તુ સાબિત કરવા પ્રયત્ન કરે છે. નાનો છોકરો બાળપણથી જ માતાને ચાહે છે અને પિતાને પોતાના હરીફ તરીકે જુએ છે. તેવી જ રીતે નાની બાળકી પિતાને ચાહે છે અને માતાને હરીફ માને છે. આનું સમર્થન કરતાં ફ્રૉઈડ ઓડીપસ Oedipus રાજાનો દાખલો આપે છે. ઓડીપસ રાજાએ પોતાના પિતાને મારી નાંખીને માતા સાથે લગ્ન કર્યું હતું. આ વૃત્તિ બધામાં રહેલી છે. માનસિક રોગોના કારણના મૂળમાં માતાપિતા પ્રત્યેની જાતિની નિષિદ્ધ ઇચ્છા—incest sexual desire—છે એમ ફ્રૉઈડ કહે છે. જીવનમાં જાતિ સિવાય બીજાં તત્ત્વો કામ કરતાં નથી એમ ફ્રૉઈડનું કહેવું નથી, પરંતુ એનું કહેવું એમ છે કે સમાજના કેટલાક નિષેધો અને બીજાં કારણોને લીધે મનુષ્યે જાતિની સ્વાભાવિક લાગણીને કૃત્રિમ રીતે વધારેમાં વધારે દાબી દીધી છે. જાતિને અયોગ્ય રીતે દાબી દેવાથી વધારેમાં વધારે વિકૃતિ થઈ છે, અને એ વિકૃતિની જીવન ઉપર ભારે અસર પડે છે. ફ્રૉઈડ અને એના શિષ્યો તો જે માનસપૃથક્કરણશાસ્ત્ર જાતિના પાયા પર રચાયું નથી તેને માનસપૃથક્કરણશાસ્ત્ર માનવા જ તૈયાર નથી. જીવનના દરેકેદરેક ભાગ પર જાતિ અસર કરે છે. મનુષ્યની ઉચ્ચતમ સંસ્કૃતિ, કળા, સાહિત્ય, સંગીત અને સમાજના ઘડતરમાં પણ જાતિએ મોટામાં મોટો ફાળો આપ્યો છે. જે મનુષ્યને જાતિજીવનમાં સંતોષ નથી, એનું જીવન ઘણું અવળે રસ્તે વહે છે. હિસ્ટીરિયા, ગાંડપણ વગેરે માનસિક રોગોનું કારણ પણ જાતિ જ છે એમ ફ્રૉઈડ ભારપૂર્વક કહે છે.

જાતિની સ્વાભાવિક લાગણીની કંઈ અસર ન પડતી હોય એવા વીરલાઓ પણ જગતમાં જોવામાં આવે છે. જો એક પણ મનુષ્ય જાતિની અસર નીચે નથી એમ સાબિત થાય તો ફ્રૉઈડની માન્યતા સર્વસામાન્ય નથી એમ કહી શકાય. પરંતુ એને માટે પણ જવાબ છે. એ કહે છે કે જાતિનું પણ ઊર્ધ્વરોહણ ( sublimation ) કરી શકાય છે, અને એ રીતે જાતિની શક્તિનો સારામાં સારો ઉપયોગ કરી શકાય છે. બન્ને કિનારા સુધી પાણીથી છલોછલ ભરેલી નદી રોજના હજારો અને લાખો ટન પાણી અગાધ સમુદ્રમાં ઠાલવે છે. એ પાણીથી સમુદ્રને ખાસ દેખીતો ફાયદો નથી. કોઈ કુશળ ઇજનેર નદીમાંથી નહેર કાઢી કિનારાની આજુબાજુના વેરાન પ્રદેશને પણ પાણી આપી લીલાછમ બાગના રૂપમાં ફેરવી શકે છે. એવું જ જાતિ વિષે છે. જાતિના આખા પ્રવાહને કોઈ ઉચ્ચ ધ્યેયને પ્રાપ્ત કરવા તરફ વાળી દેવામાં આવે, તો એ મહાપુરુષનું જીવન જાતિરહિત લાગે. જેના દિલમાં ગરીબોને માટે અતિશય લાગણી હોય, અને એના દુઃખે દુઃખી અને એના સુખે સુખી થતો હોય, દેશની દરિદ્રતા અને ગુલામી અવસ્થા માટે ખૂબ લાગણી હોય, તે પોતામાં રહેલો જાતિનો પ્રવાહ પોતાનું ધ્યેય સિદ્ધ કરવા વાળી દે છે. આવા પુરુષો આંગળીને વેઢે ગણી શકાય એટલા જ હોય છે. યોગ ઊર્ધ્વરોહણના સિદ્ધાંત ઉપર રચાયેલો છે.

ખરા મનુષ્ય થવાની અથવા તો સત્તા માટેની ઇચ્છા પર મનુષ્યના જીવનનો આધાર રહેલો છે એમ ડા. એડ્લર માને છે એટલે કે 'અહં'વૃત્તિ અને એ હુંપદ સાબિત કરવાના પ્રયત્ન પર જીવનનો પાયો ચણાયેલો છે નાના બાળકથી માંડીને બધામા આ તત્ત્વ મુખ્ય ભાગ ભજવે છે નાનુ બાળક પથારીમા શાંત પડી રહેતુ નથી એ બૂમો પાડીને હાથપગ હલાવે છે એમા બીજા ઉપર કાબૂ મેળવવાની—સત્તા પ્રાપ્ત કરવાની—ઇચ્છાનું સૂચન છે નાનો છોકરો બાપને પોતાનો હરીફ માને છે એનુ કારણ ફ્રાઇડને માતા પ્રત્યેની જાતિની નિષિદ્ધ ઇચ્છા લાગે છે, જ્યારે એડ્લર સત્તા મેળવવાની ઇચ્છાને કારણ તરીકે માને છે રાજ્ય પ્રાપ્ત કરવા માટે બાપને કેદ કર્યાના દાખલા ઇતિહાસમા મળી આવે છે લડાઈ, ઝગડા, સ્વદેશપ્રેમ, સમાજસેવા વગેરે બધાના મૂળમા સત્તા મેળવવાની ઇચ્છા એડ્લરના કહેવા પ્રમાણે મોટો ભાગ ભજવે છે તદ્દન સામાન્ય મનુષ્યથી માંડીને મોટા પુરુષો સુધ્ધાં આ નિયમને વશ થઈને ચાલે છે સત્તા મેળવવાની હરીફાઈને લીધે જ જગતમા સર્વદેશીય વિકાસ થયો છે સત્તા પ્રાપ્ત કરવાને માટે માનસિક અને શારીરિક બળ જોઈએ, પુરુષાર્થ જોઈએ એટલે જ એડ્લર ભારપૂર્વક કહે છે કે માનસિક સ્થિતિ અને શરીરના અવયવોની રચના મનુષ્યનુ ભાવી નક્કી કરનાર છે જાતિ અને બીજા તત્ત્વો એની દૃષ્ટિએ ગૌણ છે સત્તા મેળવવાના પ્રયત્નમા જો મનુષ્યને નિષ્ફળતા મળે, તો એ માનસિક રોગોનો શિકાર થાય છે અને હિસ્ટીરિયા, ગાંડપણ વગેરે નાના રૂપમા માનસિક વિકૃતિઓ દેખા દે છે

યુંગ આ બન્નેથી જુદો પડે છે એ કહે છે કે મનુષ્યમા જાતિનુ આકર્ષણ અને સત્તા મેળવવાની ઇચ્છા એ બન્ને વસ્તુ છે પરંતુ એ બન્નેનુ એવી રીતનું મિશ્રણ થયુ છે કે બન્નેના ગુણધર્મો મટી જઈને ત્રીજી જ વસ્તુ ઊભી થાય છે આક્સિજન અને હાઇડ્રોજન બન્નેના ગુણધર્મો જુદાજુદા છે પરંતુ જ્યારે બન્નેનું અમુક પ્રમાણમા મિશ્રણ થાય છે ત્યારે નથી એમા આક્સિજનનો ગુણ રહેતો કે નથી હાઇડ્રોજનનો ગુણ રહેતો, પરંતુ જુદા જ ગુણધર્મ ધરાવતા પાણીની ઉત્પત્તિ થાય છે. યુંગની માન્યતા પ્રમાણે બાળકને કેટલાક ગુણો જન્મથી જ વારસામા મળે છે એને જન્મથી જાતિની સ્વાભાવિક ઇચ્છા હોતી નથી ચાર વર્ષ સુધી તો બાળક કલ્પનાસૃષ્ટિમા જ રમે છે ફ્રાઇડ જેને માતા પ્રત્યેની જાતિની નિષિદ્ધ ઇચ્છા કહે છે તેને યુંગ બાળકની માતાની ગોદમા આરામ માટે સમાઈ જવાની—જ્યાથી જન્મ્યુ ત્યાથી બાળકની ફરીથી જન્મવાની ઇચ્છા કહે છે બાળકને માતા પ્રત્યે જાતિની નિષિદ્ધ ઇચ્છા હોતી નથી, પરંતુ માતા પ્રત્યે પ્રેમ હોય છે દરેક બાળકમા માતાપીતા પ્રત્યે જાતિની નિષિદ્ધ ઇચ્છા રહેલી છે એના સમર્થનમા ફ્રાઇડ રાજા ઓડીપસ પિતાને મારીને માતાને પરણ્યો એ દાખલો આપે છે યુંગ ફ્રોઇડના આ કથનનો વિરોધ કરે છે એ કહે છે જુવાન સ્ત્રીની સરખામણીમા ઘરડી સ્ત્રીને ભાગે જ પસંદગી અપાય પિતાને મારી નાખીને માતા સાથે લગ્ન કર્યાના અને બહેન સાથે ભાઈએ લગ્ન કર્યાના છૂટાછવાયા દાખલા અમુક વખતમા અમુક જાતિમા બન્યા હોય, એથી કરીને એમ સાબિત થતુ નથી કે એની પાછળ જાતિની નિષિદ્ધ ઇચ્છા જ કામ કરે છે આવા લગ્નો જાતિના આકર્ષણથી થયેલા લગ્નો નથી, પરંતુ મોટે ભાગે પ્રથા અને વહેમને લીધે થયેલા લગ્નો છે કેટલાક વંશોમા લોહી શુદ્ધ રાખવા માટે જ બીજું લોહી ન ભળે એટલા માટે ભાઈબહેનોના લગ્ન કરવામા આવતા જંગલી જાતિઓમા વહેમ અને રૂઢિને લીધે આવા

લગ્નો થનાં હોય તેથી કરીને સંસ્કૃતિના રંગે રંગાયેલી પ્રજામાં પણ એ જ ઇચ્છા જન્મથી પ્રબળ છે એમ ઠોકી બેસાડવું યોગ્ય નથી. યુંગના મત પ્રમાણે બાળકનો માતા પ્રત્યેનો પ્રેમ ( જાતિની ઇચ્છારહિત ) એ મુખ્ય વસ્તુ છે. પુખ્ત ઉંમરે પહોંચ્યા પછી પણ એ પ્રેમ કાયમ હોય છે. કેટલાક માણસોને મોટી વયે પણ બાળકની પેઠે કલ્પનાસૃષ્ટિમાં રમવાની ટેવ હોય છે. વળી એ વયે માતાથી જુદું જીવન ગાળવાની અને જીવનને અમુક રીતે ઘડવાની પ્રબળ ઇચ્છા પણ હોય છે. એક તરફ માતા પ્રત્યેનું સ્વાભાવિક આકર્ષણ અને બીજી તરફ એનાથી જુદા પડીને જીવન ઘડવાની ઇચ્છા એ બે બળો વચ્ચે જીવનભર ગજગ્રાહ ચાલ્યાં જ કરે છે. મનુષ્યના પુરુષાર્થની કસોટી કરતાં આ મુખ્ય પ્રયત્નને યુંગ આત્મભોગની ભાવના કહે છે. પુખ્ત ઉમરે પહોંચેલા પુરુષ અથવા સ્ત્રીની ઇચ્છાઓ સંતોષાય એવું, તડકા અને છાંયડાવાળું, સાચું જીવન અનુભવવાને માટે બાળકની અજ્ઞાત કલ્પનાનાં ઉડ્ડયનો, લાગણી, ઇચ્છા, તેમજ બિનજવાબદારીનો ભોગ આપવો પડે છે. આત્મભોગની ઉચ્ચતમ ભાવના મનુષ્યના પ્રાચીન ધર્મ અને પૌરાણિક વાર્તાઓમાં તેમજ પ્રાચીન અને અર્વાચીન સાહિત્યમાં યુંગને મળી આવે છે. યુંગ *Psychology of the Unconscious* 'અજ્ઞાત મનનું માનસશાસ્ત્ર' નામના પુસ્તકમાં આ દૃષ્ટિબિંદુ ઝીણવટથી સમજાવે છે, જોકે એ પ્રદેશમાં એ જરા અગમ્ય લાગે છે ખરો. પ્રેમ અને શક્તિના સનાતન ગજગ્રાહમાં જ્યારે મેળ પડતો નથી, સમતોલપણું જળવાતું નથી, ત્યારે યુંગની માન્યતા પ્રમાણે મનુષ્ય માનસિક સમતોલપણું ગુમાવી બેસે છે અને માનસિક રોગોનો ભોગ થઈ પડે છે.

આ પ્રમાણે ફ્રોઇડ અને એડલરના સંકુચિત દૃષ્ટિબિંદુને વિસ્તારવાનો યુંગે પ્રયત્ન કર્યો છે. એડલરની પેઠે યુંગ ફ્રોઇડના મતને તદ્દન નકારતો નથી. ફ્રોઇડની કેટલીક શોધોને એ સ્વીકારે છે, પરંતુ જાતિ પર મૂકેલા વધારેપડતા ભારને નમ્રતાપૂર્વક નકારે છે. ફ્રોઇડ વખત આવે યુંગ પર પ્રહાર કરે છે અને પયગમ્બર થવાનો પ્રયત્ન કરનારની ઉપાધિ પણ આપી દે છે.

માનસપૃથક્કરણશાસ્ત્રના આ ત્રણ પ્રવાહો જ મુખ્ય છે. બીજા કેટલાક માનસપૃથક્કરણ-શાસ્ત્રીઓ એકમાં કંઈ ભૂલ કાઢે અને બીજાનું કંઈક વખાણી પોતાના અનુભવના દાખલા ટાંકી મધ્યમમાર્ગે જવાનો પ્રયત્ન કરે છે. એમને આપણે સ્વતંત્ર મત ધરાવનાર ન કહી શકીએ, એટલે એ વર્ગના દૃષ્ટિબિંદુની ચર્ચામાં ઊતરવું જરૂરી નથી.

આધારરૂપ લીધેલાં પુસ્તકો:


(1) Introductory Lectures on Psycho-analysis (Freud)
(2) Totem and Taboo ,,
(3) Psychology of the Unconscious ( Jung )
(4) Recreating of the Individual ( B. M. Hinkle)

# કોયલ અને કાગડો

મનઃસુખરામ મ. ઝવેરી

'કૂ કૂ' કરી કોયલનુ કૂજત
ઊડી ગયુ બાચડુ કાગડાના
માળામહીંથી, કકળાટ કાળો
મચી રહ્યો ત્યા કુલ કાગડાને ૪
માતૃત્વ શુ યે ઉર કાગડીને
વધી વધી ચાલ્યુ જ કે બિચારી
ન થભતી કેમ કરી ય રોતી,
આક્રન્દતી ને નિજ માથું કૂટતી ૮
આ કાગડો યે કુલથંભ જેવો
પંપાળતો, ધીરજવણુ કે'તો,
મથે 'જ રોતી અટકાવવાને
એની પ્રિયાને, પણ કંઠ એને ય
ડૂમો ભરાયો વસમો, ન વેણો
પૂરા સરે, નેત્રણ આંસુ બાઝ્યા
રતૂબડી ગોળમટોળ આંખે ૧૫
બીજા કુટુમ્બી પણ એમનાં યે
ટોળે મળી, 'કોણ?' 'શુ?' 'કેમ?' એવા
હજાર પ્રશ્ને નિજ લાગણીને
એ બેલડીના મનમા ઠસાવતા,
એથી ઘટ્યુ દુઃખ, વધ્યુ જ કે, એ
ન કાગડો યે લવલેશ જાણતો ૨૧
રડી રહેલી નિજ કાગડીને
આશ્વાસતો ગદ્‌ગદ કંઠથી એ,
એનુ ય તે વજ્જર સમું હૈયુ
દ્રવી જતુ, લાગણીપૂર ભાળી
એના કુટુમ્બીજન સૌ મળેલનુ ૨૬
ઈંડુ હતુ ત્યારથી સેવી, પોષી,
પંપાળી, પાળી, જતને ઉછેરિયુ,
—નહિ તો પડ્યુ હોત જ દાઢમા એ
શિયાળ કે બાજબિલાડી કેરી—
ઉછેરિયુ ને ઊડતા શિખાડ્યુ,
ને ભક્ષને કેમ જ ગોધવો ને
બચી જવુ શી વિધ ભક્ષકોતણી
આંખો થકી, એવી કલા બધી યે
તેણે કહી કોયલ બાચડાને. ૩૫

એને હતુ "મોટુ થતા જ આ યે
ઉજાળશે કાકતણા કુટુમ્બને,
ને બુદ્ધિબેલો નિજ જેમ બેલી
પંખીગણોમા પદ પ્હેલુ પામશે."
તેથી જ એણે દિનને ન જોયો,
ન રાત જોઈ, નહિ ટાઢતાપને
ગણ્યા, અને ફૂંકી રહ્યો જ એના
'કાક્કાક'નો કોમળ મન્ત્ર કાનમા ૪૩
—વદી ગયુ કોયલ બચ્ચુ 'કૂ કૂ' ૪૪
હાર્યા વિના હામ જ કાગડાએ
તો યે બજાવ્યે નિજ ધર્મ રાખ્યો,
ને રોજ 'કાક્કાક' કરી કરીને
દીધા ભરી કાન જ બાચડાના ૪૮
—ઘણુ છતા કોયલ બચ્ચુ 'કૂ કૂ',
'કાક્કાક' 'કૂકૂ'— ત્યમ રોજ ચાલ્યુ ૫૦
ને એક દી પાંખ સશક્ત થાતા
'કૂ કૂ' કરી કોયલનુ કૂજત
ઊડી ગયુ બાચડુ કાગડાના
માળામહીંથી ૫૪
ને કાગના વત્સલ અન્તરે ત્યા
કૃતઘ્નના કોયલની વસી ગઈ,
એને થયુ ના સમજ્યુ જ બાચડુ
ઉદાર એના ઉરકેરી ભાવના
ક્યું ગમે તેટલું તો ય અન્તે
કદર કરી ના નિજ એ કજાતે.
અને ગયુ જાત પરે જ એની ૬૧
વૈરાગ એને જગ માય આવિયો,
ન લાગણીનો પડઘો પડ્યો જરા ૬૩
ને બાચડુ કોમળ પાંખથી ત્યા
હવાતણે સાગર લ્હેરતુ રહ્યુ.
એને થયુ કે નિજ લાગણીને
ન આધરુ અન્તર કાગડાનુ
જાણી શક્યુ, સ્નેહતણી જ ઓથે
એણે મહાદુર્લભ આદર્યો તે
રહેવાય કેમે જ?
—અને વહાલી
'કૂ કૂ'તણી પંચમધાર એ રહ્યુ. ૭૧

# એ તો મારી માતા

[ એક નાટિકા ]

નાગરદાસ અ. પંડ્યા

[ ભૂમિકા : કાશ્મીરના મહારાજ ચંદ્રાપીડના રાજનગરમાં એક લોકોપયોગી પાઠશાળા ચણાય છે. શાળાના મકાનને એક ખૂણે જાલક નામના એક ચમારની ઝૂંપડી આવે છે. એ ઝૂંપડી રહે તો શાળાગાર બરાબર ઘાટમાં નથી આવતું અને ઝૂંપડીના ભાગને શાળા સાથે જોડી દેવાની જરૂર છે. રાજ્યાધિકારીની પોતાની ઝૂંપડી માટેની માગણીનો એ ચર્મકાર સ્વીકાર કરતો નથી. દરય ખૂલતાં ચર્મકાર જાલક પોતાની કુટિ આગળ કામ કરતો દેખાય છે. એકાદબે પાડોશીઓની સાથે વાત કરે છે. ]

પહેલો પાડોશી : ભાઈ જાલક, તમે તો ભારે આગ્રહી !

જાલક : મારો આગ્રહ ખોટો નથી.

બીજો : પણ મહારાજ પોતે જ તમારી કુટિર લેવા ઇચ્છે છે. વાત ઠેઠ સુધી પહોંચી છે.

જાલક : ભાઈ, તમે કેમ જાણ્યું ?

બીજો : કાલે જ રાજમહાલય આગળ દ્વારરક્ષકો ચર્ચા કરતા હતા, કે મહારાજ ઝૂંપડી લીધા વિના નહિ રહે.

જાલક : ત્યારની વાત ત્યારે. મહારાજને ન્યાય આપવો પડશે એ નક્કી માનજો.

પહેલો : રાજ્યાધિકારી પધારતા લાગે છે. (પગરવ સંભળાય છે.)

[ રાજ્યાધિકારી બેચાર માણસો સાથે પ્રવેશ કરે છે. ]

જાલક : પધારો ભગવન્ત ! (આવનારાઓને પાથરણું આપે છે.)

રાજ્યાધિકારી :–કેમ ભાઈ, તમે પછી કંઈ વિચાર કર્યો ?

જાલક : ભગવન્ત, મેં પહેલેથી વિચાર કરી લીધો છે. પછી જ આપને જણાવ્યું હતું.

રાજ્યાધિકારી : પણ તમારા કુટિરનો લોકકલ્યાણઅર્થે ઉપયોગ થવાનો એ તમારે સદ્ભાગ્ય માનવા જેવું નથી ? એને બદલે તમે ઇનકાર જ કેમ કરી રહ્યા છો ?

જાલક : કૃપાવન્ત, જે પ્રથમથી મારું જ છે એ આપવું એ મારી ઇચ્છાની વાત છે. લોકકલ્યાણની આપની વાત ઠીક છે, પણ એ કલ્યાણ મારી ઇચ્છાથી જ થઈ શકે, બલથી નહિ.

રાજ્યાધિકારી : વળી તમને અન્ય સ્થળે ભળતી જમીન આપીએ છીએ.

જાલક : ભગવન્ત, એક માથું ઉતારી લીધા પછી બીજું ચોંટાડવાનો પ્રયત્ન કરવાથી મનુષ્ય જીવતો ન થઈ શકે. મારી કુટિર મને મારા માથાથી પણ વિશેષ છે.

રાજ્યાધિકારી : તમારો આગ્રહ હઠનું સ્વરૂપ લે છે !

જાલક : આપ ભલે એમ માનો.

રાજ્યાધિકારી : મહારાજની અવકૃપા તમે વિનાકારણ વહોરી લેશો.

જાલક : પોતાનું છે એને સાચવવા જતાં મહારાજનો કોપ વહોરી લેવો પડે તો હું નિરુપાય છું. કાશ્મીરાધીશ તો ન્યાયી રાજા છે.

[ રાજ્યાધિકારી ઊઠીને જવા લાગે છે. ]

[ એમનો એક માણસ બીજાને જતા જતા કહે છે ]

પહેલો : ચર્મકારની શી ઉદ્ધતાઈ છે !

બીજો : રાજસત્તાની અવજ્ઞા ! કેવળ ઉન્માદ !

પહેલો : ફોગટ હવામા ઊડીને વેગઈ જશે—જુઓ તો ખરા ?

[ જતા રહે છે ]

[ દૃશ્ય બદલાય છે ]

[ મહારાજા ચંદ્રાપીડનો સુખાવાસ. પરમભટ્ટારક મહારાજ ચંદ્રાપીડ સુખાસન ઉપર બેઠા છે. રાજ્યાધિકારી આવે છે ]

રાજ્યાધિકારી : મહારાજનો જય થાઓ !

મહારાજ : કેમ પછી પેલા ચર્મકારે શો ઉત્તર આપ્યો ?

રાજ્યાધિકારી : એ તો માનતો જ નથી, રાજેન્દ્ર એકની એક વાત કહે છે

મહારાજ : આટલો આગ્રહ કેમ હશે ?

રાજ્યાધિકારી : રાજન્, બળાત્કાર સિવાય માનશે નહિ વાતો તો મોટી ન્યાયની કરતો હોય છે !

મહારાજ : એકવાર મને જાતે વાત કરવા દો પછી જોઈએ એને ન્યાય જોઈતો હોય તો અમારા રાજ્યમા ક્યારે વળી કોઈને અન્યાય સહન કરવો પડ્યો છે ? એની વાત તો સાંભળીએ !

રાજ્યાધિકારી : વાંધો કંઈ નથી પણ અલ્પને મહત્તા આપવા જેવુ થશે

મહારાજ : અમારા મનથી કોઈ અલ્પ નથી જે આટલે સુધી એક ઝૂંપડી માટે આગ્રહ રાખી શકે છે એને અલ્પ કેમ કહેવાય ?

રાજ્યાધિકારી : રાજસત્તાનું પણ સંમાન નહિ જળવાય, અને આપની સ્વમુખની માગણી નહિ સ્વીકારે તો પરિણામ અનિષ્ટ આવવા સંભવ છે !

મહારાજ : પણ એ વિચિત્ર માણસને મારે જોવો તો જોઈએ જ આજે મહામંત્રી સાથે અમે એની પાસે જઈશું તમે હાજર રહેજો

રાજ્યાધિકારી : જેવી આજ્ઞા ! (નમન કરી જાય છે)

મહારાજ : ન્યાયના આગ્રહી મનુષ્યો રાજ્યમા હોય એ રાજ્ય અને લોકના ભલા માટે છે. પણ અધિકારીઓ કેમ એ સ્થિતિ નહિ ઇચ્છતા હોય ? (જાય છે)

[ દૃશ્ય બદલાય છે ]

[ સ્થળ—ચર્મકાર જાલકના કુટિર પાસેનો ભાગ. ચર્મકાર કામમા પરોવ્યો દેખાય છે મનથી કંઈ ગણગણે છે એવામા કોઈ આવીને એને ખબર આપે છે. ]

પાડોશી : ભાઈ જાલક, કાશ્મીરાધીશ મહારાજ ચંદ્રાપીડ પોતે આ દિશામા પધારે છે તમારા આગળ તો ન હોય !

જાલક : હે, મારા અહોભાગ્ય ! (આસપાસ સાફ કરવા લાગે છે)

[ એટલામા અનુચરો, મહામંત્રી, રાજ્યાધિકારી વગેરે સાથે મહારાજ પધારે છે ]

રાજ્યાધિકારી (આગળ આવી) રાજેન્દ્ર, આ હું કહેતો હતો તે ચર્મકાર પોતે જ.

[ મહારાજ માથુ હલાવે છે. ]

જાલક (બે હાથે અંજલિ કરી, ભૂમિ પર દંડવત્ નમન કરતો માથું મહારાજના ચરણ આગળ ધરે છે) : પૃથ્વીપતિ, મારાં અહોભાગ્ય. આ દીન કુટિરને પાવન કરનારા, સમસ્ત પૃથ્વીને પણ મંગલકારી આપના પવિત્ર ચરણો મારે ત્યાં! આજે હું ખરો ધન્ય થયો, કૃપાનાથ.

મહારાજા : ભાઈ જાલક, ઊભો થા.

મહામંત્રી : જાલક, તારી વિચિત્રતાને લીધે મહારાજને આટલે સુધી આવવાની તસ્દી પડી છે.

જાલક : (ઊભો થતાં) મહારાજ લોકસમસ્તના પિતા છે, હું પણ મહારાજનો એક બાળક છું. મારી બાળકની સંભાળ લેવા લોકપિતા પધારે એ એમની શોભા છે.

મહારાજા : ભાઈ, અમારે આ તારી કુટિરની ભૂમિ જોઈએ છે. (બતાવીને) આ પાઠશાળાની રચના એ વિના અપૂર્ણ રહે છે. તું હા કહીશ તો તારી કુટિરને ઠેકાણે અનેક જ્ઞાનપિપાસુઓ પોતાની જ્ઞાનતૃષા છિપાવશે.

જાલક : મહારાજ, પણ આ કુટિરમાં હું જન્મ્યો ત્યારથી આશ્રય મેળવતો આવ્યો છું. સુખદુઃખમાં એણે મારું રક્ષણ કીધું છે. અહીં મેં સંસારના રંગોનો અનુભવ કીધો છે. જે પ્રેમથી બાલક પોતાની માતાને ચાહે તે જ પ્રેમથી હું મારી કુટિરને ચાહું છું.

મહામંત્રી : ભાઈ જાલક, આવી જાતનો પ્રેમ આપણા મોહને વશ થતા સ્વભાવથી ઉત્પન્ન થાય છે. ઘણીવાર એવા પ્રેમને જતો કરવામાં સાંસારિક ડહાપણ રહેલું હોય છે. ભૂમિ તો સર્વે સરખી છે.

જાલક : ભગવન્ત, એવું ડહાપણ મારામાં નથી. મને ગમતું જ નથી. આ ભૂમિકાને મેં મારી માતા સમાન ગણી છે. અને હું એનાથી વિખૂટો પડવા ઇચ્છતો નથી.

મહામંત્રી : ભાઈ ચર્મકાર, આપણા ન્યાયી મહારાજા તને આટલી ભૂમિકા બદલ કોઈ પણ સારું સ્થળ આપવા તત્પર છે. થોડો વખત ત્યાં રહીશ એટલે એ સ્થાન સાથે પણ આટલી જ માયા બંધાશે. એ બધું આપણી ઊર્મિઓનો ઉન્માદ છે.

જાલક : ભગવન્ત, એવી રીતે કરું તો મેં મારી માતા સમાન ગણેલી ભૂમિકાનું વેચાણ કીધું કહેવાય. માતાનું વેચાણ કરવાની અધમતા સુધી હું કેમ જઈ શકું?

મહારાજ : જો ભાઈ જાલક, ભલે આપણે માનીએ કે આ ભૂમિ તારી માતા છે. હવે એ માતાને કોઈ સંમાનપુરઃસર સુંદર સ્વરૂપે આભૂષણોથી શણગારવા માગે તો તું હા કહે કે નહિ—?

જાલક : (વિચારમાં પડી) માતાને શણગારે એનો તો ઉપકાર માનું.

મહારાજા : ત્યારે ભાઈ, હું આ તારી માતાને નવા સ્વરૂપમાં લાવી પાઠશાળાના રૂપે બનાવી મૂકવા માગું છું. તારી આગળથી પડાવી લેવા માગતો નથી. આટલો ભાગ પાઠશાળામાં ભળશે છતાં એમાં તારું નામ અમર અક્ષરોથી કોતરવામાં આવશે. તારી માતાનું ગૌરવ આથી વધશે. તને આની સંનિધિમાં જ સ્થાન આપીશું, જ્યાંથી તું હંમેશ આ માતાનાં દર્શન કરી શકશે. અને એ તારી માતા અનેક ભાવિ પંડિતોની પણ વંદનીય માતા મનાશે.

જાલક : મહારાજ, એમ થાય તો એક શરતે હું મારી કુટિર રાજેશ્વરના ચરણમાં ધરું. કાશ્મીરાધીશ પોતે જ સપરિવાર મારે આંગણે એક દિવસ પધારે અને આ મારી

માતાને વિધિપુરઃસર પોતાના સત્કાર્ય માટે આમંત્રે. એટલી જો મહારાજ આજ્ઞા કરે તો સેવક પોતાનાં સદ્‌ભાગ્ય માને.

મહારાજ : બસ એટલું જ ને ? ભલે એકાદ દિવસમાં જ અમારો પરિવાર તારે આંગણે તારી માતાને આમંત્રણ આપવા આવશે. અને પછીથી તારી માતાને અમે અમારી પણ માતા બનાવવાની મમતા પૂરી કરીશું. ભૂમિમાતાના આટલા દઢ પ્રણયી અમારા રાજ્યમાં હમેશ હો એમ અંતરથી અમે ઇચ્છીએ છીએ.

મહામંત્રી : ભાઈ જાલક, તારો સદાગ્રહ ખરે પ્રશંસાપાત્ર છે.

રાજ્યાધિકારી : મહારાજની ન્યાયપ્રિયતાને આધારે લોકોમાં સદાગ્રહ કેળવાય છે. એક હોય તો જ બીજું નભે.

જાલક : પણ ભગવન્ત, પ્રથમ સ્થાન કોનું એ સમય નક્કી કરે છે મહારાજ, માતાને ખાતર જ આપને મે દુઃખી કર્યા છે.

મહારાજ : તને સ્થાનભ્રષ્ટ કરીને દુઃખી તો અમે કર્યો છે.

જાલક : અલ્પને મહત્તા આપનારની મહત્તા હમેશ પૂજ્ય છે. મહારાજનો સદા જય થાઓ !

મહામંત્રી : પધારો રાજેશ્વર. (સૌ જાય છે.)*

---

## સોણાં

સરસ્વતીચન્દ્ર મુઝુમદાર

સોનલવર્ણી ઊઘડે આશા
સોળેસોળ કળાએ,
લૂખી નિંદરમાં લોચેલાં
અણએ આંખ ઉઘાડે;
સુની હો મધરાતે મારા
મ્હોલે સોણાં મ્હોરે.

આંખોમાં અજવાળાં આંજે,
મીઠા કલરવ કાને,
તરસ્યા હોઠને તી રે તી રે
અણખૂટ અમૃત ઢોળે;
સુની હો મધરાતે મારા
મ્હોલે સોણાં મ્હોરે.

---

* શ્રી. રમેશચંદ્ર મજમુદારના 'હિસ્ટરી ઑફ એન્શન્ટ ઇંડિયા'ને આધારે.

## ૯૭ ઊંચે !

પ્રજારામ નરોત્તમ રાવળ

[ પૃથ્વી ]

ઊંચે; હજી ઊંચે; હજીય ચડવું; પરિતૃપ્તિ ના
થતી જ ચડવા તણી; ઊલટું જેમ ઊંચે ચડું,
ત્યમે, વધુ વધે ઉરે, હજી અધિક કેરી તૃષા.
નહિં વિરમવું ક્યહીં, બસ જવું જ ઊંચે ચડ્યા;
બીજું નવ લહું કંઈ, લડથડે કદી પાદ જો,
સુદીર્ઘ મુજ આ મુસાફરી થકી, તદા, પ્રેરણા
ઊંચે બસ જવા તણી, પદમહીં પૂરે ચેતના.
મૂકી દીધી તળેટી ક્યાંય, ચડિયો ટૂંકો કેટલી
ગણી ન; ગણવી નથી; નજર પાછી ના નાખવી;
ઊંચી ધરી જ દૃષ્ટિ,ઉન્મુખ જ માત્ર જાવું ચડ્યા.

ગિરિશિખરથી કદીક પડતી શિલા કારમી,
મહા કડકડાટ સાથ મુજપેં, તદા, ચૂકવી
દઈ, અધિક સાવચેતી ધરીને; ઊંચેરા ચડ્યા
જવું જ: પથમાંહીં વેરઈ અનેક ખીણો ઊંડી,
વિકાસી જડબાં કરાળ, જમદાઢશાં, તેહને,
ટપી જઈ; કદી, પ્રચંડ સુસવાટ સાથે વહે,
મહાપ્રબળ મારુત, ત્યહીં, ઘડીક ટેકો લઈ,
અહીંત્યહીં ઊગેલ, જંગલી, ટૂંકાટૂંકા છોડવા-
તણો; ક્ષણ રહી મુસાફરી શરૂ જ દેવી કરી.

મૂક્યો બસ નીચે, પ્રશાંત મમ ચિત્ત ડોળાવતો,
દશે દિશથી ઊઠતો નભ જતો જ કોલાહલ,
મૂકીય ગૂંગળાવી નાખતી અસહ્ય, મેલી, હવા.
અને કલુષ, સાંકડા, મલિન, એહ વાતાવરણ
થકી પણ છૂટ્યો; મૂક્યું બધું ય એ નીચે મૂક્યું.
નહિ અહીં કશું ય તેહનું, ભલે પડંતી અહીં
કદીક મુશ્કેલી, કિન્તુ અહીં હું ઘૂંટું જે હવા
દમેદમ મહીં, વિશુદ્ધ; નિરબન્ધ એ; જેહની
શીળી લહર એકથી, વિસરી જઉં બધાંયે દુઃખો.

અને, ક્ષણમહીંય એ ઉર બધુ નાચી ઊઠે;
બધીય મમ વૃત્તિઓ ગળી જ જાય, ને આત્મનું
ભુલાય પણ ભાન, (એ ક્ષણ મધુર કેવી અહો !)
અને, યદિ પીધું પળેક પણ દિવ્ય એ અમૃત,
પછી, ઊતરવા તણી કરવી વાત કોને ગમે?

વસે મધુર ચંદ્રિકા અહીં, અધિક તેજે શીતળા,
મીઠું અધિક, આભમાંહીં શશીરાજ રહે છે હસી,
વહેય વળી પારિજાતકતણી સુગંધે અહીં,
ઊંચે વળી બિરાજતો ચમકતો રૂડો તારલો
મને રજતઅંગુલિથકી નિમંત્રી રહે શુક્રનો.

ચૂકું કદીક વાટડી, પણ નિશાન ઊંચે ધરી
ચડ્યે જઉં, તદા, મને જડી જતી વળી એ ફરી

અનંત મમ પંથ છો શિખર દૃષ્ટિએ ના પડે,
જરૂય વળી યા નવા લગીર તેની પર્વા નથી,
ભલે નયન બેઉયે થઈ જ જાય ઝાંખા, ભલે
પડું, લડથડું, રહે પગમહીં ન શક્તિ જરી,
ભમેય મમ મસ્તક, તૂટતૂટે જ આશ્વાસ છો
થતો, તદપિ, હામ જે ઉરમહીં ભરી, તે કદી
નહિં જ ખૂટશે, નહિં અડગ નિશ્ચયે તૂટશે
લહું છ મમ વાટડી લઈ જતી મને શૃંગપે,
અદૃશ્ય ઝબૂકત તારક્ય દોરી રહે છે મને,
વળી યદિ પદો જરી લથડશે, તદા મીઠડી
પધારી લહરી અમીતણી, સ્મૃતિમહીં બે ઘડી,
ઉરે, અજબ પ્રેરણા પૂરી, ધપાવશે શૃંગપે,
તદા કયમ હું વિરમું? હજી ઊંચે, હજીયે ઊંચે!



# અર્થશાસ્ત્રપ્રવેશિકા

[લેખમાળા]

નરહરિ દ્વા. પરીખ

## પ્રકરણ ૬ ઠ્ઠું

### ઉત્પાદક અને અનુત્પાદક શ્રમ

**અર્થશાસ્ત્રમાં** ઉત્પાદક શ્રમ અને અનુત્પાદક શ્રમ એવા શ્રમના બે ભેદ પાડવામાં આવે છે. જે શ્રમને પરિણામે કોઈ પણ નવી વસ્તુ ઉત્પન્ન થાય તેજ ઉત્પાદક શ્રમ એમ ગણીને કેટલાક જૂના અર્થશાસ્ત્રીઓ માત્ર ખેતીનેજ ઉત્પાદક શ્રમ ગણતા. ખેડૂત જમીનને સાફ કરી, ખેડી તેમાં એક કણ વાવી અનેક ઉત્પન્ન કરે છે માટે તેનો જ શ્રમ એ ખરો ઉત્પાદક શ્રમ. ખેડૂતની સાથે પશુપાલકનો શ્રમ પણ ઉત્પાદક શ્રમમાં ગણાવા લાગ્યો. પણ વણકર, સુથાર, લુહાર વગેરે લોકો જો કે જુદીજુદી વસ્તુઓ તૈયાર કરે છે પણ તેઓ માત્ર મૂળ વસ્તુનું રૂપાન્તર કરવાનું જ કામ કરે છે, ખેડૂતની કે પશુપાલકની માફક તેઓ એકનું અનેક નથી કરી શકતા. પરંતુ આ બાબત જેમ ઊંડો વિચાર થતો ગયો તેમ જણાયું કે આ લોકો મૂળ વસ્તુ જે કાચા સ્વરૂપમાં હોય તેના ઉપર મહેનત કરી માણસના ઉપયોગમાં આવે એવાં જુદાંજુદાં રૂપ એ કાચા માલને ન આપે તો મૂળ વસ્તુ મોટે ભાગે નકામી જ પડી રહે. આ લોકોના શ્રમથી માણસની અમુક જરૂરિયાતો પૂરી પડે છે અને તેની સુખસગવડ સધાય છે, માટે તેમનો શ્રમ પણ ઉત્પાદક ગણવો જોઈએ. એમ તો ખેડૂત એક કણમાંથી અનેક કણ કરે છે એમ આપણે માનીએ છીએ, બાકી એને પણ કણ વાવ્યા પછી તો વરસાદ અને તાપ ઉપર જ આધાર રાખવો પડે છે. વળી વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોઈએ તો એક કણમાંથી અનેક કણ થાય છે તેમાં હવા, પાણી, તાપ, જમીન વગેરે પદાર્થોમાં રહેલાં અનેક તત્ત્વોનું જ રૂપાન્તર થઈને અનેક કણ થયેલા હોય છે. આમ વિચાર કરતાં અર્થશાસ્ત્રીઓ એટલે સુધી પહોંચ્યા કે જે શ્રમને પરિણામે કોઈ પણ સ્થૂળ, દશ્ય પદાર્થ ઉત્પન્ન થાય અને તે માણસને ઉપયોગી હોય તો તે શ્રમને ઉત્પાદક શ્રમ ગણવો. એટલે ખેડૂતની સાથે કપાસ લોઢનાર, રૂ પીંજનાર, પૂણીઓ કાંતનાર, સૂતરનું કાપડ વણનાર, ઝાડ કાપનાર, લાકડું વહેરનાર, સુથાર, લુહાર વગેરે ઉત્પાદક શ્રમ કરનારા લેખાયા. પછી વિચાર એ ચાલ્યો કે ખેતરમાં પાકેલા અનાજને માથે મૂકીને, ગાડામાં ભરીને કે બીજાં વાહનો-દ્વારા તેની જેમને જરૂર હોય તે લોકોને ઘેર પહોંચાડનારના શ્રમનું શું? ઝાડ કાપ્યું પણ ત્યારપછી તેનું લાકડું સુથારને ત્યાં પહોંચે ત્યારે સુથાર તેને છોલીને, વહેરીને તથા કાપીને તેમાંથી જુદીજુદી વસ્તુઓ બનાવે છે ને? અને તૈયાર થયેલી વસ્તુઓ, બનાવનાર પોતે અથવા બીજો માણસ વાપરનારને ઘેર પહોંચાડે છે ત્યારે કામમાં આવે છે ને? એટલે જેમ ઘણોખરો કાચો માલ તેનું રૂપાન્તર થાય ત્યારે ઉપયોગમાં આવે તેવો

થાય છે તેમ જ કાચો અથવા તૈયાર થયેલો માલ, તેને એક સ્થળેથી બીજે સ્થળે જ્યાં જરૂર હોય ત્યાં લઈ જવામાં આવે એટલે કે તેનું સ્થાનાન્તર થાય ત્યારે જ તે ઉપયોગમાં આવે છે. આ પ્રમાણે માલનું સ્થળાન્તર ન કરવામાં આવે તો ખેતરમાં પડ્યું પડ્યું અનાજ સડી જાય, અને વણકર પણ શેના વડે કાપડ તૈયાર કરી શકે? ધારો કે અમુક વસ્તુઓ જ્યાં પાકતી હોય ત્યાં જ વપરાય તોપણ વધારાની વસ્તુઓ નકામી પડી જ રહે ને? તેમ જે વસ્તુઓ જે સ્થળે ન બનતી હોય ને જો બીજે સ્થળેથી ત્યાં ન લાવવામાં આવે તો ત્યાંના લોકોને તે વાપરવા મળે જ નહિ. આમ સ્થળાન્તર કરનારાઓનો શ્રમ આવશ્યક અને ઉપયોગી છે એ સહેજે સમજી શકાય એવું છે. એટલે અર્થશાસ્ત્રીઓએ તેને પણ ઉત્પાદક શ્રમમાં સ્થાન આપ્યું. વરાળ, વીજળી વગેરે ભૌતિક શક્તિઓને માણસના ઉપયોગમાં આણવાની શોધ થઈ અને તેને લીધે માલ બનાવવાના મોટામોટા કારખાના ઊભા થયા તેથી દુનિયાની અર્થવ્યવસ્થામાં ભારે ક્રાન્તિ થઈ પણ તે શક્તિના ઉપયોગથી રેલવે, આગબોટ, મોટર વગેરે વાહનોની વ્યવસ્થા થઈ તેણે આ કારખાના કરતાં પણ મોટી ક્રાન્તિ કરી છે. આજે દુનિયામાં અન્તરો અન્તરાયરૂપ નથી રહ્યાં અને હરકોઈ દેશના લોકો દુનિયાના જુદા-જુદા દેશમાં તૈયાર થયેલો માલ વાપરતા જોવામાં આવે છે. આ સ્થળાન્તરની સગવડને લીધે માણસ વિવિધ પ્રકારની સગવડો ભોગવતો થઈ ગયો છે. પરંતુ આ સાધનોને લીધે જ દેશને ખૂણેખાચરેથી ધનસંપત્તિ ઢસડાઈને મોટા શહેરમાં એકઠી થવા લાગી છે, અને કેટલીક વસ્તુઓ તો એક સ્થળેથી બીજે સ્થળે નિરર્થક લઈ જવામાં આવે છે. એટલે સરવાળે માણસજાત આ સગવડોથી સુખી થઈ છે કે કેમ તે વિચારવા જેવો પ્રશ્ન છે.

સ્થળાન્તર કરવાનું એટલે કે વાહનવ્યવસ્થા ચલાવનારનું કામ ઉત્પાદક શ્રમમાં ગણાય તેની સાથે જ વેપાર અને દુકાનદારી કરનારાના કામનો પ્રશ્ન ઊભો થાય છે. તદ્દન પ્રાથમિક અવસ્થામાં, જ્યાં નાના નાના સમાજો પોતાને જોઈતી બધી વસ્તુઓ પોતે જ તૈયાર કરી લેતા હોય ત્યાં દુકાનદારો કે વેપારીઓની જરૂર ન પડે. પણ આજે તો ભાગ્યે જ કોઈ સમાજ એવો હશે જ્યાં વેપારી કે દુકાનદાર વિના ચાલે. અમુક ગામમાં કે અમુક પ્રદેશમાં કયો કયો માલ કેટલા પ્રમાણમાં જોઈશે તેનો અંદાજ કાઢી વેપારી એટલો માલ ત્યાં મંગાવવાની વ્યવસ્થા કરે છે. જથ્થાબંધ માલ મગાવનાર વેપારી વળી છૂટક દુકાનદારને તે માલ વેચે છે અને તેને ત્યાંથી માલ વાપરનાર ઘરાક પોતાને જ્યારે જોઈએ ત્યારે અને જોઈએ તેટલો માલ લઈ આવે છે. વાહનવ્યવસ્થાના કામમાં મોટીમોટી સ્ટીમર અને રેલવે કંપનીઓથી માંડીને નાના વહાણવટીઓ, મોટરવાળા, ગાડાવાળા, તથા ઊંટ, ગધેડાં કે બળદની પોઠવાળા વણજારા એમ અનેક માણસો રોકાયેલા હોય છે, તેમ વેપારના કામમાં પણ જથ્થાબંધ વેપારીઓ, છૂટક દુકાનદારો, માલની ખરીદ અને વેચાણ કરનાર આડતિયાઓ, દલાલો, માલના નાણાં એક જગ્યાએથી બીજી જગ્યાએ પહોંચાડવાની વ્યવસ્થા કરનારી શરાફી પેઢીઓ અને બેંકો તથા માલનો વીમો ઉતારનારી વીમા કંપનીઓ એ બધા આવી જાય છે. દુનિયાના અત્યારના અર્થવ્યવહારમાં આ બધા સાધનો અને તે સાધનોના ચાલકો બહુ મહત્ત્વનો અને આવશ્યક ભાગ ભજવે છે, એટલે તેમનો શ્રમ પણ ઉત્પાદક શ્રમ ગણાયો છે.

પછી એ વિચાર ચાલ્યો કે શિક્ષક, ધર્મોપદેશક, ન્યાયાધીશ, વકીલ, દાક્તર એ લોકો

જે શ્રમ કરે છે તે ઉત્પાદક ગણાય કે કેમ? તેઓ પોતાના ધંધાને સંસ્કારી ધંધા (professions) કહેવડાવે છે, અને તેમનો દાવો એવો છે કે પોતાની આવડત તથા કામગીરીદ્વારા તેઓ સમાજને એટલા બધા ઉપયોગી થઈ પડે છે કે તેમના વિના સમાજનું તંત્ર સુવ્યવસ્થિત ન ચાલે. જોકે આ લોકો કશો માલ બનાવતા નથી કે ઘરાકને માલ પહોંચાડવાનું કામ કરતા નથી, પણ તેમની સેવાઓદ્વારા સમાજની શારીરિક કે માનસિક જરૂરિયાતો તો પૂરી પડે જ છે. શિક્ષક કહે છે કે અમે લોકોને કેળવણી આપીને સંસ્કારી તથા હોશિયાર બનાવીએ છીએ તેથી અર્થવ્યવહાર સરળ રીતે અને કુશળતાથી ચાલે છે. વળી વિદ્યા ભણીને હોશિયાર થયેલા લોકો ઉત્પત્તિનાં સાધનોમાં સુધારા કરી શકે છે અને નવાં નવાં સાધનો પણ યોજી શકે છે, એટલે જોકે તેઓ પ્રત્યક્ષ માલના ઉત્પાદનનું કામ નથી કરતા તોપણ તેમની અક્કલહોશિયારીને પરિણામે વધારે માલ ઉત્પન્ન થાય છે. વકીલો અને ન્યાયાધીશો કહે છે કે માણસમાણસ વચ્ચેના વ્યવહારમાં પડતા ઝઘડા પતાવવાનું કામ અમે કરીએ છીએ, તેથી જ ટંટાફિસાદ અને લડાલડી અટકે છે. ધર્મોપદેશક કહે છે કે અમે ઉપદેશ આપી લોકોને નીતિના માર્ગ ઉપર રાખીએ છીએ એટલે સમાજનો વ્યવહાર શાંતિથી ચાલે છે. દાક્તરો કહે છે કે લોકોનું આરોગ્ય સાચવવામાં અમે ફાળો આપીએ છીએ અને તેથી લોકો પોતાનાં કામધંધા સારી રીતે કરી શકે છે અને સુખી રહે છે. આ જ પ્રમાણે પોલીસ તથા લશ્કરમાં તેમ જ બીજાં ખાતાંઓમાં કામ કરનારા સરકારી નોકરો દાવો કરે છે કે અમારી મહેનત વિના લોકોના જાનમાલની સલામતી ન રહે, કોઈ જાતની સુવ્યવસ્થા ન રહે અને સમાજમાં અંધેર દશા પ્રવર્તે. જેટલે દરજ્જે આ બધા ધંધાવાળા માણસોનો તથા સરકારી નોકરોનો દાવો સાચો છે અને સચ્ચાઈથી તેઓ પોતાનાં કામ કરે છે તેટલે દરજ્જે તેમનો શ્રમ જરૂર ઉત્પાદક શ્રમ ગણાવો જોઈએ. કારણ સમાજની સુવ્યવસ્થા, લોકોનું આરોગ્ય અને સુખાકારી, નીતિનિયમોનું પાલન, ઇન્સાફની વ્યવસ્થા, કેળવણીદ્વારા સમાજની શક્તિઓની ખિલવણી એ બધું ખાવાપીવા તથા પહેરવાઓઢવાનાં સાધનો જેટલું જ સમાજને આવશ્યક છે. અને જેમ માણસને ઉપયોગી સ્થૂલ પદાર્થને આપણે અર્થ અથવા સંપત્તિ ગણીએ તેમ માણસને ઉપયોગી આવી સેવાઓને પણ અર્થ અથવા સંપત્તિ ગણવી જોઈએ.

પણ સમાજની જરૂરિયાતો આટલેથી પૂરી થતી નથી. શારીરિક જરૂરિયાતો પૂરી પડે અને સમાજમાં વ્યવસ્થા જળવાય એટલેથી જ માણસનું જીવન પૂરું થતું નથી. એવું સુભાષિત છે કે साहित्यसंगीतकलाविहीनः साक्षात् पशुः पुच्छविषाणहीनः। સાહિત્ય, સંગીત અને કલાના ઉપભોગની સામગ્રી પૂરી પાડનારા કવિઓ, સાહિત્યકારો, સંગીતવિદો, નર્તકો, નટો, ચિત્રકારો, શિલ્પીઓ એ બધાનો શ્રમ પણ ઉત્પાદક જ ગણાવો જોઈએ. કારણ હૃદયમાં ઉચ્ચ ભાવોનું ઉદ્દીપન થતાં જે શુદ્ધ અને સંસ્કારી આનંદ મળે છે તેથી માનવજીવન સમૃદ્ધ થાય છે, અને સમાજમાં સુખનું પરિમાણ વધે છે.

હવે રહ્યો ઘરકામ કરનારા નોકરોનો વર્ગ આ લોકોના શ્રમને ઉત્પાદક ગણવા વિષે બહુ મતભેદ છે. માણસ અપંગ હોય, માંદો હોય કે અશક્ત હોય તેનું અંગત અને ઘરનું કામ બીજા કરી દે એ સમજી શકાય એવું છે. અથવા કોઈ માણસ બીજા વ્યવસાયોમાં એટલો બધો રહેતો હોય કે તેને આ કામો કરવાનો વખત જ ન રહેતો હોય; તે પોતાનો

બધો વખત વધારે મહત્ત્વના અને વધારે લોકોપયોગી કામોમા ગાળતો હોય તો તેના અગત કામ બીજા કરી દે એ પણ સમજી શકાય એવુ છે આવા માણસોનુ કામ કરનાર નો રોના કામને સમાજની શ્રમવ્યવસ્થામા સ્થાન છે, પરતુ જે લોકો શ્રીમતપણાની મોટાઈ બતાવવા માટે અથવા પોતાની આળસને જ પોષવાને માટે પોતાના કામનો ભાર બીજા ઉપર નાખે છે તેઓ તો સમાજની અર્થવ્યવસ્થામા એટલુ નુકસાન જ પહોચાડે છે આ દૃષ્ટિએ અગત અને ઘરકામ કરનારા નોકરોના શ્રમની પરીક્ષા કરીએ તો જેમનો શ્રમ ઉત્પાદનની કોટિમા આવે એવા નોકરો બહુ ઓછા નીકળશે એટલે સમાજમા જેમ આવા નોકરચાકરોની સખ્યા ઓછી હોય તેમ સારુ

ઉપરના વિવેચન ઉપરથી તમામ ઉત્પાદન ક્રિયાઓનું વર્ગીકરણ નીચે પ્રમાણે કરી શકાય

૧ કૃષિ કૃષ = ખેચવુ ઉપરથી જમીનમાથી સંપત્તિ ખચી કાઢવાના ધધા તેમા ખેતી ઉપરાત જગલો તથા ખાણોમાથી બધી જાતનો કાચો માલ ઉત્પન કરવાની પ્રવૃત્તિઓ ગણી છે

૨ પશુપાલન દૂધ માટે માસ માટે તથા વાહનના કામ માટે ઢોર પાળવા તથા ઉછેરવાની પ્રવૃત્તિઓ

૩ હુન્નરઉદ્યોગ કાચા માલનુ રૂપાન્તર કરી તેમાથી વિવિધ પ્રકારનો તૈયાર માલ ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ

૪ વાહન કાચા તથા તૈયાર માલને એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવાની પ્રવૃત્તિ

૫ વેપાર જથાબધ તથા છૂટક માલ વેચવાની દુકાન, આડત દલાલી, શરાફી, બેંક, વીમા કપની વગેરે ધધાને લગતી પ્રવૃત્તિઓ

૬ અસરકારી ધધા ધર્મોપદેશક, શિક્ષક વકીલ દાક્તરના ધધા

૭ રાજ્ય તથા સમાજવ્યવસ્થા સરકારી નોકરી તથા મ્યુનિસિપાલિટી ા તેમજ લોકલ બોર્ડના નોકરો

૮ સર્જનાત્મક કળાઓ સાહિત્ય સગીત ચિત્રકળા મૂર્તિવિધાન શિલ્પ વગેરે

૯ ઘરકામ નોકરચાકરના કામ

માલના અદલાબદલાના એટલે કે વિનિમયના કામને ઉત્પાદનના કામમાથી ઘણીવાર જુદુ પાડવામા આવે છે પણ ઉપરના વર્ગીકરણમા તેનો સમાવેશ કરી લીધો છે

આપણે અર્થને વિષે જેમ જોઈ ગયા કે એકની એક વસ્તુ તેના ઉપયોગ પરત્વે અર્થ અથવા અનર્થ બને છે તેવુ જ શ્રમનુ પણ છે અત્યાર તમામ વસ્તુઓ અને પ્રવૃત્તિઓના મૂલ્યની આકણી નાણાના ગજથી કરાય છે એટલે જેમાથી ધનપ્રાપ્તિ થાય તે ઉત્પાદક શ્રમ એવો ખ્યાલ પ્રચલિત છે પણ માનવજાતના સુખસંતોષના ગજથી અર્થ પ્રવૃત્તિની આકણી થાય તો ઘણો અર્થોત્પાદક ગણાતો શ્રમ કેવળ નિરર્થક જ નહિ પણ અનર્થકારી માલૂમ પડે આપણે ખેતીને ઉત્પાદક શ્રમ ગણ્યો પણ આખી દુનિયાને તમાકુનું એક બિનજરૂરી એટલુ જ નહિ પણ નુકસાનકારક વ્યસન વળગ્યુ છે એ રીતે જોઈએ તો તમાકુની ખેતીના શ્રમને ઉત્પાદક નહિ ગણી શકાય. તેવુ જ અફીણની ખેતીનુ તથા ખજૂરીના ઝાડ ઉછેરી તેમાથી તાડી કાઢવાના શ્રમનું છે હુન્નરઉદ્યોગમા પણ કેટલા હુન્નરઉદ્યોગો માનવજાતનું સુખ વધારવામા ફાળો આપે છે એ તપાસવુ જોઈએ વળી જે ખેતીની પેદાશ તથા હુન્નરઉદ્યોગની બનાવટ માનવજાતનુ સુખ વધારવામા

ફાળો ન આપતી હોય તે વસ્તુઓના વાહન તથા વેપારવણજની પ્રવૃત્તિ પણ શુદ્ધ આર્થિક દૃષ્ટિએ નિરર્થક અથવા અનર્થકારી છે. અત્યારે ઊભાં થયેલાં મોટાંમોટાં કારખાનાં અને વાહન તથા વેપારના જબરદસ્ત તંત્રનો બહુ મોટો ભાગ જનતાનું સુખ વધારતો નથી પણ દુઃખ ઊભું કરે છે. જ્યારે અનેક લોકોને કપડાં વિના ટાઢે થરથરવું પડતું હોય ત્યારે બહુ બારીક અને નકશીદાર કપડાં તૈયાર કરવા પાછળ અનેક માણસોનો શ્રમ ખર્ચાય તેમાં શ્રમનો ચોખ્ખો દુરૂપયોગ જ છે. દિવસોના દિવસો આળસુ અને નવરા પડ્યા રહી કંટાળી જનારા લોકો પોતાનો કંટાળો દૂર કરવા એશઆરામ અને ભોગવિલાસની પુષ્કળ સગવડોવાળી રેલવે ટ્રેનો અથવા સ્ટીમરો અથવા વિમાનોમાં મુસાફરી કરવા નીકળે, એ લોકોની મુસાફરીની સગવડ પાછળ સેંકડો અને હજારો માણસોનો શ્રમ ખર્ચાય તે લાખો માણસોના જીવનની જરૂરિયાતોને ભોગે જ થાય છે. હુન્નરઉદ્યોગની અને વેપારની કેટલીયે વ્યવસ્થા આજે એવી ચાલી રહી છે જેમાં પાર વિનાનો શ્રમ નિરર્થક ખર્ચાય છે. ઉદાહરણાર્થે, આપણા દેશમાં રૂ જોઈએ તેટલું પાકે છે અને આપણા દેશના લોકોને જોઈએ તેટલું કાપડ તેમાંથી બનાવી લેવાની આવડત પણ આપણા લોકોમાં છે, છતાં આપણા દેશમાંથી વિલાયત અને જાપાન રૂ મોકલવામાં આવે છે અને તેમાંથી ત્યાંનાં કારખાનાંમાં કાપડ તૈયાર થઈને અહીં આવે છે. આમાં રૂની ગાંસડીઓ બાંધવાનો, રેલવે તથા સ્ટીમર મારફત પરદેશ લઈ જવાનો, ત્યાં વળી ગાંસડીઓ ખોલવાનો તથા લઈ જતાં તેમાં જે કચરો ભરાયો હોય તે સાફ કરવાનો અને તેમાંથી કાપડ બન્યા પછી વળી તેની ગાંસડીઓ બાંધી રેલ્વે અને સ્ટીમરો મારફત આપણા દેશમાં એ કાપડ લાવવાનો, આ બધો શ્રમ કેવળ નિરર્થક થાય છે. વળી ઘરાકને જોઈતો માલ પૂરો પાડવા જે વેપાર જરૂરનો હોય તે યોગ્ય છે, પણ જેમાં માલની કશી લેવડદેવડ ન થવાની હોય અને અનેક યુક્તિપ્રયુક્તિઓ કરીને કૃત્રિમ રીતે ભાવમાં વધઘટ ઊભી કરવામાં આવે તેના તફાવત જ આપવાલેવાના હોય, એવી જે સટ્ટાની પ્રવૃત્તિ તે નકામી છે, એટલું જ નહિ પણ જરૂરના અને પ્રામાણિકતાથી ચાલતા વેપારમાં દખલ કરનારી છે.

આ જ પ્રમાણે ધર્મને નામે પ્રજામાં વહેમ અને દુરાચાર ફેલાવનારા મહારાજો અને ભગતો; કેવળ આળસમાં જીવન વ્યતીત કરનારા અને પોતાને જોગી, જતિ કે વેરાગી કહેવડાવનારા બાવાઓ, ફકીરો વગેરે; ભવિષ્ય કહી આપવાનો ઢોંગ કરનારા જોશીઓ, ધર્માદાને નામે લોકો પાસે પૈસા કઢાવી મોજમઝા કરનારા મહન્તો, એમ પોતાને ધર્મગુરુઓ અથવા ધર્મોપદેશક કહેવડાવનારા અનેક ખોટા માણસોની પ્રવૃત્તિ કેવળ નિરર્થક જ નથી, પણ સમાજને હાનિકારક હોય છે. શિક્ષકનો ધંધો ભવિષ્યની પ્રજાને ઘડવાનો હોઈ ઊંચામાં ઊંચો ગણાય, પણ તેમાંય શિક્ષકનું નામધારણ કરનારા અને બાળકોને બીકણ બનાવનારા પામર પંતુજીઓની પ્રવૃત્તિ તો સમાજને કશાય અર્થની નથી હોતી. વકીલ અને ન્યાયાધીશના વર્ગમાં પણ ઘૂસી ગયેલા કજિયાદલાલો, પંચાતિયાઓ અને ચૌદસિયાઓ તો સમાજને નુકસાન જ કરે છે. દાક્તરોમાં પણ ઊંટવૈદો અને પ્રજાનાં શરીર નિઃસત્ત્વ થઈ જાય એવી યાકૂતિઓ વગેરે આપનારાની પ્રવૃત્તિ સમાજને હાનિકારક જ છે.

સરકારી ખાતાંના નોકરોની તેમજ પોલીસ અને લશ્કરી ખાતાના માણસોની પ્રવૃત્તિ વિષે પણ આપણે વિવેક કરવો જ જોઈએ કે જેટલે દરજ્જે એ પ્રવૃત્તિઓથી પ્રજાસમરતનું

મારું હિત જળવાય એટલે દરજ્જે જ એ પ્રવૃત્તિ સમાજને ઉપયોગી છે તેમા પણ જ્યા પક્ષાપક્ષી ચાલે છે અને લોકોનુ રક્ષણ કરવાને બદલે ભક્ષણ થાય છે, ત્યા એ પ્રવૃત્તિ અનર્થકારી જ છે

જે મર્જનાત્મક કળાઓ કહેવાય છે તે ક્ષેત્રમા પણ પારવિનાનો ઢોગ અને અનર્થ ચાલે છે સાચા સાહિત્યકારો અને કળાધરો ઓછા હોય છે, પણ તે નામધારી ઘણા હોય છે અને તેમની પ્રવૃત્તિ તો સમાજને અવળે અને અનીતિને માર્ગે જ ચડાવે છે ઘરકામ કરનાર નોકરો વિષે તો આપણે વિચાર કરી જ ગયા છીએ ચોર, ડાકુ મવાલી, ગુડા, ભિખારીઓ એ બધાની પ્રવૃત્તિ હાનિકારક છે એ વિષે તો કાઈ મતભેદ જ નથી, પણ દારૂના પીઠાવાળા, વેશ્યાગૃહો, રેસો તથા એવા બીજા જુગારખાના જેને સરકાર તરફથી પોતાના ધધા ચલાવવાના પરવાના મળે છે એ પ્રવૃત્તિમા પડેલાના શ્રમની ઉત્પાદક શ્રમમા ગણના કરનાર અર્થશાસ્ત્રીઓ પડેલા છે એ લોકોની દલીલ એક જ છે કે માણસની જરૂરિયાત અથવા વાસના યોગ્ય છે કે અયોગ્ય તેનો વિચાર અર્થશાસ્ત્રે કરવાનો નથી જે વસ્તુઓની લોકોમા માગણી થાય તે વસ્તુઓ પૂરી પાડનારાના શ્રમ ઉત્પાદક ગણાય આ વિચાર ભૂલભરેલો છે કારણ આવા માણસોની પ્રવૃત્તિ સમાજને નુકસાન જ પહોચાડે છે, અને જે સમાજમા આવા માણસોને પોતાની પ્રવૃત્તિ ચલાવવાના પરવાના મળે છે તે સમાજ કેવળ નીતિની દૃષ્ટિએ જ નહિ પણ આર્થિક બાબતમાયે અધોગતિએ પહોચે છે

શુદ્ધ અર્થદૃષ્ટિએ વિચાર કરતા તો ચોખ્ખુ જણાય છે કે જેઓ સાચા અર્થમા ઉત્પાદક શ્રમ કરનારા છે, એટલે કે જેમના શ્રમથી માનવસુખસતોષ સધાય છે, તેમને જ તેમના શ્રમના પ્રમાણમા વાજબી બદલો મળવો જોઈએ તે સિવાયના બીજાઓની કમાણી તે ખોટી રીતે મેળવેલી કમાણી જ કહેવાય છતા આપણી કસોટીએ જેઓ ઉત્પાદક શ્રમ કરનારાની ગણતરીમા ન આવી શકે એવા ઘણા માણસો બહુ મોટી કમાણી કરતા જોવામા આવે છે દરેક દેશમા, ધનિક ગણાતા દેશમા પણ, આજે ભારે કગાલિયત જોવામા આવે છે તેનુ મૂળ તપાસીએ તો આવા ખોટા અને અનર્થકારી ધધામા જ જડશે વળી જે શ્રમ સાચા અર્થમા ઉત્પાદક ગણાય તેના બદલાના પ્રમાણમા બહુ વિષમતા જોવામા આવે છે તેથી પણ સમાજમા દુ ખ અને કગાલિયત ઉત્પન્ન થાય છે પણ શ્રમના બદલાનો વિચાર એક સ્વતત્ર પ્રકરણ જ માગે છે, એટલે આપણે હમણા અહીં જ અટકીશુ

ચાલુ ]

---

## તારક

મોહિનીચન્દ્ર

[ વસતતિલકા ]

સાચા ગૃહસ્થપદના તપબિન્દુ જેવા
શોભી રહ્યા વિશદ તારક વ્યોમ કેવા !

# વેશ્યાનું ગીત

રતિલાલ છાયા

વાંકી સેંથી પાડતા મઘમઘતી જેની લટાર;
હળવાં ચંપલ ચમકાવતા એ ઘૂમે અમ પગથાર!
પેલા 'માનવતાના રખેવાળ'
અમારા સૌભાગ્યલૂંટણહાર! ૧

કોઈ ચડેઃ કોઈ પડે જીવનમાંઃ કોઈનો થાય ઉદ્ધાર;
અમે દબાયાં દીનતા દરિદ્રે સદા પડ્યાં પાતાળ!
દેહનાં ધમણ સદા ધમનાર
અમારાં ગણાય પાપાગાર! ૨

શીળાં જોબન ને શીળાં કૌમારવ્રત કંઈ કંઈ લૂંટણહાર!
અમ ફૂલડાંના મધુકર મેલાં ઝેરનાં પૂરણહાર!
ગણાયે નબાપાં અમારાં બાળ!
દેવાયે પવિત્રતાનાં બાર! ૩

સાંજ પડે ને કંઈ ઊમટે છે અમ નીતિના લૂંટણહાર;
દેહ વેચ્યો દીનતા પરવરીએ સદને ઝાકઝમાળ;
અરે એ મોહમહીં ફસનાર!
તમારાં ઊજળાનાં સહુ બાળ! ૪

પહેલા જતીડો અંચળો ઓઢતોઃ એનાં ચશ્માંના ચમકાર;
કંઈક છૂપ્યા અમ આંગણિયે ને તમે એના પૂજણહાર!
અરે ઓ નીતિના થંભકાર!
વાસો કાં પવિત્રતાનાં દ્વાર? ૫

સડબડતાં રજનીભર આખી આત્મા ચાંપી પાતાળ!
કલરવ કરતા વાસના ડૂબ્યાઃ અમ અંતરમાં અંગાર!
ઝીલશે અશ્રુતણી અમ ધાર
કોણ શંભુ અમ પતિતાગાર? ૬

જુગજુગથી વછૂટાં મૂક્યાં ને ખેલ્યા દેહના વેપાર!
માનવતાના પુણ્ય મંદિરે આટલા કોણ ઉપહાર
ધરશે? ફેડી દારિદ્રની માળ
કરશે શુચિતમ અમ પગથાર! ૭

# હિંદની આર્થિક ઉન્નતિની યોજના

[ લેખમાળા ]

ડુંગરશી ધરમશી સંપટ

૪

મહાત્મા ગાંધીજીના મતવ્ય પ્રમાણે આપણો ઉદય ગૃહઉદ્યોગોથી આત્મમતોષી રહેવાથી થશે સૌ પોતાના કુટુંબ, ગ્રામ, જિલ્લા, ઇલાકા અને દેશની સાદી જરૂરિયાતો હાથમહેનત, પોતાના ઉદ્યોગ હોશિયારીથી પૂરી પાડે તો આ દેશ દેવભૂમિ બને પરદેશથી ચીજો મગાવવા કે મૂકવાની જરૂર પડે નહિ પાત્રીસ કરોડ હિંદીઓને કામ મળે, બેકારી ભાગી જાય સાચાકામથી સમષ્ટિગત પેદાશના મૂળમા દોષવા અનિષ્ટો અને અન્યાયો નિર્મૂળ થાય મૂડીવાદનો ભય દૂર થાય આ આદર્શ સુંદર છે પરતુ તે શક્ય છે? આપણે પરતત્ર છીએ આપણી જકાતનીતિ, આપણી આર્થિક નીતિ, આપણુ વહાણવટુ આપણી કરો નાખવાની નીતિ, આપણી વાણિજ્યની નીતિ, આપણી શાસનપદ્ધતિ—એ સૌ પરદેશી સરકારના હાથમા છે લડનના થોડા પદાધિકારીઓ બ્રિટનના લાભો જળવાય અને હિંદ કામદુધા બને એવી નીતિ પોતાના હાથમા રાખી આખુ તત્ર નિયત્રિત કરી રહ્યા છે હિંદના લોકોમાં સૌ પરતત્ર લોકોની પેઠે કુસપ, ઇર્ષા પરસ્પર ભેદભાવ, અજ્ઞાન, આવેશ, અધશ્રદ્ધા વ્યાપી રહ્યા છે બન્ને રીતે આપણે ગુલામીમા દબાયેલા છીએ આ ભયકર માનસિક કળીયુગમા મહાત્માજીની બતાવેલી નીતિ પાળનાર બહુ અલ્પસખ્યક લોકો નીકળે જ્યા સુધી પ્રજાનો મોટો ભાગ એમની નીતિને અનુસરે નહિ અને જ્યા સુધી સ્વરાજની સરકાર એ નીતિ પાળવા પોતાની શક્તિ અને સામર્થ્ય રેડે નહિ ત્યા સુધી આપણે ચાલુ પરિસ્થિતિ પ્રમાણે વર્તવાનુ રહ્યુ વરુઓથી ઘેરાયેલા ઘેટાની પેઠે આપણી હાલત થઈ છે

જે નીતિથી ઇગ્લડે શરૂઆત કરી પોતાના દેશનુ કલ્યાણ કર્યું જે નીતિથી ૧૫૦ વરસોના નાના ગાળામા જગતમા સર્વશ્રેષ્ઠ ઔદ્યોગિક દેશ અને સામ્રાજ્ય તરીકે બ્રિટન તરી આવ્યુ તેજ નીતિ હિંદને માટે પણ શ્રેષ્ઠ હોવાનુ સર વિશ્વેશ્વરૈયા માને છે પ્રથમ સ્ટીમની શોધ કરી નાના યત્રો ચાલુ કર્યા, તેમાથી મોટા કારખાનાઓ થયા, વીજળીની શોધ થઈ જબરદસ્ત અને મહાભારત સગઠનશક્તિને એકતત્ર અને એકવહેણમા વહેવરાવવામા આવ્યા પરસ્પર સહકાર, સહાનુભૂતિ, અવિરત ઉદ્યોગ, ઉત્સાહ, સાહસ, સહનશક્તિ, શૌર્ય અને એકનિષ્ઠાથી આખી પ્રજાએ સગઠન કરી પોતાના દેશનો સાર્વત્રિક ઉદય કર્યો

એને જ પગલે યુરોપના બીજા દેશો ચાલ્યા—જર્મની, ફ્રાંસ, બેલ્જિયમે પોતાની પ્રજાનો એ જ માર્ગે અભ્યુદય કર્યો યત્રોની મદદથી સસ્તા, સુંદર પદાર્થો બહુ મોટી સખ્યામા બનાવી, સરકારી બેંકોની ને વહાણવટાની મદદથી પરદેશોમા એ વસ્તુઓનો શોખ ઉત્પન્ન કરી, એ બજારોમા વિજય મેળવ્યો, તેના નફામાથી પોતાની પ્રજાને શિક્ષણ અને સુખસગવડના સાધનો અપાવી તેની સંસ્કૃતિ વધારી, એ જ માર્ગે અમેરિકા ચાલ્યુ મોટો નફો મેળવી તેમાથી

શોધખોળ, શાસ્ત્રીય જ્ઞાન અને નવીન સાંચાઓ બનાવી વસ્તુઓની વિશાળ જથ્થામાં પેદાશ કરવી—છેલ્લાં સો વરસોમાં અમેરિકાએ હરોળમાં એ જ નીતિથી પ્રગતિ કરી છે. જાપાને તો છેલ્લાં માત્ર ચાલીસ જ વરસોમાં એ જ નીતિને વધારે મોટા પ્રમાણમાં અજમાવી છે. તેનો લોભ સસ્તા પદાર્થોથી જગતનાં ઔદ્યોગિક બજારોમાં દિગ્વિજય સ્થાપવાનો છે. રશિયાએ માત્ર બાર વરસના ગાળામાં જ પોતાના પછાત દેશને હરોળમાં લાવવા અને ગરીબીના પાપમાંથી છૂટવા એ જ યાંત્રિક નીતિનું શરણું લીધું છે. એ દેશને પરદેશોની બજારોનો લોભ નથી. પણ યુરોપઅમેરિકાની ઔદ્યોગિક ગુલામગીરીમાંથી પોતાની પ્રજાને છોડાવવાનો પ્રયાસ છે. ઇટલીએ પણ આઠેક વરસોથી એ પ્રયોગ આરંભ્યો છે.

હિંદે પણ પોતાની પરિસ્થિતિ વિચારી એ જ માર્ગે પ્રયાસ કરવાનો છે. આપણી પાસે જાગૃતિ છે, ધન છે, સસ્તી મજૂરી અને કુદરતી કાચાં દ્રવ્યો પણ છે; માત્ર સંગઠન અને શાસ્ત્રીય કેળવણીનો અભાવ છે. તે મેળવવા એકધારો પ્રયત્ન થાય તો પરતંત્રતા છતાં આપણે આત્મસંતોષી જરૂર બની શકીએ.

આપણા હિંદીઓને નીચેની પાંચ ચીજોની જરૂર છે:

(૧) બાળકોને પ્રાથમિક કેળવણીથી ઉચ્ચ કેળવણી સુધીમાં વૈજ્ઞાનિક સંસ્કારોની આવશ્યકતા;

(૨) જે જે પરદેશી વસ્તુઓ મોટા પ્રમાણમાં હિંદમાં આયાત કરવામાં આવે છે, તે તે વસ્તુઓનાં મોટાં કારખાનાંઓ બનાવી સમષ્ટિગત સાધનોથી વસ્તુઓની પેદાશ અહીં જ કરી પરદેશીઓની ઔદ્યોગિક બેડીઓમાંથી મુક્તિ મેળવવી;

(૩) પોતાનાં જાનમાલનું રક્ષણ કરવાનો વ્યક્તિગત અને દેશની સ્વતંત્રતાનું રક્ષણ કરનારો સમષ્ટિગત જન્મસિદ્ધ હક્ક હિંદની પ્રજાએ પોતાના જીવનમાં ઉતારવો. તે માટે જે કાંઈ પણ નવીન શસ્ત્રાસ્ત્રો શોધાયાં હોય તેમાં વ્યુત્પત્તિ મેળવવી;

(૪) જગતના સર્વ દેશો સાથે વ્યાપારિક, ઔદ્યોગિક, શરાફી અને વહાણવટાનો સંબંધ બાધવો. કૂવાના દેડકા થવું નહિ;

(૫) હિંદી સાધનો અને હિંદી વસ્તુઓને હમેશાં પ્રધાનત્વ આપવું. હિંદીઓને જ સર્વત્ર પ્રધાનસ્થાનો સ્વદેશમાં આપવાં.

આપણે ત્યાં મોટે ભાગે સાહિત્યવિષયનું જ્ઞાન વિશેષ રીતે અપાય છે. વકીલો, ડૉક્ટરો બનાવવાનાં યુનિવર્સિટીનાં કારખાનાંઓમાંથી હવે એ ધંધાદારોઓ ઊભરાઈ જાય છે, તેને બદલે વિજ્ઞાનના ઉચ્ચ શિક્ષણથી હજારો બુદ્ધિશાળીઓને દેશના ઉદ્યોગમહાયજ્ઞના અધ્વર્યુ બનાવવા જોઈએ.

હવે મુખ્ય જરૂરિયાત આખા હિંદના પ્રજાસમૂહ ઉપર એ દસાવવાની છે કે બાળપણથી જ દરેકે દરેક હિંદીએ ઔદ્યોગિક માનસ કેળવવું જોઈએ. ઘરમાં રમકડાં બનાવવાં, ઘરના સાધારણ ખપની વસ્તુઓ બનાવવી, ખાસ પ્રસંગોએ વાપરવાની ચીજો પણ ઘણે ભાગે કુટુંબ અને તેના મિત્રોએ બનાવવી, એ રીતે ઠેઠ પગથિયેથી શરૂ કરવું જોઈએ. રાજ્યની મીઠી મદદની સાથે સ્વાશ્રય જેવો પ્રજા માટે સુંદર અને શ્રેષ્ઠ માર્ગ નથી. એથી પ્રજા કેળવાઈ સ્વરાજ્યને માર્ગે વળે છે. કૅનેડાને સ્વરાજ સ્વાશ્રયથી જ મળ્યું છે. મિ. જે. ટેલર પેડી પોતાના આર્થિક પુનરુત્થાનમાં જણાવે છે:

"પોતાના દેશના ઔદ્યોગિક ઉદ્ધાર માટે ત્યાંની સરકારે અનુકૂળ સંજોગો ઉત્પન્ન કરી

આપવા જોઈએ પ્રજાએ એ સંજોગોનો લાભ લઈ આશ્રયથી પોતાના શારીરિક, માનસિક અને ઔદ્યોગિક વિકાસને ઉદ્યોગોના શિક્ષણદ્વારા સાધવો જોઈએ

હિંદે ઔદ્યોગિક સાહસ કેળવ્યાની સાથે સમષ્ટિગત પેદાશની વ્યવસ્થા કરવી પડશે જે વસ્તુઓને માટે આપણે ત્યા ઉપજ છે, જે વસ્તુઓ માટે પુષ્કળ કાચા દ્રવ્યો આપણે ત્યા મળી શકે છે, તે વસ્તુઓ હિંદની મૂડીથી હિંદની વ્યવસ્થા નીચે, અને શેર હોલ્ડરોની ભાગીદારી નીચે અહીં બનાવવાની વ્યવસ્થા થવી જોઈએ ખાંડ અને દિવાસળી માટે તેની ગોઠવણ થઈ શકી છે કાપડ, ટીનની વસ્તુઓ, દવાઓ, કાચની વસ્તુઓ, ચામડાની વસ્તુઓ અને અનેક જાતની હિંદી ચીજો માટે એવી ગોઠવણો જરૂરની છે, તે નીચેના આંકડા બતાવશે

હિંદમા કુલ ૫૭૮ કરોડ વાર કાપડની ૧૯૩૩-૩૪મા હિંદના લોકોએ વપરાશ કરી તેમા હિંદની ૩૧૫ મિલોએ ૨૮૮॥ કરોડ વાર કાપડ એ વરસમા તૈયાર કરી આપ્યુ હિંદના ગામડાઓમા હમણા પચીસ લાખ હાથની સાળો ગૃહઉદ્યોગ તરીકે ૧૫૯॥ કરોડ વાર કાપડ વણે છે. તે સિવાય જ્યારે મિલઉદ્યોગ માત્ર ચાર લાખ મજૂરોને નિભાવે છે, ત્યારે હાથ સાળનો ઉદ્યોગ લગભગ પચાસ લાખ માણસોને રોજી આપે છે બાકી ૮૦ કરોડ વાર કાપડ પરદેશોથી મગાવાયુ હતુ આમા મુખ્ય હિસ્સો બ્રિટન અને જાપાનનો છે હિંદમા ૮૦ કરોડ વાર વધારે કાપડ પેદા કરવામા કશી મુશ્કેલી નડે તેમ નથી બ્રિટન સામે ૨૫ ટકા અને બીજા દેશો સામે ૫૦ ટકા જગાતનુ હિંદી કાપડના ઉદ્યોગને રક્ષણ છે ઝીણુ સુતરાઉ કાપડ હિંદની મિલોમા હવે વણાય છે સસ્તી મજૂરી છે મૂડી પણ પુષ્કળ મળે છે એટલે આ ઉદ્યોગના વિકાસના સાધનો સંપૂર્ણ હિંદમા છે કપાસ પણ હવે લાંબા તારનો ઠીક પાકે છે સને ૧૯૩૩-૩૪મા હિંદની મિલોમા ૯,૫૦૭ હજાર અને અમેરિકામા ૩૦,૯૮૫ હજાર ત્રાકો કામ કરતી હતી ગ્રેટબ્રિટનમા ૫૧,૫૭૫ હજાર, જાપાનમા ૮,૬૪૪ હજાર અને ચીનમા ૪,૪૯૮ હજાર ત્રાકો કામ કરતી હતી હિંદની ૩૧૫ મિલોમા ૩૯॥ કરોડ રૂપિયાની થાપણ રોકાયેલી છે ૨૮॥ લાખ ગાસડી રૂ હિંદની મિલોમા વપરાયુ હતુ મૅનેજિંગ એજન્સીની પદ્ધતિથી હિંદની મિલોમા ઘણા અનિષ્ટ વ્યયો દાખલ થઈ ગયા છે

હિંદી ખાંડને હદરવેટે રૂા ૯-૪-૦ જેટલુ રક્ષણ મળ્યુ છે આથી હિંદમા ઘણા કારખાનાઓ ઊભા થયા છે સને ૧૯૩૩-૩૪મા ૧૧૨ કારખાનાઓ ઊભા થયા હતા અને ૧૯૩૪-૩૫મા બીજા પણ કેટલાક કારખાના ઊભા થયા છે આમા હિંદની બાવીસ કરોડ રૂપિયા મૂડી રોકાઈ છે લગભગ ૧॥ લાખ મજૂરોને કામ મળે છે હિંદી સરકારે ખાંડ ઉપર હવે પેદાશ જકાત નાખી એ ઉદ્યોગની પ્રગતિને ધીમી કરી નાખી છે સને ૧૯૨૯મા ૩૧૦ હજાર ટન ખાંડની પેદાશ થઈ હતી પરદેશથી દસ લાખ ટન ખાંડ પોણા સોળ કરોડની કિંમતની એ વરસમા આવી હતી જ્યારે ૧૯૩૩-૩૪મા પેદાશ ૭૧૯ હજાર ટનની હિંદમા થઈ હતી ૨૬૪ ટન ખાંડ રૂા ૨॥ કરોડની કિંમતની પરદેશથી આવી હતી સને ૧૯૩૫-૩૬મા હિંદમા નવ લાખ ટન ખાંડ પેદા થશે પરદેશથી માત્ર એક લાખ ટન ખાંડ ૨૧ કરોડની આવશે, જે સર્વ દેશી રાજ્યો અને અફઘાનિસ્તાન ખાતે ચડશે ખાંડ સાગર હિંદ સ્વાશ્રયી થયુ છે ખાંડનુ મિલ અસોસિયેશન સારુ કામ કરે છે

લોઢા અને પોલાદ બનાવવાના હિંદમા પાચ કારખાના હતા તેમા પચીસ કરોડની સરીવાળા જમશેદપુરનુ કારખાનુ હિંદના નાક જેવુ છે હિંદમા સને ૧૯૨૯-૩૦મા કુલ

આવકાની ૯૭૨ હજાર ટન રૂ. સત્તર કરોડની, પરદેશોથી થઈ હતી. સને ૧૯૩૩-૩૪માં કુલ આવકાની વધારે ઘટી હતી. સને ૧૯૩૩-૩૪માં હિંદે ૧૩॥ લાખ ટન લોઢું અને પોલાદ પોતાનાં કારખાનાંઓમાં પેદા કર્યું હતું. એ ઉદ્યોગને સરકાર તરફથી રક્ષણ મળ્યું છે. હજી એ વિકાસને પાત્ર છે. જો હિંદી સરકાર પોતાની રેલવેને માટે મોટાં વૅગનો, પુલોનું લોઢાકામ કુલ હિંદમાં ખરીદ કરે તો હિંદમાં પરદેશી લોઢા અને પોલાદની આવકાની બહુ જ ઓછી થાય.

સિમેંટને માટે હિંદની મિલો એકત્ર મળી કામ કરે છે, એટલે એ ઉદ્યોગ પણ ઠીક પ્રગતિશીલ છે. છતાં જાપાનની હરીફાઈ બહુ તીવ્ર છે. સને ૧૯૩૩-૩૪ની કુલ સિમેંટની ૬૫,૯૧૫ ટનની આયાતમાંથી ૩૨ હજાર ટન બ્રિટને અને ૨૭ા હજાર ટન જાપાને હિંદમાં મૂક્યા હતા. કુલ આયાતની કિંમત બાવીસ લાખ રૂપિયા હતી. જ્યારે હિંદની પેદાશ સાડા સાત લાખની હતી. આયાતની દિન પ્રતિદિન ઘટતી છે. સિમેંટની આવકાની ઉપર હિંદી સરકારે મોટી જકાત નાંખી છે.

હવે દિવાસળીની પેદાશ પણ હિંદમાં ઠીક થાય છે. હિંદી સરકારે દિવાસળીની આવકાની ઉપર આયાત જકાત નાંખી છે તેમ અહીંની મિલોની પેદાશ ઉપર પેદાશ જકાત નાંખી છે. સને ૧૯૩૩-૩૪માં હિંદની પેદાશ ૧૧॥ કરોડ ગ્રોસની હતી. આયાત નીચે મુજબ ઘાતી ચાલી છે:

| દેશ | ૧૯૨૯-૩૦ | ૧૯૩૦-૩૧ | ૧૯૩૧-૩૨ | ૧૯૩૨-૩૩ | ૧૯૩૩-૩૪ |
|---|---|---|---|---|---|
| સ્વીડન | ૮,૮૫,૯૪૯ | ૩,૫૯,૭૨૦ | ૧,૦૧,૧૪૫ | ૪૨,૮૫૦ | ૬૧,૮૧૯ |
| જાપાન | ૫૧,૬૧૮ | ૧૯,૫૧૪ | ૧૨૭ | ૧૧,૨૫૫ | ૧૧,૭૦૩ |
| બીજા દેશો | ૩૬,૬૨૭ | ૧૭,૩૫૪ | ૩,૯૦૩ | ૨,૬૧૪ | ૫,૧૪૬ |

યુદ્ધ પહેલાં ૨॥ કરોડની દિવાસળી આવતી. હવે માત્ર એક લાખની અંદરની કિંમતની આવે છે.

હિંદમાં જૂજ કેરોસિન નીકળે છે. પરંતુ બરમા હિંદનો ભાગ ગણાય છે. અને બરમામાં મોટી રકમ કેરોસિન તેલોના કૂવામાંથી નીકળે છે. હવે બરમા છૂટું થવા વાળું છે. એટલે ગરીબોને એ ઉપયોગી વસ્તુને માટે હિંદને પરતંત્રતા ભોગવવી રહી. પંજાબ પાસે અટકમાં તેલના કૂવા છે. પરંતુ બીજે ઠેકાણે પુષ્કળ તેલ જમીનમાં શોધાયું નથી. હિંદમાં (મુખ્યત્વે બરમામાં) સને ૧૯૩૩-૩૪માં ૧૫૬ કરોડ ગૅલન તેલ નીકળ્યું હતું, જ્યારે પરદેશોથી નીચે મુજબ આમદાની થઈ હતી:

| દેશ | ૧૯૨૯-૩૦ | ૧૯૩૦-૩૧ | ૧૯૩૧-૩૨ | ૧૯૩૨-૩૩ | ૧૯૩૩-૩૪ |
|---|---|---|---|---|---|
| | હજાર ગૅલન | હજાર ગૅલન | હજાર ગૅલન | હજાર ગૅલન | હજાર ગૅલન |
| રશિયા | ૩૬,૮૪૫ | ૫૨,૦૧૪ | ૪૧,૪૬૦ | ૪૦,૮૯૪ | ૩૮,૨૩૪ |
| રુમાનિયા | | | ૮૮૩ | ૬૨,૮૭ | ૯,૯૭૪ |
| ઇરાન | ૨૯,૩૯૨ | ૧૮,૨૧૪ | ૧૮,૫૫૪ | ૬,૫૩૯ | ૨૯૨ |
| અમેરિકા | ૨૩,૩૭૬ | ૨૧,૨૯૦ | ૨૯,૩૬૨ | ૩,૬૭૫ | ૨,૨૬૫ |
| બીજા દેશો | ૮૪૪ | ૭,૫૭૫ | ૪,૪૩૩ | ૨,૦૭૯ | ૭,૩૮૩ |
| કુલ | .૧,૦૬,૪૫૭ | ૯૮,૮૯૩ | ૮૫,૬૯૦ | ૫૯,૪૯૪ | ૫૮,૧૪૮ |
| કિંમત | ૫૮૯ લાખ | ૫૩૪ લાખ | ૪૩૩ લાખ | ૨૫૪ લાખ | ૨૩૩ લાખ |

બરમામાં એ ઉદ્યોગ બ્રિટિશોના હાથમાં છે. બરમા ઑઈલ કુંપની બીજી સર્વ બ્રિટિશ કુંપનીઓ સાથે મળી બ્રિટિશ સામ્રાજ્યના દેશોની બજારોમાં મોટી લાગવગ ધરાવી પોતાનો માલ સારા ભાવે વેચે છે. જો કોઈ કરોડોની થાપણવાળી હિંદી કુંપની પરદેશથી તેલ મંગાવી હિંદમાં વેચે તો બહુ જ સસ્તું આપી શકે. તેવી કુંપની મુંબઈમાં સ્થપાવાના ઊડતા ખબરો મળ્યા છે. ઉપલી બરમા ઑઈલ કુંપનીએ અને બીજી નાની કુંપનીઓએ ૭૨૬ લાખ ગેલન પેટ્રોલ પેદા કર્યું. પરદેશથી આવકની માત્ર ૭ લાખ રૂપિયાની કિંમતના સોળ લાખ ગેલનની થઈ હતી.

કાચના પદાર્થો હિંદમાં બની શકે છે તેમાં મુખ્યત્વે રેતી વપરાય છે. થોડી ક્રિયા પછી એ રેતી કાચ બનાવવામાં કામ આવે છે. બીજે નબરે સોડા કાર્બની જરૂર પડે છે. સોડા કાર્બ હિંદમાં હમણાં જ બનવા લાગ્યું છે, પરતુ વધારે પ્રમાણમાં બને તેવાં સાધનો અને સગવડ હિંદમાં છે. હિંદમાં કાચનાં પદરેક કારખાનાં છે. તે સિવાય બંગડીઓ બનાવવાનાં બાવીસેક કારખાનાં છે. પરતુ બધી જાતનો કાચનો સામાન હિંદમાં બનતો નથી. પરંતુ ધીમેધીમે હિંદની કાચોની બનાવટોમા સુધારો થતો જાય છે. હિંદી સરકાર પાસે કાચના ઉદ્યોગે રક્ષણ માંગ્યું હતું. ટેરીફ બોર્ડને આ વિષયમાં તપાસ કરવાનું સોંપાયું ટેરીફ બોર્ડે કાચના ઉદ્યોગને રક્ષણ આપવાનું જણાવ્યું. પરતુ હિંદી સરકારે હાલમાં તેવું રક્ષણ આપવાની અશક્તિ બતાવી છે. આથી આ ઉદ્યોગના વિકાસને અગવડ આવશે. સને ૧૯૨૯–૩૦માં ૨।। કરોડ રૂપિયાની કિંમતનો, સને ૧૯૩૦–૩૧માં ૧।। કરોડ, સને ૧૯૩૧–૩૨માં ૧। કરોડ સને ૧૯૩૨–૩૩માં ૧।। કરોડ અને સને ૧૯૩૩–૩૪માં ૧। કરોડ રૂપિયાની કિંમતનો કાચ હિંદમાં પરદેશોથી આયાત કરવામાં આવ્યો હતો. કાચની પેદાશમાં જાપાન મુખ્ય છે. તેણે હિંદની બજારોમાં ભારે હરીફાઈ ઉત્પન્ન કરી છે.

રેશમની ઉત્પત્તિ સૌથી પહેલાં હિંદમાં જ થઈ છે. રોમન શહેનશાહોનાં પીળાં વસ્ત્રો માટેનું રેશમ હિંદમાંથી જ નિકાસ થતું હતું. પરતુ હવે જાપાન, ઈટલી અને ફ્રાન્સ હિંદની બજારોમાં ખૂબ માલ ઠાલવે છે. તેમાં પણ બનાવટી રેશમનું કપડું જાપાન ભારે સસ્તા દરે હિંદમાં ચડાવે છે. હિંદમાં ૧૧૨ લાખ રૂપિયાનું રેશમ તૈયાર થાય છે. જ્યારે પરદેશોથી નીચે મુજબ ૧૯૩૩–૩૪માં આવ્યું હતું: રેશમ રૂા. ૪૭ લાખનું, મિશ્ર રેશમ રૂા. ૫૫ લાખનું, બનાવટી રેશમના દોરા ૮૨ લાખના, બનાવટી રેશમનું કાપડ રૂા. ૧૦૮ લાખનું, કપાસ અને રેશમની મિશ્ર બનાવટનું કપડું રૂ. ૧૭૪ લાખનું—એ પ્રમાણે આયાત થઈ હતી. રેશમ માટે હિંદમાં મોટું ક્ષેત્ર પડ્યું છે. પરતુ જાપાનની સખ્ત હરીફાઈ સામે ટકવું મુશ્કેલ છે.

કાગળનો હિંદનો જૂનો હુન્નર છે. હાથથી કાગળ બનાવવાનો હવે જમાનો ગયો. મિલો હવે બહુ સસ્તો સારો કાગળ બનાવી શકે છે. હિંદની મિલો વાંસ અથવા સાબાઈ ઘાસમાંથી કાગળનો માવો બનાવે છે. એ ઉદ્યોગ યુરોપિયન વ્યવસ્થા નીચે છે. કુલ સાત મિલોમાં ૬ હજાર મજૂરો કામ કરે છે. માવો બનાવવાની એક મિલ છે. ૧૯૩૩–૩૪માં કુલ ૮,૭૩,૦૦૦ હંડ્રેડવેટ કાગળો બન્યા હતા. કાગળોની પરદેશોથી થતી આવકની ઉપર આયાત જકાત નાંખવામાં આવી છે. સને ૧૯૩૩–૩૪માં પેકીંગ પેપર રૂ. ૩૨ લાખના, છાપવાના કાગળો રૂ. ૮૪ લાખના અને લખવાના કાગળો રૂ. ૨૮ લાખના આયાત થયા હતા. કાચો દ્રવ્યો

હિંદમાં પુષ્કળ મળે છે. એટલે આ ઉદ્યોગને વિકાસનો સંપૂર્ણ અવકાશ છે. હવે કાગળ બનાવવાના હુન્નરના તજ્જ્ઞો પણ હિંદમાં મળે છે.

વિલાયતી દારૂનો હિંદના સુધરેલા વર્ગમાં અજબ શોખ લાગે છે. સારી શીશીમાં પેક કરેલ, રંગદાર, મોંઘો માદક દારૂ હિંદનાં આ કહેવાતાં સુધરેલાં માણસો ખૂબ મઝાથી ઢીંચે છે. છતાં એનો ઉપયોગ ધીમેધીમે ઘટે છે. સને ૧૯૨૯–૩૦માં ૭,૫૭૦ ગેલન રૂ. ૩॥ કરોડનો આવેલ; સને ૧૯૩૩–૩૪માં ૪,૮૫૫ ગેલન રૂ. ૨ા કરોડની કિંમતનો વિલાયતી દારૂ આવ્યો હતો. ઘણોખરો ગ્રેટબ્રિટનથી જ આવે છે. હિંદના ગરીબવર્ગમાં તાડીનો પ્રચાર ખૂબ વ્યાપક અને વધતો છે.

જર્મનોએ જ્યારથી કોલસામાંથી રંગ બનાવવાનો હુન્નર શોધી કાઢ્યો છે ત્યારથી રંગના બજારોમાં તેમનું સામ્રાજ્ય જ્વલંત રહ્યું છે. અંગ્રેજ સરકારની મદદથી યુદ્ધસમયે ઊભી થયેલી બ્રિટનની ઇમ્પિરિયલ કેમીકલ્સે પણ અનેક જાતના રંગો શોધી હિંદના વેપારમાં ભાગ મેળવ્યો છે. આપણે ત્યાં એ પરદેશી રંગોની હરીફાઈમાં આપણાં ગળી, હરડે વગેરે કુદરતી રંગો ઊભા રહી શક્તા નથી. ગળીનો ઉદ્યોગ લગભગ નાશની અણી ઉપર છે. આપણે ત્યાં પરદેશી રંગો સાર્વત્રિક થઈ ગયા છે. આપણી મીઠાઈમાં પણ કેસરને બદલે રંગ વપરાય છે. સને ૧૯૩૩–૩૪માં ૧૪૦ લાખ રતલ રંગ રૂ. ૨ા કરોડની કિંમતનો આયાત થયો હતો. રંગ બનાવવાની હિંદમાં એકેય ફેક્ટરી નથી. આપણાં રસાયણ-શાસ્ત્રીઓ આ ઉદ્યોગ તરફ પોતાની નજર નહિ નાંખે?

આપણે ત્યાં ટાંકણી, સોય જેવા નાના પદાર્થો પણ બનતા નથી. સ્ક્રૂ, ખીલા, ચૂંકો વગેરે માટે પણ પરદેશો ઉપર આધાર રાખવો પડે છે. કટલરી એટલે ચાકુ, કાતર અને અસ્ત્રા વગેરે માટે અલીગઢ જેવાં સ્થળે કેટલાંક કારખાનાંઓ છે. પરંતુ જર્મનીનાં અને શેફીલ્ડનાં ગંજાવર કારખાનાંઓ આગળ આપણાં કારખાનાં હરીફાઈમાં ઊભાં રહેતાં નથી. નીચેના આંકડા સ્વયમેવ આપણી હીન સ્થિતિ બતાવે છે:

| દેશ | ૧૯૨૯–૩૦ | ૧૯૩૦–૩૧ | ૧૯૩૧–૩૨ | ૧૯૩૨–૩૩ | ૧૯૩૩–૩૪ |
|---|---|---|---|---|---|
| | લાખ રૂપિયા | લાખ રૂપિયા | લાખ રૂપિયા | લાખ રૂપિયા | લાખ રૂપિયા |
| ગ્રેટબ્રિટન | ૧૮૦ | ૧૩૧ | ૯૬ | ૯૧ | ૯૮ |
| સ્વીડન | ૧૭ | ૧૩ | ૧૨ | ૧૫ | ૧૬ |
| જર્મની | ૧૬૫ | ૧૦૮ | ૭૬ | ૧૦૮ | ૮૬ |
| જાપાન | ૨૬ | ૨૧ | ૧૬ | ૩૦ | ૩૫ |
| અમેરિકા | ૫૯ | ૪૫ | ૨૭ | ૧૭ | ૨૩ |
| બીજા દેશો | ૬૦ | ૪૨ | ૩૪ | ૩૮ | ૩૩ |
| કુલ | ૫૦૭ લાખ | ૩૬૦ લાખ | ૨૬૧ લાખ | ૨૯૯ લાખ | ૨૮૮ લાખ |

આ છેલ્લાં બે વરસો થયાં જાપાનથી આવદાની ખૂબ વધી છે. આંકડા મળ્યા નથી.

હિંદમાં હવે દરેક મુખ્ય શહેરમાં વીજળીનો પ્રકાશ આવી ગયો છે. વીજળી ઉત્પન્ન કરવા સાંચાકામ તો પરદેશોથી આવે છે. પરંતુ ખાનગી ઘરોમાં ફિટીંગ્સ કરવા માટે કાચનો અને પિત્તળનો સામાન તથા વીજળીનાં દોરડાં પણ પરદેશોથી આવે છે. આ વસ્તુઓ મોટે ભાગે ગ્રેટબ્રિટન પૂરી પાડે છે. ઓટાવા કરારની રૂએ ગ્રેટબ્રિટનને ખાસ જકાતી

લાભ અપાય છે. જાપાને પણ છેલ્લાં બે વરસોમાં એ વસ્તુઓ હિંદમાં મૂકવામાં સારી પ્રગતિ કરી છે. હિંદમાં વિદ્યુતનાં કારખાનાંઓ એકેય હજી થયાં નથી. બધો માલ નીચે મુજબ પરદેશોથી આયાત થાય છે:

| દેશ | ૧૯૨૯–૩૦ | ૧૯૩૦–૩૧ | ૧૯૩૧–૩૨ | ૧૯૩૨–૩૩ | ૧૯૩૩–૩૪ |
|---|---|---|---|---|---|
| | લાખ રૂપિયા | લાખ રૂપિયા | લાખ રૂપિયા | લાખ રૂપિયા | લાખ રૂપિયા |
| ગ્રેટબ્રિટન | ૨૧૫ | ૧૭૪ | ૧૧૪ | ૧૨૨ | ૧૩૧ |
| જર્મની | ૪૩ | ૪૩ | ૩૩ | ૩૪ | ૨૫ |
| નેધરલેંડ | ૧૬ | ૧૪ | ૧૩ | ૧૧ | ૧૧ |
| અમેરિકા | ૪૭ | ૪૪ | ૩૦ | ૨૭ | ૨૪ |
| બીજાં દેશો | ૪૦ | ૩૬ | ૩૨ | ૪૦ | ૪૦ |
| કુલ | ૩૬૧ લાખ | ૩૧૧ લાખ | ૨૨૩ લાખ | ૨૩૪ લાખ | ૨૩૧ લાખ |

હિંદમાં ઘોડાગાડીનો જમાનો ગયો. હવે સર્વત્ર મોટર અને ટેક્સીઓનો જમાનો આવ્યો છે. રેલવે સાથે એ કારો મોટી હરીફાઈ કરે છે. ગામોગામ મોટરબસો દોડતી થઈ છે. એ સર્વે પરદેશોથી આવે છે. બસોનાં ખોખાં અહીં તૈયાર થાય છે. મોટરો સર્વે પરદેશોથી આવે છે. હિંદમાં સર વિશ્વેશ્વરૈયા મોટરોનું એક કારખાનું કાઢવાની તૈયારીમાં છે. એમણે એ માટે મૂડી ભેગી કરી છે. એક કારખાનું અમૃતસર ખાતે જાપાનીઓ બાંધવાનો ઇરાદો રાખતા હોવાનું પણ સભળાય છે. મોટરકારોની આયાતના આંકડા નીચે મુજબ છે. આયાત વધતી છે. ઓટાવા કરારોથી ગ્રેટબ્રિટનને જકાતી લાભ મળે છે.

| દેશ | ૧૯૨૯—૩૦ | ૧૯૩૦—૩૧ | ૧૯૩૧—૩૨ | ૧૯૩૨—૩૩ | ૧૯૩૩—૩૪ |
|---|---|---|---|---|---|
| | નંગ | નંગ | નંગ | નંગ | નંગ |
| ગ્રેટબ્રિટન | ૩,૭૫૮ | ૨,૮૮૫ | ૨,૧૭૮ | ૩,૯૫૮ | ૫,૩૪૮ |
| ઇટલી | ૧,૧૫૦ | ૯૧૭ | ૫૧૦ | ૨૨૬ | ૨૨૧ |
| કેનેડા | ૨,૩૧૮ | ૩,૨૪૯ | ૬૭૬ | ૨,૭૯૬ | ૧,૩૧૫ |
| અમેરિકા | ૯,૬૨૦ | ૫,૦૯૮ | ૩,૩૬૮ | ૧,૨૦૧ | ૨,૨૨૭ |
| બીજા દેશો | ૫૫૩ | ૪૫૨ | ૪૮૮ | ૫૨૦ | ૨૪૮ |
| કુલ | ૧૭,૩૯૯ | ૧૨,૬૦૧ | ૭,૨૨૦ | ૬,૨૦૧ | ૯,૭૫૯ |
| કિંમત | રૂ૦ ૩૭૬ લાખ | ૨૫૮ લાખ | ૧૪૮ લાખ | ૧૨૯ લાખ | ૧૭૭ લાખ |

આ ઉપરાંત ૧૭૬ લાખની બસો અને ૩॥ કરોડના મોટરના ભાગો તથા સામાન આવ્યો છે.

બૂટ અને પગરખાંનાં કારખાનાં હિંદમાં વધ્યાં જાય છે. કાનપુર એ મુખ્ય ક્ષેત્ર છે. અહીંનાં બૂટો હવે પરદેશી બૂટો જેવાં જ થાય છે. હિંદમાં ૧૪ કારખાનાં બૂટ બનાવવાનાં અને ૨૩ કારખાનાં ચામડાં કેળવવાનાં છે. એ ઉદ્યોગનો વિકાસ થતો જાય છે. હિંદમાં સને ૧૯૨૯–૩૦માં ૬૮ લાખ બૂટના રૂા. ૮૮ લાખ પરદેશીઓને ચૂકવવા પડ્યા હતા.

૧૯૩૩-૩૪માં ૭૩ લાખ ખૂટોના રૂ. ૪૮ લાખ ચૂકવ્યા હતા. તેમાં ૬૬ લાખ ખટ માત્ર જાપાનથી આવ્યાં હતાં.

રબર હિંદના ત્રાવણકોરમાં ઊગે છે. ત્યાં એક સરકારી કારખાનું ખૂલ્યું છે. મુંબઈમાં પણ બેત્રણ કારખાનાં છે. પરંતુ હજી મોટા પાયા ઉપર કારખાનું સ્થપાયું નથી, જેથી સને ૧૯૩૩-૩૪માં પોણાબે કરોડની કિંમતની રબરની વસ્તુઓ હિંદમાં આવી હતી.

મીઠું હિંદમાં ખૂબ પાકે છે. ચાર હજાર માઈલનો દરિયાનો કિનારો અબજો ટન મીઠું ઉત્પન્ન કરી શકે છે. છતાં આપણે પરદેશોથી મીઠું મંગાવવું પડે છે. સને ૧૯૩૩-૩૪માં ૪૭ લાખ રૂપિયાની કિંમતનું મીઠું મંગાવ્યું હતું.

સને ૧૯૩૩-૩૪માં ૧॥ કરોડનું લુબ્રીકેટીંગ ઑઈલ પરદેશોથી મંગાવ્યું હતું.

ત્રાંબાની ખાણો તો હિંદમાં ઘણી છે. મેં જે નમૂના જોયા છે, તેમાં ઘણા ટકા ત્રાંબું હતું. છતાં હજી એ વસ્તુ બનાવવાના પ્રયત્નો અહીં થતા નથી. ત્રાંબા સિવાય પિત્તળ, કાંસુ વગેરે ધાતુઓ ૧૩૮ લાખની કિંમતની આયાત કરાઈ હતી.

લગભગ બે કરોડની કિંમતનું એંજીનોમાં બાળવાનું ક્રુડ ઑઈલની આવદાની કરાય છે.

છેલ્લાં થોડાં વરસો થયાં હિંદમાં નવા નવા ઉદ્યોગોની શરૂઆત થઈ છે. તેમ જૂના કાપડ જેવા ઉદ્યોગોમાં વિકાસ થાય છે. તેને માટે સાંચાકામ હિંદમાં થતું નથી. બધું પરદેશોથી મંગાવવું પડે છે. જાપાન, રશિયા, ઈટલી વગેરે આધુનિક ઔદ્યોગિક પ્રવૃત્તિવાળા દેશોએ સર્વે સાંચાકામ પોતાને ત્યાં જ બનાવવાની ગોઠવણ કરી છે. આપણે ત્યાં એ સગવડ નથી. તેથી સાંચાઓની બાબતમાં તદ્દન પરતંત્રતા ભોગવવી પડે છે. એ સાંચાઓથી જ આપણે યંત્રવાદી થઈશું. આ માર્ગે થોડી થોડી શરૂઆત કરવી ઘટે છે. આપણે ત્યાં હજી એંજીનો બનાવવાની વિદ્યા આવી નથી. જો એંજીનો બનાવતાં આવડે તો પછી. સાંચાકામ બનાવવામાં પ્રવેશ કરતાં વાર લાગવાની નથી. આવદાનીના આંકડા નીચે છે:

| દેશ | ૧૯૨૯-૩૦ | ૧૯૩૦-૩૧ | ૧૯૩૧-૩૨ | ૧૯૩૨-૩૩ | ૧૯૩૩-૩૪ |
|---|---|---|---|---|---|
| | લાખ રૂ. | લાખ રૂ. | લાખ રૂ. | લાખ રૂ. | લાખ રૂ. |
| ગ્રેટબ્રિટન | ૧,૩૬૮ | ૧,૦૭૨ | ૭૭૩ | ૭૮૧ | ૮૭૩ |
| જર્મની | ૧૭૪ | ૧૧૮ | ૧૧૨ | ૯૮ | ૧૩૨ |
| બેલ્જિયમ | ૧૮ | ૧૪ | ૨૭ | ૩૯ | ૪૩ |
| જાપાન | ૬ | ૫ | ૪ | ૪ | ૮ |
| અમેરિકા | ૧૭૫ | ૧૬૪ | ૧૨૨ | ૮૧ | ૮૧ |
| બીજા દેશો | ૮૧ | ૬૨ | ૫૪ | ૫૧ | ૫૧ |
| કુલ | ૧,૮૨૨ | ૧,૪૩૫ | ૧,૦૯૨ | ૧,૦૫૪ | ૧,૨૭૭ |

સ્ટીમરો માટે તો આપણે તદ્દન પરાધીન છીએ. આંતર તેમજ બહારનો વેપાર સર્વે પરદેશી સ્ટીમરો ચલાવે છે. સિંધિયા સ્ટીમ નેવીગેશનની બારેક સ્ટીમરો પણ પરદેશની બનાવટની છે. કમાનની સર્ટિફિકેટ પણ હિંદમાં મળતી નથી. એંજીનિયરોની પરીક્ષા પણ અહીં લેવાતી નથી. નૂર તરીકે હિંદના વેપારીઓ કરોડો રૂપિયા ચૂકવે છે. તે સર્વે પરદેશીઓનાં ગજવાંમાં જાય છે. આપણા વેપારીઓનો યુરોપઅમેરિકામાં પ્રવેશ કે પેઢીઓ નથી. દેશપરદેશનો વેપાર હિંદીઓ કરતા નથી. તેમને કરવા દે તેમ પણ નથી. અનેક

અંતરાયો નાખવામાં આવ્યા છે જ્યાં સુધી આપણી પોતાની સ્ટીમરો જગતના બંદરોના ખૂણામાં લાંગર નાખી નહિ પડે ત્યાં સુધી આપણે ડૂબવાના દેડકા ગણાશું ક્યાં આપણું પ્રાચીન વહાણવટું અને ક્યાં આપણું હમણાનું પછાતપણું ! નવા સુધારામાં બ્રિટિશ વહાણવટાને ખાસ રક્ષણ આપવામાં આવ્યું છે એટલે વહાણવટાનો ઉદ્યોગ હિંદમાં કેળવાય તેના કોઈ ચિહ્નો જણાતા નથી કનાડિ ઉપરની વહાણ બાંધવાની મોટી ગોદીઓ જેવું હિંદમાં કોઈ પણ નથી માત્ર લોકોના ખોખા બનાવવાના તેર કારખાના છે તેમાં નાના રિપેરકામ પણ થઈ શકે છે

છેલ્લા બેંકિંગ કમિશનના રિપોર્ટો વાંચતા જણાય છે કે આપણા દેશમાં શરાફીના વિકાસનું મોટું ક્ષેત્ર છે સને ૧૯૩૨માં ૮૩ જોઈંટ સ્ટોક બેંકોની મૂડી ૧૩।। કરોડ અને ડીપોઝીટ રૂ ૭૨ કરોડ હતી એક્સચેંજ બેંકો (વિલાયતની બેંકોની શાખાઓ) અઢાર, તેની મૂડી ૧૦।। કરોડ અને ડીપોઝીટ ૫।। કરોડ હતી ઇમ્પિરિયલ બેંકની મૂડી ૫।।। કરોડની અને ડીપોઝીટ ૭૬ કરોડની હતી ૨૧૬ સહકારી બેંકોની મૂડી બે કરોડ અને ડીપોઝીટ ૩૭ કરોડ હતી

વીમાની હિંદી કંપનીઓને દિન પ્રતિદિન વધારે કામ મળે છે સને ૧૯૩૨માં ૪।।। કરોડ પ્રીમિયમ હિંદી કંપનીઓને અને ૪ કરોડ પરદેશી કંપનીઓને જિંદગીના વીમામાંથી મળ્યું હતું આગ, મોટર, દરિયાઈ વગેરે વીમામાં ૦।।। કરોડ હિંદી કંપનીઓને અને ૧।।। કરોડ રૂપિયા પરદેશી કંપનીઓને પ્રીમિયમના મળ્યા હતા હિંદી વીમા કંપનીઓને રક્ષણ જોઈએ છીએ જે હિંદી સરકાર આપતી નથી

આ સિવાય યુરોપઅમેરિકામાં વિમાનોનો વ્યવહાર બહુ પ્રચલિત થઈ ગયો છે કરોડો રૂપિયાના વિમાનો દર વર્ષે મોટું ગન્ય બનાવ છે હિંદમાં સરકારી મદદથી વિમાનોના પ્રવાસો વધતા જાય છે મુખ્ય શહેરો અને યુરોપ વચ્ચે વિમાની સંબંધ બંધાઈ ગયો છે આવતા પાંચ વરસોમાં હિંદમાં મોટર બસોની પેઠે વિમાન સહજ બની જશે પરંતુ હિંદમાં એ ઉદ્યોગ સ્થપાય તેના કોઈ ચિહ્નો જોવામાં આવતા નથી

રેડિયો પણ વધે છે એ પણ હવે ગ્રામોફોનની પેઠે ઘરોઘર પ્રવેશ કરવા પ્રયત્ન કરે છે પરંતુ રેડિયોના સેટ બધા ગ્રેટબ્રિટન પૂરા પાડે છે

લશ્કરી સામાન તો લગભગ બધો યુરોપ તેમાં પણ મુખ્યત્વે ગ્રેટબ્રિટનથી આવે છે. અને દરવરસે કરોડોની કિંમતનો તે મંગાવાય છે એમાંથી ઘણો ભાગ હિંદમાં બને તેમ છે પણ લશ્કરી વિષયમાં હિંદી પ્રજાનો અવાજ ક્યાં છે?

ઘણી વસ્તુઓ હિંદમાં બને છે તે વિશેષ સંખ્યામાં અહીં બની શકે તેમ પણ છે આપણા સાધનો વિશાળ છે છતાં આપણે પૂરતા પ્રયત્નોને અભાવે અનેક વસ્તુઓ પરદેશોથી મંગાવીએ છીએ સને ૧૯૩૩-૩૪માં ૨૭ લાખના ઘોડા મુખ્યત્વે ઓસ્ટ્રેલિયાથી શરતો માટે આવ્યા એમાં પ્રજાને શો લાભ? જુગારને ઉત્તેજન છે બટનો બનાવવાની કેટલીક ફેક્ટરીઓ હિંદમાં છતાં ૭૧ લાખ રૂપિયાના બટનો પરદેશથી આવ્યા તેથી જૂના વખતની કસો શું ખોટી? સોળ લાખ રૂપિયાના ઘડિયાળ આવ્યા આપણે ત્યાં એકેય કારખાનું મળ નહિ એલોપથી ડૉક્ટરોએ અંગ્રેજી દવાઓનો શોખ વધાર્યો છે ચોવીસ લાખની હિંદમાં પેટંટ દવાઓએ આવી રોગીઓની સંખ્યામાં વધારો કર્યો પરદેશી શક્કર પદાર્થોમાંથી કસર પેદા

થાય છે. છતાં આપણી પવિત્રતા વધારવા તે અગીઆર લાખ રૂપિયાની મંગાવી. હિંદના સાગરો મછીઓથી ભરેલ છે. છતાં બાવીસ લાખ રૂપિયા તેના પણ હિંદે ચૂકવ્યા. હિંદમાં હાથીઓની તાણ હોય તેમ સ્ત્રીઓના ચૂડા માટે અગિયાર લાખ રૂપિયાનાં હાથીદાંત આવ્યા. આપણે ત્યાં સાદડીઓ જાણે વણાતી જ ન હોય, તેમ ચાર લાખ રૂપિયાનું સાદડીઓનું જાપાનનું બિલ ચૂકવ્યું. રંગવા માટે વારનીસ, રંગોનાં કારખાનાં હિંદમાં હજી બાલ્યાવસ્થામાં છે. તેથી જ એક કરોડ રૂપિયાની એ વસ્તુઓ પરદેશોથી આવી.

ગાંધિયાણાંની વસ્તુઓ બાંધવા હિંદી છાપાંઓની પસ્તી પૂરતી થઈ પડી નહીં, જેથી એકતાલીસ લાખનાં જૂનાં છાપાંઓની પસ્તી યુરોપથી અહીં આવી. આપણી ધાતુઓના પોલીશ માટે ૨૨ લાખનાં પોલીશ આયાત કરાયાં. આપણી સ્ત્રીઓના શૃંગાર માટે સાઠ લાખ રૂપિયાના હીરા અને ચૌદ લાખનાં મોતી મંગાવ્યાં. આપણાં ઘરોને શૃંગારવા ત્રણ લાખનાં ચિત્રો આવ્યાં. હિંદમાં હવે તો બિસ્કુટોની ફૅક્ટરીઓ અનેક સ્થળે થઈ છે, છતાં હિંદીઓની દાઢે ત્રીસ લાખની પરદેશી બિસ્કીટો ચવાય છે.

હિંદની ગાયો ભેંસો પૂરતું માખણ આપતી નહિ હોય એટલે લાખ રૂપિયાનું માખણ પરદેશોથી વિલાયતી ડબાઓમાં પુરાઈ આવ્યું હતું! દશ લાખ રૂપિયાના ડબામાં કેદ થયેલાં ફળો આ ફળોના દેશમાં પરદેશથી આવ્યાં હતાં. આઠ લાખનું પનીર પણ હિંદીઓના જીભના સ્વાદને સંતોષવા આવ્યું. આપણા ખાવાના મુખ્ય સત્ત્વરૂપ ઘીમાં મિશ્ર કરવા મોટી રકમનું વેજિટેબલ ઘી પરદેશોમાંથી આવતું. પરતુ હિંદમાં એનાં કારખાનાં ઘણાં થઈ ગયાં છે, એટલે આવદાની ઘટી ગઈ છે. શહેરોમાં ચોખ્ખું ઘી મળવું મુશ્કેલ થઈ પડ્યું છે. આખા જગતમાં હિંદીઓ જેવી મીઠાઈની શોખીન પ્રજા મળવી મુશ્કેલ છે, છતાં આપણે એ વરસમાં ૧૭ લાખની પરદેશી મીઠાઈથી મોઢાં મીઠાં કર્યાં હતાં. ગૌસેવાના આ દેશમાં ૪૬ લાખના દૂધના ડબા વિલાયતથી આવ્યા. સોળ લાખના દૂધના ખોરાકના ડબા બચ્ચાંઓ માટે આવ્યા. કરોડો ટન અનાજ પેદા કરનાર હિંદમાં ૨૪ લાખનો આટો આવ્યો હતો.

પેનસિલ, પેન હોલ્ડર જેવી નજીવી ચીજો માટે પણ પરદેશોની લાચારી ભોગવવી પડે છે. આપણા દેશમાં તેમાં પણ મુખ્યત્વે બંગાળમાં પેનસિલ હોલ્ડરનાં કારખાનાં છે. નીબો પણ કેટલેક ઠેકાણે બને છે. છતાં દેશની જરૂરિયાત માટે પૂરતી નથી. તેથી જ આપણે આઠ લાખ રૂપિયાનું સ્ટેશનરીનું બિલ પરદેશીઓને ચૂકવ્યું. આપણાં છોકરાં હવે રૂપાળાં પણ ક્ષણ-ભંગુર પરદેશી રમકડાંના નાદે ચડ્યાં છે. એક ફૂંકમાં ખલાસ થાય એવાં રમકડાં ૫૩ લાખ રૂપિયાનાં આયાત થયાં. તેમાં જપાનનો હિસ્સો મોટો છે. આપણા મેળા અને ઉત્સવો વખતે દુકાનો આવાં પરદેશી રમકડાંઓથી ભરેલી હોય છે. નાનાં બાળકો પોતાના વડીલોને આ રમકડાં લેઈ આપવા માટે ભારે જીવ લે છે. સાઇકલો હજી હિંદમાં બની શકી નથી. જાપાનીસોએ પંદર રૂપિયે સાઇકલ વેચી આપણા યુવકો પાસેથી પચીસ લાખ પડાવ્યા છે. જ્યારે સાઇકલના વિભાગો ૬૪ લાખના મંગાવ્યા, અને સાઇકલો જોડીને વેચાઈ છે. અંગ્રેજી વાંચનારાઓના શોખ ખાતર પચાસ લાખ રૂપિયાનાં પુસ્તકો આયાત થયાં છે. સાબુ બનાવવા માટે કૉસ્ટીક સોડા અહીં થતો નથી, તેથી ૩૫ા લાખનું બિલ ચૂકવવું પડ્યું. વીસ લાખનો ગંધક આવ્યો. ૪૩ લાખની ચીનીની રકાબીઓ અને પ્યાલાં વગેરે ચીનીકામ આવ્યું. સાડાસોળ લાખનું ફર્નિચર આવ્યું. આપણે ત્યાં બંગડીનાં છત્રીસ કારખાનાં છતાં સત્તાવીશ

લાખની કાચની બંગડીઓ સ્ત્રીઓએ પહેરી ભાંગી નાખી. એકવીશ લાખની કાચની બાટલો અને ૨૧ લાખનો બારીઓ મારેનો કાચ આવ્યો છે. સંગીતનાં હારમોનિયમ વગેરે સાધનો ત્રીસ લાખનાં આવ્યાં. સિનેમાની ફીલમો તમાશગીરોને દેખાડવા ૪૨ લાખ ખર્ચાયા. આપણા મોઢાનું પ્રતિબિંબ લેવા માટે ફોટોગ્રાફનાં સાધનો ૨૮ લાખનાં લેવાયાં.

ડોકટરોનાં હથિયારો માટે બાર લાખ રૂપિયા ચૂકવ્યા. બૂટ અને પગરખાં સિવાય બીજી ચામડાની વસ્તુઓ ૪૬ લાખની આવી. પચાસ લાખના સિલાઈ કરવાનાં યંત્રો હિંદના દરજીઓએ લીધાં. ટાઇપરાઇટરો માત્ર દશ લાખના જ આવ્યાં, અને ખીલા અને સ્ક્રૂ પોણા કરોડનાં આવ્યાં. આવી સાધારણ ચીજો પણ બે હજાર માઈલો દૂરથી ૭૫ લાખની આવે તે દેશને વાસ્તે સારું ગણાય નહિ. કોપરાના ભંડારરૂપ મલબારની ગંજાવર કોપરાંની પેદાશ છતાં ૫૭ લાખનું કોપરાંનું તેલ સિલોનથી આવ્યું. સત્તર લાખનું લેધર અને મેટલ પોલીશ આવ્યું. દશ લાખનાં મોજાં, ચાર લાખના રૂમાલો આવ્યા. વીશ લાખની સિગારેટ આવી. આ દેશમાં સિગારેટનાં અનેક કારખાનાંઓ છતાં એટલી મોટી રકમ સિગારેટો આપણે મંગાવી.

આ સિવાય બીજી પરચૂરણ અસંખ્ય વસ્તુઓ આપણે મંગાવી છે. આપણા જેવા ગરીબ દેશે વિલાસ અને મોજશોખની વસ્તુઓને તિલાંજલિ આપવી જોઈએ. જે દેશમાં લોકોને બે ટંક પૂરું ખાવાનું મળતું નથી, તે દેશના લોકો કરોડો રૂપિયા ક્ષણભંગુર, બિન-જરૂરની ચીજો પાછળ ઉડાડી નાંખે એ કેટલું શોચનીય છે?

આમાં દેશી રાજ્યોની ગણતરી નથી. કાઠિયાવાડનાં દેશી રાજ્યોના હાથમાં ઘણાં બંદરો છે. તેમને યુરોપ અને અમેરિકા સાથે સીધો સંબંધ બંધાયો છે. કરોડોની કિંમતની પરદેશી વસ્તુઓ આ દેશી રાજ્યો જકાતની મોટી પેદાશના લોભે મંગાવી પોતાનો સ્વાર્થ સાધે છે. પરદેશી વસ્તુઓનો ખપ વધારવા તેઓ પોતાની જકાતનીતિ રચે છે. એમને પોતાના દેશની કાંઈ પડી નથી.

આ ઉપરથી આપણે કઈ કઈ વસ્તુઓ માટે પરદેશોનાં ઓશિંગણ છીએ તે સહેજે જણાશે. સ્વદેશી વિના આપણો ઉદ્ધાર નથી, એ સહેજે જણાશે. હવે બીજા મુદ્દાઓની ચર્ચા હવે પછી કરીશું. એ વિષયોમાં ઘણું કહેવાનું છે.

યુરોપના દેશોએ યન્ત્રવાદના આશ્રયથી જગતમાં ચક્રવર્તીપણું મેળવ્યું. તેઓ વેપારીઓ તરીકે સર્વત્ર ઘૂસ્યા. વેપારના ખાસ હક્કો કોઈ ને કોઈ પ્રકારે મેળવ્યા. તેના રક્ષણ માટે તોપો અને લશ્કર મૂક્યાં. લશ્કરે દેશ સ્વાધીન લીધો. જીતેલા દેશને પોતાના તૈયાર કરેલા માલની બજાર બનાવી. પોતાના યંત્રવાદના બળથી મોટું વહાણુ તૈયાર કરી, એ જીતેલા દેશનો સંબંધ સાધી લીધો. જીતેલા દેશમાં કાચા પદાર્થોની વસણુ પોતાના દેશ તરફ વાળી, પોતાના હુશિયાર કારીગરો મૂકી, કારખાનાંઓ બાંધી, ખાણો ખોદી, મોટી મૂડી રોકી, તેઓએ ખાસ જાતના હકો પેદા કર્યા. એ દૂઝતી ગાયનો હમેશાં કબજો રાખવા, અને પોતાના ખાસ હક્કોને કોઈ સ્પર્શ ન કરી શકે તે માટે કાયદાપોથીમાં પાર્લામેંટદ્વારા એ હક્કોને ત્યાંના વતનીઓથી અસ્પર્શ્ય રાખ્યા. યંત્રવાદ અને લશ્કર એ એમનાં મોટાં સાધનો હતાં. છેલ્લાં દોઢસો વરસોમાં એ સાધનોદ્વારા જગતની સમૃદ્ધિરૂપી ગાયનું પુષ્કળ મીઠું દૂધ તેઓ પીએ છે. જીતેલી પ્રજાનો દરેક મનુષ્ય ચાર આના પેદા કરે તો તેમાંથી એક આનો ગૌરાંગ દેવના ચરણકમળે જરૂર ધરે એવી પાકી, ન ફરે તેવી વ્યવસ્થા થઈ.

જાપાને પણ એ જ માર્ગ ગ્રહણ કર્યો છે. જાપાનની ભૂમિ કાચા પદાર્થો માટે મરુ-

ભૂમિ છે, નથી કોલસો કે નથી લોઢું. છતાં પચાસ વરસોમાં એ આઠ કરોડની પ્રજાએ સૈન્ય અને યંત્રની સહાયથી યુરોપિયન પ્રજાને તેમની પદ્ધતિ ગ્રહી હરાવી છે. એણે પોતાના અમીર કુટુંબોના યુવકોને સાધારણ ખલાસીઓ તરીકે યુરોપઅમેરિકાની સ્ટીમરોમાં નોકરીએ રખાવી તે દેશોમાં મૂક્યા. ત્યાં ચાર કલાક મજૂરી અથવા વાસણ ધોવાની કે બીજી નોકરી કરી પોતાનું ગુજરાન કરતા એ યુવકો બાકીનો સમય વિજ્ઞાન, રસાયન, યંત્રો, વિદ્યુતનું જ્ઞાન મેળવવા લાગ્યા. પાછા સ્ટીમરોમાં ખલાસી તરીકે જોડાઈ પોતાના દેશમાં ફરી આવતાં એ યુવકોને બદલે બીજી ટોળી જતી. એમ શિક્ષિત યુવકોનો પ્રવાહ દેશમાં આવવા લાગ્યો. એ યંત્રોના નિષ્ણાતોએ પોતાના દેશમાં સરકાર અને ધનવાનોની મદદથી કારખાનાં બાંધ્યાં, કારીગરોને શિક્ષણ આપ્યું. આખા જગતના વેપાર, બજારો, રીતરિવાજો, નૂર, શરાફી, વીમાનું જ્ઞાન મેળવ્યું. ક્યાંથી કાચા પદાર્થો મેળવવા, કેવી રીતે એના સુઘડ પદાર્થો બનાવવા તે અખતરાઓથી ચોક્કસ કર્યું. વહાણવટું બાંધ્યું શરાફી બેંક ઊભી કરી. જાપાને લશ્કરઅને દરિયાઈ મનવારને વધારી. નીતિના કોઈ પણ નિયમને ગણકાર્યા વગર 'બળિયાના બે ભાગ' જેવું કરવા માંડ્યું. સમર્થકું નહિ દોષ ગુસાઇ—એ યુરોપિયન સિદ્ધાન્તનો વ્યાજ સાથે અમલ કર્યો. ઉદ્યોગવાદ અને સૈન્યવાદરૂપી બે પાંખોથી યુરોપિયન ગીધોની લાલ આંખો સામે એવી જ ભયંકર આંખોથી જાપાન ઘૂરક્યું. પ્રજાસંઘ તેના લોભમાં આડે આવ્યું તેને તરછોડી કાઢ્યું. ચીનરૂપી ભક્ષ્યને નિરાંતે તે કકડાવવા મંડ્યું. જગતભરની બજારો પોતાના માલથી ભરી દીધી એ એની બાજી છે.

ચાલુ ]

---

## એલિસ બ્રિજ પુલ પર

'પુંડરીક'

ખીલી સ્મિતવતી પ્રભા અખિલચંદ્રની આભમાં,
બુઝાવી મમ ક્ષુદ્ર દીપ સુગભીર એ રાત્રિમાં
ગયો સ્ફટિક સાભ્રનીર ઉપરે ઊંચા પુલપે;
દીવા વીજળીના કહે: 'નગરના અમે સર્જકો';
હસી ધવલ તો શશી નવ જવાબ કૈં વાળતો.
પછી નગર શાંત નિંદ ધરતું સમાધિસ્થ છે:
મિલો, મજૂર, નોકરો, સતત ગર્જતી મોટરો,
સહુ નીરવ છે;—નથી નીરવ ચિત્ત મારું વિભો!
ભલે સતત ખેલતી સરિત પુણ્ય ભાવો વહે,
મહાપુરુષની ભલે જીવનકાહિની પાડવે
અખંડ જલઝેલનમાં; પુનિત આર્યભાવો ગયું
ભૂલી નગર આજ તે; વિફલ શું થઈ સાધના?
નહિ કહીં નહિ પ્રભો! વહી રહી જ્યહાં સાક્ષ આ,
નહિ કહીં નહિ વિભો! હસી રહ્યું જ્યહાં આભ આ.

# પ્રથમ પુણ્યતિથિ

• [ તા ૧૮-૩-૩૫ ]

નરસિંહરાવ ભોળાનાથ

('પ્રેમલ જ્યોતિ' નો ઢાળ)

પ્રેમસિન્ધુ ! ત્હારે બારણે

ઊભા હમે દીન બાળ,
દિનો વીત્યા, રજનીઓ વીતી, અને કાળે ચણ્યો અન્ધકાર,
પ્રેમબળે એ અન્ધ જવનિકા દેશું છેદી તત્કાળ,
પ્રેમસિન્ધુ !—૦ ૧

પ્રિયજન જે તુજ અંકે રમતા થાશે પ્રગટ આકાર,
કાળ બની અમ દાસ જ રહેશે, ઊઘાડશે તુજ દ્વાર,
પ્રેમસિન્ધુ !—૦ ૨

સ્મરણો મોઘાં ક્ષણક્ષણ પ્રગટી થશે જ્યોતિતણો ઝળકાર,
ને દ્વારમાં એ પ્રિયજનો ઊભાં સ્મિત કરશે પ્રેમાળ,
પ્રેમસિન્ધુ !—૦ ૩

એ દિવ્યદર્શન રહેશે નિરન્તર, છે પ્રેમતણો આધાર,
તિમિર જશે ને જ્યોતિ પ્રગટશે કાળ ! માનુ તુજ ઉપકાર !
પ્રેમસિન્ધુ !—૦ ૪

દિવ્યધામના દ્વાર સુધી જો ! સેતુ સ્મરણોતણો સુખકાર
કાળ હમારો દાસ જ રચશે, ચઢશું હમે તત્કાળ,
પ્રેમસિન્ધુ !—૦ ૫

અને પ્રિયજનકેરાં દર્શન મોઘાં લેશું વારંવાર,
સુખમય જીવનપથ હમારો કરવા થશું તૈયાર,
પ્રેમસિન્ધુ !—૦ ૬

# શબ્દચર્ચા

## મહાકવિ શ્રીહર્ષપ્રણીત નૈષધીય મહાકાવ્યનો સ્વાધ્યાય

પંડિત બેચરદાસ જીવરાજ દોશી

(૧)

રા. આપ્ટેએ બનાવેલા સંસ્કૃત-અંગ્રેજી શબ્દકોશમાં अघ्युष्ट શબ્દ આપીને તેનો 'સાડાત્રણ' અર્થ સૂચવેલો છે. ઉક્ત શબ્દ અને તેના તે અર્થની સાક્ષી માટે શ્રી શંકરાચાર્યના કોઈ એક ગ્રંથનું નામ પણ આપેલું છે એવી મારી સ્મૃતિ છે.

રા. આપ્ટેએ જે અર્થમાં 'અધ્યુષ્ટ' શબ્દ જણાવેલો છે તે જ અર્થમાં એ શબ્દ નૈષધીય મહાકાવ્યમાં મહાકવિ શ્રીહર્ષે પણ પ્રયોજેલો છે.

દમયંતીના સ્વયંવર માટે આવેલા કોઈ રાજાનું વર્ણન કરતાં શ્રીહર્ષ કવિ કહે છે: "એ રાજાના શરીર ઉપર જે સાડાત્રણ કરોડ રૂંવાડાં છે તે ખરી રીતે રૂંવાડાં નથી, પણ તે એ રાજાના વીરરસના ફણગા—અંકુરો—છે." આને લગતો મૂળ શ્લોક આ પ્રમાણે છે:

"अध्युष्टाऽपि हि कोटिरस्य समरे रोमाणि सत्त्वाङ्कुराः[1]।"

સર્ગ બારમો, શ્લોક ૧૦.

આ શ્લોકની ટીકા કરતાં ટીકાકાર નારાયણ પંડિત 'અધ્યુષ્ટ' શબ્દનો અર્થ કરતાં જણાવે છે: "[2]अध्युष्टाऽपि सार्धत्रयीति प्रसिद्धाऽपि" અર્થાત્ अध्युष्ट એટલે સાડાત્રણ.

આ ઉપરથી એ તો નક્કી થયું કે શ્રીહર્ષ અને તેનો ટીકાકાર નારાયણ 'अध्युष्ट' શબ્દને સંસ્કૃત ભાષાનો સમજે છે, અને તેને 'સાડાત્રણ'ના અર્થમાં પ્રયોજે છે; અને તેથી જ નૈષધીય કાવ્યના અભ્યાસીઓ પણ એ શબ્દને સંસ્કૃત ભાષાનો સમજે એ સ્વાભાવિક છે.

સંસ્કૃત ભાષામાં શબ્દોના મુખ્ય ત્રણ વિભાગ છે: રૂઢ, યૌગિક અને મિશ્ર. જે શબ્દો પોતાની વ્યુત્પત્તિને ન અનુસરતાં માત્ર સંકેતને અનુસરે છે તે રૂઢ.[3] જે શબ્દો પોતાની વ્યુત્પત્તિને અનુસરે છે તે યૌગિક[4], અને જે શબ્દો એ બન્ને પ્રકારના નથી તે મિશ્ર.[5]

પ્રસ્તુત 'અધ્યુષ્ટ' શબ્દ સંસ્કૃત જ હોય તો તે શું રૂઢ છે, યૌગિક છે કે મિશ્ર છે!

'અધ્યુષ્ટ' શબ્દનું પૃથક્કરણ કરતાં તેમાં 'अधि' અને 'उष्ट' એમ બે શબ્દો મળેલા જણાય છે. 'अधि' તો ઉપસર્ગ છે, અને 'उष्ट' કાંતિ અર્થવાળા વશ્ ધાતુ (વશક કાન્તૌ)નું ભૂતકૃદંત છે. 'સાડાત્રણ'ના અર્થમાં આ શબ્દ રૂઢ હોત વા સંકેતાયો હોત તો કોઈ

---

૧ દસમા શ્લોકનું બીજું ચરણ છે ૨ ટીકાકારે પ્રસ્તુત શ્લોકની ટીકાના પ્રાંતભાગે લખ્યું છે: "अध्युष्टेति सार्धकोटित्रयस्य संज्ञा" અર્થાત્ "અધ્યુષ્ટ એ સાડાત્રણ કોટનું અપર નામ છે." ટીકાકારનો આ ઉલ્લેખ ભૂલવાળો છે. કેમકે તેણે પોતે જ 'અધ્યુષ્ટ'નો 'સાડાત્રણ' એવો અર્થ સૂચવેલો છે અને એ સાદો અર્થ જ પ્રામાણિક છે. ૩ આખંડલ વગેરે રૂઢ. ૪ પાચક યૌગિક. ૫ ગીર્વાણ વગેરે મિશ્ર.

કોશકાર પોતાના કોશમાં ઉલ્લેખ કરવા ન ચૂકત, પણ તેમ થયું જણાતું નથી. 'अपि' અને 'उष्ट' એ બેમાંથી કે એમાંના કોઈ એક એકમાંથી 'માડાત્રણ'નો અર્થ જ નીકળી શકતો નથી તેથી 'अप्युष्ट' શબ્દને, વ્યુત્પન્ન પણ કેમ કહેવાય? ત્યારે હવે મહાકવિ શ્રીહર્ષે પ્રયોજેલો એ શબ્દ કઈ જાતનો છે એ તો વિચારવાનું જ ને?

મને લાગે છે કે તે શબ્દ, પ્રાકૃત 'अद्धुट्ट' શબ્દનું શ્રીહર્ષે કે બીજા કોઈએ કલ્પી કાઢેલું સંસ્કૃત રૂપાંતર છે ગુજરાતીમાં જેને આપણે 'ઊઠું' (માડાત્રણ) કહીએ છીએ, તે શબ્દ, પ્રાકૃત 'अद्धुट्ट'નું જ વિપરિણામ છે અને પ્રાકૃત 'अद्धुट्ट'નું સમાન સંસ્કૃત રૂપ 'अर्धचतुर्थ' છે अर्धं चतुर्थं यस्मिन् तत् अर्धचतुर्थम् અર્થાત્ જે સંખ્યામાં ત્રણ સંખ્યા આખી છે અને ચોથી સંખ્યા અડધી છે તે અર્ધચતુર્થ अर्धचतुर्थ—अद्धचउट्ट—अद्धयउट्ट—अद्धउट्ट—अद्धुट्ट—अधुट्ट—अहुट्ट—ऊठ આમ 'अर्धचतुर्थ'થી 'ऊठ' સુધી જઈ શકાય છે વા 'ऊठ'થી 'अर्धचतुर्थ' સુધી પહોંચી શકાય છે

ફારસી ભાષાના 'સુલતાન' 'મોગલ' વગેરે શબ્દોને 'सुरत्राण', 'मुद्गल' કલ્પી કેટલાક કવિઓએ સંસ્કૃતના બીબામાં ઢાળેલા છે તેમ પ્રા૦ अद्धुट्ट શબ્દને લગતા મૂળ ઇતિહાસને શોધવાની માથાકૂટમાં ન પડતા કોઈ કવિમહાશયે એ શબ્દને 'अप्युष्ट' કલ્પી સંસ્કૃતનો સ્વાંગ પહેરાવેલો છે આટલી મીમાંસા ઉપરથી એક એ ફલિત થયું, કે 'अप्युष्ट' શબ્દ પોતે મૂળ સંસ્કૃત નથી પણ પ્રાકૃત 'अद्धुट्ट' ઉપરથી કલ્પી કાઢેલું સંસ્કૃત—સંસ્કૃતાભાસ—છે માડાત્રણના અર્થમાં 'अप्युष्ट' એ ખોટું સંસ્કૃત છે બીજું એ, કે 'अद्धुट्ट' એ વ્યુત્પન્ન શબ્દ છે—પોતાની વ્યુત્પત્તિને અનુસરતો યૌગિક શબ્દ છે

આપણે ત્યાં જેમ ઊંઠાના પાડા શિખવાય છે તેમ અહીં મારવાડમાં 'ઢચા'ના પણ પાડા શિખવાય છે એ 'ઢચા'નો અર્થ માડાચાર છે ઢચાના પૂર્વવર્તી રૂપો આ પ્રમાણે છે ઢચા—અઢચઁ—અઢચમ—અઢ્યચમ—અડ્ઢચમ—અર્દ્ધપચમ—અર્ધપઞ્ચમ. (અર્ધ પઞ્ચમ યસ્મિન્ તત્ અર્ધપઞ્ચમમ્) અર્થાત્ જે સંખ્યામાં ચાર સંખ્યા તો આખી છે અને પાંચમી સંખ્યા અડધી છે તે સંખ્યા અર્ધપંચમ—માડાચાર

૨

દમયંતીના સ્વયંવરમાં આવેલા રાજાઓનું વર્ણન ઠીકઠીક લાંબુ છે તે વર્ણનમાં જે રાજા છેક છેલ્લો વર્ણવેલો છે તેની હકીકત વાંચતાં એમ જણાય છે કે જાણે શ્રીહર્ષે રાજા અશોકને ન વર્ણવ્યો હોય—કવિ શ્રીહર્ષને જાણે રાજા અશોકનું સ્મરણ ન થયું હોય!

એ વર્ણનમાં કવિરાજ હર્ષ એ રાજાને મગધનો સમ્રાટ વર્ણવે છે અને ધર્મે બૌદ્ધ જણાવે છે, એટલું જ નહિ પણ તે રાજાએ મહાસાગર જેવું એક મોટું તળાવ બંધાવ્યું છે એમ લખીને પણ તેની ભૂરિભૂરિ પ્રશંસા કરે છે અને તે દ્વારા એ રાજાની ધાર્મિકતાની કીર્તિ ગાય છે

રાજા અશોકે બંધાવેલું 'સુદર્શન' નામનું તળાવ ભારતવર્ષના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે કવિ શ્રીહર્ષ પોતે કરેલા વર્ણનદ્વારા કેમ જાણે એ 'સુદર્શન' સરોવરને ન સંભારતા હોય?

ઉક્ત મગધાધિપતિ અને તેના સરોવરને લગતી વર્ણના મૂળ શ્લોકો બારમા સર્ગમાં નીચે પ્રમાણે છે

प्रशंसितुं संसदुपान्तरश्रिनं श्रिया जयन्तं जगतीश्वरं जिनम् ।[1]
गिरः प्रतस्तार पुरातदेव ता दिनान्तसंध्यासमयस्य देवता ॥ ८७ ॥
तथाधिकुर्या रुचिरे चिरेप्सिता यथोत्सुकः सम्प्रति संप्रतीच्छति ।[2]
अपाङ्गरङ्गस्थललास्यलम्पटाः कटाक्षधारास्तव कीकटाधिपः ॥ ८८ ॥

સરોવરનું વર્ણન

उन्मीलल्लीलनीलोत्पलदलदलनामोदमेदस्विपूर[3]-
क्रोडक्रीडद्द्विजालीगरुदुदितमरुत्स्फालवाचालवीचिः ।
एतेनाखानि शाखानिवहनवहरित्पर्णपूर्णद्रुमाली-
व्यालीढोपान्तशान्तव्ययपथिकदृशां दत्तरागस्तडागः ॥ १०१ ॥
वृद्धो बाधिरसौ तरङ्गवलिमं बिभ्रद् वपुः पाण्डुरम्[4]-इत्यादि

श्लो० १०२—१०३

૧. હવે, રાજાઓનો પરિચય કરાવનારી સરસ્વતી દમયંતીને જિન એટલે જિનના—બુદ્ધના—અનુયાયી રાજાનો પરિચય આપતાં જણાવે છે, કે એ રાજા લક્ષ્મીવડે જયંત, ઈંદ્રપુત્ર, સમાન છે અને ઈશ્વર એટલે સમર્થ છે.

"कीकटदेशप्रभुत्वाद् जिनं बौद्धं राजानं वा"—ટીકાકાર

૨. વળી વધુ પરિચય માટે એ જ પરિચારિકા કહે છે, કે હે દમયંતી! કીકટદેશનો—મગધદેશનો સ્વામી, એ રાજા તારા કટાક્ષોને ઇચ્છે છે માટે તું તેના તરફ તારી નજર ફેરાવ.

"कीकटाधिपः मगधदेशस्वामी"—ટીકાકાર

૩. એ મગધાધિપતિએ પથિકોને આનંદ આપનારું એવું એક મોટું તળાવ ખોદાવેલું છે—જે તળાવમાં વિકાસ પામતા નીલોત્પલોમાં ભમરાઓ ગુંજી રહ્યા છે, અને જેને કાંઠે ઘટાદાર વૃક્ષો ઝૂકી રહ્યાં છે.

૪. એ તળાવ નથી પણ મોટો મહાસાગર છે, એમ લાગે છે. ઇત્યાદિ.

---

## વિષમ ઉત્તર

'સ્વપ્નસ્થ'

[પંચચામર વૃત્ત]

અમે પૂછ્યું: 'તમે ગયા પછી અમારું કોણ છે?'
તમે કહ્યું: 'અમે ગયા પછી અનંત વિશ્વ છે.'
હસી રહી હતી તમારી આંખ મંદ હાસ્યથી,
અનેક વર્ષ તે પછી વહ્યાં અનંતમાં ભળી.
અનંત ભાવિ આંખમાં ભરી રહ્યું ચિરક્ષિતિને
અનંત વર્તમાનની પળો બની રહી બળી,
અનંત શુષ્કના—અનંત ઊર્મિહીન શૂન્યની,
સ્વાર્થના પ્રસાર કારણે અનંત વિશ્વ છે!

ૐ

# ઉત્તર હિંદુસ્તાની સંગીતનું સ્વરૂપ

વિષ્ણુ નારાયણ ભાતખંડે

છેવટના છ સૈકાના હિંદુસ્તાનના સંગીતના ઇતિહાસની ઉપર પ્રમાણે સમાલોચના કર્યા પછી આપણે હવે તે ઐતિહાસિક સમાલોચનાના મહત્ત્વના મુદ્દાઓ ફરીથી જોઈ જઈએ આપણે જોયુ કે —

(ક) જે પ્રાચીન સંસ્કૃત ગ્રંથકારો આપણે વિચારી ગયા તેમાથી કોઈ પણ **બિલાવલ** મેલને પોતાના શુદ્ધ મેલ તરીકે વાપરતો નથી

(ખ) લગભગ બધા સંસ્કૃત અને ભાષાના લેખકોએ પોતાના રાગોનું વર્ણન કરવામા વાસ્તવિક રીતે બાર (જવલ્લે જ ચૌદ) સ્વરોનો ઉપયોગ કર્યો છે, અને વીણા ઉપર ફક્ત બાર પડદા મૂકતા આવ્યા છે

(ગ) સાધારણ રીતે આપણા પ્રાચીન ગ્રંથકારોમા રાગોનો પરસ્પર વિવેક આરોહ, અવરોહ, અને વાદી સ્વરોથી કરવામા આવેલો છે

(ઘ) ઓછામા ઓછા છેવટના પાચસો વર્ષમા આખા દેશનુ સંગીત માત્ર એક ષડ્જ ગ્રામના આધારે જ રચાયુ હતુ

(ઙ) એક જ ગ્રામ એટલે ષડ્જ ગ્રામમા જ સંગીત મર્યાદિત થયેલુ હોવાથી સંગીતના જૂના મતમા એટલા બધા મહત્ત્વના ફેરફારો થઈ ગયા કે **જાતિમાંથી રાગો** ઉત્પન્ન કરવાની પ્રથાનો નાશ કરવો પડ્યો પંડિત શાર્ઙ્ગદેવ અને બીજાઓએ વિવરણ કર્યા પ્રમાણે આ પ્રથાના નાશથી એક ઇષ્ટ પરિણામ આવ્યુ અને તે એ કે કંઠ્ય સંગીત વાદ્ય સંગીતના નિયંત્રણમાથી મુક્ત થયુ

(ચ) દક્ષિણના પંડિતો વારવાર ઉત્તરમા અને ઉત્તરના પંડિતો દક્ષિણમા જતા અને એકબીજાઓની રાગપદ્ધતિઓનો અભ્યાસ કરતા

(છ) મુસલમાનોના દેશમા આગમન પછી ઉત્તર હિંદુસ્તાનનુ સંગીત ધીમેધીમે પ્રાચીન સંસ્કૃત શાસ્ત્રોનો સંબંધ ગુમાવતુ ગયુ અને નવા પરદેશી તત્ત્વોને વ્યવસ્થિત રીતે પોતાનામા સમાવતુ ગયુ

(જ) પ્રચારની સંગીતસામગ્રીને સંગ્રહ કરવાના, ફરીવાર ગોઠવવાના, એકસરખુ એને વ્યવસ્થિત કરવાના અને આ રીતે આ બધી સામગ્રીને બુદ્ધિગ્રાહ્ય અને સરળતાથી સમજી શકાય તેવી પદ્ધતિનુ રૂપ આપવાના પ્રયાસો લાગાલાગા અંતરે થતા દેખાય છે

(ઝ) આ વ્યવસ્થાના કાર્યમા દક્ષિણના પંડિતોએ પણ સમકાલીન રાજાઓ અને અમીરોની અનુજ્ઞાથી ભાગ લીધો હોય એમ દેખાય છે

(ઞ) આ દિશામા છેવટનો મહાન પ્રયત્ન ઓગણીસમી સદીના પ્રારંભમા થયો હોય એમ દેખાય છે.

(૮) છેવટનાં સો વર્ષમાં હાલના હિંદુસ્તાની સંગીત ઉપર પદ્ધતિસર સંસ્કૃત ગ્રંથ લખવાનો કોઈએ પ્રયત્ન કર્યો હોય તેમ દેખાતું નથી.

(૯) હાલના સમયમાં હિંદુસ્તાની સંગીતના વિદ્યાર્થીએ નીચેના સંગીતગ્રંથોને મોટાં સીમાચિહ્ન તરીકે ગણવાં જોઈએ:—

| | | | |
|---|---|---|---|
| (૧) લોચનકવિકૃત | રાગતરંગિણી | (૭) પંડિત ભાવભટ્ટ કૃત | અનુપવિલાસ |
| (૨) પુણ્ડરીક વિઠ્ઠલકૃત | સદ્રાગચંદ્રોદય | (૮) „ „ | અનુપાંકુશ |
| (૩) „ „ | રાગમંજરી | (૯) હૃદયનારાયણ દેવકૃત | હૃદયપ્રકાશ |
| (૪) „ „ | રાગમાલા | (૧૦) મહમદ રેઝાખાનકૃત | નગમાત–ઈ–આશફી |
| (૫) „ „ | નર્તનનિર્ણય | (૧૧) મહારાજા પ્રતાપસિંગકૃત | સંગીતસાર |
| (૬) પંડિત ભાવભટ્ટકૃત | અનુપરત્નાકર | (૧૨) કૃષ્ણાનંદ વ્યાસકૃત | સંગીતકલ્પદ્રુમ |

હવે, એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે સંગીતપરત્વે અત્યારે આપણી શી સ્થિતિ છે? આ પ્રશ્નનો ઉત્તર બહુ સરળ છે અને તે આ છેઃ અવલોકન કરતાં આજે આપણને માલૂમ પડે છે કે **મુસલમાન ગવૈયાઓએ છેવટનાં પાંચસો વર્ષમાં જે સંગીત દાખલ કર્યું છે તે જ આપણું ઉત્તર હિંદુસ્તાનનું ઉચ્ચ પ્રતિનું સંગીત.** અત્યારે ઉપલબ્ધ જૂના સંસ્કૃત ગ્રંથો હવે બંધનકર્તા રહ્યા નથી, કારણ કે અત્યારનું પ્રચારનું સંગીત તેમાંના ઘણા મહત્ત્વના મુદ્દાઓથી વિરુદ્ધ પડે છે. આ પ્રમાણે આપણા ગ્રંથો ચાલુ સંગીતની પ્રથા માટે અનુપયોગી થઈ જવાથી કુદરતી રીતે આપણે આપણાં અજ્ઞાન, નિરક્ષર અને સંકુચિત મનવાળા ગવૈયાઓની દયા ઉપર આધાર રાખવો પડે છે. આપણા આધુનિક વિદ્વાનોએ આ અસંતોષકારક સ્થિતિના ઘણા ગેરલાભો સ્પષ્ટ રીતે જોયા છે. પણ પૂરતી મદદ અને સગવડના અભાવે આ પરિસ્થિતિને કેવી રીતે કબજામાં લેવી તેની તેમને સમજણ પડતી નથી. સારી કાર્યોપયોગી નવી સંગીતપદ્ધતિની પુનર્રચના માટે આપણા હિંદુસ્તાની સંગીતમાં ઉત્તમ સામગ્રીની ખોટ નથી. દાખલા તરીકે, સારી સંગીતપદ્ધતિ માટે ઉત્તમ શાસ્ત્રીય આધાર ઉપજાવવાને બુદ્ધિશાળી વિવેચકને નીચે જણાવેલા આપણા હિંદુસ્તાની સંગીતનાં સામાન્ય લક્ષણો સરળતાથી ધ્યાનમાં આવશે:

(૧) છેવટનાં ત્રણસો કે ચારસો વરસના અરસામાં દેશના સંગીતને શાસ્ત્રીય રૂપ આપતા વિવિધ ગ્રંથો પ્રચલિત મેલના બાર સ્વરોના આધારે રચાતા હોય એમ દેખાય છે.

(૨) આપણા પ્રાચીન અને અર્વાચીન સંગીતગ્રંથકારો પ્રથમ જનક ઠાઠો નક્કી કરવાનો અને પછી તેમાં રાગોનું વર્ગીકરણ કરવાનો સિદ્ધાંત સ્વીકારતા હોય એમ દેખાય છે.

(૩) ઓડવ, ષાડવ અને સંપૂર્ણ એ ત્રણ પ્રકારોમાં રાગોનું વર્ગીકરણ સર્વાનુમતે સ્વીકારાયેલું હોય એમ દેખાય છે.

(૪) સામાન્ય નિયમ તરીકે રાગ બનવા માટે મેલના બાર સ્વરોમાંથી ઓછામાં ઓછા પાંચ સ્વરોનો ઉપયોગ થયો હોવો જોઈએ.

(૫) કોઈ પણ રાગ એક સાથે મ અને પ બન્ને સ્વરો છોડી ન શકે.

(૬) અને, સાધારણ નિયમ તરીકે એક રાગમાં કોઈ પણ એક સ્વર નામના કોમલ અને તીવ્ર રૂપો એકસાથે ન આવી શકે; થોડાક અપવાદ સિવાય.

આવાં વધારે લક્ષણો અહીં આપવાની આવશ્યકતા હું જોતો નથી, કારણ કે, મારો

અર્થ સ્પષ્ટ કરવા માટે આટલા પૂરતા છે આપણા સદ્ભાગ્યે દક્ષિણ સંગીતપદ્ધતિ પણ લગભગ આ બધા જ નિયમો માન્ય રાખે છે અને તેથી આપણી પદ્ધતિ માટે નવો શાસ્ત્રીય આધાર ઉપજાવવાની તકલીફ લેવાની જરૂર નહિ રહે આપણી ઉત્તર સંગીતપદ્ધતિમાના કોઈ પણ તત્ત્વનો ત્યાગ કર્યા વિના આપણને અનુકૂળ પડે તેવા દક્ષિણના પ્રમાણભૂત ગ્રંથોમાથી આધારરૂપ તત્ત્વો લઈને તે પાયા ઉપર આપણી સંગીતપ્રિય પ્રજા માટે સંગીતની ભવ્ય રચના ઊભી કરી શકીએ અહીંયા ગેરસમજૂત ન થવી જોઈએ. આપણે બધા જાણીએ છીએ કે આપણી હિંદુસ્તાની પદ્ધતિ દક્ષિણ કે કર્ણાટકની પદ્ધતિથી સંપૂર્ણ રીતે સ્વતંત્ર છે હુ પોતે તો ઉત્તર હિંદુસ્તાની સંગીતપદ્ધતિનો આરાધક છુ અને ભક્ત છુ મેં તેનો હિંદુસ્તાનના ઉસ્તાદો નીચે રહી અભ્યાસ કર્યો છે છતા દક્ષિણની પદ્ધતિ તરફ મારુ વલણ તિરસ્કારનુ નથી હુ પ્રામાણિકપણે એમ માનુ છુ કે હવે એ સમય આવી ચૂક્યો છે કે જ્યારે આપણા દેશની આ બે મોટી સંગીતપદ્ધતિઓમા પરસ્પર સારા મુદ્દાઓની આપલે થવી જોઈએ અલગ રહેવાનો સમય હવે ગયો છે ઉત્તર હિંદુસ્તાનની પદ્ધતિના પોતાના કેટલાક વિશિષ્ટ લક્ષણો છે જે સુપ્રસિદ્ધ છે જેવા કે —

(૧) અત્યારની ઉત્તરની પદ્ધતિનો શુદ્ધ અથવા મૂળભૂત મેળ **બિલાવલ મેલ** તરીકે ઓળખાય છે દક્ષિણ પદ્ધતિનો મેળ **કનકાંગી મેલ** તરીકે ઓળખાય છે

(૨) સામાન્ય રીતે જોનારને હિંદુસ્તાની સંગીત મોટે ભાગે ત્રણ રાગસમુદાયોમા વહેચાઈ ગયેલુ દેખાય છે

(અ) રિ અને તીવ્ર ધ લેતા રાગો
(આ) રિ અને કોમળ ધ લેતા રાગો
(ઇ) ગ અને કોમળ **ની** લેતા રાગો

(૩) દરેક હિંદુસ્તાની રાગને પોતાનો વાદી અથવા મુખ્ય સ્વર હોય છે જેનો ઉપયોગ ઉત્તરનો કળાકાર વિશિષ્ટ રીતે કરે છે

(૪) વાદી સ્વરના સ્થાન પ્રમાણે રાગોને પૂર્વ અને ઉત્તર એવા વિભાગોમા વહેંચી નાખવામા આવ્યા છે

(૫) અમુક અમુક રાગો માટે દિવસ અને રાતના અમુક પ્રહરો નિયત કરેલા હોય છે આમા માનસિક અને શારીરિક ધર્મોના આધારે પ્રવર્તતી કોઈ યોજના હોય એમ લાગે છે

(૬) હિંદુસ્તાની પદ્ધતિમા તીવ્ર મધ્યમ બહુ જ અગત્યનો ભાગ ભજવે છે આનાથી રાગની ગોઠવણી સરળ થાય છે એટલુ જ નહિ પણ તે ગાનાર કે સાભળનારને રાગનો સમય નક્કી કરવામા મદદ કરે છે

(૭) સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતે ગાવાના રાગો **સંધિપ્રકાશ** રાગો તરીકે ઓળખાય છે આ રાગો સાધારણ રીતે રિ અને કોમળ ધ લેતા રાગવર્ગમા આવે છે

(૮) જે રાગોમા ગ અને કોમળ **ની** હોય છે તે રાગો મધ્યાહ્ન કે મધ્યરાત્રીએ ગાવાના હોય છે

(૯) જે રાગોમા રિ, ધ, ગ અને તીવ્ર **ની** હોય તે સંધિપ્રકાશ રાગો પછી તરત જ

લખવામાં આવ્યું છે. આ હકીકત પુસ્તકનું મુખપૃષ્ઠ જોવાથી જ સ્પષ્ટ થઈ જશે. આ પુસ્તકને કર્તાનું નામ આપ્યા વિના પ્રસિદ્ધ કરવાનો હેતુ એ હતો કે વાચકવર્ગ વધારે છૂટથી તેના ઉપર વિવેચન કરી શકે. મેં મારું નામ આપ્યું હોત તો કદાપિ તે વર્ગ તેટલી છૂટથી વિવેચન ન કરત! આ ઉપરાંત બીજો ઉદ્દેશ એ પણ હતો કે આવા સ્વતંત્ર વિવેચનમાંથી જે કાંઈ ભૂલો અથવા ખામીઓ પ્રકાશમાં આવે તે ભૂલોને આ ગ્રંથની ટીકામાં સુધારવાની તક મળે. આ ગ્રંથોની સ્થાનિક પત્રોમાં સારી સમાલોચના આવી છે, અને આ વિષય સમજનારાઓમાં તે ગ્રંથની કિંમત અંકાતી જાય છે. જુદાજુદા રાગોનાં લક્ષણો વિષેના નિયમો અને તેમને ગાવાની રીતના જુદાંજુદાં વર્ણનોને લોકોમાં વધારે પ્રચલિત કરવા, મેં સેંકડો સરળ **સારિગમ** અને લક્ષણગીતો તૈયાર કર્યાં છે; અને સંગીતના વિદ્યાર્થીઓને તેનો લાભ સરળતાથી મળી શકે તે માટે આ બધાંને ગ્રંથાકારે તેમની મૂળ કિંમતે બજારમાં મૂક્યાં છે. **હાલમાં ગવાતા રાગોનું યથાર્થ અને વિશ્વસનીય સ્વરૂપ આવે તેટલા માટે આ ગીતોની રચનામાં, હું ઉત્તમ ગાયકો પાસેથી જે રાગો શીખેલો તેમને મેં નમૂના તરીકે વાપર્યા છે, અને ફક્ત તેમાં જ્યાં આવશ્યક હોય ત્યાં જ થોડાક સુધારા કર્યા છે.** આમાંનાં કેટલાંક ગીતો તો લોકપ્રિય થઈ ચૂક્યાં છે; અને એ પણ સમયનું શુભચિહ્ન છે કે ગવૈયાઓના વર્ગમાં પણ આ ગીતોને આદર મળ્યો છે. 'लक्ष्यसंगीतम्'માં અને '**હિંદુસ્તાની સંગીતપદ્ધતિ**' નામના તેના ટીકાગ્રંથોમાં વર્ણવેલી પદ્ધતિ પ્રમાણે સંગીતશિક્ષકો તૈયાર કરવાને માટે મેં કેટલાક સારા કંઠવાળા ખાસ વિદ્યાર્થીઓને તૈયાર કરવા માંડ્યા છે; અને મને આશા છે કે હિંદુસ્તાની સંગીતના અભ્યાસ અને શિક્ષણ સરળ અને વ્યવસ્થિત કરવા માટે મેં જિંદગીભર નમ્રભાવે જે તત્કાલ પૂરતો નિઃસ્વાર્થ પ્રયત્ન કર્યો છે તે સફળ થશે.

હવે હું આપમાંના જેઓએ આ પુસ્તક નથી વાંચ્યું તેમને મારી રચેલી પદ્ધતિનો ટૂંકો પણ પૂરો ખ્યાલ આપવાની રજા લઉં છું. રાગોના મુખ્યધર્મોને બાધ ન આવે તેવા અસંખ્ય રંજક સ્વરસંયોજનો શક્ય છે; છતાં પણ આપ સંમત થશો કે આપણા હિંદુસ્તાની ગવૈયાઓ લગભગ **બસો વિવિધ રાગો** ઉપરાંત વધારે રાગો ગાતા માલૂમ પડતા નથી. આ રાગોને લઈને મેં **પંડિત વ્યંકટ મખીના 'ચતુર્દંડીપ્રકાશિકા'**માં આપેલા બોતેર જનક મેલ અથવા ઠાઠોનો ઉપયોગ કરી તેમાંથી હિંદુસ્તાની રાગો માટે સરળતાથી જનક મેલ તરીકે વાપરી શકાય તેવા માત્ર દશ પસંદ કર્યા. હું તમને એ પણ જણાવી દઉં કે આ વિદ્વાન પંડિતે પણ તેમના વખતના દક્ષિણના રાગોનું વર્ગીકરણ કરવા માટે તેમાંના ઓગણીશ મેલ જ પસંદ કર્યા હતા. મેં જે દશ ઠાઠો પસંદ કર્યા તે નીચે પ્રમાણે છેઃ—

| | | | |
|---|---|---|---|
| (૧) શાન્તકલ્યાણ | યમન. | (૬) ગમકક્રિયા | મારવા. |
| (૨) ધીરશંકરાભરણ | બિલાવલ. | (૭) શ્રીરાગ | કાફી. |
| (૩) હરિકેદારગૌળ | ખમાજ. | (૮) નારીરીતિગૌળ | આસાવરી. |
| (૪) માયામાલવગૌળ | ભૈરવ. | (૯) જનીતોડિ | ભૈરવી. |
| (૫) કાશીરામક્રિયા | મારવા. | (૧૦) શૈવપંતુવાળી | તોડી. |

પછી મેં દશ ઠાઠમાંના એક અથવા બીજા ઠાઠ નીચે બધા રાગોનું વર્ગીકરણ કર્યું, અને આ પ્રમાણે વર્ગીકરણ કરવામાં જનક ઠાઠ અને તેની નીચે મૂકવાના રાગોમાં રહેલું સામ્ય ધોરણરૂપે સ્વીકાર્યું. ઉદાહરણ તરીકે **હમીર, કેદાર, કામોદ, શ્યામ** ઇત્યાદિ અને

એને મળતા બીજા રાગો કે જેમનામાં યમન ઠાઠની સાથે સ્પષ્ટ સામ્ય છે, તેમને યમન-ઠાઠ નીચે મૂક્યા. આ જ પ્રમાણે શ્રી, જેતાશ્રી, ટંકી પૂરિયા-ધનાશ્રી, માલવી, ગૌરી ઇત્યાદિને પૂર્વીઠાઠ નીચે મૂકવામાં આવ્યા, જ્યારે કાલીંગડા, ગુણકી, જોગી, રામકલી વગેરેને ભૈરવઠાઠ નીચે મૂકવામાં આવ્યા. આ આખું વર્ગીકરણ 'સંગીતકલ્પદ્રુમાંકુર' નામના ગ્રંથમાં જણાવેલા દશ શ્લોકોમાં બહુ કુશળતાથી અને સંક્ષિપ્તતાથી વર્ણવેલું છે. આ ગ્રંથ 'લક્ષ્યસંગીત'નો સંક્ષેપ છે. ઉત્તર હિંદુસ્તાની સંગીતને વ્યવસ્થિત કરવાના કાર્યમાં ભાગ માનનીય સહાયક નિઝામ સરકારના આશ્રિત પ્રસિદ્ધ સંગીત વિદ્વાન પંડિત અપ્પાતુલસીની આ કૃતિ છે.

* * *

સંસ્કૃતમાં લખાયેલો હોઈ, ઘણા સંગીતપ્રિય લોકોને અડચણ આવે તેથી આ જ લેખકે હિંદીમાં 'રાગચંદ્રિકાસાર' નામનું પુસ્તક લખ્યું છે, જે સંસ્કૃતમાં લખેલા 'રાગચંદ્રિકા'નો લગભગ અનુવાદ છે. આ પ્રમાણે આપણી પદ્ધતિનું ખોખું તૈયાર કર્યા પછી મેં મારું ધ્યાન બીજા વિવિધ જન્યરાગોના ભેદક લક્ષણો તરફ આપ્યું. આ લક્ષણો સંક્ષેપમાં મેં 'લક્ષ્યસંગીતમ્'માં આપ્યાં છે અને તેની વિસ્તારથી ચર્ચા 'હિંદુસ્તાની સંગીત-પદ્ધતિ'માં કરી છે. તેમાં મેં પુષ્કળ ઉદાહરણો પણ આપ્યાં છે કે જેથી સાધારણ બુદ્ધિનો પણ સંગીતપ્રેમી અને આવશ્યક ધીરજવાળો વિદ્યાર્થી વિવિધ ઠાઠો નીચે આવતા જન્યરાગોને યોગ્યતાથી જુદા પાડી શકે અને ઓળખી શકે.

સાધારણ રીતે, રાગોમાં ભેદ, દરેકના મુખ્ય લક્ષણો આપીને કરવાનો નિયમ સાચવ્યો છે. આ લક્ષણો નીચે પ્રમાણે છે :

(૧) રાગ ઓડવ, ષાડવ કે સંપૂર્ણ છે ?
(૨) આ રાગ ગાવા માટે યોગ્ય સમય કયો છે ?
(૩) કયા સ્વરો તે છોડી દે છે ? અને તે સ્વરો આરોહમાં છોડે છે કે અવરોહમાં ?
(૪) રાગના વાદી અથવા મુખ્ય સ્વરો કયા છે અને તેના સંવાદી સ્વર કયા છે ?
(૫) રાગોના વિસ્તારમાં કયા અનુવાદી (વાદી અને સંવાદી સ્વરોથી ઇતર) સ્વરોનો કેવી રીતે ઉપયોગ કરવાનો છે ?
(૬) રાગનું સૌંદર્ય પૂર્વાંગ કે ઉત્તરાંગમાં છે અને વળી આરોહ કે અવરોહમાં છે ?
(૭) રાગો ગાવામાં કયી ભૂલોથી બચવું જોઈએ ?
(૮) બહુ નજીકનજીકના રાગોમાં કેવી રીતે સૂક્ષ્મતાથી ભેદ કરવો ? જેવા કે શ્રી અને ગૌરી, જૈતાશ્રી અને પૂરિયાધનાશ્રી, આસાવરી અને જૌનપુરી, દેશી અને દેવગાંધાર, ત્રિવેણી અને ટંકી, મારવા અને પૂરિયા, મલ્હાર અને મલાર, ભૈરવ અને રામકલી, ભીમપલાસી અને ધનાશ્રી, કાફી અને સિન્દૂરા, બિહાગ અને શંકરા, દેશ અને સોરઠ ઇત્યાદિ.

આ ઉપરાંત, ગ્રહ, અંશ, ન્યાસ, અને વિશ્રાન્તિસ્થાન બતાવીને રાગોના પ્રસ્તાર વિષે સામાન્ય સૂચનાઓ આપવામાં આવી છે. વળી તે ઉપરાંત રાગોની પકડ પણ બતાવવામાં આવી છે. જેમકે, પૂર્વી દર્શાવવાને માટે 'નિ, સારેગ, મગ' અથવા પૂરિયા રાગ દર્શાવવાને માટે 'સાનિધનિ' ઇત્યાદિ. વળી, આ પ્રસ્તાર દર્શાવવા માટે લાંબા ઉદાહરણો આપવામાં આવ્યાં છે જેથી રાગો શુદ્ધ રીતે સૌંદર્યથી અને માધુર્યથી ગાઈ શકાય અને વિસ્તારી શકાય.

ટૂંકામાં, રાગો અત્યારે ગવાય છે તે પ્રમાણે તેમને ચોકસાઈથી નિશ્ચિત રીતે અને સંપૂર્ણતાથી નોંધવા માટે મારાથી બનતું મેં કર્યું છે; અને રાગોના અભ્યાસ અને ગાન તો થોડીક સરળ જાતમહેનતથી થઈ શકે. આપણા અત્યારના અજ્ઞાન ગવૈયાઓની શિક્ષણપદ્ધતિ અશાસ્ત્રીય છે કારણ કે તે અવ્યવસ્થિત છે; અને તેથી તે કેળવણી પામેલા વિદ્યાર્થીને બહુ ગ્રાહ્ય લાગતી નથી. વળી તે બિનજરૂરી રીતે લાંબી અને કંટાળાભરેલી તથા સ્થાયી પરિણામો ન આપે તેવી છે. આ બધામાંથી મેં સંગીતને બચાવવા પ્રયત્ન કર્યો છે. **'લક્ષ્યસંગીત'** અને **'હિંદુસ્તાની સંગીતપદ્ધતિ'**ની મદદથી અભ્યાસ કરનાર વિદ્યાર્થી ઓછામાં ઓછું આટલું તો મેળવશેઃ સંગીતનો દૃઢ અને નિશ્ચળ પાયો! અને ગાયનના કામમાં પૂર્ણતા અને સૌંદર્ય પ્રસંગ મળે ઉત્તમ ગાયકોને સાંભળવાથી તે મેળવી શકશે. આ પદ્ધતિના દરેક વિદ્યાર્થી માટે ચોક્કસ સ્વરજ્ઞાન ઉપર એક આવશ્યક વસ્તુ તરીકે ભાર મૂકવામાં આવે છે. આને માટે પૂરતી સામગ્રી મારી ક્રમિકપુસ્તકમાલિકાની સ્વરમાલિકામાં આપેલી છે. આવું ચોક્કસ સ્વરજ્ઞાન મેળવ્યા પછી માધુર્ય અને સૌંદર્ય સરળતાથી મેળવી શકાય છે.

**'લક્ષ્યસંગીત'** સૂત્રગ્રંથ જેવો છે અને તે કરવાનો ઉદ્દેશ એ છે કે તે સહેલાઈથી મોઢે કરી શકાય. रागकल्पद्रुमांकुर, रागचंद्रिका અને चन्द्रिकासार જેવા ગ્રંથોનો પણ આ જ ઉદ્દેશ છે. મારા મિત્ર આપણા પ્રમુખ ઠાકુર **એમ. નવાબ અલિખાન સાહેબને** મારી વર્ગીકરણની રીત પસંદ પડવાથી તે રીત લોકપ્રિય બનાવવા મેં રચેલી પદ્ધતિનો ઉત્તર હિંદમાં પ્રચાર કરવા તેમણે ઉર્દૂમાં **'મારફૂત—ઉલ—નગમાત'** નામનો ગ્રંથ રચ્યો છે; કારણ ત્યાંની મુખ્ય ભાષા ઉર્દૂ છે. આ ગ્રંથમાં એ પદ્ધતિ આવી જાય છે, અને મને કહેતાં બહુ આનંદ થાય છે કે આ ગ્રંથની બીજી મોટી આવૃત્તિ નીકળી છે. જેમને સંસ્કૃત કે ઉર્દૂ નથી આવડતું તેમને પણ આ પદ્ધતિનો લાભ મળે તેટલા માટે મારા કેટલાક મિત્રોએ આ પદ્ધતિના પ્રથમ ભાગનો ગુજરાતીમાં અનુવાદ કર્યો છે, અને બીજા અને ત્રીજા ભાગનાં ભાષાંતર પણ થઈ રહ્યાં છે.[1] વળી, દક્ષિણવાસી સંગીતપ્રેમીઓનું ધ્યાન પણ આ પુસ્તકો તરફ ખેંચાયું છે એ મારે માટે મોટા સંતોષની વાત છે.

આ પ્રમાણે એક **ષડ્જગ્રામ** ઉપર હિંદુસ્તાનના સંગીતની વ્યવસ્થા કરવાનો પ્રયાસ કરીને, અને આ આખી પદ્ધતિને છેવટનાં નવ કે દશ વર્ષમાં જાહેર મતની કસોટીએ ચડાવ્યા પછી, હું એટલું કહી શકું છું, કે આ પદ્ધતિ ઠીકઠીક કામમાં આવે તેવી છે, અને જ્યારે આપણું સંગીત બહુ અસંતોષકારક સ્થિતિમાં આવી પડ્યું હતું તેવે સમયે તેને આ પદ્ધતિ આવશ્યક સ્થિરતા આપી શકી છે.

* * *

આપણા ઉત્તર હિંદુસ્તાનના સંગીતના પુનર્જીવનકાર્યમાં આ મેં પ્રથમ પગલું ભર્યું છે અને પરિણામે મારા પ્રયાસને ઠીકઠીક સફળતા મળી છે. મારે માટે એ આનંદની વાત છે કે હું મારી પછીના કાર્યકર્તાઓ માટે એક નમૂનો તૈયાર કરવા શક્તિમાન થયો છું. આ નમૂનાને તેઓ સુધારશે અને સંપૂર્ણ કરશે; અને મને પૂરેપૂરી આશા છે કે થોડાંક વર્ષમાં આપણા સંગીતના શિક્ષણની સરળ પદ્ધતિ હયાતીમાં આવશે, અને આ પ્રમાણે લોકશિક્ષણમાં

[1] પહેલા ભાગનો ગુજરાતી અનુવાદ દુર્લભ છે. આગળના ભાગોના અનુવાદો હજી પ્રગટ થયા નથી.
અનુવાદક

તેનો ઉપયોગ થઈ શકશે અને ત્યારે જ હિંદુસ્તાનની મહત્ત્વાકાંક્ષા પરિપૂર્ણ થશે, કારણ કે ત્યારપછી જ હિંદીઓ યુનિવર્સિટીઓના અભ્યાસક્રમમાં સંગીત દાખલ કરાવી શકશે અને એ રીતે સંગીતનું શિક્ષણ સર્વસાધારણ અને સાર્વત્રિક થશે, અને જો પરમાત્માની કૃપા હશે તો ઉત્તર અને દક્ષિણ બંને સંગીતપદ્ધતિઓનો સમન્વય થશે, અને આ પછી આખા રાષ્ટ્ર માટે રાષ્ટ્રીય સંગીત હયાતીમાં આવશે અને આપણી અંતિમ મહત્ત્વાકાંક્ષા પૂરી થશે. કારણ કે ત્યારે જ આ મહાન પ્રજા એક જ ગીત ગાતી થશે! એકવાર સંગીતની પદ્ધતિ હયાતીમાં આવી, પછી જ શિક્ષણ આપવાના દ્વારો આપોઆપ ઊઘડશે, અને પછી સંગીતનું ફરજિયાત શિક્ષણ આપવાનું પણ આપોઆપ થઈ આવશે. સહેલાં પાઠ્યપુસ્તકો અને ક્રમિક પુસ્તકમાળાઓ લખવાનું કાર્ય પણ ટૂંકા સમયમાં થઈ જશે. આ બાબતમાં આશાવાદ અસ્થાને નથી, કારણ કે મને ઘણી ઊંચી આશાઓ છે કે બનારસમાં નવી સ્થપાયેલી હિંદુ યુનિવર્સિટીમાં સંગીતનો જુદો વિદ્યાવિભાગ રાખવામાં આવશે અને આ પ્રમાણે સંગીતશિક્ષણ આપવાનું કાર્ય ઝડપથી આગળ વધશે.

આ પ્રતિનિધિત્વવાળી પરિષદ આગળ મારી પદ્ધતિ મૂકવાનો ઉદ્દેશ આપ બધા પ્રતિનિધિઓનું મારા અપૂર્ણ નમૂના તરફ ધ્યાન ખેંચવાનો અને તેને પૂર્ણ કરવામાં મદદ માગવાનો છે, જેથી યુનિવર્સિટી માગે તે વખતે આપણી પાસે જો વ્યવસ્થિત પદ્ધતિ તૈયાર હોય તો યુનિવર્સિટીનું કામ સરળ થઈ પડે.*

---

## કૃપાના સંતોષે

'સ્વપ્નસ્થ'

પ્રભો! તારાં ગાને કિલકિલ સ્વરોમાં જગતનાં
મને ઊંડી શ્રદ્ધા ટિપટિપોનાં ભજનમાં
અને પુષ્પો કે શિશુહૃદયને સ્નેહસગિનાં
સદા બોલાવે એ પરમજલ ઔત્સુક્ય રચતાં
તને શું કહેવું જ્યાં નભનિવસતી ચંપક પ્રભા
સુવર્ણે રંગે છે શિશુહૃદય આશ્ચર્ય સપનાં?
ધરા જેવી માના વિમલ ઉરનાં ધાવણ મળ્યાં
અને આ પ્રાણોમાં વિમલ મધુ આશા સ્મિત છવ્યાં
હવે હું માગું શું અમર ઝગકતા નભમુખે
મને આશા છે કે રમત રમી સહુ પરમમાં,
કુબેરી સંગીતો અરવ વહતાં ચંદ્રપદનાં
રહ્યાં પ્રેરી નૃત્યે પરમ કૈવલ્યાલિંગન સમાં
કહે ત્યાં શું માગું હૃદય છલકાવે તન મુગ્ધાં
કૃપાના સંતોષે અરુણ ઝરણે આંસુ નીતરી?



---

* પંડિત વિષ્ણુ નારાયણ ભાતખંડેએ ઈ. સ. ૧૯૧૬માં વડોદરાની પ્રથમ અખિલ ભારતીય સંગીત પરિષદમાં આપેલા *A Short Historical Survey of the Music of Upper India* નામના અંગ્રેજી ભાષણના ગુજરાતી સાહિત્ય સભા તરફથી પ્રગટ થનાર અનુવાદમાંથી રજા માટે સાહિત્ય — તંત્રી



## (૧) એબિસીનિયાનો ઇતિહાસ

અત્યારે આખા જગતનું ધ્યાન ઈટલી—એબિસીનિયાના ઝઘડા પર કેન્દ્રિત થયું છે, ત્યારે એબિસીનિયા સંબંધી નીચેની હકીકત જાણવાનું રસદાયક થઈ પડશે.

ઐતિહાસિક શોધખોળ તથા વૈજ્ઞાનિક પૃથક્કરણથી એબિસીનિયા સંબંધી ચાલતી આવતી કલ્પનાતીત દંતકથાનો વિનાશ થયો છે, છતાં સૈકાઓ થયાં દેશ જે કસોટીમાંથી પસાર થયો છે તે તથા જે વિજયો તેણે પ્રાપ્ત કર્યા છે તેનો ઇતિહાસ જગતને રોમાંચક લાગે તેવો છે.

રંગીન જાતિઓ સામાન્તઃ વસ્તુસ્થિતિ કરતાં સ્વપ્ન અને કલ્પનાશક્તિમાં વધારેપડતી માન્યતા ધરાવે છે. તે પ્રમાણે એબિસીનિયન લોકો પોતાને અકલ્પતીય યુગોમાંથી ઉતરી આવેલા માને છે. તેઓના પૂર્વજોમાં રાજા સોલોમન અને શેબાની રાણીનો સમાવેશ થાય છે, અને તે વાતને તેઓ માત્ર કાવ્યકથા માનતા નથી પણ સાચેસાચી ઐતિહાસિક હકીકત માને છે.

એ રીતે એબિસીનિયન લોકોના પુરાવા પર આધાર રાખી દંતકથામાંથી ઇતિહાસ તથા નવીનવી વાતોમાંથી સત્ય તારવી કાઢવાનું જ કાર્ય ઘણું દુષ્કર છે. આટલું તો આપણે જાણીએ છીએ કે સૈકાઓ પૂર્વે તે દેશ મહત્તા તથા વૈભવને શિખરે પહોંચ્યો હતો અને ત્યારપછી તે અર્ધજંગલી તથા અજ્ઞાત અવસ્થામાં આવી પડ્યો છે.

દેશ કેટલો જૂનો છે ? તેના પહેલા રહેવાસીઓ કોણ હતા ? એટલું તો ચોક્કસ છે કે ફેરાઓના રાજ્યશાસન પહેલાં લાંબા સમયે, ગ્રીક અને રોમન લોકોની સંસ્કૃતિ પહેલાં એબિસીનિયાના લોકો (સૂર્યના તાપથી દાઝેલા એવો અક્ષરાર્થ થાય છે) બાઇબલમાં 'કુશ' તરીકે જાણીતા હતા, અને તેમનું સામ્રાજ્ય નાઈલ નદીના

બાઈબલ મુજબ નોઆને ત્રણ પુત્રો હતા સેમે એશિયામા જઈને એશિયાટિક જાતિની સ્થાપના કરી જાફેટ યુરોપમા ગયો અને હેમે આફ્રિકામા જઈ કાળી જાતિની સ્થાપના કરી દંતકથા પ્રમાણે, નાઈલ અને હિંદી મહાસાગર વચ્ચેના ઉચ્ચ પ્રદેશ—જે અત્યારે એબિસીનિયા કહેવાય છે—નો પહેલો રહેવાસી હેમ હતો

શેબાની રાણી પહેલા જે રાજાઓ એબિસીનિયામા થઈ ગયા તેમના વિષે કઈ જાણવાનુ મળી આવતું નથી દંતકથા પ્રમાણે સોલોમન પહેલા સાતસો વર્ષ પૂર્વે 'એરો' પહેલો રાજા થયો અને તેના વિષે ભરોસાપાત્ર હકીકત મળી આવે છે પણ તેના પછી અને શેબાની રાણી વચ્ચેના રાજાઓ વિશે એબિસીનિયનો ખૂબ અદ્ભુત રસ ધરાવતા હોવા છતા કશુયે જાણતા નથી

શેબાની રાણી મેકેડાના આગમન સાથે દંતકથા અને કેગ્લેડ અરી ઇતિહાસની શરૂઆત થાય છે શેબા (અથવા સેબિયા) દક્ષિણ અરબસ્તાનમા આવેલ હતુ એબિસીનિયા તેનુ મસ્થાન હતુ વખત જતા એબિસીનિયા રાજધાની બન્યુ આ રાણીના સૌન્દર્ય, સસ્કૃતિ તથા મર્તા વિષે અનુગામી લેખકોએ જે વર્ણન કર્યું છે તે પર વિવેચન કરવાની આવશ્યકતા નથી

એડિસ અબાબામા મને કહેવામા આવેલી વાત જે આખા એબિસીનિયામા સત્ય મનાય છે તે નીચે મુજબ છે મેકેડાએ જેરૂસેલમના રાજા સોલોમનની કીર્તિ સાભળવાથી તેની મુલાકાત લેવાનો નિર્ણય કર્યો રાણીને પગનુ દર્દ હતુ તેથી તે લગભગ લગડાતા આ દર્દ રાજા મટાડશે તેવી તેને આશા હતી અમૂલ્ય ભેટો તથા ગુલામોના મોટા રસાલા સહિત તે રાજા સોલોમન પાસ ગઈ તેને જોતા વેંત જ તેની માદગી અદૃશ્ય થઈ ગઈ સોલોમન તેને જોતા પ્રેમમા પડ્યો અને તેને મેકેડા પાસે પોતાની પત્ની થવાની માગણી કરી

મેકેડાએ માગણીનો સ્વીકાર કર્યો અને દંતકથા મુજબ તેને પુત્ર અવતર્યો પછી મેકેડાને પોતાના રાજ્યમા પાછા જવાનુ યોગ્ય લાગ્યુ બાળક પણ માતા સાથે એબિસીનિયા ગયો સાથે જવાહીરનો અખૂટ ભડાર મોકલવામા આવ્યો હતો આ જવાહીર પાછળથી પર્વતોમા દાટી દેવામા આવ્યુ જવાહીરનો પત્તો હજુ લાગ્યો નથી પરતુ અત્યારના જમાનામા પણ આ વાત માનીને કેટલાયે સાધકોએ તે માટે શોધખોળ ચલાવી છે

મેકેડા પર સોલોમનનો ખૂબ પ્રભાવ પડ્યો હતો તેણે એબિસીનિયામા ઘણા સુધારા દાખલ કર્યા જેરુસલેમમા સોલોમને મોઝીઝના ધર્મનો પ્રચાર કર્યો હતો, તે ધર્મ પણ તેણે દાખલ કર્યો

મોઝીઝના કાયદાની તખ્તીઓ અત્યારસુધી એબિસીનિયાના એક્સુમ ગામના દેવળમા મળી આવે છે સોલોમને પોતાના પુત્રને તે આપી હોવાનુ મનાય છે

શેબા અને એબિસીનિયાની ગાદીનો વારસ જ્યારે દશ વર્ષની ઉમરનો થયો ત્યારે તેની કેળવણી પૂરી કરવાને તેની માતાએ તેને જેરુસલેમ મોકલ્યો જ્યારે તે દરબારમા ગયો, ત્યારે સોલોમન દરબારીઓ સાથે ભેળાઈ જઈને બેઠો હતો છતા બાળકે તેને તુરત ઓળખીને કહ્યું 'તમે રાજા છો મારા પિતા છો'

સોલોમને પૂછ્યુ 'મેન—એ—લેક' (તુ શુ કહે છે?) આ પછી એબિસીનિયાના અસખ્ય રાજાઓએ 'મેનેલિક' નામ ધારણ કર્યું છે

આમા કેટલુ સત્ય છે તે કહેવુ મુશ્કેલ છે પણ એટલી વાત નક્કી છે કે ઈ મ.

પૂર્વે ૯૫૦માં એબિસીનિયાનો પહેલો રાજા મેનેલિક તરીકે ઓળખાતો હતો, અને તેના વંશજો, લગભગ અપવાદ સિવાય, આજ સુધી રાજ્ય કરતા આવ્યા છે. જ્યારે એબિસીનિયાની ગાદી પર બેઝંટ રાજા કરતો હતો ત્યારે ઈસુ ખ્રિસ્તનો જન્મ થયો હતો, અને તેની પછીના રાજ્યકર્તા ઝોસ્કેલિસના રાજ્ય અમલ દરમ્યાન ગ્રીક પ્રભાવને અંગે અને યહૂદીઓના હુમલાને અંગે દેશ વૈભવ તથા સંસ્કૃતિની ટોચે પહોંચ્યો હતો.

ઈ. સ. ના ત્રીજા સૈકામાં રાજા એલ્સમેરાએ ખ્રિસ્તી ધર્મ પાળવાનું શરૂ કર્યું. અલેક-ઝાંડ્રિયાના પેટ્રિયાર્ક એથેનેશિયસના હુકમથી ફ્રુમેન્ટિયસ નામનો પ્રખ્યાત વેપારી એબિસીનિયામાં આવ્યો. રાજા તેની વિદ્વત્તાથી એટલો મુગ્ધ થઈ ગયો કે તેને સરકારી દફતરનો વડા નીમવામાં આવ્યો. બાદશાહના મોટામાં મોટા નોકરોને પોતાના ધર્મમાં વટાળવાની ફ્રુમેન્ટિયસને આથી તક મળી.

પોતાને ધાર્મિક તેમજ સંસારી હક્કો મળવાથી રાજા સોલોમનના વંશજ તરીકે લગભગ દેવાંશી ગણાવા લાગ્યો. તેની સત્તા સર્વોપરિ તથા અનિયંત્રિત હતી.

પરંતુ નવા ધર્મનો પ્રચાર શાંતિમય નીવડ્યો નહિ. સામાન્યતઃ બને છે તેમ નવા વિચારોની સામે સખ્ત વિરોધ—ખાસ કરીને ઇસ્લામનો—જાગ્યો. તે વખતે મુસલમાન ધર્મ ખૂબ જોરમાં હતો. રાજધાનીના શહેર એક્સમથી તે ખ્રિસ્તી પંથના સ્થાનક પ્લેટો સુધી તે પ્રસરેલો હતો. રાજાને ગાદીભ્રષ્ટ કરી તેની જગ્યા ઇસ્લામી લેભાગુએ થોડા વખત સુધી પચાવી પાડી, પરંતુ આ ઇસ્લામી બળવો ટૂંક સમય ચાલ્યો. તે પૂરો થતાં જૂનો રાજ્યવંશ ફરીથી ગાદીએ આવ્યો.

પણ ઇસ્લામી બળવો ગમે તે ક્ષણે ફાટી નીકળે તેવી પરિસ્થિતિ હતી. પોર્ટુગીઝ શોધક પેડ્રોદ કોર્વિલ્હમે, પોર્ટુગલના રાજા તુર્કસ્તાન સામે જે યુદ્ધ કરતા હતા તેમાં એબિસીનિયાની મદદ માગી. આ સમય સુધી તે પરિસ્થિતિ ચાલુ રહી. તુર્કો હાર્યા, દશ વર્ષ પછી તુર્કોએ એબિસીનિયા પર હલ્લો કર્યો. જુદીજુદી ટોળીના આગેવાનોના રાજ્યલોભથી લડાઈ લંબાઈ, અને તે દરમ્યાન કેટલાકે એબિસીનિયા સાથેનો સંબંધ તોડી નાખી, પોતાને સ્વતંત્ર જાહેર કર્યા અને ઇંગ્લાંડ સાથે વેપારી સંધિ કરવાની હિલચાલ કરી.

ત્યારે તો એબિસીનિયાના સામ્રાજ્યનો અંત આવ્યો હોય તેમ લાગતું હતું. પરંતુ ઓગણીસમી સદીની અધવચ્ચે ન ધારેલો ફેરફાર થયો. એક ખેડૂતનો દીકરો કાસિયા હૈલુ કોજ્યિયન રાજાના લશ્કરમાં મોટે દરજ્જે ચડ્યો હતો. તે રાજાનો જમાઈ થતો હતો. તેણે રાજા સામે બંડ ઉઠાવ્યું અને ઉપરાઉપરી મોટી જીતો મેળવીને એબિસીનિયાને ફરી સંયુક્ત કરવામાં તે સફળ થયો. તે થિયોડર બીજા નામે શહેનશાહ થયો.

આ નવા રાજાથી ઇથિયોપિયાનો આધુનિક ઇતિહાસ શરૂ થાય છે. આ રાજાના વખતથી એબિસીનિયા યુરોપના ખાસ સંસર્ગમાં આવ્યો.

નવા રાજાએ સુધારાનું મહાન કાર્ય શરૂ કર્યું. જુદાજુદા પ્રાંતો નવા રાજાને આપવામાં આવ્યા. કેદીઓ પ્રત્યે ક્રૂર વર્તાવ સામે તથા ગુલામગીરી સામે તેણે જેહાદ માંડી. રીતસર સ્થપાયેલી કોર્ટોમાં ન્યાય અપાવા લાગ્યો. નવો ફોજદારી કાયદો મંજૂર થયો અને ફરીથી રાજ્યધર્મ તરીકે ફક્ત ખ્રિસ્તી ધર્મ શરૂ થયો.

રાષ્ટ્રીય દોલતની ભૂમિકા તરીકે ખેતીમાં તેને ખૂબ શ્રદ્ધા હતી. તેથી લડાઈ કરતાં

તેને શાંતિ વધારે ગમતી હતી. પરંતુ તેનો અમર્યાદ લોભ, અજ્ઞાન અને ઈશ્વરે તેને દેવાંશી શક્તિઓ આપી છે તેવી તેની માન્યતા તેના વિનાશના કારણભૂત થઈ પડી.

બ્રિટિશ રૈયતને એકસામટી કારાગૃહમાં પૂરવાથી તે બ્રિટિશ સરકારની ખફગીનો ભોગ થઈ પડયો અને તેને તાબે કરવાને જનરલ નેપિયરને મોટી ફોજ સાથે મોકલવામાં આવ્યો. પ્રસંગવશાત્ એબિસીનિયન લોકો અને યુરોપિયનો વચ્ચે યુદ્ધ થવાનો સંભવ હોવાથી માત્ર એડોવા નહિ પરંતુ માગડલાના યુદ્ધને પણ યાદ કરવું ઠીક થઈ પડશે.

નેપિયરના લશ્કરે ૧૮૬૭મા ઝુલાહમાં પડાવ નાખ્યો અને પાષાણસ્તંભો તથા બાર માઈલની રેલવે બાંધવામાં લગભગ એક વર્ષ વીતી ગયું. નેપિયરે જળાશયો પણ બંધાવ્યાં. તેના માણસો ૪૦૦ માઈલ કૂચ કરીને માગડલા પહોંચ્યા. વચ્ચેનો પ્રદેશ પર્વતોથી ભરપૂર હતો. પર્વતનો પ્રદેશ ૭૨,૦૦૦ ફૂટ ઊંચો હતો. આવી કૂચ કરીને તેઓએ ઈ. સ. ૧૮૬૮-માં માગડલા પાસે એબિસીનિયન લોકો પર અપૂર્વ વિજય મેળવ્યો ચારેબાજુ બ્રિટિશ લશ્કરથી ઘેરાઈ જવાથી થિયોડરે પકડાવા કરતાં મૃત્યુ પસંદ કર્યું, અને તેણે આત્મહત્યા કરી.

તેના પછી બીજો જ્હોન્સ રાજા થયો. તેણે રાજધાની એડોવા ફેરવી. પરંતુ શોઆનો રાજા મેનેલિક બારીક તપાસ રાખી તકની રાહ જોતો હતો અને દરવીશો સામેની લડાઇમાં જ્હોન્સ મરાયો ત્યારે મેનેલિકે ગાદી પચાવી પાડી અને શહેનશાહ તરીકે પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. ફરીથી એક વાર એબિસીનિયા સંયુક્ત બન્યું.

ઇટલીની સંસ્થાન વધારવાની અભિલાષાની અસર મેનેલિકના સમયમાં દેશમાં જણાવા લાગી. અસાબ અને માસાદુઆ પર ઇટલીની સત્તા હતી, અને ઇટલીના લોકોએ આગળ વધીને કેરેન અને અસ્મારાનો કબજો લીધો હતો. એબિસીનિયાએ તેનો સત્વર જવાબ વાળ્યો. ઇટલીના લશ્કરને તે લોકો એડોવા નજીક મળ્યા અને લગભગ આખા લશ્કરનો નાશ કરી નાખ્યો. લગભગ ૧૦,૦૦૦ માણસોને મારી નાખવામાં આવ્યા અને ૩,૦૦૦ને કેદ કરવામાં આવ્યા. જે લોકો નાસી છૂટયા તે લોકોએ ઇટલીમાં જઈને આ ખુનરેજીની હકીકત કહી. આ ભય ઇટલિયનોના સ્મરણમાંથી અદૃશ્ય થયો નથી, અને એડોવાનું વેર લેવાની પ્રબળ ઇચ્છા તેમનામાં ઉદ્ભવ પામી.

એડોવાની લડાઈ પછી સુલેહ થઈ. અને પોતાની બીજી પત્ની તૈ-તુની મદદ વડે મેનેલિકે પોતાના મૃત્યુ સુધી ઈ. સ. ૧૯૧૩ સુધી રાજ્ય ચલાવ્યું. તે પોતાના વારસ તરીકે પોતાના પૌત્ર લિજ-જસુને નીમતો ગયો. રાણીએ શોઆની બીજી રાણી થવાનું સ્વપ્ન સેવ્યું હતું. તે આથી હતાશ થઈ. અને પાદરીઓની મદદથી નાના શાહજાદાને તે હરાવવામાં વિજયી નીવડી. રાસતફારી મેકોનેને તેને પકડીને સુલેઇના કિલ્લામાં કેદ રાખ્યો.

ત્યારપછી સ્વ. શહેનશાહની બીજી પુત્રી ઝયુદિતુ ગાદી પર આવી, અને રાસતફારી તેના વાલી તરીકે તેને મદદ કરતો હતો. રાણી જૂના વિચારને વળગી રહેનારી હતી અને રાસતફારી પ્રગતિપ્રેમી હતો. એટલે રાજ્યની અંદર બે પક્ષ પડયા. એક રાણીનો પક્ષ— તેમાં જૂના વિચારના ઇથિયોપિયન લોકો હતા, બીજો રાસતફારીનો—તેમાં યુવાન ઇથિયોપિયન લોકોનું પ્રતિનિધિત્વ હતું.

આ બન્ને પક્ષ વચ્ચે સત્તા મેળવવાના ઝઘડાથી અત્યારે એબિસીનિયામાં આટલી બધી ગરબડ થઈ રહી છે અને જ્યાંત્યાં અંધેર દષ્ટિગોચર થાય છે.

રાસતફારીએ યુરોપનો પ્રવાસ કર્યો છે. તેણે રોમ, પેરિસ અને લંડનની મુલાકાત લીધી અને રાષ્ટ્રસંઘમાં એબિસીનિયાને દાખલ કરાવ્યું અને એક વખતના આબાદ દેશને જગતની દૃષ્ટિએ પ્રથમવાર ઉચ્ચ સ્થાન અપાવ્યું.

રાસતફારીએ ઘણાખરા પ્રધાનોને રજા આપી. માંદી અને નબળી રાણી લિગ-ગસુના વખતમાં સરમુખત્યાર થઈને બેઠેલ વૃદ્ધ શક્તિશાળી રાસને પકડીને રાસહેલુના ટાપુમાં કેદ કર્યો. રાણીને ગાદી પર પાછી લાવવા તેણે યત્ન કર્યો હતો. ૧૯૩૦માં ઝયુદિતુ મૃત્યુ પામી અને રાસતફારી રાજા થયો. તેણે ' હેલી સિલાસી પહેલા 'નો ખિતાબ ધારણ કર્યો, અને જગતની મહાન પ્રજાઓના પ્રતિનિધિઓ સમક્ષ પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો.

સાધારણ મનુષ્યો કરતાં ઊંચો, ભરાવદાર શરીર તથા કાળી દાઢીવાળો અને અભેદ્ય કરુણની આંખોવાળો આ શહેનશાહ ભાગ્યે જ હસે છે. હરાર પ્રાંતના ગવર્નર દેજસતફારી સાથે તેનો ચહેરો ભાગ્યે જ સરખાવી શકાય. એબિસીનિયામાં મનુષ્યોને વૃદ્ધાવસ્થા વહેલી પ્રાપ્ત થાય છે અને શહેનશાહો પણ આ સામાન્ય નિયમને અપવાદરૂપ નથી.

જે મુસાફરોએ રાસતફારીને છેલ્લે જોયેલ છે તેમને તેના ચહેરા પર આળસ તથા થાકનાં ચિહ્નો જણાયાં છે. રાજ્યાભિષેક સમયે તેના ચહેરા કરતાં આ વસ્તુ વિચિત્ર રીતે જુદી પડે છે. તાજેતરના બનાવોએ તેના શારીરિક દેખાવમાં નિઃશંક પરિવર્તન કર્યું છે. જેમ કોઈ વહાણનો કપ્તાન પહેલવહેલાં તોફાન આવતું જુએ, તેમ શહેનશાહને પોતાના સામ્રાજ્યના આકાશમાં મહાન યુદ્ધનાં વાદળ ભેગાં થતાં જોઈને થોડો સમય લાગ્યું હશે.

પણ જ્યારે સમય આવશે ત્યારે તે મહાન યુદ્ધ કરશે તેના પુરોગામીને તેના દેશનો બિસ્માર્ક કહીએ, તો નવા શહેનશાહને ' કાળી જાતિના ગૅરિબાલ્ડી ' તરીકે અનેકવાર સરખાવવામાં આવેલ છે.

આ મનુષ્યના હાથમાં એબિસીનિયાનું ભાવિ મુકાયું છે, અને તેની ગાથા ફૅસિસ્ટ ઈટલીના સૈનિકોને કૂચ કરવાનું કદાચ થોડા સમયમાં કહેવામાં આવશે.[1]

છોટાલાલ માનસિંગ કામદાર

## (૨) જાપાન વિષે કાંઈક

એક મિત્ર (નામની શી જરૂર!) જાપાન જઈ આવ્યા: વ્યાપાર માટે. તેમણે ચિતરેલાં ટાબચિત્રો જ આપીશ.

જાપાનના પ્રદેશમાં પ્રવેશ્યા પછી કોઈ પણ રાજકીય દૃષ્ટિથી મહત્ત્વના સ્થળનો ફોટો લેવો તેની ત્યાં મનાઈ છે. જહાજનો કપ્તાન ખૂબ જ સાવચેત હોય છે.

મોટાં શહેરોમાં પણ રેલગાડીઓ વર્ગવિભાગવિનાની બધાય સરખા, વહેલો તે પહેલો, અને છતાં ખંભાખંભીનું નામ નહિ. પૂંઠવાની અંદર જ વ્યવસ્થા, ગીરદી ખૂબ છતાંય અપૂર્વ શાન્તિ! સ્ટેશનમાં તેમજ ટ્રામમાં પણ તેવું જ. આપણા દેશને તો આ પરદેશી 'સંસ્કૃતિ'ને!

મોટા મોટા બાગ. બધા જ કલારસિક. બાગનો મહિમા વધે તાંકાં કીમતી ઝાડથી, પ્રકૃતિ પર મનુષ્યનો હાથ જ નહિ. કવિવર રવીન્દ્રનાથે ' જાપાનયાત્રી 'માં જણાવેલું ત્યારે અતિશયોક્તિવાળું માનેલું. ફૂલ ખીલે પોતાના સ્થળ પર અને ત્યાં જ કરમાઈને ખરી પડે.

[1] ' પી રિકૃયર 'માં આવેલા રોનલ્ડ ક્લોડિયાના લેખ પરથી.

બાળકો, વૃદ્ધો, બધાય નવાનવા રંગોની સાથે ખીલે.

શાન્તિનિકેતનમાં જાપાનીસ દ્વારા સાંભળેલું: "તમારે શહેરેશહેરે આ શો કોલાહલ? આવો શક્તિનો અપવ્યય સ્વતંત્ર થવા માટે મથતા દેશને કેમ છાજે?" તેની સહૃદય ટીકા સાચી હતી, તે હવે લાગ્યું નિશાળનાં બાળકોનો એક જ પોશાક. બધાંય મઝા કરે. શિક્ષકોને અમલદારો કરતાં વધારે પગાર મળે, અને નીચલા વર્ગોમાં જ સારા જ્ઞાની શિક્ષકો વર્ગ લેવામાં ગૌરવ માને.

તડબૂચ પાકતાં પહેલાં 'ઇન્જેકશન' અપાય, ત્યારે તેમાં મીઠાશ આવે. પાક્યા પછી સરકારનો સિક્કો વાગે, ત્યારે બજારમાં વેચાય. જો કોઈ સારું ન નીકળે, તો તેમ ને તેમ પાછું આપી દેવાથી બીજું મળે: વધારાના પૈસા આપ્યા વિના!

ઘેરેઘેર પ્રયોગશાળા. રસાયનના સામાન્ય સિદ્ધાંતો બધા જ જાણે. સહુ પોતપોતાનું પૂરતું કરી લે.

વેપારી માગે તેમ આપે. 'એજન્સી' લીધી તો મૂઆ! ક્યારે ભાવ વધે (અને ઘટતો જ જાય!) તેનો માગણી ઉપર આધાર.

રાજા કહે તેમ થાય. રાજાના બંગલા આગળ થઈને જતાં દરેકને ટોપી ઉતારવી પડે.

સરકાર તરફથી પ્રતિવર્ષે ૧૦૦ કે ૧૦૦૦ બુદ્ધિશાળી પ્રયત્નશીલ વિદ્યાર્થીઓને પરદેશ મોકલવામાં આવે. ત્યાં તેને પોતાના દેશનો બધો જ માલ મળે.

મહાન યુદ્ધ ફાટી નીકળે તેની તૈયારી માટે અમુક કલાક કોઈ કોઈવાર બધાય દીવા બુઝાવવાનો હુકમ નીકળે. વિમાનમાંથી કાંઈ જોઈ ન શકાય, છતાંય શહેરનો સઘળો વહેવાર ચાલે તેને માટે પ્રયોગો થાય છે.

મારા મિત્રે જણાવ્યું: "આપણો દેશ ક્યારે કાંઈ કરશે તેનો ત્યાં પ્રત્યેક પળે વિચાર આવતો."

'શ્રોતા'

## (૩) મુસલમાની અમલમાં વસેલાં દિલ્હીઓ.

હિંદુસ્તાનના ઇતિહાસમાં મુસલમાની રાજ્ય બીજા કોઈ પણ કાર્યે માટે જાણીતું હોય કે ન હોય, પણ રાજધાનીના ફેરફાર માટે તો જાણીતું છે જ. લગભગ બધા જ મુસલમાન બાદશાહોએ પોતાની રાજધાનીનું સ્થળ ફેરવ્યું હતું. હિંદુસ્તાનના પહેલા મુસલમાન બાદશાહ કુતુબુદ્દીનથી માંડીને ઔરંગઝેબ સુધીમાં કાંઈ નહિ તો અર્ધોએક ડઝન દિલ્હી વસ્યાં હશે. મોગલ કરતાં પઠાણ સમયમાં રાજધાનીનો ફેરફાર વિશેષ જણાય છે, અને તે ફેરફાર કંઈક અંશે રાજકીય અને સામાજિક મુશ્કેલીઓને અને કંઈક અંશે પઠાણ સુલતાનોની ધૂનને આભારી છે.

રાજધાની માટે નવાં શહેરો મોગલો પણ બાંધતા, અને પઠાણો પણ બાંધતા. પણ મોગલ સમયનાં શહેરો હજુયે હયાત છે, જ્યારે પઠાણો સમયનાં શહેરો લગભગ નષ્ટ થયાં છે. આનું કારણ એ છે કે લગભગ દરેક પઠાણ બાદશાહ પોતાના પૂર્વગામી બાદશાહોની રાજધાનીના અવશેષોમાંથી જ પોતાની રાજધાની બાંધતો, જ્યારે મોગલ બાદશાહો તે અવશેષોને જાળવી રાખી, પોતાની નવી જ રાજધાની બાંધતા. ખરું જોતાં લોર્ડ કર્ઝનના સમય સુધી જૂનવાણી વસ્તુઓને જાળવી રાખવાની કોઈને જરૂર લાગતી નહોતી. તેણે યુરોપિયન ઓફિસરો પાસે 'બાથરૂમ' તરીકે વપરાતાં જૂનાં મકાનો ખાલી કરાવ્યાં અને ઇ. સ. ૧૯૦૪માં "Ancient Monuments' Preservation Act" ("જૂનાં બાંધકામના સંરક્ષણનો કાયદો") પસાર કર્યો.

મુસલમાનો હિંદુસ્તાનમાં આવ્યા તે પહેલાં હિંદુસ્તાનની રાજ્યધાનીનું છેલ્લામાં છેલ્લું શહેર કિલ્લા રાઈ પિથૂરા ( Qila Rai Pithura ) હતું. ઈ. સ.ના તેરમા સૈકાની શરૂઆતમાં ગુલામવંશના પહેલા પાદશાહ કુતુબુદ્દીન ઐબાકે કિલ્લા રાઈ પિથૂરામાં પોતાની રાજ્યધાની સ્થાપી. મંદિરને તોડી પાડીને કુત-ઉલ-ઇસ્લામ ( Quat-ul-Islam ) નામે જાણીતી મસ્જિદ તેણે ત્યાં જ બાંધી અને કુતુબમિનાર બાંધવો પણ શરૂ કર્યો. અલ્તમસે તે પૂરો કર્યો, અને ફિરોજ તઘલખે તે સમરાવ્યો. આ મિનાર મુસલમાનોની હિંદુસ્તાનની જીતના સ્મારકચિહ્ન તરીકે બાંધવામાં આવ્યો હતો. અને અપૂર્વ ભવ્યતા, સુંદર ઘાટ અને ભવ્ય કોતરકામની દૃષ્ટિએ ઇ. સ. ૧૪૪૦માં માળવાની જીતના સ્મારકચિહ્ન તરીકે રાણા કુમ્ભાએ બાંધેલા ચિતોડના જયસ્તંભ કરતાં તે ચડિયાતો છે.

આ રાજ્યધાની બલબનના સમય સુધી રહી. બલબને દિલ્હીની આસપાસના જીર્ણ થઈ ગયેલા કિલ્લાઓ સમરાવ્યા અને મોંગોલિયનોને મહાત કરવા માટે નવા કિલ્લાઓ પણ બાંધ્યા. પણ ઇ. સ. ૧૨૮૭માં જ્યારે કૈકોબાદ ગાદીએ આવ્યો ત્યારે તેણે કિલ્લા રાઈ પિથૂરાની ઉત્તરે કિલોખેરી ( Kilokheri )માં નવી રાજ્યધાની સ્થાપી અને તેને ' નયા શહર ' ( Naya Shahar=નવું શહેર ) નામ આપ્યું. અલાઉદ્દીને પણ પોતાની રાજ્યધાની ત્યાં જ રાખી હતી; પરંતુ મોંગોલિયનો વારંવાર ચડી આવતા હોવાથી તેને પોતાની રાજ્યધાની બદલવી પડી. તેણે બે વખત તો રાજ્યધાનીને મોંગોલિયનોથી બચાવી; છેવટે કિલોખેરીને ઉત્તરે સિરી ( siri )માં તેણે નવી રાજ્યધાની સ્થાપી. અલાઉદ્દીન મહત્ત્વાકાંક્ષી હતો. તેના રાજમહેલને હજાર તો સ્તંભ હતા. કહેવાય છે કે આ મહેલના ચણતરમાં તેણે હજારો મોંગોલિયનોનાં માથાં મૂક્યાં હતાં અત્યારે આ મહેલ હયાતીમાં નથી.

ગ્યાસુદ્દીન તઘલખે ૧૪મી સદીમાં પોતાની રાજધાની તઘલખાબાદમાં સ્થાપી. મોંગોલિયનોથી બચવા માટે સિરી કરતાં આ શહેર તેને વધારે સહીસલામત લાગ્યું. તેણે મોંગોલિયનોના હુમલાથી બચવા ત્યાં એક જબરજસ્ત અજિત કિલ્લો બાંધ્યો. આ કિલ્લાના જીર્ણ અવશેષો હજી પણ છે. જીર્ણ અવસ્થામાં પણ તેની ભવ્યતા આપણને આશ્ચર્ય પમાડ્યા વગર રહે એમ નથી. આ અજિત કિલ્લા વિષે એમ કહેવાય છે કે તે વખતના પ્રખ્યાત સંત નિઝામુદ્દીન ઓલિયાએ શાપ આપ્યો હતો કે,—" યા બસે ગૂજર, યા રહે ઊજર. " ( " કાં ગુર્જરો વસશે, કાં ઊજડ રહેશે. " )

ગ્યાસુદ્દીન પછી, આખા જગતને અને બની શકે તો સ્વર્ગને પણ જીતવાની વ્યર્થ ઇચ્છા ધરાવનાર, તેનો મિથ્યાભિમાની પુત્ર મહમદ તઘલખ ગાદીએ આવ્યો. તેણે અદીલાબાદ નામે નવી રાજ્યધાની સ્થાપવાના વિચારથી તઘલખાબાદ પાસે બે નાના કિલ્લાઓ બાંધ્યા. આટલાથી સંતોષ ન પામતાં તેણે ઇન્દ્રપ્રસ્થ ( જૂનું દિલ્હી ) અને સિરી ( નવું દિલ્હી )ને તોડી નાખી એક વધારે ભવ્ય રાજ્યધાની બાંધી; અને રાજ્યને વારંવાર નડતા મેવાતી લૂંટારાઓ અને મોંગોલિયનોથી રક્ષણ મેળવવા તેને ફરતો કોટ બાંધ્યો. એક હજાર લાકડાના ચકચકિત સુંદર થાંભલાવાળું અને લાકડાના જ છાપરાવાળું એક કાષ્ટગૃહ પણ તેણે બાંધ્યું હતું. તેણે એક લાકડાનો મહેલ પણ બાંધ્યાનું કહેવાય છે. તેના ઉપરથી પડતાં જ તેના પિતાનું મરણ થયું હતું; અને તેના પિતાને મારી નાખવા માટે જ તેણે એ ગોઠવણ કરી હતી એમ કહેવાય છે. આ કાષ્ટગૃહ કે કોટ એમાંનું કાંઈ પણ અત્યારે હયાતીમાં નથી.

લોકોપયોગી બાંધકામ માટે જાણીતા ફિરોઝ તઘલખે પણ એક નવી રાજ્યધાની અને

એક કિલ્લો ફિરોઝાબાદમા સ્થાપ્યા અત્યારે ફિરોઝ કોટલા અથવા કોટના ફિરોઝશાહના નામથી તે ઓળખાય છે જૂના દિલ્હીમાથી જ તેણે આ શહેર બાધ્યુ હતુ પણ અત્યારે મહેલ નથી અને કિલ્લાની દીવાલો તૂટફૂટ થઈ રહી છે અને ત્યા છે માત્ર જુમામસ્જિદ અને કુશાકે-શિકર. બને બધાયા ત્યાર ભવ્ય હશે એ નિ શક છે

પદરમી સદીમા સૈયદવશના ખીઝરખાને ખીઝરાબાદમા પોતાની રાજ્યધાની સ્થાપી તેના પુત્ર મુબારકશાહે મુબારકાબાદમા પોતાની રાજ્યધાની સ્થાપી લોદીઓએ એક પણ નવુ દિલ્હી વસાવ્યુ નથી તેઓ મા ત્ર સિરીમા જ રાજ્યધાની રાખતા જોકે સિકદર લોદીએ સિરીથી આગ્રામા પોતાની રાજ્યધાની ફેરવી હતી અને તાજમહાલની બરાબર સામે, જમના નદીની પૂર્વમા નવી રાજ્યધાની પણ સ્થાપી હતી—પરતુ અત્યાર તેમાનુ કઈ નથી

સૂરવશના સસ્થાપક શેરશાહે દિ હીમા પોતાની રાજધાની સ્થાપી અને ઇન્દ્રપ્રસ્થને સ્થળે શેરગઢ અથવા પુરાણાકિલ્લા નામે કિલ્લો બાધ્યો તેના અકાળ મૃત્યુથી તેનુ રાજ્યધાની બાધવાનુ કામ અધૂરુ રહી ગયુ અને હુમાયુએ તે પૂરુ કર્યું હુમાયુએ દિન-પનાહ (Div Panah) બાધ્યુ શેરશાહના પુત્ર ઇસ્લામશાહે જમના નદી ઉપરના એક બેટમા પોતાની રાજધાની સ્થાપી અને તેને સલીમગઢ નામ આપ્યુ અત્યારે આમાથી કાઈ પણ હયાતીમા નથી

બાબરને આપણે મોગલવશનો સસ્થાપક ગણીએ છીએ, પણ બાધકામની બાબતમા તો તેનુ નામ આપણે સભારતાયે નથી તેણે આગ્રાને જ પોતાની રાજ્યધાની બનાવી હુમાયુએ પણ આગ્રામા જ રાજ્યધાની રાખી પણ મહાન અકબરે ફત્તેહપુર સિક્રીમા નવી રાજ્યધાની સ્થાપી આ શહેર હજી પણ છે હજારો લોકો શહેરની બ નતા નિરખવા આવે છે

ફત્તેહપુર સિક્રીની સ્થાપનામા ઘણા કારણો આપવામા આવ્યા છે

(૧) અકબરના ઘણા બાળકો આગ્રામા મરણ પામ્યા હતા અને તેથી આગ્રાનો મહેલ અસુખાકારી અને ભૂતિયો ગણાવા લાગ્યો

(૨) શેખ સલીમ ચિશ્તિના આશીર્વાદથી સલીમ અને મુરાદ જન્મ્યા હતા, અને તેઓનો જન્મ સિક્રીમા થયો હતો

(૩ માનુકૂળ વ્યૂહરચના માટે આ પ્રદેશ સરસ હતો સિક્રીની ટેકરીઓને લીધે આસપાસના મુલક ઉપર સારુ ધ્યાન રહી શકે એમ હતુ—અને મેવાડના રાણા સામે સાગર આ જ સ્થળે છલ્યો હતો

(૪) આ સ્થળ રાજપૂતાનાની નજીક હતુ

(૫) હિંદુઓની સત્તા નીચેના હિંદુસ્તાનના પ્રદેશ પર અકબર બરાબર નજર રાખવા માગતો હતો

(૬) બાબરની સિક્રી નજીકની જીત અને તેના સસ્મરણો પણ કારણભૂત હતા

(૭) સિક્રી અને તેની આસપાસનો ડુગરાળ પ્રદેશ બાધકામ માટે પૂરતી સામગ્રી પૂરી પાડે એમ હતો

આ બધા કારણોને અગે તે સ્થળ પસદ કરવામા આવ્યુ હતુ થોડા વખતમા તો કેટલાય મકાનો ઊભા થઈ ગયા અને પાચ વર્ષમા તો લડન કરતાય મોટુ શહેર તૈયાર થઈ ગયુ

અકબરે સિક્રીમા પાણી માટે સુદર યોજના કરી હતી મહેલની ઉત્તરે ૭ માઈલ લાબુ તળાવ હતુ તે આખા શહેરને પાણી પૂરુ પાડતુ હતુ અતિ સુદર યોજના છતા મહેલને ઉનાળામા પાણીની ખૂબ ખેંચ લાગતી કમભાગ્યે ઈ સ ૧૫૮૨મા તળાવની

પાળ તૂટી ગઈ અને મહેલમાં અને શહેરમાં હાહાકાર થઈ ગયો. પાળ તૂટવાથી તળાવ થોડા વખતમાં સુકાઈ ગયું અને અકબરને જે પ્રદેશ માટે માન હતું અને જે પ્રદેશમાં પોતાને આનંદ મળતો હતો તે છોડવો પડ્યો. તેણે ઈ. સ. ૧૫૯૦માં સિક્રી છોડયું અને લાહોરને પોતાની રાજ્યધાની બનાવી. જહાંગીર ઘણે ભાગે આગ્રામાં જ અને તેણે આગ્રાને જ પોતાની રાજ્યધાની બનાવી. અકબરના પૌત્ર શાહજહાને આગ્રા અને દિલ્હી બંનેને પોતાની રાજ્યધાની તરીકે રાખ્યાં હતાં. ઔરંગઝેબે શરૂઆતમાં આગ્રા અને પછીથી દિલ્હીને પોતાની રાજ્યધાની બનાવી હતી. મુસલમાનોના સમયનાં દિલ્હીઓની આ ટૂંકી સમીક્ષા છે.[1]

મહાસુખરાય ઇચ્છાશંકર પટ્ટણી

# શરદ્ચંદ્ર સૌભાગ્ય

માધવજી બી, મચ્છર

[ રાહ—વણઝારો વણઝારી રમે સોગઠે રે લોલ ]

ઢીચ

આજ ઊગ્યો શરદ્ચંદ્ર ઊજળો રે લોલ—(૨)
કરી સોળે કળા સંપૂર્ણ
દીપી પોતે દિપાવે સકળ સૃષ્ટિને રે લોલ— આજ૦
રૂપ ધવલાં ધરીને રજનિ હસે રે લોલ,
શોભે સેથલિયે ચંદ્ર ચકોર,
અંગ અંગે ઉમંગ રંગ રેલતો રે લોલ— આજ૦
વહે શીતળ સમીર સૌરભે ભર્યો રે લોલ,
ઊડે રસની અમીત ઉર છોળ,
પ્રાણ ડોલે ને દેહવેલ ડોલતી રે લોલ— આજ૦
ફૂલ ફોરે ને ગાન મધુર ગુંજતાં રે લોલ,
ઉરે ઊર્મિઓ વ્હેતી રસાળ,
રમે રાસે સુભાગી રસિક સુંદરી રે લોલ— આજ૦
ઊગે અંતરમાં અમીભરી વેદના રે લોલ,
કાંઈ નયનોમાં નૃત્ય રચાય,
ઐક્ય જીવનના પ્રેમરસે પોષવા રે લોલ— આજ૦
દેવ સૃષ્ટિ સૌભાગ્ય પરે મોહી રહ્યા રે લોલ,
એમ મોહ્યા ગંધર્વો અનેક,
દિયે મંગળ આશિષ મનુકુળને રે લોલ— આજ૦



૧. ૧૯૩૫ જુલાઈ: 'હિંદુસ્તાન રિવ્યુ': પૃષ્ઠ ૩૭–૪૦. શ્રી. વિક્રમાદિત્ય એસ. નિગમ, એમ.એ., એલએલ. બી ના "The Growth of Delhies under the Muslims"નું ભાષાંતર.

તત્પર થવું અને છેવટે પોતાના પ્રેમના અવિશ્વાસથી, અને દુનિયાના એશઆરામ ખાતર સમશેરબહાદુર સાથે જ રહેવાનું નક્કી કરવું અને સમશેરબહાદુરના પાત્રમાં મૂર્ખતા, દંભ, ડંફાસ, કુનેહ વગેરેનું અદ્ભુત મિશ્રણ કર્તાએ કૌશલથી બતાવેલું છે. છેવટે ધનકોરનું એકદમ બદલાઈ જવું એ જરા નાટકી છે પણ આવા ફારસમાં અનુચિત નથી. આખું નાટક આપણા જમાનાના સમાજના અમુક સ્વભાવનું સાચું પૃથક્કરણ અને મૂર્તદર્શન છે.

વાર્તામાં આવતું, વ્હીસ્કી પીતું કાકાજીનું પાત્ર, જેમના કૂવામાંથી કેટલી બાટલીઓ નીકળે છે તે 'ટેકરાના મુનશી'ઓમાં આવતી એ જ હકીકતનું સ્મરણ કરાવે છે અને કર્તાનો અનુભવ તેની કલાકૃતિમાં કેવી રીતે ઊતરી આવે છે તેનું કૌતુક હોય તેણે નોંધવાજેવો છે.

**અમે બધાં**:—લેખકઃ ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા, જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે; પ્રકાશકઃ મૂળશંકર સોમનાથ ભટ્ટ, રાવપુરા, વડોદરા.

આપણા સાહિત્યમાં બે લેખકોએ ભેગાં થઈ લખેલું આ પહેલું જ પુસ્તક છે. અને બન્ને શક્તિઓ ભિન્ન છતાં તેમના સહકારથી તેઓ આવી કૃતિ આપી શક્યા તેને માટે બન્નેને ધન્યવાદ ઘટે છે.

બન્ને આપણા સાહિત્યમાં વિનોદી લેખો અને પુસ્તકોના લેખકો તરીકે આ પહેલાં પ્રસિદ્ધ છે, અને આ પુસ્તક બન્નેના જશમાં વધારો કરે એવું છે.

પુસ્તકમાં એક સુખી મધ્યમ કુટુંબના બાળકની જન્મથી તે તેના લગ્ન સુધીની વાત આવે છે. આ બાળક તો કંઈક અંશે અનેક વાતોને અને પ્રસંગોને પરોવવાનું સૂત્ર છે. બાકી તેની આસપાસ કામ કરતાં અનેક પાત્રો જ મુખ્યત્વે હાસ્યનિષ્પાદક છે. એ બધાં પાત્રો આપણા સમાજના નમૂના (types) છે, પ્રસંગો પણ સામાન્ય હમેશ બનતા છે, અને તેમાં જ રહેલી માણસની અભિમાનિતા, અને તેથી થતા મિથ્યા પ્રયત્નોની આમાં મુખ્યત્વે મશ્કરી છે. જગતમાં અભિમાનિના હમેશાં હાસ્યાસ્પદ છે. પણ લેખકોની ખૂબી એ છે કે પાત્રોને હાસ્યાસ્પદ બનાવ્યા છતાં, તેમને એ પાત્રો તરફ તિરસ્કાર નથી, ઊલટો, કંઈક માણસમાત્રમાં નિર્બળતા છે એ ભાવનામાંથી ઉત્પન્ન થતો, સમભાવ છે, અને એ જ સમભાવ વાંચનારના દિલમાં પણ થાય છે. વાંચનાર આ પાત્રોની વાતો વાંચતાં, તેના તરફ હસતાં પણ તેને ચાહતો જાય છે, બીજી રીતે કહીએ તો પાત્રો તરફ હસતાં કંઈક પોતા તરફ પણ હસતો જાય છે.

આપણા જૂજ વિનોદસાહિત્યમાં આ એક અગત્યનો ઉમેરો છે.

**સમાજસુધારાનું રેખાદર્શન**:—લેખકઃ નવલરામ જગન્નાથ ત્રિવેદી એમ. એ., અધ્યાપક, શ્રી. લા. ઉ. ગુજરાત મહિલા પાઠશાળા, અમદાવાદ; પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, બી. એ.; કિંમત આઠ આના.

આ પુસ્તક વાંચવાથી તરત સમજાશે કે આ પુસ્તકની ઘણી જરૂર હતી. સુધારાની કેટલીક વાતો બધા માણસો સમજતા હોય તેમ સામાન્ય રીતે મનાય છે, પણ તેના વિચારો સ્પષ્ટ હોતા નથી. દાખલા તરીકે સુધારો એટલે ગુજરાતના હિંદુસમાજના અમુક ઊજળિયાત કે વાણિયાબ્રાહ્મણોના જ પ્રશ્નો એ એનું મૂળ સ્વરૂપ છે એ ઘણાને સ્પષ્ટ હોતું નથી. વળી આપણા આદ્ય સુધારકોના પુરુષાર્થનો અને આપણા વહેમની સર્વદેશીયતાનો પણ અત્યારે ઘણાને ઓછો ખ્યાલ છે. એટલું જ નહિ, બીજા દેશો જેવા પુસ્તકસંગ્રહો અને ઇતિહાસ અને સાહિત્યનો અભ્યાસ ન હોવાથી થોડાં વરસ પહેલાંના વિચારકોના વિચારો

આપણે ભૂલી જઈએ છીએ આ પુસ્તક વાંચતા ઘણી બાબતો અત્યારના જમાનામાં પણ તાજી અને કથનયોગ્ય દેખાશે સુધારા વિષે અનેક લેખકોના મતો અને દૃષ્ટિઓ તેમજે અહીં નિષ્પક્ષપાતપણે દર્શાવેલા છે

આ પુસ્તકમા લગભગ ૧૯મી સદીના મધ્યભાગથી સુધારાની હિલચાલ શરૂ કરી લગભગ ૧૯૧૫ સુધી તેને આણેલી છે આ પછી પૂજ્ય ગાંધીજીનો આપણા જાહેરજીવનમા પ્રવેશ થાય છે, અને સમાજસુધારાની પદ્ધતિ બદલાય છે—સમાજસુધારાનુ એક નવુ પ્રકરણ ખુલે છે, પણ તે હજી પુરુ થયુ નથી—ચાલે છે

આ પુસ્તક વાંચવાની અમે સર્વને ભલામણ કરીએ છીએ

**ગુજરાતની લગ્નવ્યવસ્થા અને કુટુંબસંસ્થા**:-લેખક ગંગાજિની મહેતા એમ એ, પ્રકાશક ઉપર પ્રમાણે, કિંમત રૂા એક

આ પુસ્તક પણ આપણા સમાજના અભ્યાસને માટે આવશ્યક છે આમા વેદકાલીન સમાજના રિવાજને પાત્ર આપેલા છે અને તે ઉપરથી હાલ પ્રાચીન મનાતા રિવાજો સરખામણીએ અર્વાચીન છે તે બતાવી આપેલુ છે શ્રીમતી ગંગાજિની મહેતાએ ઘણો શ્રમ લઈને, ગુજરાતમા ફરીને, શહેર, ગામડા અને અનેક નાતોની સ્થિતિ જોઈને આ પુસ્તક લખેલુ છે એટલે તે માહિતીપૂર્ણ છે અને આપણા સમાજની ખરી સ્થિતિનો ખ્યાલ આપે છે

આધુનિક ગુજરાતી સાહિત્યમા લગ્નતત્ત્વ અને અવિભક્ત કુટુંબો સંબંધી મેળવેલી હકીકત આ પુસ્તકમા ખાસ ધ્યાન ખેંચે એવી વસ્તુ છે

આખુ પુસ્તક આ વિષયના અભ્યાસ માટે ઉપયોગી છે

આ બંને પુસ્તકોની પ્રસિદ્ધિ માટે ગુ વ સોસાઇટીને અભિનંદન ઘટે છે

**મિરાતે અહમદી (વૉ. ૨, ખંડ ૨)** અનુવાદક દી બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ એ, એલએલ બી, છપાવી પ્રસિદ્ધ કરનાર ઉપર પ્રમાણે, કિમ્મત એક રૂપિયો

આનુ એક વૉલ્યુમ પાછલી સાલ બહાર પડી ગયુ છે અને એક હજી બહાર પડવુ બાકી છે આ વૉલ્યુમ પણ ગયા જેવુ જ સુવાચ્ય છે ભાષાન્તર એટલુ અસલની નિકટ રહીને કરાયુ છે કે ગુજરાતી શૈલીમા પણ અસલનો ભાવ સમજી શકાય છે આવા લેખોમા પણ અવતરણો, વર્ણનો વગેરે એ જમાનાના વાતાવરણનો સારો ખ્યાલ આપે છે ઐતિહાસિક સંશોધનની સામગ્રી તરીકે આ પુસ્તકની કિંમત ઘણી ઊંચી છે તે કહેવાની જરૂર નથી

**प्राकृतमार्गोपदेशिका** -સંપાદક અધ્યાપક પંડિત બેચરદાસ જીવરાજ દોશી, પ્રકાશક શંભુલાલ જગશી શાહ, ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ, મૂલ્ય ૨-૦-૦

આ પુસ્તકને અમે આવકાર આપીએ છીએ પ્રાકૃતના અભ્યાસ માટે આ પુસ્તક ઘણુ જ અનુકૂળ છે, તેના પાઠોનો ક્રમ અને શિક્ષણપદ્ધતિ વિદ્યાર્થીને સરળ રીતે અભ્યાસમા આગળ લઈ જાય તેવી છે પંડિત બેચરદાસજી પાલી ભાષા પણ જાણતા હોવાથી આ પુસ્તક આગળ ઉપર તેનો અભ્યાસ કરવાને પણ માર્ગ સરળ કરે છે સંસ્કૃત વ્યાકરણ સાથેની સરખામણી પણ વિદ્યાર્થીને મદદ કરે એમ છે પંડિતજીને ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ગુજરાતીનો પણ સારો અભ્યાસ હોવાથી ગુજરાતી જાણનારને પ્રાકૃતનો અભ્યાસ આથી ઘણો સુગમ થશે, અને તે સાથે વિદ્યાર્થીને ગુજરાતી ભાષામા પણ સારી નજર પહોંચશે પ્રાકૃતના અભ્યાસ માટે આ પુસ્તક આવશ્યક છે અને પ્રાકૃતના વધતા જતા અભ્યાસને એ મોટી મદદરૂપ છે

**प्राकृतसुभाषितसंग्रहः** Compiled by V. M. Shah, M. A., Professor of Ardhamagadhi, M. T. B. College, Surat; Price 1-8-0.

પ્રાકૃત એટલે મહારાષ્ટ્રી પ્રાકૃત ભાષાનાં ૫૦૧ સુભાષિતોનો આ સંગ્રહ છે. સંગ્રાહક પ્રાકૃતના અભ્યાસી અને અધ્યાપક હોઈ સંગ્રહ વિદ્યાર્થીઓને રસિક અને આ ભાષાના જ્ઞાનમાં બોધક થાય એવો થયેલો છે. ઉપોદ્ઘાતમાં શ્રી. શાહે અર્ધમાગધીના સ્વરૂપ વિશે અને અત્યારનાં જૈનશાસ્ત્રોની ભાષાના સ્વરૂપ વિશે ચર્ચા કરેલી છે, તે આ અટપટા પ્રશ્ન ઉપર સારો પ્રકાશ પાડે છે.

સુભાષિતો આપણા હિંદના સાહિત્યનું એક વિશેષ ધન છે. સંસ્કૃતકાલથી આજ સુધી તેની પરંપરા ચાલી છે, અને એ સાહિત્યપરંપરાના એક અંકોડા તરીકે પણ આ પુસ્તક સાહિત્યરસિકોને ઉપયોગી થઈ પડશે.

**આંશુનું જીવનઃ**—લેખકઃ યશવંત મ. દેસાઈ, બી. એ., એલએલ. બી; પ્રકાશકઃ સી. જમનાદાસની કંપની, મુંબઈ ૨; કિંમત રૂા. દોઢ.

૧૮ વાર્તાઓનો આ સંગ્રહ છે. લેખક હજી આ વાર્તાલેખનના પ્રારંભમાં છે અને પ્રારંભકની કચાશ તેમની કેટલીક કૃતિઓમાં દેખાય છે—ખાસ કરીને સંભવાસંભવના દુર્લક્ષની. 'પરનારીની પ્રીતડી'ની વાતમાં સઘળા પાત્ર જ કંઈક વિચિત્ર છે, પણ તે જવા દઈએ. તે મદનના વિવાહ તોડાવી શકે તે તદ્દન સંભવિત છે. પણ પછી તેનાં માણસો મદનને નોકરી પણ ન રહેવા દે એટલી બધી તેની વગ હોય એ સંભવિત નથી. પણ આ કચાશથી કર્તા પોતે જાણીતા છે એટલે તે સંબંધી વિશેષ કહેવાની જરૂર નથી. તેમની વાર્તાનાં એકબે આશાપ્રદ અંગો જણાયાં છે તે જ જણાવીએ. એક તો જીવનમાંથી વસ્તુની પસંદગી કરવાની તેમને આવડત છે. જાણી જોઈને વસ્તુની અતિશયોક્તિ તેઓ કરતા નથી. અને વસ્તુને હાસ્યથી જોવાની તેમને દૃષ્ટિ છે. આ ગુણોને વિકસાવે તો તેઓ જરૂર સારી વાર્તા લખી શકે એમ અમે માનીએ છીએ.

**આંતરની વાતોઃ**—સોપાન. પ્રકાશકઃ ક્ષેમશંકર મોહનલાલ દવેઃ અંજલિ ગ્રન્થમાળા, ડેન્સો હૉલ, કરાંચી; કાચું પૂંઠું સવા રૂપિયો, પાકું પૂંઠું દોઢ રૂપિયો.

લેખક કહે છેઃ "જેમનાં હ્રદય સુધી હું પહોંચી શક્યો છું એવા સૈનિક મિત્રોના સાચાં અનુભવ-પ્રસંગો મેં આ કથાઓમાં ગૂંથ્યા છે. 'જીતેન્દ્ર' 'નિર્મળભાઈ' કે 'પ્રવિણકુમાર' કોઈ એક વ્યક્તિ નથી પણ અમુક સાચા પ્રસંગો, મંથનો અને મનોરથો ચીતરવા માટે મેં રચેલા કલ્પનાપાત્રો છે." (જોડણી લેખકની રાખી છે.)

આ પ્રમાણે જુદીજુદી વ્યક્તિઓના પ્રસંગો ત્રણ જ પાત્રોમાં ભેગા કરવાથી અસંભાવિતતા નહિ તો અતિશયતા તો આવી જ જાય છે. અને એમાં મૂળ વ્યક્તિના ભાવથી, જેલના વાતાવરણથી અને લેખકના અંગત સમભાવથી પણ અતિશયોક્તિ આવી જતી જણાય છે, છતાં ત્રણેય વાતોની પછવાડે સત્યતા પણ જણાય છે.

આપણા જુવાન સમાજમાં ડોકિયું કરતાં ઘણું જાણવાનું મળે છે અને તેથી ખરેખર ખેદ થાય છે. આપણા જુવાન વર્ગની કેટલીએ શક્તિ એળે જતી માલૂમ પડે છે. જુવાન વર્ગ એ બધાનો દોષ સમાજ ઉપર ઢોળવા ઇચ્છતો હશે પણ સ્પષ્ટ વિચાર કરવાની, સાચું કરવાની, ખોટી લાગણીમાં ન તણાવાની શક્તિનો અભાવ પણ તેને માટે ઘણો જવાબદાર છે. આ જુવાનોને સન્માર્ગે વાળવા એ સમાજનો મોટો પ્રશ્ન છે.

રા.

# નવવર્ષનું સ્વર્ણપ્રભાત

પૂજાલાલ

[ શાર્દૂલવિક્રીડિત ]

આજે સ્વર્ણપ્રભાતની લહરીઓ આનંદના વ્હેનમાં
ઓળંઘી ઉદયાચળ પ્રજ્જળનો આવે જવાનંદિની,

આંધીઓ અગ્નાળતી જગતની, નિદ્રાતણા ઘેનમાં
સૂતાં ચેતનને સમર્પંત શિવા સજ્જાગૃતિ જ્યોતિની.

જાગે લોક મહોત્સવે અરુણના, દુઃખો બધાં ભૂલતાં,
વૈધર્મ્યો ગત કાળના રસભરી સંવાદિતા માણતાં,

હોલાઓ શુભ પ્રેમનાં સ્મિત બધાં ઉલ્લાસથી ગૂંજતાં,
સૌહાર્દો ઊભરે ચડી હૃદયની જુદાઈ ડુબાડતાં.

શોભે મંગલ સ્વસ્તિકો ગૃહે ગૃહે પાવિત્ર્યની રિદ્ધિએ,
વધાવે મહિમા, અને નતિ પરે આશિષ વર્ષી રહે,

પ્રેરાયે નવ પ્રાણ દૃષ્ટ ધ્રુવની આમંત્રની સિદ્ધિએ,
આશાઓ સહુ આસમાન ઊડતા તારા ગ્રહોને ગ્રહે.

જૂનું સર્વ ઉપાસથી કનકની વેદીતણી જ્વાળમાં
હોમાયું, નિજ દીપ્તિદાન દઈને પોઢી ગયું કાળમાં.



# રોજનીશી

તા. ૧૦-૯-૩૫: કોમર્સ કૉલેજ સ્થાપવા માટે અમદાવાદ એજ્યુકેશન સોસાયટીને રૂ. ૫૦,૦૦૦નું દાન આપવાની એક શ્રીમંત શેઠની બહાર આવેલી વીગત.

તા. ૧૧-૯-૩૫: શહીદગંજ મસ્જિદ અંગે લાહોરમાં છ મુસ્લિમ નેતાઓ નજરકેદ.

તા. ૧૨-૯-૩૫: ઉપરી અમલદારોએ ફરમાન કાઢ્યું કે ઈટાલિયન વર્તમાનપત્રોએ ગ્રેટબ્રિટન વિરુદ્ધ હુમલા કરતાં અટકી જવું; વડી ધારાસભામાં 'ક્રિમિનલ લૉ એમેંડમેંટ બિલ' ઉપર ચર્ચા, પરિણામે ૭૧ વિરુદ્ધ ૬૧ મતે તે ઠરાવ ઊડી ગયો.

તા. ૧૩-૯-૩૫: રાષ્ટ્રસંઘમાં લાવાલનું ભાષણ: 'સમાધાન માટે અમે આતુર છીએ, ફ્રાન્સ બ્રિટન સાથે રહેશે'; વડી ધારાસભામાં પ્રશ્નોત્તર સમયે ગૃહમંત્રી સર ક્રેકે શ્રી. સુભાષચંદ્ર બોઝ, શ્રી. નરેન્દ્ર અને શ્રી. હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય હિંદુસ્તાન પાછા આવવા ધારે તો સરકારને હરકત નથી એમ કહ્યું હતું.

તા. ૧૪-૯-૩૫: ઇટાલીની કેબિનેટની સભામાં મુસોલિનીનું ભાષણ: 'ઇટાલી-ઇથિયોપીયન ઝઘડામાં સમાધાનને સ્થાન નથી; ઇટાલીનું સૈન્ય ગમે તેવી પરિસ્થિતિને પહોંચી વળશે.' ડૉ. અન્સારીએ રાજીનામું આપ્યા પછી શ્રી. ભુલાભાઈ દેસાઈને સર્વાનુમતે કોંગ્રેસ પાર્લામેન્ટરી બોર્ડના અધ્યક્ષ બનાવ્યા.

તા. ૧૫-૯-૩૫: લાહોરના 'જમીનદાર' નામના દૈનિક વર્તમાનપત્રની ૪૦૦૦ની જામીનગીરી, શહીદગંજ અને સરહદની મુશ્કેલીઓના સંબંધમાં લખાયેલા બે વાંધાભરેલા લેખોને લીધે, સરકારે જપ્ત કરી.

તા. ૧૬-૯-૩૫: હિંદી ધારામંડળની સંયુક્ત સભા સમક્ષ વાઇસરોયનું ભાષણ: તે સમયે મહાસભાપક્ષ ગેરહાજર; વાઇસરોયે ભલામણ કરી મોકલેલું 'ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ બિલ' વડી ધારાસભામાં ૬૧ વિરુદ્ધ ૫૭ મતે ફરીથી નામંજૂર થયું.

તા. ૧૮-૯-૩૫: હિંદમાં 'શાંતિ જાળવવા ખાતર' ક્રિમિનલ લૉ બિલની જરૂરિયાત છે એમ જણાવી વાઇસરોયે એને સર્ટિફાઈ કર્યું અને તે રૂપમાં પસાર કરવાની રાજસભાને ભલામણ કરી; મુંબઈનું શેરબજાર પ્રમુખે પોતાની ખાસ સત્તાની રૂએ બંધ કર્યું. મુંબઈમાં ઠામઠામ સામ્યવાદીઓના રહેઠાણે પોલીસોના દરોડા; ગુજરાતી સાહિત્ય સંમેલનના સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે સર ચિનુભાઈની અને ઉપપ્રમુખ તરીકે ડૉ. હરિપ્રસાદ દેસાઈની ચૂંટણી; વાઈસરોયે પોતે જાતે સર્ટિફાઈ કરીને 'ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ બિલ'ને મંજૂરી આપી.

તા. ૧૯-૯-૩૫: સરદાર શાર્દૂલસિંહનું મહાસભાની કારોબારી સમિતિમાંથી રાજીનામું સ્વીકારવામાં આવ્યું.

તા. ૨૦-૯-૩૫: મોં. લાવાલે મુસોલિનીને ચેતવણી આપી: 'સમાધાનીની છેક હદ આવી ગઈ છે અને ફ્રાન્સ આથી વધારે મદદ ઈટાલીને આપવામાં કંઈ જ કરી શકે તેમ નથી. અણધાર્યા ગંભીર પ્રસંગે ફ્રાન્સ બ્રિટનની પડખે ઊભું રહેશે.' સ્પેનના પ્રધાનમંડળે રાજીનામું આપ્યું; ગાયકવાડ નરેશને ખંડણી ભરતા કાઠિયાવાડના કેટલાક તાલુકા પોતાને સોંપી દેવાની માગણી કરતા ખાનગી કાગળો લખાયાની વીગત બહાર આવી.

